

ચિત્ર નાં૦ ૨૨૬. સી. એ. પારસન્સ કો૦ ના રેપ્ર ફ્લશરની ગોઠવણ

સાથે લાસેન એન્ડ જોર્ત (Lassen & Hjort) ના વોટર સૅાફ્નર વાપરવાની ભલામણ કરે છે, જેની બનાવટ ઘણીજ સાદી હોય છે. એમાં એક ટાકીને મથાળે ચોક્કસ માપનો એક તીલટીગ બૅાક્ષ (tilting box) છે, જેમા બાહેરનુ (ખારવાળુ) પાણી ભરાતાજ તે પાણીના ભારે પોતાની મેળે એક તરફ ઉંધો વળી જાય છે, જેથી તે માહેલુ પાણી નીચેની ટાંકીમાં પડે છે. તેજ વખતે તેની પાસે

મૂકેલા એક બીજા બૉક્ષનો વાલ્વ ઉઘડી જઇને તે બૉક્ષમાં ભરેલી રસાયણ મેળવણીનો ચોક્કસ જથો પણ નીચે પડે છે, જે પેલા પાણી સાથે મિક્ષ થઇ જઇ ખાર છૂટો પડી ટાકીને તળે ઠરે છે, અને પાણી ટાકીમા રાખેલા ફીલટરોમાથી સાફ થઇ ફીડપમ્પના સકશનમા જાય છે આથી પાણીના ચોક્કસ માપેલા જથામા રસાયણ મેળવણીનો ચોક્કસ માપેલો જથો દરેક વખતે પોતાની મેળે ભેળાયા કરે છે, જેથી પાણી ઘણુજ નિર્મળ અને ખાર વગરનુ બની બૉઇલરમા મૂદ્દલ ખારનુ પડ બાઝતુ નથી

---

## પ્રકરણ—૩૮.

## લુબ્રીકેશન.

## LUBRICATION.

**લુબ્રીકેશન** (Lubrication)—એનજીનના અને બીજા બધા સાચાઓના ચાલુ ભાગોમા તેલ નાખવાની અગત્ય છે, કે જેથી એક બીજા સાથે ઘસાતા ભાગોની વચ્ચે તેલનુ પાતળુ પડ રહેવાથી ધાતુ સાથે ધાતુ મળીને ઘસાય નહી, અને અસાધારણ ગરમી અને ઘસાડો પેદા થાય નહી જો લોખડનો એક ટુકડો બીજા તેવાજ ટુકડા ઉપર વગર તેલે લાબો વખત ઘસાયા કરે, તો તેથી એટલી બધી ગરમી પેદા થાય છે કે આખરે તે બન્ને ટુકડાઓ જોડાઇને એક થઇ જાય છે, અને છીણીવડે કાપ્યા વગર છુટા પાડી શકાતા નથી ' તેલ નાખવાની મતલબ ફક્ત ઘસાડો ઓછો કરવાનીજ નથી, પણ તેથી પાવર પણ ઓછો થાય છે એક મીલના ૩૦૦ હૉર્સપાવરના ઍનજીનના એક સીલીનડરમા તેલ જતુ અટકી જવાથી, અને તેમ તેલ વગર થોડો વખત ચાલ્યા કરવાથી આખરે ઍનજીન ચાલુ મશીનરી સાથે એકદમ ઉભુ રહી ગયુ હતુ ! આ ઉપરથી માલમ પડે છે કે તેલ વગર સીલીનડરમા એટલો બધો ઘસાડો યાને ફ્રીકશન (friction) થયુ હતુ કે ઍનજીનના ૩૦૦ હૉર્સપાવર તે ઘસાડાએજ સમાવી લીધા હતા '

**તેલની પસંદગી** (Selection of Lubricant)—એક ચોક્કસ બેરીંગ માટે તેલની પસદગી કરતી વખતે તે બેરીંગ

ઉપર કેટલો પ્રેસર પડે છે તે પહેલ્લા ધ્યાનમા લેવું જોઇએ પછી તે તેલની ગરમીથી સળગી ઉડવાની ખાસ્યત યાને ફલેશીગ પૉઇન્ટ (flashing point) જાણવી જોઇએ, અને પછી તે તેલની ચિકણાઇ યાને વીસકૉસીટી (viscosity) કેટલી છે તે જોવી જોઇએ એ ઉપરાન્ત કેટલાક તેલોમા બાઝી જવાની ખાસ્યત યાને ગમીનેસ (gumminess) હોય છે માટે તે પણ જાણવાની અગત્ય છે, તેમજ તેલમા ઍસીડ પણ હોવી નહી જોઇએ

**બેરીંગ પ્રેસર** (Bearing Pressure)—એક ચોક્કસ બેરીગમા કઇ જાતનુ તેલ વાપરવુ તે તે બેરીગ ઉપર પડતા પ્રેસર ઉપર આધાર રાખે છે બેરીગની જેટલી સપાટી ઉપર પ્રેસર પડે છે તેટલી સપાટીનો એરીઆ કાહડવા માટે બેરીગની લબાઈ અને શાફટની ડાયામેટરનો ગુણાકાર કરવો જેમકે એક ક્રૅન્કપીન ૫ ઈંચ ડાયામેટરની અને ૬ ઇંચ લાબી હોય તો ૫×૬=૩૦ સ્કવેર ઇંચ એરીઆ તેની બેરીગ સરફેસનો આવ્યો, કે જે ઉપરજ પીસ્તનનો સામટો પ્રેસર પડે છે હવે એક ઍનજીનમા પીસ્તનનો એરીયા ૨૫૦ સ્કવેર ઇચ હોય અને પ્રેસર ૧૦૦ પાઉન્ડ હોય તો ઉપલી ક્રૅન્ક પીનની બેરીગ ઉપર ૨૫૦×૧૦૦–૩૦=૮૩૩ પાઉન્ડ પ્રેસર સ્કવેર ઇચ સરફેસ ઉપર પડશે બેરીગ ઉપર પડતો એ । શાફટ અને બ્રાસની વચ્ચે રહેતા તેલના પાતળા પડને ખમવો પડે છે, માટે તે બેરીગને લાયકનુ તેલ જો નહી હોય તો, યાને જોઇએ તે કરતા તેલ પાતળુ હોય તો, પ્રેસરને લીધે શાફટ અને બ્રાસ વચ્ચેનુ એ તેલ દબાણ સકોચાઇને નિચવાઇ જાય છે, જેથી શાફટ કોરા બ્રાસ ઉપર ઘસાઈને ચાલે છે અને બેરીગ ગરમ થાય છે જ્યારે જો જોઇએ તે કરતા વધારે ઘાડુ તેલ હોય તો શાફટ બ્રાસમા સેહલાઇથી ફરવાને બદલે જોર માગે છે, જેથી વધુ પાવરનો થાય છે જૂદી જૂદી બેરીગો ઉપર કેટલો પ્રેસર રાખવો જોઇએ કે જેથી તે ગરમ થવા વગર સહેલાઇથી ચાલે તે કોઠા નાં૦ ૩૮ મા આપ્યુ છે સાધારણ રીતે કોઇબી શાફટની ડાયામેટર કરતા તેની બેરીગની લબાઇ બમણી રાખવામા આવે છે

## કોઠો—૩૮. જુદી જુદી બેરીંગો માટે જોઇતો પ્રેસર.

| બેરીંગોના નામ | દરચોરસ ઇંચે પ્રેસર |
|---|---|
| ક્રૅન્ક શાફ્ટની મેન બેરીંગ, હૉરીઝૉન્ટલ મીલ એનજીન | ૧૫૦ થી ૨૫૦ |
| ક્રૉસહેડની પીનની બેરીંગ | ૧૦૦૦ થી ૧૨૦૦ |
| ધીમી ચાલના મોટા મીલ એનજીનની ક્રૅન્કપીનની બેરીંગ | ૮૦૦ થી ૯૦૦ |
| ક્રૅન્ક શાફ્ટની મેન બેરીંગ, વરટીકલ મીલ એનજીન | ૪૦૦ થી ૬૦૦ |
| નાના એનજીનોની ક્રૅન્ક પીનની બેરીંગ | ૧૫૦ થી ૨૦૦ |
| લાઇન શાફ્ટની બેરીંગ | ૩૦૦ થી ૪૦૦ |
| વરટીકલ શાફ્ટના ફુટસ્ટેપની બેરીંગ | ૨૪૦ થી ૩૦૦ |

**ફ્લૅશીંગ પૉઇન્ટ** (Flashing Point)—એ વિશે **ઑઇલ એનજીન**ના પ્રકરણમાં વિગતવાર લખવામાં આવ્યું છે જ્યાં બેરીંગ ઘણી ગરમ થવાનો સંભવ હોય ત્યાં ઓછી ફ્લૅશીંગ પૉઇન્ટનું યાને જલ્દી સળગી ઉઠે તેવું તેલ વાપરવું નહી જોઇએ. જુદી જુદી જાતના તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ કોઠા નાં૦ ૩૯ માં આપી છે સીલીનડર ઑઇલ ૪૫૦ ડીગ્રી અને કોઇબી મશીનરી માટેનું તેલ ૩૦૦ ડીગ્રીથી ઓછી ફ્લૅશીંગ પૉઇન્ટનું નહી જોઇએ. ઇંગ્લીશ બનાવટના તેલોની ફ્લૅશીંગ પૉઇન્ટ સર્વેથી વધુ હોય છે, ત્યાર પછી બીજે નંબરે અમેરીકન, ત્રીજે નંબરે રશીઅન, અને ચોથે નંબરે સ્કૉચ તેલ આવે છે

## કોઠો—૩૯. જુદી જુદી જાતનાં તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ.

| તેલ | ફ્લૅશીંગ પોઇન્ટ ડીગ્રી F | તેલ | ફ્લૅશીંગ પોઇન્ટ ડીગ્રી F |
|---|---|---|---|
| ચરબી | ૫૮૦ | ઉંચી જાતનુ સીલીનડર ઑઇલ | ૫૫૦ |
| સરસવનુ તેલ | ૫૭૫ | સાધારણ કાળું સીલીનડર ઑઈલ | ૪૫૦ |
| કપાસિઆનુ તેલ | ૫૬૫ | શાફ્ટીંગ ઑઇલ | ૪૦૦ |
| ઑલીવ ઑઇલ | ૫૬૦ | ઉંચુ સ્પીનડલ ઑઇલ | ૩૭૫ |
| એરંડિઉ તેલ | ૫૮૦ | સાધારણ સ્પીનડલ ઑઇલ | ૩૫૦ |
| જાનવરી યા મચ્છીનુ તેલ | ૫૩૦ | હલકુ એનીંગ ઑઇલ | ૩૦૦ |

**વિસ્કૉસિટી** (Viscosity)—ઘણાખરા તેલો ગરમીથી પાતળા થઇ પાણી જેવા થઇ જાય છે, જે વખતે મશીનરીમા નાખવા લાયકનો યાને લુબ્રીકેશનનો ગુણ તેઓમાં ઝાઝો રહેતો નથી તેલનુ ટકાઉપણુ અથવા ચિકણાઇ તેની વિસકૉસિટી કહેવાય છે જે તેલ સાધારણ ટેમ્પરેચરે ઘટ દેખાય પણ થોડું ગરમ થતાજ પાતળુ પાણી જેવુ થઇ જાય તે મશીનરી માટે નકામુ છે. ધીમેથી ચાલતી ભારી મશીનરી માટે ઘાડુ અને વધારે વિસકૉસિટીવાળુ તેલ જોઇએ છે, જયારે બહુ ઝડપથી ચાલતી અને હલકી મશીનરી માટે પાતળુ તેલ જોઇએ છે વિસકૉસિટી માપવાનુ ખાસ યંત્ર આવે છે, જેની બનાવટ સહેલ છે. એક વાસણમાં તેલ ભરી તેને જોઇતી ટેમ્પરેચરે ગરમ કરવામા આવે છે (કે જે ટેમ્પરેચરે તે તેલ બેરીંગમાં ચાલવાનુ હોય) પછી તે વાસણના તળીયાં માહેલા એક ઘણાજ બારીક છીદ્રનો વાલ્વ ઉઘાડી તેલનો એક ચોક્કસ જથ્થો બીજા વાસણ યા માપમા ઝીલવામાં આવે છે તેલનો એક ચોક્કસ જથ્થો પેલાં છીદ્ર વાટે પડતાં કેટલી સેકન્ડ વખત લ્યે છે તે એક ઘડિઆળની મદદ વડે તપાસી જોવામાં આવે છે. એ

પ્રમાણે જૂદી જૂદી જાતનાં તેલના નમુનાઓની તપાસ કરવામાં આવે છે, જેઓની સરખામણી કરવા માટે દરેક નમુનો એકજ સરખી ટેમ્પરેચરે ગરમ કરવો જોઇએ, અને તેલનો એકજ સરખો જથ્થો છીદ્ર વાટે બાહેર કાહડી ઝીલવો જોઇએ એ પ્રમાણે તપાસતા જે તેલ મજકુર છીદ્ર વાટે બાહેર પડતા વધુ વખત લ્યે તેની વિસકૉસિટી વધુ સમજવી એવા યત્રની ગેરહાજરીમા જો તેલના થોડાક નમુનાઓની સરખામણી કરની હોય તો આ પ્રમાણે કરવી –ધારો કે જૂદી જૂદી જાતના એનજીન ઑઇલ તપાસી જોવા છે એ માટે બૉઈલરના ગેજ ગ્લાસની ટયુબો લઇ તેઓમા એ તેલના નમુના ભરી બન્ને છેડા મજબુત બધ કરવા ટયુબમા તેલ સહેજ અધુરુ રાખવુ કે જેથી સ્પીરીટ લેવલની માફક તેમા પરપોટો થાય એ પછી એ ટયુબોને સીલીનડરની ઉપર યા કોઇ બીજી ગરમ જગામા એકાદ કલાક રાખી એકસરખી ગરમ કરવી ત્યારપછી બધી ટયુબોને સામટી એક હાથમા પકડીને નીચે ઉપર અવારનવાર કરી તેઓમા પરપોટા (bubbles) ઉપર નીચે ચહડતા તપાસવા જે ટયુબનો પરપોટો સર્વેથી ધીમે અને છેલ્લે ઉપર ચહડે તે ટયુબ માહેલા તેલની વિસકૉસિટી વધુ હોવી જોઇયે સર્વેથી વધુ વિસકૉસિટી ચરબી અને જાનવરી તેલમા હોય છે, ત્યારપછી બીજે નબરે વનસપતી તેલ આવે છે, અને છેલ્લા ખનીજ તેલ આવે છે વનસપતી તેલોમા સર્વેથી વધુ વિસકૉસિટી એરંડિઆ તેલમા હોય છે, માટે એ તેલ ભારી બેરીંગોમા વાપરવા માટે સારૂ છે

**તેલનું બાઝી જવું અથવા ગમીનેસ** (Gumminess)—જે જાતનુ તેલ બેરીંગમા ચાલ્યા પછી થરીને ગુદરની માફક બાઝી જાય તે મશીનરી માટે નકામુ છે એરંડિઉ તેલ ઘણીકવાર બેરીંગની આસપાસ ગુદર અથવા જેલી માફક બાઝી જતુ જોવામા આવે છે તેજ માફક કાંઇક હલકી જાતના ખનીજ તેલોમા પણ થાય છે એ ખાશિયત પારખવાની સેહલ રીત એ છે કે કોઇ બેરીંગમા તેલ નાખી થોડોવાર ફેરવી રહેવા દેવુ. ૨૪ કલાક પછી તે બેરીંગની શાફ્ટીંગ હાથે ફેરવી તપાસવી. જો ફેરવવામા જોર માગે તો જાણવુ કે તેલ બાઝી ગયુ છે હાથવડે ફેરવી શકાતુ કોઇબી નાનુ મશીન એ તપાસ માટે પુરતું છે. જાનવરી તેલ, ચરબી અને

વનસ્પતીના તેલમા એ ખાશિયત ઝાઝી હોય છે અળસીના તેલમા એવી ખાશિયત ઘણી હોય છે, પણ એ જાતનુ તેલ મશીનરીમા કદીબી નાખવામા આવતુ નથી એ તેલ માહેલી એ ખાશિયતને લીધે એને રંગમા ભેળવામા આવે છે, જેથી રંગ જલ્દી સુકાઈ જાય

**તેલમાં રહેતી એસીડ** (Acid in Lubricant) બેરીંગની ધાતુને ઘણુ નુકસાન કરે છે, માટે જે તેલમા એસીડ હોય તે તેલ બિલકુલ વાપરવુ નહી જોઈએ તેલમા એસીડ છે કે નહી તે પારખવા માટે તેમા ચળકતો પૉલીશ કીધેલો એક સળિઓ અથવા સ્પીન્ડલ એક અઠવાડિઉ સુધી ડુબાડી રાખવો જો તેલમા એસીડ અથવા પાણી હશે તો તે સ્પીન્ડલ કિટાઈ જશે સ્વચ્છ ખનીજ તેલમા એસીડ બિલકુલ હોતી નથી, માટે એ જાતના તેલ બેરીંગની ધાતુ ઉપર કશાબી નુકસાનકારક અસર કરતા નથી એક મોટા મીલ એનજીનની ક્રૅન્કશાફ્ટની મેનબેરીંગ માહે વપરાયલુ એરંડિઉ તેલ ઝીલીને તપાસ કરતા તે માહે પિત્તળનો ઘણોજ બારીક ભૂકો ભેળાયલો આ લખનારે જોયો હતો એ ભૂકો એટલો બારીક હતો, કે તે મંત્ર પિત્તળના સોનેરી રંગ માફક તેલમા ચમકતો હતો, પરંતુ એ આગળીઓ વચ્ચે ચોળતા માલમ પડતો હતો નહી એ પરિણામ તે એરંડિઆ તેલમા રહેલી એસીડને લીધે હતુ, જે બેરીંગના પિત્તળને ખાઈ જતી હતી. કારણકે બેરીંગ તપાસતા તે બીલકુલ ઠંડી ચાલતી હતી, તથા પાછળથી બ્રાસ કાહાડીને તપાસતા તે બિલકુલ કપાયલુ કે ગરમ થયલુ દેખાયુ હતુ નહી

**જુદી જુદી જાતનાં તેલો કઇ કઇ ધાતુઓપર નુકસાનકારક અસર કરે છે તે નીચે આપ્યુ છે –**

| | |
|---|---|
| ગાયઢોરની ચરબી | ત્રાબુ અને લોહડુ |
| મગરમચ્છનુ તેલ ... | સીસુ. |
| ડુક્કરની ચરબી . ... | સીસુ અને ત્રાબુ |
| સ્પર્મ (Sperm) મચ્છીનુ તેલ . | લોહડુ, સીસુ અને જસત |
| સરસવનુ તેલ . . ... | ત્રાબુ |
| ઑલીવનુ તેલ . .. | ત્રાબુ અને પિત્તળ |
| કપાસિઆનુ તેલ ... . | કલાઈ |
| એરંડિઉ ... . | પિત્તળ અને ત્રાબુ |
| ખનીજ તેલ (મીનરલ ઑઇલ) ... | સીસુ |

**જાનવરી તેલ** (Animal Oil) **તથા ચરબી** લુબ્રીકેશન માટે તેઓમા રહેતી ચિકણાઇ યાને વિસકૉસિટીની લીધે ઘણા સરસ છે, પણ એ જાતના તેલ તથા ચરબીમાં રહેતી ઍસીડ બેરીંગની ધાતુને નુકસાન કરે છે ચરબીની ફ્લેશીંગ પૉઇન્ટ સર્વેથી વધુ હોય છે, પણ તે સીલીનડરમા નાખતા કનડેનસરની મારફતે બૉઇલરમા ફીડવૉટર સાથે મળીને દાખલ થવાથી બૉઇલરના પાણી માંહેલા સોડા-ખાર સાથે મળી જઇને બૉઇલરમા સાબુ જેવો ચિકણો પદાર્થ ઉત્પન્ન કરે છે, જે પ્લેટને ચોટી બેસવાથી નુકસાન કરે છે તોપણ જો સીલીનડર ઑઇલ હલકી જાતનુ હોય અથવા જ્યા સુપરહીટેડ સ્ટીમ વપરાતી હોય ત્યા સીલીનડર ઑઇલમા સેકડે ૫ થી ૭ ટકા સ્વચ્છ કીધેલી ચરબી ભેળીને સીલીનડરમા નાખવાથી ઘણો ફાયદો થાય છે ઠડી જગામા વાપરવા માટે સ્પર્મ નામની માછલીનુ તેલ ઉત્તમ છે બીજે નબરે ચરબી આવે છે, જે જો બૉઇલરમા જવાની ધાસ્તી નહી હોય તો સીલીનડર ઑઇલ કરતાબી સારી છે

**વનસ્પતી તેલ** (Vegetable Oil) પણ લુબ્રીકેશન માટે અનુકુલ નથી, કારણ કે એમા સમાયલી ઍસીડ ઉપર લખ્યા મુજબ ધાતુને ખાઇ જાય છે, તથા એ તેલ પણ ચરબીની માફક બૉઇલરમા જવાથી ઘણુ નુકશાન કરે છે વળી એ જાતના તેલમા 'ગમીનેસ" અથવા બાઝી જવાની ખાસિયત ઘણી હોય છે, જેથી થોડો વખત મશીન બધ રાખી પાછુ ચાલુ કરતા તે ઘણુ જોર માગે છે ગરમ જગામાં એ જાતના તેલ ખરાબ થઇ જાય છે, પણ ભારી બેરીંગોમા સરસવના તેલને ખનીજ તેલ (સીલીનડર ઑઇલ) મા ભેળી વાપરવાથી સારૂ ચાલે છે તેમજ એરંડીયાના તેલમા બીજા બધી જાતના જાનવરી, ખનીજ, તેમજ વનસ્પતીના તેલો કરતા ચીકાશનો ગુણ વિસકૉસિટી ઘણો વધારે હોવાથી ભારી બેરીં-ગોમાં એરડયુ વાપરવાનુ હજી ઘણાઓ પસદ કરે છે ૧૨૦ ડીગ્રીની ટેમ્પરેચરે જ્યારે બીજા બધી જાતનાં તેલો પોતા માહેલો ચિકાશ ઘણે દરજ્જે ખોહી દયે છે, ત્યારે એરડયાંમા તે વધારે રહે છે ચરબી કરતા પણ એરડયામાં ચિકાશનો ગુણ વિસકૉસીટી વધારે હોય છે.

**ખનીજ તેલ** (Mineral Oil) જમીનમાંથી નિકળતાં કાચ્ચાં પેટ્રોલીઅમ તેલમાથી ગાળીને બનાવવામા આવે છે. કાચ્ચાં અથવા ક્રુડ પેટ્રોલીઅમમાથી અર્ક રૂપે પેહલા મોટર કારમા વપરાતુ પેટ્રોલ અને કેરોસીન ઑઇલ કાહાડી લીધા પછી સ્પીનડલ ઑઇલ જેવા પારદર્શક તેલ અને ત્યારપછી સીલીનડર ઑઇલ જેવા કાળા અને ઘટ તેલો કહાડવામા આવે છે, અને છેલ્લે પૅરૅફીન વેક્ષ (paraffin wax) અને વૅસૅલીન (vaseline) નીકળે છે ખનીજ તેલો લુબ્રીકેશન માટે ઘણા ઉત્તમ કહેવાય છે, કારણકે એઓમા ઍસીડ હોતી નથી તેથી એઓ કોઇબી જાતની ધાતુ ઉપર નુકશાનકારક અસર કરતા નથી. જાનવરી ચરબી અને વનસ્પતીના તેલ કરતા ખનીજ તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ ઓછી હોવાથી ઘણાકો એમ સમજે છે કે એ જલદી સળગી ઉઠતા હોવાં જોઇએ, પરંતુ એ વિચાર ભૂલભરેલો છે, કારણકે ચરબી અથવા વનસ્પતી તેલમા ભીંજાયલો કૉટન વેસ્ટ જો કોઇ ગરમ ઓરડામા પડેલા રૂના ઢગલા ઉપર રાખ્યો હોય, અને તે ઉપર હવા લાગ્યા કરતી હોય તો થોડા વખતમા તે ગરમ થઇ સળગી ઉઠે છે, કારણકે એ જાતનુ તેલ તથા ચરબી હવા માહેલી ઑક્ષીજન (oxygen) ગૅસ ચુસી લઇ ગરમી ઉત્પન્ન કરે છે, પણ ખનીજ તેલમા ઑક્ષીજન ચુસી લેવાનો ગુણ ન હોવાથી એમ બનતુ નથી તોપણ વનસ્પતી અને જાનવરી ચરબીવાળા તેલોમાં લુબ્રીકેશનનો ચીકાશવાળો ગુણ વિસકૉસિટી જેટલો વધારે હોય છે તેટલો ખનીજ તેલોમા હોતો નથી એ કારણ થકી હજીબી ઘણાક અનુભવી એનજીનીઅરો ભારે બેરીંગોમા એરંડયુ અને ચરબી વાપરે છે કેટલાક ખનીજ તેલો દેખીતા ઘણા ઘટ અને જાડા હોય છે, પણ તેઓમાં ખરેખરો ચિકાશ યાને વિસકૉસિટી ઘણી ઓછી હોવાથી ભારે બેરીંગોમાં તેઓ વાપરવા લાયકના હોતાં નથી ઉભા એનજીનો કરતા આડા એનજીનોનાં સીલીનડરોમા પીસ્તનનુ ફ્રીકશન ઘણુ વધારે થાય છે, માટે એવાં એનજીનોના સીલીનડરોમાં સીલીનડર ઑઇલ સાથે આસરે ૫ ટકા જેટલી ચરબી ભેળીને વાપરવાથી ઘણો ફાયદો થાય છે

**લુબ્રીકેશન માટે વપરાતાં ખનીજ તેલોની ખાસિયત** એવી હોવી જોઇએ કે ૨૧૨ ડીગ્રીની ટેમ્પરેચરે ચાર

કલાક સુધી રાખી મેલતા તે બળીને ઉડી જવું જોઇએ નહી-યાને તેનું વજન કમી થઇ જવું જોઇએ નહી તેમજ કૉસ્ટીક સોડા (caustic soda) ને ગરમ પાણીમા પિગળાવી તેમા તેલ નાખી ખુબ હલાવી જોતા સાબુની માફક તેમા ફીણ આવવું જોઇએ નહી તેલમા સલફ્યુરીક ઍસીડ નાખી જોતા તેલનો રંગ ફકત સહેજ કાળો પડવો જોઇએ ખનીજ તેલ યાને મીનરલ ઑઇલને જ્યારે ગરમ કરવામા આવે, ત્યારે તેમાથી રાળ અથવા રાજન ( resin ) નો વાસ નહી આવવો જોઈએ, પણ સહેજ કેરોસીનનો વાસ આવવો જોઇએ

**ગ્રેફાઇટ** ( Graphite ) પાઉડર એક જાતનો ખનીજ પદાર્થ છે, જેમા લુબ્રીકેશનનો ગુણ ઘણા ચઢતા પ્રકારનો હોય છે એટલે સુધી કે કોઈબી તેલમા મેળવ્યા વગર એકલા ગ્રેફાઇટને પાણીમા ભેળીને બેરીંગમા નાખના બેરીંગ ગરમ થયા વગર કલાકો સુધી ચાલે છે બેરીંગોમા વાપરવાનો સર્વથી સરસ ફ્લેક (flake) ગ્રેફાઇટ છે

**ગરમ ચાલતી બેરીંગ** (Hot Bearing) મા નાખવા માટે સર્વથી સરસ ચીજ સ્વચ્છ ગ્રેફાઇટ અથવા વાહીટ લેડ (white lead) છે, જેને સ્પર્મ ( sperm ) નામની મચ્છીના તેલમા મેળવીને બેરીંગમા નાખવો જો એ તેલ નહી મળે તો સારૂ સીલીન્ડર ઑઇલ અથવા એરંડ્યુ વાહીત લેડ સાથે મેળવવું બેરીંગ એક વખત ગરમ થવા પછી તેને ઠંડી કરતી વખતે તેના બ્રાસ વળી જાય છે તેથી શાફ્ટીંગનો પ્રેશર બ્રાસના તળીયા ઉપર પડવાને બદલે બાજુઓ ઉપર પડે છે, અને જયાસુધી બ્રાસની બન્ને બાજુઓ પુરતી ઘસાઇ જાય નહી ત્યાસુધી બેરીંગ ગરમની ગરમ ચાલ્યા કરે છે, અને વધુ નુકસાન કરે છે, માટે કોઇબી બેરીંગ એક વખત ગરમ થઇ કે તુરત તેના બ્રાસ છોડી નાખી બ્રાસની બન્ને બાજુ અંદરથી ઘસી નાખવી શાફ્ટના અરધા ડાયામેટર જેટલો ભાગ બન્ને બાજુએથી ઘસી નાખવો, એટલે જો શાફ્ટ ૪ ઇંચની હોય તો બ્રાસની બન્ને બાજુ આસરે બે ઇંચ પહોળી ઘસી નાખવી, કે જેથી શાફ્ટ ચાલુમા બ્રાસના તળીઆના મોટા ભાગમાજ લાગીને ચાલે ક્રેન્ક પીન, ક્રૉસહેડ યા ક્રેન્ક શાફ્ટની મેનબેરીંગ

વગેરે દરેક બેરીંગને એ રીત લાગુ પડે છે આવી રીતે ફાઇલ માર્ગ બ્રાસ પાછા જોડી ચાલુ કરવાથી પહેલા થોડોજ વખત બેરીંગ સહેજ ગરમ ચાલી તુરત ઠંડી થઇ જશે ગરમ ચાલતી બેરીંગમા ગ્રેફાઇટ પાઉડર (graphite) ચરબી સાથે મેળવીને નાખવાથી પણ ઘણો ફાયદો થાય છે એ માટેનુ મીશ્રણ આ પ્રમાણે બનાવવુ — ચરબી ૨ પાઉન્ડ, ગ્રેફાઇટ પાઉડર ૨ આઉંસ, શુગર ઑફ લેડ (sugar of lead) ૪ આઉંસ ચરબી ધીમી આચ ઉપર પિગળાવી તેમા બાકીની ચીજો ભેળી ખુબ હલાવવુ અને ઠંડુ પડવા પછી વાપરવુ

**ગૅસ અને ઑઇલ એનજીન માટેનું સીલીનડર ઑઈલ** (Lubricant for Gas and Oil Engines) તદ્દન ખનીજને બદલે વનસ્પતીનુ તેલ અથવા ચરબી ખનીજ તેલ સાથે ભેળીને બનાવવુ જોઇએ એક સ્ટીમ એનજીનમા તદ્દન વનસ્પતીનુ તેલ કે ચરબી સીલીનડરમા નાખવાથી તે સ્ટીમ માહેલા પાણી સાથ ભળાઇને નુકસાન કરે છે, પણ એક ગૅસ અને ઑઇલ એનજીનના સીલીનડરમા સ્ટીમ કે પાણી નહી હોવાથી વનસ્પતીનુ તેલ અને ચરબી ખનીજ સીલીનડર ઑઇલ સાથે ભેળીને વાપરવાથી ઘણો ફાયદો કરે છે

**લુબ્રીકેટીંગ ઑઇલની તપાસ** (Testing Lubricating Oils)—સીલીનડર ઑઇલ તપાસવા માટે પૉલીશ કરેલા એક લોટાની પ્લેટ ઉપર થોડુંક તેલ નાખી તેને ખુબ ગરમ કરવુ જો સીલીનડર ઑઇલને ઘાડુ કરવા માટે તેમા રાળ અથવા રાજન ભેળેલી હશે તો તેનો વાસ આવશે, તેમજ એવી એક પ્લેટ ઉપર તેલ ચોપડી થોડા દિવસ રહેવા દેવુ, જો તેલમાં ઍસીડ હશે તો પ્લેટ કાળી પડી જશે વળી લુબ્રીકેટીંગ ઑઇલમા ઍસીડ છે કે નહી તે તપાસવા માટે તેને ત્રાંબાની એક નાની ડીશમા યા સાફ કરેલી પ્લેટ ઉપર નાખી એક ઠેકાણે મૂકી રાખવુ. જો તેલમા ઍસીડ હશે તો તેમા લીલા રંગનો ઝેરી ત્રાંબાનો કાટ અથવા જંગાલ બાઝશે જૂદી જૂદી જાતના તેલોની તપાસ કરી સરખામણી કરવા માટે આસરે બે ફીટ લાંબા અને આઠ ઇંચ પહોળા એક કાચના તખતા અથવા પ્લેટ ગ્લાસ ઉપર એક છેડે તે તેલના ટીપાં હારબંધ નાખવાં, અને પછી તે કાચનો તે ટીપાવાળો છેડો આસરે ૬ ઇંચ ઉચો રાખવો, જેથી તેલના રેલા કાચ ઉપર ઉતરે જો સ્પર્મ ઑઇલ

હશે તો તેનો રેલો શુરૂઆતમા ઘણો ધીમેથી ચાલશે, પણ ઉપરથી નીચે સુધી ઉતરશે, જયારે કેટલાક તેલ થોડે છેટે ઉતરીને સુકાઇ જશે જે તેલ જલદી સુકાય નહી, ગુંદર જેવુ થાય નહી, યા જેનો રેલો ઉતરતો અટકી નહી જાય પણ ઉપરથી નીચે બરાબર ઉતરી રહે તે તેલ વધારે સારૂ સમજવુ એકજ જાતના પણ જુદા જુદા મેકરોના તેલની સરખામણી કરવા માટે આ તપાસ ઉત્તમ છે, અને તેમ કરતા ઘણુક નવુ જાણવાનુ મળશે એકજ જાતના તેલના જુદા જુદા નમુનાઓની વિસકૉસીટી યાને ચીકણાઇની તપાસ કરવા માટે એક આસરે એક ફુટ ડાયામેટરનુ સારી રીતે બૅલન્સ કીધેલુ ફ્લાઇ વ્હીલ બનાવી રાખવુ, જે એક નાની શાફ્ટ ઉપર બે સાફ બૅરીંગોમા હાથવડે ઝટકો મારવાથી સહેલાઇથી ફરી શકે બૅરીંગો બરાબર સાફ લુછી કીધા પછી જે તેલની તપાસ કરવી હોય તે તેલના ચોક્કસ ટીપા ગણીને દરેક બૅરીંગમા નાખવા અને પછી સફાઇથી હાથવડે ઝટકો મારી ફ્લાઇ વ્હીલને ફરતી આપવી, અને તેજ વખતે ઘડિઆળમા જોવુ કે તે કેટલી મીનીટ સુધી પોતાની મેળે ફર્યા કરે છે એ વખત નોંધી લઇને પછી બૅરીંગો પાછી સાફ લુછી કરી બીજા નમુનાના તેટલાજ ટીપા નાખી તપાસ કરવી એવી રીતે દરેક નમુનાની બે ચાર વખત તપાસ લઇ તેની ઍવરેજ કાહડી સરખામણી કરવી જે તેલથી તે ફ્લાઇ વ્હીલ વધારે વખત ફર્યા કરે તે તેલ બીજા કરતા વધારે સારૂ સમજવુ અલબત્તા એ તપાસ એકજ જાતના તેલ વચ્ચે સરખામણી કરવા માટે થવી જોઇએ, જેમકે ત્રણ ચાર જાતના ઍનજીન ઑઇલ, યા ત્રણ ચાર જાતના સ્પીનડલ ઑઇલ પણ સ્પીનડલ ઑઇલ જોડે ઍનજીન ઑઇલની કાંઇ સરખામણી થઇ શકે નહી, કારણ કે સ્પીનડલ ઑઇલ ઘણુ પાતળુ હોય છે, ત્યારે ઍનજીન ઑઇલ ઘણુ ઘાડુ હોય છે

**સીલીનડર ઑઇલનું સ્પેસીફિકેશન** (Specification of Cylinder Oil)—જુદા જુદા પ્રેસર માટેના ઍનજીનો માટે સીલીનડર ઑઇલ કેવા પ્રકારનુ હોવુ જોઇએ, યાને તેમા ખાસ ખૂબીઓ કેવી હોવી જોઇએ તે નીચે આપ્યુ છે—

| | ૧૫૦ પાઉન્ડ સુધીના પ્રેસર માટે | ૨૦૦ પાઉન્ડ અથવા સુપરહીટેડ સ્ટીમ માટે |
|---|---|---|
| ફ્લૅશીંગ પૅઇન્ટ | ૫૦૦ ડીગ્રી | ૬૦૦ ડીગ્રી |
| ફાયર ટેસ્ટ | ૬૦૦ ડીગ્રી | ૭૦૦ ડીગ્રી |
| વીસકૉસીટી (૨૫૦ ડીગ્રીએ) | ૧૫ | ૨૦ |

**સીલીનડરનું લુબ્રીકેશન** (Cylinder Lubrication)–
સીલીનડરમા પીસ્તનનુ ફ્રીકશન ઘણુ હોય છે, અને હાલના હાઇપ્રેસર સ્ટીમ વાપરનારા ઍનજીનોમા પીસ્તનો ઘણા ટાઇટ રાખવામા આવતા હોવાથી એ ફ્રીકશન એટલુ બધુ હોય છે કે જો સીલીનડરમા પુરતુ તેલ નાખવામા નહી આવે તો એ ઘસાડો ઘણો પાવર ખાય છે, એટલુજ નહી પણ સીલીનડર તથા પીસ્તન ઘસાઇ ઘસાઇ જવાથી સ્ટીમની જે ગળતર ચાલુ થાય છે તેથી ઘણુ નુકસાન થાય છે માટે સીલીનડરમા ચાલુ તેલ પડયા કરવુ જોઇએ એ કામ માટે માત્ર સાધારણ ઑઇલકપો નકામા છે, કારણકે તેમાથી એકી વખતે બધુ તેલ સીલીનડરમા પડી જઇને એકઝૉસ્ટ મારફતે નિકળી




**ચિત્ર નાં૦ ૨૧૭.**
મેન્ડીસન્સ સાઇટ ફીડ સ્ટીમ લુબ્રીકેટર.

જાય છે, અને બાકીનો વખત પીસ્તન તેલ વગર ચાલ્યા કરે છે. વળી ઑઇલકપમા જ્યારે તેલ ખપી જાય છે ત્યારે માલમ પડતુ નથી, જેથી ગફ્લતી થવાનો ધણો સભવ રહે છે માટે મોટા અને સારી બનાવટના એનજીનોની સામગ્રી સાઇટ ફીડ લુબ્રીકેટર વગર સપુર્ણ કહેવાતી નથી. એ જાતના લુબ્રીકેટરોની મૂખ્ય ખુબી એ છે કે એમા તેલ હમેશા સીલીનડરમા પડયા કરવા ઉપરાત સીલીનડરમા જતુ એ તેલ નજરે



**ચિત્ર નાં૦ ૨૧૮.**
**એન્ડીસન્સ સાઇટ ફીડ સ્ટીમ લુબ્રીકેટર.**

દેખાય છે, જેથી સીલીનડરમાં તેલ જાય છે કે નહી તે તુરત માલમ પડે છે, અને તેથી જેટલું જોઈએ તેટલુ તેલ સીલીનડરમા આપી શકાય છે એ જાતનાં લુબ્રીકેટરો ઘણીક તરેહના બનાવવામાં આવે છે, જેઓની મુખ્ય બનાવટ લગભગ એકજ સરખી હોય છે, તોપણ, એક ઘણી સારી જાતનુ ગ્રેન્ડીસન્સ પેટન્ટ (Grandisons Patent) સાઇટ ફીડ લુબ્રીકેટર ચિત્રો નાં૦ ૨૧૭ અને ૨૧૮ મા બતાવ્યુ છે, જે "સ્ટીમ સીલીનડર લુબ્રીકેટર કું૦ લી૦" ની બનાવટ છે, અને એની ઉત્તમ કારીગીરી અને કામ કરવાની સફાઇને લીધે ઘણુ લોકપ્રિય થઇ પડયુ છે ચિત્ર નાં૦ ૨૧૭ ઉપરથી માલમ પડશે કે લુબ્રીકેટરના સીલીનડર A મા B પીસ્તન સાથે D પીસ્તનરાડ જોડેલો છે, જે પીસ્તનરૉડ પોકળ બનાવી મથાળે એક પ્લગ P રાખ્યો છે એ પ્લગ ઉઘાડી પોકળ પીસ્તન રૉડમા તેલ નાખતાં પીસ્તનની ઉપર પીસ્તન રૉડમા રાખેલા ફરતા છેદો મારફતે તેલ A સીલીનડરમા ભરાય છે ત્યારપછી S પાઇપમાથી સ્ટીમ દાખલ કરવામા આવે છે, જેના પ્રેસરથી પીસ્તન ઉપર ચહડવા માંડે છે. જેથી પીસ્તનની ઉપરનુ તેલ દબાવાથી તે તેલ H વાલ્વમા થઇને સાઇટ ફીડ ગ્લાસ ટયુબ I મા ચહડે છે, જયાથી તે J વાલ્વમાથી થઇને T પાઇપ મારફતે સીલીનડરમા જાય છે સાઇટ ફીડ ગ્લાસ ટયુબ I મા સ્ટીમનુ કનડેન્સ્ડ થયલુ પાણી ભરાઇ રહે છે, જેથી તેલનુ ઉપર ચહડતુ દરેક ટીપુ ખુલ્લુ માલમ પડે છે. આ લુબ્રીકેટરમા ખાસ ખુબી એ છે કે એ સ્ટીમના પ્રેસરની મદદથી કામ કરે છે. પીસ્તન B ની નીચે પીસ્તનનો એરીઆ વધારે છે, અને ઉપર જાડા પીસ્તન રૉડને લીધે પીસ્તનનો એરીઆ ઓછો છે, માટે પીસ્તનની નીચેથી વધારે પ્રેસર આવતાજ પીસ્તન ઉપર ચહડીને તેલને દાબીને સીલીનડરમાં મોકલે છે. જયારે બીજા ઘણીક જાતના સાઇટ ફીડ લુબ્રીકેટરોમા એવી ગોઠવણ હોય છે, કે સ્ટીમને ખાસ કનડેન્સ્ડ કરી તેનુ પાણી બનાવવામાં આવે છે, જે તેલના સીલીનડરમા દાખલ થાય છે, અને તેલ કરતા પાણી વજનમાં ભારે હોવાથી પાણી નીચે બેસે છે, અને તેલ ઉપર ચહડે છે ચિત્ર નાં૦ ૨૧૮ માં બતાવેલા એ ગ્રેન્ડીસન્સ લુબ્રીકેટરમા બે બાજુએ બે સાઇટ ફીડ ગ્લાસ બતાવ્યા છે, પરંતુ એમા ચાર અથવા વધુ સાઇટ ફીડ ગ્લાસો લગાડી શકાય છે, જેથી એકજ મોટુ લુબ્રીકેટર એકી વખતે ચાર અથવા વધુ

જુદે જુદે ઠેકાણે તેલ પુગાડી શકે છે. સાઇટ ફીડ લુબ્રીકેટરો ઘણા ખરા સ્ટીમપાઇપ કે વાલ્વ ચેસ્ટ ઉપર જોડવામા આવે છે, જેથી સ્ટીમ પેતેજ તેલવાળી થઇને સીલીનડરમા દાખલ થવાથી દરેક ચાલુ ભાગ ચિકાશવાળો બને છે, અને તેલ બધે એકસરખુ પથરાઇને લાગે છે

**કર્કહૅમ સાઇટ ફીડ લુબ્રીકેટર** (Kirkham Sight Feed Lubricator)—આ લુબ્રીકેટર હીક હારગ્રીવ્સના મોટા મીલ એનજીનો સાથે જોવામા આવે છે, અને સાધારણ જાતના સાદા સાઇટ ફીડ લુબ્રીકેટરો ઉપર એ લુબ્રીકેટર ઘણીક બાબદમા સરસાઇ ભોગવે છે ચિત્ર ના૦ ૬૨૯ મા બતાવેલુ લુબ્રીકેટર ચાર સાઇટ ફીડ ગ્લાસ સાથનુ છે એ લુબ્રીકેટરનુ કામ ગ્રેવિટિ યાને ગુરૂત્વના કાયદા ઉપર આધાર રાખતુ નથી, જેથી કોઇ વખત એ લુબ્રીકેટર એકાએક ચાલતુ અટકી જવાનો સભવ રહેતો નથી, કે જેમ બીજા ગ્રેવીટીના કાયદાને આધારે કામ કરતા લુબ્રીકેટરોમા થાય છે, જેઓમા તેલ કરતા પાણી વધારે ભારે હોવાને લીધે પાણી નીચે ઉતરી તેલને ઉચકી આપે છે, જેથી તેલ સાઇટ ફીડ ગ્લાસમા થઇને સીલીનડરમા જાય છે કર્કહૅમ લુબ્રીકેટર ફૉર્સ પમ્પની મદદથી કામ કરતુ હોવાથી અને વળી દરેક સાઇટ ફીડ ગ્લાસ માટે જુદો જુદો પમ્પ હોવાથી એ લુબ્રીકેટરનુ કામ તદન ચોક્કસ (positive) હોય છે એ લુબ્રીકેટરની બીજી ખુબી એ છે કે એમા સાઇટ ફીડ ગ્લાસ ઘડી ઘડી ભાગતા નથી, અને ગ્લાસ ટયુબની વચ્ચે જે તેલનો નોઝલ (nozzle) છે, તેમાથી એક સીધો ઉભો તાર ઉપલી કૅપ સાથે ખેચી રાખેલો હોવાથી તેલનુ ટીપુ શીશીના કાચને અડક્યા વગર સીધુ ઉપર ચઢે છે, જેથી શીશીનો કાચ કદીબી ખરાબ થતો નથી પણ હમેશા સ્વચ્છ અને પારદર્શક રહે છે લુબ્રીકેટરની વચ્ચે મૂકેલા કાચના ડબ્બામા તેલ રહે છે, જેમાથી તે Q પૉર્ટમા થઇને E સકશન વાલ્વમા આવે છે, અને F ડીલીવરી વાલ્વમા થઇ તે P વાલ્વ ઉચકીને B નોઝલમા જાય છે, જ્યાથી તેલનુ ટીપુ વચ્ચે ઉભા ખેચેલા તાર ઉપરથી ચઢીને R ડીલીવરી પાઇપમા જાય છે એનજીન ઉપરની કોઇબી મોશન ઉપરથી H લીવર ચલાવવામા આવે છે, જેથી I શાફટ આમ તેમ ફરે છે, જેની સાથે ચારે પમ્પના રૅમ (ram) જોડેલા છે એ પમ્પો તેલની નીચે હોવાથી હમેશા તેલથી ભરાયલા રહે છે, અને લુબ્રીકેટર ચાલતુ હોય તે વખતેબી એક સ્ક્રુ ફેરવવાથી રૅમનો સ્ટ્રોક ઓછો વધતો કરી ખપતા તેલનો જથ્થો ઓછો વધતો કરી શકાય છે




ચિત્ર નાં૦ ૨૧૯.
કર્કહેમ સાઇટ ફીડ પમ્પ લુબ્રીકેટર.

**મેનબૅરીંગ માટે તેલની ગોઠવણ** (**Arrangement for lubricating Main Bearing**)—મોટાં મીલ ઍનજીનોની મેનબૅરીંગો માટે તેલની દબ્બીઓ અને ઉનના કાકડા હવે વાપરવામા આવતા નથી; પણ તે ઉપર ચારે બાજુએ કાચ જડેલી એક પેટી મુકવામા આવે છે, જેમા બે ખાચા રાખવામા આવે છે, જેઓ વચ્ચે તેલ ગાળવાની બારીક છેદોવાળી ગાળણી હોય છે, જેમા તેલ ગળાઇને નાના નાના કૉક મારફતે બૅરીંગમા પડે છે અલબતા સખ્યાબધ કૉક માહેથી પડતો તેલનો આ જથો ઘણો મોટો હોવાથી તેને વ્યર્થ જવા દેવામા આવતો નથી, પરતુ એ તેલ બધુ ઝિલાઇને નીચે રાખેલી એક પેટીમા પડે છે જેમાથી ક્રૅન્કશાફ્ટ ઉપરથી લીધેલી દોરી વડે ચાલતો એક નાનો રોટૅરી પમ્પ (rotary pump) તે તેલ પાછુ ખેચીને ઉપલી પેટીમા આપતો રહે છે, જેથી એકનુ એકજ તેલ વપરાયા કરે છે. આ ગોઠવણથી ક્રૅન્કશાફ્ટના જરનલો તેલમા જાણે ડુબેલા અને ડુબેલા રહે છે, અને તેલ પડતુ અટકી જવાનો સભવ રહેતો નથી, જેથી જરનલ ગરમ થવાના બનાવ કદાચજ બને છે ઘણાક હાઇસ્પીડ એનજીનોની બૅરીંગોમા રીંગની ગોઠવણ હોય છે, જે રીંગો જરનલ ઉપર ઢીલી અને તેલમા ડુબેલી ફર્યા કરે છે, જેથી બૅરીંગને હમેશા તેલ પોહચ્યા કરે છે

**સૉલીડીફાઇડ ઑઇલ** (Solidified Oil)—હાલમા કેટલાક મીલ ઍનજીનોમા **સૉલીડ ઑઇલ** અથવા સોલીડીફાઇડ ઑઇલ નામનું ચરબી જેવુ ઘટ તેલ વપરાય છે, જે ઘણુ કરકસરભરેલુ હોવા ઉપરાત એના વપરાસથી ઍનજીનરૂમ ઘણોજ સ્વચ્છ રહે છે. કારણકે એ તેલના આસપાસ છાટા ઉડતા નથી તેમજ રેલા ઉતરતા નથી મેનબૅરીંગમા પણ એ તેલ સારૂ પરિણામ રજુ કરે છે, અને એ ચરબી જેવુ ઘટ હોવાથી ઘણો લાબો વખત સુધી બૅરીંગમા લપટાયા કરે છે, અને બીજા પ્રવાહી તેલની માફક તુરત વહી જતુ નથી પણ બૅરીંગને બન્ને છેડે બાહેર નિકળી વળગી રહે છે, જે તેલ લુછી લઇને પાછુ વપરાસમા લઇ શકાય છે કેટલાક મેકરો શાફ્ટીંગ માટે જે કાસ્ટ આયર્નની સ્વીવેલીંગ બૅરીંગો બનાવે છે, તે બૅરીંગોમા તેઓ સૉલીડ ઑઇલજ વાપરવાની ભલામણ કરે છે એ તેલ એટલુ તો થોડુ ખપે છે કે એક વાર લુબ્રીકેટર

ભર્યા પછી જો તેને સંભાળથી વાપરવામાં આવે તો તે મહીનાઓ સુધી ચાલે છે સાધારણ મીલ શાફ્ટીંગ માટે દર અઠવાડીએ એ તેલના લુબ્રીકેટરના પીસ્તનને માત્ર પા થી અરધો આંટોજ ફેરવીને નીચે ઉતારેલો પુરતો છે એ તેલ પ્રવાહી નહી હોવાથી બૅરીંગોમાંથી તેના રેલા નીચે પડીને આસપાસ ગલીચી બીલકુલ થતી નથી, જેથી ગીઅરીંગ ઘણીજ સફાઇદાર હાલતમાં રાખી શકાવા સાથે તેલનો અને તેલવાળાની મજુરીનો ખરચ ઘણોજ ઓછો થાય છે ઘણે ઠેકાણે જયાં હવામાં ઘણી ધુળ કે કચરો ઉડતો ન હોય ત્યાં તો બૅરીંગોમાંથી બાહેર નીકળતું એ તેલ લુછી લઇને ફરીથી લુબ્રીકેટરમાં ભરી વાપરી શકાય છે, જેથી ખરચમાં ઘણો ઉગાળો થાય છે એ તેલને મીનરલ ગ્રીસ પણ કહે છે

**સૉલીડ ઑઈલ માટેનાં લુબ્રીકેટરો** પીસ્તનવાળા હોય છે, કારણકે એ તેલ પોતાની મેળે બૅરીંગમાં પડતું નહી હોવાથી તેને દાબીને બૅરીંગમાં નાખવું પડે છે. પણ અઠવાડિઆમાં એક કે બે વાર માત્ર એ લુબ્રીકેટરના પીસ્તન સહેજ દાબવા ઉપરાંત વધુ દેખરેખની જરૂર રહેતી નથી સૉલીડ ઑઇલ માટેનું લુબ્રીકેટર ઉંધા કપ જેવું હોય છે, અને અંદર આંટા હોય છે એ કપમાં તેલ ભરી ઉંધું કરી એક આંટાવાળા પીસ્તન ઉપર ચહડાવવામાં આવે છે, જેથી જેમ જેમ કપ ફેરવીને નીચે ઉતારવામાં આવે તેમ તેમ તે માંહેલું તેલ દબાઇને પીસ્તન માંહેલા છેદ મારફતે બૅરીંગમાં ઉતરતું જાય કેટલીક જાતના લુબ્રીકેટરોમાં છુટા પીસ્તન હોય છે, જેઓ સાથે સ્ક્રુ અને ચકીલ જોડેલા હોવાથી જેમ જેમ ચકીને ફેરવીએ તેમ તેમ પીસ્તન કપમાં નીચે ઉતરતો જઇ તેલને બૅરીંગમાં દાબી આપે છે જ્યારે વળી બીજી જાતના લુબ્રીકેટરોમાં એક કાચના કપની અંદર તેલ ભરી તેની અંદર બરાબર ફીટ આવતો એક પોકળ પણ વજનદાર પીસ્તન મુકવામાં આવે છે, જે પીસ્તનનું વજન ઓછું વધતું કરવા માટે તેમાં સીસાના કકડા વગેરે ભરવામાં આવે છે એ પીસ્તનના વજનને લીધે તેલ પોતાની મેળે બૅરીંગમાં થોડું થોડું દબાતું જાય છે

**નીડલ લુબ્રીકેટર** (Needle Lubricator)—એ લુબ્રીકેટર પ્રવાહી તેલ માટે બનાવવામાં આવે છે એમાં એક કાચની

શીશીમા લાકડાનો બુચ મારી તેમા એક બારીક છેદ પાડવામા આવે છે, જે છેદમા એક ત્રાબા કે પિત્તળનો સળયો સેહેજ ઢીલો રાખવામા આવે છે એ શીશી બૅરીગ ઉપર ઉધી મેલતા પેલા સળ્યાને આધારે શીશી માહેલુ તેલ ધીમે ધીમે બૅરીગમા ઉતર્યા કરે છે કેટલાકો એ શીશી માહેલા સળ્યાને ઘસીને પાતળો કરી નાખે છે કે જેથી તેલ વધુ ઉતરે, પણ તે ભુલભરેલુ છે હાથમાં ઉધી પકડીને એ શીશી તપાસ્તા તેલ જલ્દી ઉતરતુ દેખાતુ નથી એ ખરી વાત છે, પરતુ બૅરીગ ઉપર શાફ્ટીગના ચાલુ ધ્રુજારા અને ગરમીને લીધે એ તેલ ઠીક જથામા ઉતરે છે, જ્યારે ઘસીને પાતળા કીધેલા સળ્યાને લીધે જોઇએ તે કરતા વધુ જથામા તેલ બૅરીગમા જવાથી ગલીચી અને નુકશાન ઘણુ થવા છતા ફાયદો કશો થતો નથી શીશીમા ઉપર સુધી તેલ ભરવુ નહી, પણ સહેજ અધુરી રાખવી, જેથી જ્યારે શીશી ઉધી કરવામા આવે ત્યારે તેલની સપાટી ઉપર થોડીક હવા રહે, જે હવા ગરમીથી ફુલીને એક્ષપાન્ડ થવાથી તેલને નીચે ઉતરવામા મદદ કરે છે

**સાઇફન કપ** (Siphon Cup)—એ જાતના કપ મોટી બૅરીગો ઉપર મુકવા જરૂરના છે, જો કે સેકન્ડ મોશનની મોટી અને અગત્યની બૅરીગો ઉપર ઍનજીનની મેનબૅરીગ માટે આવે છે તેવા નાના સેન્ટ્રીફ્યુગલ પમ્પ અને તેલની પેટીઓ રાખવાની ગોઠવણ પ્રવાહી તેલને માટે સર્વેથી વધુ સગવડભરેલી છે સાઇફન કપમા વચ્ચે એક નાની ઉભી પાઇપ હોય છે જેમા એક તાર સાથે ઉનનો કાકડો બાધી તેનો એક છેડો ઉતારવામા આવે છે, અને તે કાકડાનો બીજો છેડો કપ માહેલાં તેલમા ડુબેલો રહે છે. પાઇપમાં ઉતારવામા આવતો ઉનના કાકડાનો છેડો કપના તળિઆથી પણ વધુ નીચે ઉતરવો જોઇએ તેની સભાળ રાખવી જોઈએ, નહી તો તેલ બૅરીગમા જતુ અટકી પડશે સાજના તથા રજાને દિવસે જયારે કારખાનુ બધ હોય ત્યારે એ કપની પાઇપ માહેલો કાકડો કાહડી એક બાજુએ મુકવો જોઇએ, નહી તો રાત દિવસ તેલ બૅરીગમા પડતુ ચાલુ રહેવાથી ઘણુ તેલ વ્યર્થ જાય છે, અને ગલીચી થાય છે

**ઉભાં ઍનજીનની મેનબૅરીંગમાં તેલ** માટેનો છેદ તેના ઉપલા બ્રાસમા મથાળે નહી પણ સાઇડમા રાખવો જોઇએ,

કારણકે વરટીકલ ઍનજીનોમાં નીચલાં અને ઉપલાં બ્રાસો ઉપર પુશકલ પ્રેસર પડે છે, જ્યારે સાઇડમા સેહજ ઢીલાં બ્રાસ હોય તે ચાલી જાય છે, જેથી જો તેલ સાઇડમાંથી આપ્યુ હોય તો બરાબર બૅરીંગમા જાય

**ક્રૅન્કપીનનું રેડીઅલ લુબ્રીકેટર** (Radial Lubricator)—હૉરીઝૉન્ટલ ઍનજીનની ક્રૅન્કપીન માટે સર્વેથી સરસ લુબ્રીકેટર રેડીઅલ લુબ્રીકેટર હોય છે, જેમા ન્કપીનના સેન્ટરમા એક છેદ પાડી તે છેદ ક્રૅન્કપીનની સપાટી ઉપર પાડેલા છેદ સાથે મેળવવામા આવે છે, અને પછી ક્રૅન્કની લબાઇ (સેન્ટરથી સેન્ટર) જેટલો એક પાઇપ ક્રૅન્કપીન સાથે જોડવામા આવે છે એ પાઇપ ક્રૅન્કની સાથે સાથેજ ફરે છે, પણ તેનો બીજો છેડો ક્રૅન્કશાફ્ટના સેન્ટરમાં રહેતો હોવાથી સ્થિર જેવો રહે છે, જેથી તેમા પાસે મુકેલા એક લુબ્રીકેટરમાથી તેલ નામવામા આવે છે, જે ક્રૅન્કપીનને પોહચે છે

**ક્રૉસહેડનું વાઇપર લુબ્રીકેટર** (Wiper Lubricator)—ક્રૉસહેડ પીનમા તેલ આપવાનુ કામ લગાર મુશકેલીવાળુ છે, કારણ કે એની પીન સ્થિર જેવી રહેતી નથી એ માટે સર્વેથી સારી ગોઠવણ એવી રીતે કરવામા આવે છે કે ઉપલી ગાઇડની બહાર એક છેડે એક લુબ્રીકેટર મુકવામા આવે છે ક્રૉસહેડની પીનની બાહેર એક નાનો બૉક્સ લગાડી તેમા એક સ્પ્રીંગવાળો કાકડો એવી રીતે મુકવામાં આવે છે કે દર સ્ટ્રોકને છેડે પેલી સ્પ્રીંગવાળો કાકડો અથવા વાઇપર પેલા લુબ્રીકેટરમાથી ઝરફતા તેલને લુછી લાવ્યા કરે છે, જે તે બૉક્ષમા થઇને પીનના છેદમા દાખલ થાય છે

**સ્પ્લૅશ લુબ્રીકેશન** (Splash Lubrication)—ઘણી ઝડપી ચાલના વરટીકલ ઍનજીનોમા નીચે બેઝપ્લેટમા એક ખાડો રાખી તેમા તેલ ભરી રાખવામા આવે છે, જેથી તેમા ક્રૅન્ક ડુબેલી ચાલી ચાલુમા તેલ ઉડાડે છે, જેથી ઍનજીનના લગભગ બધા ચાલુ ભાગોમા તેલ પોહચે છે અલબતા એ તેલ બાહેર નહી ઉડે તે માટે ઍનજીનનો નીચલો ભાગ બધધાર બનાવવામાં આવે છે. એમા નીરૂ તેલ નહી ભરતા ક્રૅન્કશાફ્ટના તળિયા સુધી સાફ પાણી ભરી તે ઉપર બીજુ બે ઇચને આસરે તેલ ભરવામાં આવે છે, અને ચાલુમા તેલ અને પાણીનુ એ મીશ્રણ બધા ભાગોને લુબ્રીકેટ કરે છે એ માટે એસીડ વગરનુ ઘણું નિરમળ પાણી પસદ કરવુ જોઇએ. સીગલ

એકટીગ ઍનજીનો કે જેઓમા પીસ્તનની એકજ તરફ સ્ટીમ આપવામાં આવે છે, તેઓમા એ ગોઠવણ ઠીક કામ આપે છે એવી ગોઠવણમા હમેશાં ખનીજ તેલ વાપરવુ વધારે સારૂ છે

**રીંગ લુબ્રીકેશન** ( Ring Lubrication )—આવી ગોઠવણ હાલમા વીજળીના દરેક ડાઇનેમો અને મોટરમા તેમજ ઘણી ઝડપી ચાલના મશીનો અને એનજીનોની ક્રૅન્ક શાફ્ટની બૅરીગોમા જોવામા આવે છે એમા પેડેસ્ટેલ અથવા બૅરીગના બ્લોકમા તળિએ ખાચો રાખી તેમા તેલ ભરી રાખવામા આવે છે અને શાફ્ટના જરનલમા એક યા વધુ ઘણી ટીલી પીત્તળની રીગ રાખવામા આવે છે, જે શાફ્ટના ફરવાથી તેલમા ડુબેલી ફર્યા કરે છે, અને શાફ્ટના જરનલ ઉપર તેલ પોહચતુ કરે છે આથી એકનુ એકજ તેલ ફરી ફરીથી વપરાયા કરે છે અને જરાબી તેલ વ્યર્થ જતુ નથી કેટલેક ઠેકાણે રીગને બદલે સાકળી (chain) મૂકવામા આવે છે રીગ લુબ્રીકેશનની ગોઠવણમા તેલ ચાલુ હાલ્યા કરવાથી તે હવાના ચાલુ સબધમા આવતુ હોવાથી જો તે વનસ્પતીનુ કે જાનવરી તેલ હોય તો હવા માહેલી ઑક્ષીજન ગૅસ તે ચુસી લઇ થોડો વખત પછી ઘટ થઇ ગુદર જેવુ થઇ જાય છે માટે એવી ગોઠવણમા હમેશા ખનીજ તેલ વાપરવુ જોઇએ

**ફૉર્સ્ડ લુબ્રીકેશન** (Forced Lubrication)—હાલમા ફૉર્સ પમ્પથી ઝડપી ચાલના એનજીનોની બધી બૅરીગોમા તેલ આપવાનુ ઘણુ સાધારણ છે, જે રીત ઘણી પસદ કરવા જોગ છે એ માટે તેલનો પ્રેસર ૩૦ થી ૪૦ પાઉન્ડ રાખવામા આવે છે એનજીનની બૅરીગોમા તો ૪૦૦ થી ૬૦૦ પાઉન્ડ પ્રેસર રહે છે (જુવો પાનુ ૭૮૨), ત્યારે ૩૦ થી ૪૦ પાઉન્ડના પ્રેસરનુ તેલ એ બૅરીગોમા કેમ દાખલ થઇ શકતુ હશે તે પહેલ્લી નજરે લગાર ગુચવાડાભરેલુ લાગશે, પણ વિચાર કરતા માલમ પડશે કે એનજીનની બૅરીગોમા ચોક્કસ વખતે બીલકુલ પ્રેસર હોતો નથી—સ્ટ્રોકના ચોક્કસ ભાગમાજ પ્રેસર હોય છે—માટે એવી વખતે બૅરીગમા તેલ દાખલ થઇ જાય છે ફૉર્સ્ડ લુબ્રીકેશનથી એનજીનની બૅરીગના ખાસો ઘણાજ કમી ઘસાય છે ૨૫૦ હૉર્સ પાવરના અને ૩૬૦ રૅવોલ્યુશન્સ કરતા એક એનજીન, કે જેમા ફૉર્સ્ડ લુબ્રીકેશન

આપવામા આવતુ હતુ, તેની પ૬ વરસ ચાલ્યા પછી તપાસ કરી જોતા તેની મેનબૅરીગ ફક્ત એક ઇચના ૪૦૦ મા ભાગ જેટલી ઘસાયલી માલમ પડી હતી! બીજા એક ૮૦ હૉર્સપાવરના એનજી-નમા ૬ વરસ ચાલુ કામ કીધા પછી કનેક્ટીગ રૉડના ખાસ $\frac{1}{50}$ ઇચ જેટલાજ ફક્ત ઘસાયલાં જણાયા હતા!

**લાઈન શાફ્ટનું લુબ્રીકેશન** (Lubrication of Line Shaft)—શાફ્ટીગની બૅરીગોમા તેલ પુરૂ પાડવાના કામ અથવા લુબ્રીકેશન ઉપર ઘટતુ ધ્યાન આપવાની ઘણી જરૂર છે, કારણ કે એ કામમા બેદરકારી કરવાથી બૅરીગોમા ફ્રીકશન ઘણું થવાને લીધે ઍનજીનનો ઘણો પાવર વ્યર્થ જવાથી બળતણનો ખરચ વધે છે અખતરાઓ કરી એવુ પુરવાર કરવામા આવ્યુ છે કે સાધારણ શાફ્ટીગની એક બૅરીગમા આખા દહાડામા માત્ર ૬ ટીપા તેલ તદ્દન પુરતુ છે, પણ વણાકોના જોવામા આવ્યુ હશે કે એ કરતા ઘણો મોટો તેલનો જથો બૅરીગોમા નાખવામા આવે છે, જેનુ પરિણામ બૅરીગોની આસપાસ થાભલાઓ અને દિવાલો ઉપર પુષ્કળ ગલીચી થવામા આવે છે, અને જ્યારે એવી ગલીચીમા મીલગીઅરીગને લગતુ કાઇ સમારકામ કરવુ પડે છે ત્યારે તો ખરેખરો કટાળો આવે છે અલબતા ૬ ટીપા તેલ બૅરીગમા એક્કી વખતે નાખી દેવાથી કાઇ આખો દિવસ બૅરીગ ટકી ચાલતી નથી, પણ દર મીનીટે અને દર સેકન્ડે એ ૬ ટીપા માહેલો ભાગ ચોક્કસ પ્રમાણમા બૅરીગોમા ચાલુ પડયા કરવો જોઇએ, જેવી ગોઠવણ કરવાનુ કામ કાઇ સહેલ નથી હજીસુધી એવી ચોકસાઇથી તેલ આપનારા લુબ્રીકેટરો બનાવવામા આ-વ્યા નથી, માટે એવા લુબ્રીકેટરોની ગેરહાજરીમા ઉપર લખ્યા પ્રમા-ણેનુ સૉલીડ ઑઇલ વાપરવામા આવે છે, પણ એ કરતા વધારે સારી ગોઠવણ તેલમા ડુબતી ચાલતી ટીલી રીગોવાલા પેડેસ્ટલ વાપરવાથી થઇ શકે છે, જેમા એક વખત તેલ ભરી રાખવા પછી દિવસો સુધી તેજ તેલ ચાલ્યા કરે છે

**કૉગ વ્હીલનું લુબ્રીકેશન** (Lubrication of Cog-Wheels)—દાતાવાળા ચક્રોના દાતામા લુબ્રીકેશનની જરૂર છે. એ માટે રગ લગાડવાના બ્રશની મદદથી નીચલી મેળવણી દાતા સાથે દાતો જે તરફ લાગતો હોય તે તરફ લગાડવી—કોલતાર અરધી

બાટલી, ગ્રેફાઇટ પાઉડર ૧ પાઉન્ડ, ચરબી ૪ પાઉન્ડ, કાચુ અલસીનું તેલ અરધી બાટલી પહેલાં ચરબીને તાવી તેમાં કોલતાર અને ગ્રેફાઇટ મેળવવો, અને પછી જોઇએ તેટલુ ઘટ કરવા માટે અળસીનું તેલ નામવુ

---

# પ્રકરણ—૩૯.

# મીલ એનજીનો.

# MILL ENGINES

**જેકબ સાસુન મીલનું એનજીન** (Engine of the Jacob Sassoon Mill)–ચિત્ર નાં૦ ૨૨૦ મા મુબઇની મોટી "ધી જેકબ સાસુન મીલ" માટે મેસર્સ હીક હારગ્રીવ્સે બનાવેલુ ૩૦૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનુ "હોરીઝૉનટલ ડબલ ટૅનડમ કૉરલીસ ત્રીપલ ઍક્ષપાનસન સરફેસ કનડેનસીગ ઍનજીન" બતાવ્યુ છે.

મેસર્સ હીક હારગ્રીવ્સ પોતાના એનજીનના સીલીનડરોને ચાર છુટા છુટા ટુકડાઓમા બનાવે છે, વરકીગ બૅરલ, જૅકેટ અને છેડેના બે ટુકડાઓ કે જેઓમા સ્ટીમ અને એક્ઝૉસ્ટ વાલ્વ રહે છે આ પ્રમાણેના "બીલ્ટ અપ" સીલીનડરના ફાયદા હવે લગભગ સઘળે ઠેકાણે એકમતે કબુલ રાખવામા આવે છે આ એનજીનના સીલીનડરો ઉપર જુદા જૅકેટ નથી, પરતુ એવી ગોઠવણ રાખવામા આવી છે કે સ્ટીમ પાઇપ માહેથી આવતી બધી સ્ટીમ સીલીનડરની આસપાસ બધે ફરીને પછીજ સ્ટીમ વાલ્વ મારફતે સીલીનડરમા દાખલ થાય છે, તેથી દરેક સીલીનડરના જૅકેટમા તે સીલીનડરના ઇનીશીઅલ પ્રેસર જેટલાજ પ્રેસરની સ્ટીમ ફરતી રહે છે, જેથી સીલીનડરના જુદા જુદા ભાગોની ટેમ્પરેચર એકસરખી રહે દરેક સીલીનડર ગરમીને લીધે લબાઈમા સહેજ વધે છે, અને એ વધારો સમાવી લેવા માટેની છુટ જો નહી રાખવામા આવી હોય તો સીલીનડર લાઇન લેવલમા રહેતુ નથી, માટે આ એનજીનમા સીલીનડરના લાઇનર અથવા વરકીગ બૅરલનો એકજ છેડો સીલીનડર સાથે જોડી બીજો છેડો એક જાતના એક્ષપાનસન જૉઇન્ટમા છુટો રાખવામા આવ્યો છે કે જેથી ગરમીની અસરને લીધે તે છુટથી લબાય



ચિત્ર નાં૦ ૨૨૦.

મુંબઈની જેકબ સાસુન મીલનું ટ્રીપલ એક્ષપાનસન એનજીન (હીક હારગ્રીવ્સ એન્ડ કું૦)

હાઇ પ્રેસરમાથી ઇન્ટરમીડીએટમા જતા અને ઇન્ટરમીડીએટમાંથી લો પ્રેસરમા જતા સ્ટીમ બે મોટા રીસીવરોમાથી પસાર થાય છે, જે રીસીવરોની આસપાસ રાખેલા જૅકેટોમા બૉઇલરની તાજી સ્ટીમ ફરતી રાખવામા આવે છે, જેથી સ્ટીમ સહેજ સુપરહીટેડ થાય છે, એટલે તે માહેલો બીનાસ ઉડી જઈને સ્ટીમ સુક્કી થાય છે આ કારણ થકી રીસીવરના જૅકેટના બાહેરના શેલ સ્ટીલની બૉઇલર પ્લેટોના બનાવવામા આવ્યા છે હાઇ પ્રેસર સીલીનડરના જૅકેટને મજબુતી આપવા માટે તેની બાહેર બે સ્ટીલની રીગો ગરમ કરી ચહડાવવામા આવી છે, અને બધા સીલીનડરો તૈયાર થવા પછી સ્ટીમ અને હાઇડ્રૉલીક પ્રેસર આપીને ટેસ્ટ કરવામા આવ્યા હતા સીલીનડરો અને તેઓની ઉપરના સ્ટીમ ડ્રમો ઉપર શોભીતા પ્લેનીસ્ડ સ્ટીલના પત્રાના લૅગીગ કરવામા આવ્યા છે, અને બધા સીલીનડરોના પીસ્તન રાડ અને વાલ્વ સ્પીનડલોની બધી ગ્લૅન્ડોમા મેટૅલીક પૅકીગ ભરવામા આવી છે

એ ઍનજીનની સપાટ બેડ પ્લેટ ચાર ટુકડે બનાવવામા આવી છે, જેનુ મથાળુ ઍનજીન રૂમની જમીનની બરાબર રાખવામા આવ્યુ છે એ બેડ પ્લેટ ઉપર સીલીનડરો એવી રીતે ગોઠવ્યા છે કે તેઓ ગરમીને લીધે લબાઇમા છુટથી વધે, પરતુ બીજી કોઇબી રીતે હલે નહી બે ટૅન્ડમ સીલીનડરોને એક બીજા સાથે જોડવા માટે બે ટર્ન કીધેલા સ્ટીલના સ્ટે રાખ્યા છે, કે જેઓમાથી બધુ જોર પસાર થાય

વાલ્વગીઅર એ મેકરોની જાણીતી "ઇગ્લીશ એન્ડ સ્પેનસર" પેટન્ટ જાતનુ છે, જે "એકસેનત્રીક અને વાલ્વગીઅર"ના પ્રકરણમા છુટુ બતાવ્યુ છે દરેક સીલીનડરોના સ્ટીમ અને એકઝૉસ્ટ વાલ્વ ચલાવવા માટે જુદી જુદી એકસેન્ત્રીકો રાખી છે એકસેન્ત્રીકો ટૅનડમ સીલીનડરોની વચ્ચે મુકેલી આડી શાફ્ટો ઉપર ગોઠવવામા આવી છે, જે શાફ્ટ ક્રૅન્ક શાફ્ટ ઉપર મુકેલા બેવલ વ્હીલો મારફતે ચલાવવામા આવે છે વળી વાલ્વોની ગોઠવણ એવી રીતે રાખી છે કે બધા સીલીનડરોના સ્ટીમ વાલ્વો સીલીનડરોની અદરની (હમેશની) બાજુએ અને એકઝૉસ્ટ વાલ્વો સીલીનડરોની બાહેરની બાજુએ રહે આ કારણને લીધે એકસેન્ત્રીકો શાફ્ટ ઉપર છુટી છુટી રહેવાથી કામ કરવાને

બધી રીતની સગવડ મળે છે એનજીનના અસાધારણ મોટાં કદને લીધે સ્ટીમ વાલ્વો ઘણા ઉંચે રહેતા હોવાથી તેઓ ઉપર તેમજ લુબ્રીકેટરો વગેરે ઉપર કામ કરવાની સહેલાઇ મળે તે માટે સીલીનડરોની અંદરની બાજુએ ફરતી ગૅલરી બનાવવામા આવી છે.

હાઇ પ્રેસર સીલીનડરોના સ્ટીમ વાલ્વ ઉપર મોટો ગવરનર કાબુ રાખે છે, અને એ મોટા ગવરનરની કેટલીક ન સુધારી શકાય તેવી ખામીઓ બીજો એક નાનો "નોવલસ સપ્લીમેનટરી ગવરનર" સુધારે છે, જેને લીધે એનજીનની ઝડપમા ઘણો ફરક પડતો નથી, કે જે સુતર કાપડની મીલો માટે ઘણુંજ અગત્યનુ છે જ્યારે કોઈ કારણ-સર નુકસાન થવાથી એનજીનની ઝડપ વધી જઇ ગવરનર એકદમ ઉંચકાઇ જાય, અથવા તો ગવરનર ચલાવનારૂ ગીઅર ભાગી જવા-થી ગવરનર એકદમ નીચે બેસી જઈ કે બંધ પડી જઇ એનજીન ઉપરનો કાબુ છોડી દયે, ત્યારે સ્ટીમને હાઇ પ્રેસર સીલીનડરમા દાખલ થતી અટકાવનારૂ એક નૉકીંગ ઑફ્ મોશન રાખવામા આવ્યુ છે એનજીન બંધ કરવા અગાઉ આ ગીઅરનો સબંધ છોડી નાખવામા આવે છે, પણ એનજીન ચાલુ થતાજ પોતાની મેળે એ ગીઅર ગવરનરના સબંધમા જોડાઇ જાય છે

આ એનજીનની મોટી ક્રૅન્ક શાફ્ટ સીમેન્સ મારટીન સ્ટીલ (Siemens Martin steel) ની બનાવવામા આવી છે, અને એ મેકરોના ચાલુ રીવાજ મુજબ એ શાફ્ટ પોકળ બનાવવામા આવી છે ક્રેન્ક શાફટની બેરીંગો એ મેકરની જાણીતી "સ્વીવેલીંગ" જાતની છે શાફ્ટની બૅરીંગ માટે પેડેસ્ટલમા જે ખાચો રાખવામા આવે છે, તેથી એનજીનની ફ્રેમ એ બાજુએ નબળી પડી જાય છે, જેના ઉપાય તરીકે પેડેસ્ટલની બાજુમા રાખેલા ઘટતા ખાચામા T આવા માથાના મજબુત સ્ટીલના બાર ગરમ કરી ચહડાવવામા આવ્યા છે, જેથી પેડેસ્ટલના ખાચામાથી ફ્રેમ ચીરાઇ જવાનો સંભવ નથી

ફ્લાઇ વ્હીલના ગંજાવર કદને લીધે તેને બે ભાગમા બનાવવામા આવ્યુ છે એટલે કે બે છુટા ફ્લાઇ વ્હીલો બનાવી તેઓની રીમ બોલ્ટોથી જોડી લેવામા આવી છે વ્હીલની રીમની અતીશય ઝડપને લીધે આર્મોને બૅાસ સાથે હંમેશ મુજબ ચાવી મારી જોડવા ઉપરાત તેઓ ઉપર રાખેલી ખાસ ફ્લૅન્જો ઉપર મજબુત અખંડ ઘડેલી

સ્ટીલની રીંગો ગરમ કરી ચહડાવવામા આવી છે, જે પ્રમાણે બીજા તરેહવાર સાધાઓને પણ મજબુતી આપવામા આવી છે

આ મોટુ એનજીન સરફેસ કનડેનસીગ છે, અને બે લોપ્રેસર સીલીનડરો હોવાથી એમા બે જુદા જુદા કનડેનસરો, બે એરપમ્પો, બે સરક્યુલેટીગ પમ્પો અને બે ફીડ પમ્પો રાખવામા આવ્યા છે, જેઓમા વળી એવી રીતની ગોઠવણ રાખી છે કે, જો એક તરફના કનડેનસર કે તેની સામગ્રીને કાઇ નુકસાન થાય તો બધી સ્ટીમ બીજી તરફના કનડેનસરમા દાખલ કરી એનજીન ચાલુ રાખી શકાય કનડેનસરના શેલ ગોળાકાર અને કાસ્ટ આયર્નના છે, અને ટ્યુબો તથા ટ્યુબ પ્લેટો પિતળનાં છે અંદરની "કરન્ટ પ્લેટો" (current plates) એવી રીતે ગોઠવવામાં આવી છે કે સીલીનડરમાથી આવતી એકઝૉસ્ટ સ્ટીમ બધી ટ્યુબોની સપાટી ઉપર એકસરખી રીતે પથરાઇ જાય સરક્યુલેટીગ પમ્પો ઉભા ડબલ એકટીગ તથા રબરના વાલ્વ અને એર વેસલ સાથના છે. એરપમ્પો એ મેકરના જાણીતા ડબલ એકટીગ ડીસ્પલેસમેન્ટ (displacement) જાતના ઉભા છે ફીડ પમ્પો ઉંધા છે, કારણકે તેઓના રૅમ સરક્યુલેટીગ પમ્પોના ગૅડની લાઇનમા છે, કે જેઓ ગાઈડ તરીકે ગરજ સારે છે સીલીનડરોની દરેક જોડી સાથના એ ત્રણે પમ્પો તેલ રૉડ સાથે જોડેલા ગૅફીગ લીવર મારફતે ચાલે છે એ ઉપરાત ફીડવૉટર માહેથી તેલ, ચરબી વગેરે છુટા પાડવા માટેની બે મોટી ટાકીઓ, અને ફીડવૉટરનો બૉઇલરમા જતો જથો માપવા માટે એક કેનેડી મીટર રાખવામા આવ્યા છે

એ એનજીનની સ્ટીમ પાઇપો સ્ટીલની બૉઇલર પ્લેટોને રીવેટ કરીને બનાવવામા આવી છે, જેઓની ફ્લૅન્જો અને બેન્ડ કાસ્ટ સ્ટીલના છે

એનજીન હાઉસમા ઉપર ૨૫ ટનની એક ક્રેન મુકવામા આવી છે, કે જેથી કોઇ ભારે દાગીનો સહેલાઇથી ઉપાડી શકાય.

જોકે એ એનજીન ૨૮૦૦ થી ૩૨૦૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ બનાવવામાં આવ્યુ છે, તે છતા તે ૩૩૦૦ થી ૩૪૦૦ હૉર્સ-પાવર સહેલાઇથી ખેચી શકે છે એ મીલમા ૧૧ લૅનકેશાયર બૉઇલરો એજ મેકરના ગોઠવવામા આવ્યા છે, જેમાંના ૧૦ બૉઇલરો

એકલા એનજીનનેજ માત્ર સ્ટીમ પુરી પાડે છે, અને ૧૧ મુ બૉઇલર ફાલતુ રાખવામાં આવ્યુ છે, જ્યારે સાઇઝીંગ વગેરે બીજા ખપ માટે જોઇતી સ્ટીમ ઉત્પન કરવા માટે ૪ જુદા મરીન ટાઇપ બૉઇલરો ૨૦૦ પાઉન્ડ પ્રેસરના રાખવામા આવ્યા છે

એ ગંજાવર મીલ ઍનજીનને લગતી કેટલીક વધુ વિગતો નીચે આપી છે, જે ઉપરથી એ મોટા ઍનજીનની મોટાઇનો કાઇક ખ્યાલ આવશે

| | |
|---|---|
| હાઇપ્રેસર સીલીનડરનો ડાયામેટર | ૩૦ ઇંચ |
| ઇનટરમીડીએટનો ડાયામેટર ... | ૪૯ ઇંચ |
| બે લો પ્રેસર, દરેકનો ડાયામેટર .. | .. ૫૩ ઇંચ |
| સ્ટ્રોકની લંબાઇ | ૬ ફીટ |
| રેવોલ્યુશન્સ દર મીનીટે | ૫૫ |
| પીસ્તન સ્પીડ દર મીનીટે | . ૬૬૦ ફીટ |
| બૉઇલર વરકીંગ પ્રેસર | ૧૮૦ પા |
| કનેકટીંગ રૉડની લંબાઈ | ૧૭$\frac{3}{4}$ ફીટ |
| ક્રેન્ક પીનનો ડાયામેટર | ૧૩ ઇંચ |
| ક્રેન્ક પીનની લંબાઈ .. | ૧૫ ઇંચ |
| ક્રેન્ક શાફ્ટના જરનલનો ડાયામેટર | ૨૦ ઇંચ |
| ક્રેન્ક શાફ્ટના જરનલની લંબાઈ | ૪૫ ઇંચ |
| ક્રેન્ક શાફ્ટના બૉસનો ડાયામેટર | . ૨૯ ઈંચ |
| ફ્લાઇ વ્હીલનો ડાયામેટર | ૩૨ ફીટ |
| ૧$\frac{3}{4}$ ઇંચના દોરડાની સંખ્યા | ૫૬ |
| બન્ને કનડેનસર મળીને કુલીંગ સરફેસ | ૮૧૦ ચો ફીટ |
| સરક્યુલેટીંગ પમ્પનો ડાયામેટર | .. ૨૦ ઇંચ |
| ઍર પમ્પનો ડાયામેટર | ૨૨$\frac{1}{2}$ ઇંચ |
| ફીડ પમ્પનો ડાયામેટર | ૬$\frac{1}{2}$ ઇંચ |
| બધા પમ્પોના સ્ટ્રોકની લંબાઇ . | ૨૦ ઇંચ |
| બૉઇલરોની સંખ્યા | ૧૧ |
| બૉઇલરોના કદ .. . | ૨૮'×૭$\frac{1}{2}$' |
| ઇકોનૉમાઇઝરમા પાઇપો . . | ૯૬૦ |
| ક્રેન્કશાફ્ટ અને ક્રેન્કનુ વજન . ... | ૩૧ ટન |
| ફ્લાઇ વ્હીલનુ વજન .. . | ૧૨૪ ટન |
| આખા ઍનજીનનુ વજન . | ૫૨૦ ટન |

## લાહોર સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સનું એનજીન

(Engine of the Lahore Spinning & Weaving Mills)–ચિત્ર નાં० ૨૨૧ મા લાહોર સ્પીનીગ એન્ડ વીવીગ મીલ્સના કપલ્ડ કમપાઉન્ડ ટેનડમ એનજીનો માહેલુ એક એનજીન બતાવ્યુ છે જે મેસર્સ હીક હારગ્રીવ્સ એન્ડ કંo ના ટેનડમ એનજીનોની ઉતમ બાધણીનો સારો ખ્યાલ આપે છે એકજ ક્રેન્ક શાફ્ટ ઉપર બે કમપાઉન્ડ ટેનડમ એનજીનો મુકવાનુ હાલમા ઘણીક મીલોમા પસંદ કરવામા આવે છે, કારણકે એથી શરૂઆતમા એક એનજીન મગાવી પાછળથી મીલના સાચાકામમા વધારો થતા બીજુ એનજીન મગાવી ડબલ પાવર સહેલાઇથી ઉપજાવી શકાય છે એ એનજીનમા દરેક હાઇપ્રેસર ૧૬ ઇચ અને દરેક લો પ્રેસર ૩૦ ઇચ ડાયામેટરના છે, અને સ્ટ્રોક ૩૬ ઇચ તથા રેવોલ્યુશન્સ ૮૫ છે, જેથી દરેક એનજીન સહેલાઇથી અને કરકસર ભરેલી રીતે ૩૦૦ ઇન્ડીકેટેડ હોર્સપાવર ઉપજાવી શકે છે બૉઇલર પ્રેસર ૧૭૫ પાઉન્ડ છે ચિત્રમા બધી ચીજો ખુલ્લી દેખાય એવા હેતુથી ફ્લાઈવ્હીલ તથા એરપમ્પનુ લીવર બતાવ્યુ નથી ફ્લાઇવ્હીલ બે છે જે દરેક ૧૮ ફીટ ડાયામેટરના અને ૧૨ ઇચના રસાના ૧૦ ગ્રુવ સાથના છે દરેક ફ્લાઇવ્હીલ બબ્બે ટુકડે બનાવેલુ છે, જેઓના બૉસ અને રીમમા રાખેલી મજબુત ફ્લૅન્જો બોલ્ટોથી જોડી ઇરેકશન વખતે બૉસ ઉપર બે અખંડ સ્ટીલની રીંગો ગરમ કરી ચહડાવવામા આવી હતી એ એનજીનની ખાસ ખુબી એના સીલીનડરોને ટેનડમ જોડવામા છે સીલીનડરોને સેન્ટરમાથી બન્ને બાજુએ કાસ્ટ સ્ટીલના સ્ટેથી જોડવા ઉપરાત, નીચે તેઓના પગો વચ્ચે મજબુત કાસ્ટ આયર્નનો થાળી જેવો ડીસતન્સ પીસ આપ્યો છે, જેથી ચાલુમા સીલીનડરો બીલકુલ હાલતા કે ધ્રુજતા નથી વળી ચિત્રમા જોવાથી માલમ પડશે કે એ એનજીનમા કૉરલીસ વાલ્વના સ્પીનડલો માટે સ્ટફીગ બૉક્ષ ને ગલૅન્ડ રાખી નથી, જેથી અગવડની જગામા પેકીગો ભરવાની કડાકુટ નિકળી ગઇ છે વાલ્વ સ્પીન્ડલ ઉપર એક અખંડ કૉલર ઘડેલો હોય છે જે વાલ્વના કવર સાથે સ્ટીમના દબાણથી દબાઇ રહીને ઘણી સરસ બેરીગમા ઘસાતો ચાલે છે, જેથી સ્ટીમ બીલકુલ ગળતી નથી લો પ્રેસરના એકઝૉસ્ટ વાલ્વને એ પ્રમાણે સ્ટીમનુ દબાણ મળતુ નહી હોવાથી તેઓના સ્પીન્ડલ ખેચી રાખવા માટે સ્પીન્ડલ ઉપરના

ટો લીવર (toe lever) અને કવરના છેડા વચ્ચે એક એક સ્પ્રીંગ જેવુ સ્થિતિસ્થાપક (elastic) વૉશર મુકવામા આવે છે, જે સ્પીન્ડલને બાહેર ખેચી રાખી તેની ઉપરના કૉલરને કવરની સાથે અંદરની બાજુએ હમેશ લાગુ રાખે છે જેથી બાહેરની હવા એકઝૉસ્ટ વાલ્વ મારફતે કનડેનસરમા ખેચાઇ જઇ શકતી નથી

## કુલકતાની બરાનગર જુટ મીલનું એનજીન

(Engine of the Baranagore Juts Mill, Calcutta)—ચિત્રો ના૦ ૨૨૨ અને ૨૨૩ મા કલકતાની એક જાણીતી જુટ મીલનું ૨૫૦૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ એનજીન બતાવ્યુ છે, જે મેસર્સ હીક હારગ્રીવ્સ કુંપનીની જાણીતી બનાવટનુ છે એ એનજીનના સીલીનડરો એ મેકરની જાણીતી રીત પ્રમાણે "બીલ્ટ અપ" છે, એટલે કે વાલ્વ ચેમબરો અને સીલીનડર જૂદા જૂદા કાસ્ટ કરી તૈયાર કીધા પછી તેઓને બોલ્ટોથી જોડેલા છે એ જૉઇન્ટ કરતી વખતે રગ કે એસબેસતોસ વાપરવામાં આવતુ નથી, પણ જૉઇન્ટોની ફેસ ઘણીજ સારી રીતે સ્ક્રેપ (scrape) કરી ધાતુ સાથ ધાતુ જોડવામા આવે છે, જેથી જૉઇન્ટો ગળી ઉઠવાની ધાસ્તી રહેતી નથી, અને સીલીનડરના જૂદા જૂદા ભાગો છુટા છુટા બનાવવામા આવતા હોવાથી તેઓને જેવી જોઇએ તેવી ઘટ ચીવ્વટ કે સખ્ત ધાતુના બનાવી શકાય છે એ એનજીનમા બે ફલાઇ વ્હીલોને એક બીજાની જોડમાં ક્રેન્ક શાફ્ટ ઉપર સાથે જોડવામા આવ્યા છે, જે ચિત્રોમા દેખાડયા નથી. એ બન્ને વ્હીલોની રીમ એક બીજી સાથે બોલ્ટોથી જોડવામા આવી છે મેસર્સ હીક હારગ્રીવ્સ હૉરીઝૉનટલના મીલ એનજીનોના પીસ્તન રૉડમા એક ખાસ ખુબી એ છે કે પીસ્તન રૉડ તર્ન કરી બનાવ્યા પછી તેને ⌒ આવી રીતે સેહેજ વાંક આપવામા આવે છે, જેથી તે પીસ્તનના ભારથી પાછો તદન સીધો થઇ જાય છે આથી સીલીનડરના તળિઆમા પીસ્તન ઘસાતો નથી, પણ જાણે તરતો રહે છે અને પીસ્તનનો બધો બોજો ક્રૉસ હેડ અને તેલ રૉડના શુ ઉપર પડે છે, જેઓને જો ઘટતી રીતે ગોઠવ્યા હોય તો સીલીનડરનુ તળિયુ ઘસાઇને સીલીનડર ઓવલ (oval) થઇ જતુ નથી હૉરીઝૉનટલ એનજીનોમા સીલીનડરો ઘસાઇ જવાની ફર્યાદ આથી કટલેક દરજજે કમી થાય છે, અને એનજીનનુ ફ્રીકશન ઘણુ જ કમી



**ચિત્ર નાં૦ ૨૨૨.**

કલકતાની શ્યામનગર જુટ મીલનુ એનજીન (હીક હારગ્રીવ્સ એન્ડ કં૦)




ચિત્ર નાં૦ ૨૨૩.

કલકત્તાની અગાનગર જુટ મીલનું એનજીન (હીક હારગ્રીવ્સ એન્ડ કું)

થવાથી તેની મિકેનિકલ ઇફીશીઅન્સી વધે છે (જુવો પાનુ—૬૧૭). એજ ઢપ અને ધોરણ ઉપર બનાવેલાં ૧૩૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરના એજ મેકરના એક કમ્પાઉન્ડ એનજીનની ટેસ્ટ કરતા માલમ પડયુ હતુ કે તેણે વગર લોડે અને ફુલ સ્પીડે ચલાવતા ફકત ૭૬ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર પોતાના ફ્રીકશનમા ખાધા હતા, જે લગભગ ૬ ટકા થયા આથી આવા મોટા એનજીનની મિકેનિકલ ઇફીશીઅન્સી લગભગ ૯૪ ટકા થવા ગઇ બીજા એક ૧૬૦૦ હૉર્સ પાવરનાં એનજીનને વગર લોડે અને ફુલ સ્પીડે ખાલી ચલાવી જોતા તેમા ૧૪૧ હૉર્સ પાવર ઇન્ડીકેટ થયા હતા, જે સેકડે લગભગ ૯ ટકા થયા અને એનજીનની મિકેનીકલ ઇફીશીઅન્સી ૯૧ ટકા થઇ એ પરિણામ ઘણાજ સતોશકારક લેખાવા જોઇએ, કારણકે ઘણાક સારી બાંધણીના હૉરીઝોન્ટલ એનજીનો પોતાના ફ્રીકશનમા ઓછામા ઓછા ૧૫ ટકા પાવર ખાઇ જતા જણાયલા છે એ મેકરના એનજીનોની ચાલુ અને બારીક તપાસ લેતા ૧૨૦ પાઉન્ડ વરકીગ પ્રેસરે દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ સ્ટીમનો ખપ ૧૪ પાઉન્ડ, ૧૬૦ પાઉન્ડ પ્રેસરે ૧૩ પાઉન્ડ, અને સુપરહીટ સાથે ૧૨ પાઉન્ડ થયો હતો. ચિત્રમા બતાવેલા એનજીનનુ વાલ્વ ગીઅર એ મેકરનુ નવી ઢપનુ છે, જેમા સ્ટીમ વાલ્વ સાથે છુટા છુટા ઉભા ડૅશપૉટ રાખ્યા છે. વાલ્વો એ મેકરના ચાલુ રિવાજ મુજબ રીસ્ટ પ્લેટ (**wrist plate**) થીજ ચલાવવામા આવે છે જે ઘણા એનજીનીઅરો પસદ કરે છે એ એનજીનની એક ખાસ ખુબી એની કૉરલીસ ત્રન્ક ફ્રેમ છે ક્રૉસ હેડની ગાઇડની નીચે બન્ને છેડે પગો આપેલા છે, અને વળી આગલા પગમા સીહડીના પગથિઆઓ બનાવ્યા છે, જેથી સીલીનડર ઉપર ચહડવાને સહેલાઇ અને સગવડ મળે છે ચિત્ર નાં૦ ૨૨૩ મા જોવાથી માલમ પડશે કે મેન પેડેસ્ટલ ઘણા ભારી અને મજબુત બનાવ્યા છે, અને તેઓની બાહેરની બાજુએ ઘટતી જાડાઇની ધાતુ રાખી ઉપરથી સ્લોપ કરી નાખ્યા છે એ બાબત ઉપર ધ્યાન ખેચવાનુ ખાસ કારણ એ છે કે એક ચોક્કસ મેકરના મોટા મીલ એનજીનમા મેન પેડેસ્ટલની એ બાહેરની બાજુ ઘણી કમજોર, અને ધાતુ ફકત ૪ ઇચ જેટલી રાખવાથી ચાલુમા તેટલો ભાગ મરડાયા કરતો આ લખનારે જોયો હતો, જેથી મેન બેરીગોમા હમેશા અવાજ થયા કરતો હતો અને પેડેસ્ટલના બ્લૉક એ તરફથી તુટી જવાની

ધારતીમાં હતા, પણ એનજીન અન્ડર લોડેડ હોવાથી ગાડુ ગબડયા કરતુ હતુ

એ એનજીનને લગતી કેટલીક વિગતો નીચે આપી છે—

| | | |
|---|---|---|
| હાઇપ્રેસર સીલીનડરનો ડાયામેટર . .. ..... . | ૩૩ | ઇંચ |
| લો પ્રેસર ,, ,, . . .. . .. | ૬૭ | ,, |
| સીલીનડર રેશ્યો.. . . .... . .. ...... | ૧ ૪ ૧૨ | |
| સ્ટ્રોકની લબાઇ . .. ... ........... | ૬ | ફીટ |
| રેવોલ્યુશન્સ . .. .. ... . . ...... | ૫૮ | મીનીટે |
| ફ્લાઇ વ્હીલનો ડાયામેટર ...... . .... .... | ૨૬ | ફીટ |
| ૧ 7/8 ઈંચના દોરડા.. .. .. . . ......... | ૫૦ | |
| હાઇ પ્રેસરના પીસ્તન રૉડનો ડાયામેટર ...... . ... | ૭ 3/4 | ઇંચ |
| લો પ્રેસરના ,, ,, ,,.. ... .......... ...... | ૮ 3/4 | ઇંચ |
| ક્રૅન્ક શાફ્ટનો ડાયામેટર, જર્નલમા . . ... . ... | ૧૯ | ઇંચ |
| જરનલની લબાઇ ... .. . .. ... | ૩૬ | ઇંચ |
| ક્રૅન્ક શાફ્ટનો ડાયામેટર જાડીમા . . ...... ... | ૨૧ | ઇંચ |
| ,, ,, ,, બોસમા . .......... .. ... | ૨૫ | ઇંચ |
| બે ઍરપમ્પ, દરેકનો ડાયામેટર..... .. ...... .. . | ૩૭ | ઇંચ |
| દરેક ઍરપમ્પના સ્ટ્રોકની લબાઇ.. .... .. .. . | ૨૪ | ઇંચ |
| ડુપ્લીકેટ અથવા ઓક્ષીલીઅરી પમ્પનો ડાયામેટર... | ૨૩ | ઇંચ |
| ,, ,, ,, ,, સ્ટ્રોક | ૧૮ | ઇંચ |

**ટેક્ષટાઇલ મીલનું એનજીન** (Engine of the Textile Mills, Bombay)–મુંબઇની આ મીલનુ એનજીન કમ્પાઉન્ડ સર્ફેસ કનડેનસીંગ હોવા છતા ૧૬૦ પાઉન્ડ વરકીંગ પ્રેસર માટે બનાવેલુ હોવાથી પહેલા એ તરફ ઘણાક એન્જીનીઅરો અને માલેકોનુ ધ્યાન ખેચાયુ હતુ, અને એની ફતેહ પછી મેસર્સ હીક હારગ્રીવ્સ એન્ડ કો૦ એ એજ ઢબના ઘણાક એનજીનો બાધ્યા છે, જેથી એને લગતી કેટલીક વીગતો અત્રે આપેલી ઉપયોગી થઇ પડશે એની સઘળી બાંધણી ઉપર વર્ણન કરેલા એનજીનોને મળતીજ છે, પણ ખાસ ખુબી એના સીલીનડર રેશ્યો અને સ્ટીમ પ્રેસરને લગતી છે એ એનજીન ૧૦૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ઉપજાવવા માટે બનાવવામા આવ્યુ છે, અને એમાં હાઇ પ્રેસર ૨૮ ઇંચનુ, અને લો પ્રેસર ૫૬ ઇંચનુ હોવાથી સીલીનડર રેશ્યો ૧ ૪ નો છે સ્ટ્રોકની



ચિત્ર નાં૦ ૨૨૮.

મુઅત્તી સ્પ્રીંગ મીલનું એન્જીન (હીક હાર્ગ્રીવ્સ એન્ડ કો.)



ચિત્ર નાંઠ ૨૨૫.

મુખ્યતની સ્ટ્રીંગ મીલનું એનજીન (ડીક હાર્ગ્રીવ્સ એન્ડ કાં)

લબાઇ ૬ ફીટ અને રેવોલ્યુશન્સ ૫૫ રાખવામાં આવ્યાં છે સીલી-ન્ડરો ઉપર જૅકેટ છે, પણ સીલીનડરમા દાખલ થતી સ્ટીમ પહેલ્લા જૅકેટમા ફરીને પછીજ સીલીનડરમા દાખલ થાય એવી ગોઠવણ રાખવામા આવી છે એ ઍનજીનનુ ફ્લાઇવ્હીલ ૨૮ ફીટ ડાયામેટરનુ અને ૧⅞ ઇંચના ૩૦ દોરડાનુ છે, તથા ઍર પમ્પ અને સરક્યુ-લેટીગ પમ્પો એ મેકરોના જાણીતા ડબલ એકટીગ છે એ ઍનજીન સાથે ૩૦'×૮'ના ત્રણ બૉઇલરો અને ૪૦૦ પાઇપોનુ એક ઇકૉનોમા-ઇઝર જોડેલા છે

આ ઍનજીનના બાબમા જાણવાજોગ એ છે કે એ કમ્પાઉન્ડ હોવા છતા કેટલાક ત્રીપલ ઍક્સપાનસન ઍનજીનોની જેટલીજ કર-કસરે કામ કરતુ કહેવાય છે એ એનજીનની તપાસ લેવામા આવતા દર કલાકે દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ માત્ર ૧૩ ૬ પાઉન્ડ ફીડ-વૉટર અથવા સ્ટીમ ખપેલી જણાવવામા આવે છે, જે જથામા ઇકૉનેમાઇઝરના સ્ક્રેપરો ચલાવનારા નાના એનજીનમા ખપતી સ્ટીમ તથા જૅકેટો વગેરેમા ખપતી સ્ટીમ પણ ગણવામા આવી છે કોલસાનો ખપ, ૧૬ ટકા જા ગડ અને ગખવાળો બેનગોલ કોલ બાળના, દર કલાકે દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ ૧ ૭ પાઉન્ડ બળતો જણા-વવામા આવે છે, જે એક કમ્પાઉન્ડ એનજીન માટે ઘણુ સતોપકારક લેખાવુ જોઇએ

**સ્પ્રીંગ મીલનું એનજીન** (Engine of tho Spring Mills, Bombay)—મેશર્સ હીક હારગ્રીવ્સ એન્ડ કુ૦ વાળાઓ ત્રીપલ કરતા હાઇપ્રેસર કમ્પાઉન્ડ એનજીનોને વધુ પસદ કરતા જણાય છે કારણકે ૧૬૦ પાઉન્ડ પ્રેસરના કમ્પાઉન્ડ એનજીનો ફતેહ-મદી સાથ બાધ્યા પછી સ્પ્રીગ મીલનુ એનજીન પણ તેઓએ ૧૬૦ પાઉન્ડ વરકીગ પ્રેસર માટે કમ્પાઉન્ડજ બનાવી મોકલ્યુ છે, જેનુ હાઇપ્રેસર સીલીનડર ૩૭ ઈંચનુ, લોપ્રેસર ૭૮ ઈંચનુ, સ્ટ્રોક ૬ ફીટનો અને રેવોલ્યુશન્સ ૫૭ છે, અને તે લગભગ ૩૭૫૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ કહેવાય છે એનુ ફ્લાઇ વ્હીલ ૨૭ ફીટ ડાયામેટરનુ અને ૬૪ દોરડાનુ છે એ એનજીન જેટ કનડેનસીગ છે, અને એની બાંધણી આગળ વર્ણવેલા બરાનગર જુટ મીલના એનજીનને ઘણીક રીતે મળતી આવે છે, જે ચિત્રો ના૦ ૨૨૪ અને ૨૨૫ ઉપરથી માલમ પડશે.

મુબઇની સેનચરી મીલનુ એનજીન પણ એ મેકરોએ એવીજ જાતનુ બનાવી મોકલ્યુ છે, અને એ બન્ને એનજીનો એ જાણીતા મેકરનાં છેલ્લામા છેલ્લા સુધારા સાથના નવી ઢપના મીલ એનજીનો તરીકે સારો સતોશ આપતા કહેવાય છે

**મસગ્રેવનું "સ્તેજેન" એનજીન (Musgrave's Stegen Engine)**—ચિત્ર ના૦ ૨૨૬ મા જાણીતા એનજીન બીલ્ડરો મેશર્સ જે મસગ્રેવ એન્ડ સન્સનુ સ્તેજેન પેટ ટ પીસ્તન વાલ્વનુ એનજીન બતાવ્યુ છે, જેમા ઘણાક જાણવાજોગ સુધારા જોવામા આવે છે. ચિત્રમા બતાવેલુ એનજીન ૨૫૦૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ છે, અને એવી ઢપનુ એક એનજીન હમણા મુબઇની એક મીલમા જોવામા આવે છે

એ એનજીનની બાધણી ઘણીજ ઉમદા છે, અને સીલીનડરોના પગ ફાઉનડેશન ઉપર એટલા બધા ફેલાવીને મુકયા છે કે ચાલુમા એનજીનના સીલીનડરો જરાબી ધ્રુજે નહી એ મેકરની જાણીતી રીત મુજબ સીલીનડરોના આગળા પગ ફાઉનડેશન ઉપર મુકવામા આવે છે, જ્યારે પાછલા પગ એક ફ્રેસ કીધેલી બેડપ્લેટ ઉપર મુકવામા આવે છે કે જેથી જ્યારે સીલીનડર ગરમીથી લબાય ત્યારે તે બેડપ્લેટ ઉપર સેહલાઇથી સરીને લબાય, અને એનજીનની લાઇન લેવલમા જરાબી ફરક પડે નહી

હમણાસુધી એવુ ધાર્વામા આવતુ હતુ કે મોટા મીલ એનજીનો કૉરલીસ વાલ્વ સાથેજ સારૂ પરિણામ નિપજાવી શકે, અને કૉરલીસ વાલ્વો ઉપર સરસાઇ ભોગવનારા કોઇ જાતના વાલ્વોની જાણે હસ્તીજ સ્વીકારવામા આવતી હતી નહી, પણ આ એનજીનમા સ્તેજેનના પેટ ટ પીસ્તન વાલ્વોએ એટલુ બધુ સારૂ પરિણામ દેખાડયુ છે કે થોડાક વરસમા કૉરલીસ વાલ્વોને બદલે એવા વાલ્વ બીજા મેકરો પણ કદાચ પોતાના એનજીનોમા મુકવા લાગશે

સ્તેજેન વાલ્વનુ જુદુ વર્ણન "વાલ્વગીઅર"ના પ્રકરણમા વિસ્તારથી આપવામા આવ્યુ છે, તથા તેનુ જુદુ ચિત્ર પણ ત્યાં આપ્યુ છે એ વાલ્વની ખાસ ખુબી એ છે કે એમા વાલ્વ ઉપર સ્ટીમપ્રેસર પડતો નથી, તેથી તેઓ બીલકુલ "ઇકવીલીબ્રીઅમ" મા રહે છે વળી એ વાલ્વ માટે સીટ જેવુ કશુ હોતુ નથી એક સીલીનડરમા જેમ પીસ્તન ચાલે તેમ એ વાલ્વ ચાલે છે, અને એ વાલ્વના સીલીનડરો ઉભા હોવાથી તેઓ ઘસાઇ જતા નથી એ વાલ્વ માટે વળી પૉર્ટ ઘણાજ ટુકા

રાખવા પડતા હોવાથી કલીઅરન્સ સ્પેસ ઘણીજ થોડી રહે છે, જે સ્ટીમની કરકસર માટે ઘણુ ફાયદાભરેલુ છે, કારણકે જેમ કલીઅરન્સ સ્પેસ ઓછી હોય તેમ સ્ટીમ ઓછી ખપે છે એ વાલ્વને ચલાવવા માટેનુ ગીઅર મારશલ, રોબી અને બીજા મેકરોનાં ત્રીપગીઅર જેવુજ હોય છે, પણ મજકુર ત્રીપગીઅર વાલ્વોમા વાલ્વ સીટ ઉપર અડકીને બેસે છે એવુ આ સ્તેજેન વાલ્વમા નથી, અને એમા વાલ્વ કે સીટ કાઇક વરસોના વરસો સુધી ખરાબ થઇ જવાની ધાસ્તી રેહતી નથી, જે ઘણુજ ફાયદાભરેલુ છે (જુવો પાનુ-૪૯૮)

સ્તેજેન વાલ્વના એનજીનો કૉરલીસ વાલ્વના એનજીનો કરતા ઘણી વધારે સ્પીડે ચલાવી શકાય છે, સ્ટીમ વાલ્વના કટઑફ ઘણીજ સફાઇથી ડૅશપૉટની મદદથી થાય છે, અને વાલ્વની ઉપર સ્ટીમ પ્રેસર પડતો નહી હોવાથી નાના ડૅશપૉટ અને નાની સ્પ્રીંગ ચાલી શકે છે અને વાલ્વ ચલાવવા માટે એનજીનને ઘણુજ થોડુ જોર પડે છે જેથી એ એનજીનની મિકેનીકલ ઇફીશીઅન્સી બીજા કૉરલીસ એનજીનો કરતા કાઈક વધુ હોય છે

સ્તેજેન એનજીનમા સ્ટીમનો ખપ ઘણો ઓછો હોવાથી તેઓ ઘણા કરકસર ભરેલા કહેવાય છે નાના કમપાઉન્ડ એનજીનમા ૧૩½ પાઉન્ડ, અને મોટા કમ્પાઉન્ડ એનજીનોમા ૧૨ પાઉન્ડ સ્ટીમ દર કલાકે દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ ખપે છે, પણ સુપરહીટેડ સ્ટીમ હોય તો લગભગ ૧૧ પાઉન્ડ સ્ટીમ ખપવાની ગેરન્ટી એ મેકરો આપે છે

**મસગ્રેવનું યુનીફ્લો એનજીન** ( Musgrave's Uniflow Engine )—આ જાતના એનજીનો સીગલ સીલીનડર સીમ્પલ એનજીન હોવા છતા કમ્પાઉન્ડ અને ત્રીપલ એનજીનો ઉપર સરસાઇ ભોગવવા લાગ્યા છે ચિત્ર નં૦ ૬૨૭ ઉપરથી જોવામા આવશે કે એ એનજીન કેટલુ બધુ સાદુ અને ગુચવાડા વગરનુ છે એમા ફકત બે સ્ટીમ ઇનલેટ વાલ્વ હોય છે, પણ એકઝૉસ્ટ વાલ્વ હોતા નથી, અને વાલ્વ ગીઅર અતીશય સાદી છે, તેમજ ક્રેન્ક અને ક્રૉસ હેડને બધિઆર કેસીંગો લગાડેલા હોવાથી એનજીનનો દેખાવ ઘણો સુદર લાગે છે એ મેકર એ જાતના એનજીનોમા ઍર પમ્પ ક્રેન્ક શાફ્ટ ઉપર મુકેલી એક જુદી નાની રોપ પુલી ઉપરથી દોરડાંની મદદથી ચલાવવાનુ પસદ કરે છે, જેથી સીલીનડરની



ચિત્ર ના૦ ૨૨૭.

મનચ્રાન પનીડના એનજીન

પાછળ તેલ રૉડ, લીવર, કે ગાઇદ કશુંએ જોઇતુ નથી. એ એનજીનના સીલીનડરના અંદરના દેખાવનુ ચિત્ર તથા વર્ણન પાને ૪૪૧ મે આપ્યુ છે, તે જોવાથી માલમ પડશે કે એના સ્ટીમ વાલ્વ સીલીનડરનાં બન્ને તરફનાં કવરમા છે, અને એકઝૉસ્ટ પૉર્ટ સીલીનડરની વચ્ચે છે. આથી એકઝૉસ્ટ થતી વખતે માત્ર સીલીનડરનો વચલો ભાગજ ઠંડો થાય છે, પણ સીલીનડરના બન્ને છેડા અતીશય ગરમ રહે છે એ એનજીનના સીલીનડરમા કમ્પ્રેસન હમેશા વધારે રહે છે, અને સીલીનડર કવરની બાહેર હમેશાજ સુપરહીટેડ સ્ટીમ લાગેલી રહેવાથી સીલીનડરના છેડાઓની ટેમ્પરેચર જરાબી ઉતરતી નથી, તેથી ઇનીશીઅલ કનડેનસેશન થતુ નથી (જુવો પાના ૫૯-૬૦), અને સ્ટીમના ખપમા ઘણો મોટો બચાવ થાય છે ૪૯૪ હૉર્સ પાવરના એવા એક સીંગલ સીલીનડર એનજીનની તપાસ લેતા તેમા દરએક ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ દર કલાકે ફકત ૧૦.૩ પાઉન્ડ સ્ટીમ ખપેલી જણાઇ હતી, જેવુ પરિણામ તો મોંઘી કીમતના ત્રીપલ એક્ષપાનસન એનજીનોમાથી પણ કવચિતજ મેળવી શકાય ' એ એનજીનનુ સીલીનડર ૨૫½ ઇંચ ડાયામેટરનુ હતુ, અને સ્ટ્રોક ૩ ફીટ ૩⅞ ઇંચ હતો, રેવોલ્યુશન્સ ૧૩૦, બૉઇલર પ્રેસર ૧૭૮ પાઉન્ડ, અને સુપરહીટ ૨૫૦ ડીગ્રી, તથા વૅકયુમ ૨૬ ઇંચ હતા એ એનજીનને ટેસ્ટ કરતી વખતે લીધેલો ખરો ડાએગ્રામ ૪૪૨ મે પાને આપેલો છે ત્રણ ત્રણ અને ચાર ચાર સીલીનડરોવાળા મોટા અને ભારી કીમતના એનજીનોનો જમાનો હવે ખતમ થતો જણાય છે, કારણકે હાઇ સુપરહીટ અને હાઇપ્રેસર બન્નેનો સામટો લાભ એકજ સીલીનડરમાં સામટો મેળવી શકાય છે

**ખટાઉ મકનજી મીલનું એનજીન** (**Engine of the Khataoo Makanji Mill**)—ચિત્રો નાં૦ ૨૨૮ અને ૨૨૯ મા મેશર્સ જૉન મસગ્રેવ ઍન્ડ સન્સનુ બનાવેલુ એક વરટીકલ કવાડ્રુપલ એક્ષપાનસન મીલ એનજીન બતાવ્યુ છે, જે મુંબઇની ખટાઉ મકનજી મીલમાં હાલ જોવામાં આવે છે હાલમા ૧૮૦ પાઉન્ડ પ્રેસર સુધીના ત્રીપલ એક્ષપાનસન એનજીનો વપરાસમા આવવાને લીધે ૨૦૦ પાઉન્ડ પ્રેસરના કવાડ્રુપલ એનજીનો વપરાસમા આવતાં નથી, તોપણુ એક નવાઇ જેવા એનજીન તરીકે આ એનજીનનુ વર્ણન ધ્યાન ખેંચનારૂ થઇ પડશે



No 284

## ચિત્ર નાં૦ ૨૨૮.

ખટાઉ મકનજી મીલનુ ક્મ્પાઉંડ એક્ષપાનસન એનજીન (જે મસગ્રેવ એન્ડ સન્સ)

એ એનજીન ઉભુ છે, અને ફ્લાઇ વ્હીલની બન્ને તરફ બે મજબુત બૉક્ષ જેવી બેડપ્લેટો ગોઠવી છે, જેઓ ઉપર બન્ને છેડે બબે બૉક્ષ જેવા પોકળ પણ મજબુત સ્ટૅનર્ડો ઉભા કરવામા આવ્યા છે એ સ્ટૅનર્ડો ઉપર મુકેલી આડી બેઠકો ઉપર બબે સીલીનડરોની જોડી જોડવામા આવી છે, અને એ બન્ને સીલીનડરોના પીસ્તનરૉડો ટ્રાએનગ્યુલર કનેકટીંગ રૉડની મદદથી એક ક્રૅન્ક સાથે જોડવામા આવ્યા છે એ ગોઠવણ ક્વાડ્રુપલ એનજીનો માટે ઘણી સગવડભરેલી થઇ પડે છે, કારણકે જો એની ગોઠવણ નહી કરવામા આવે તો ચારે સીલીનડરોને એક હારમા રાખી ચાર ક્રૅન્કો રાખવાથી, અથવા બબે સીલીનડરોને એક બીજા ઉપર ટેનડમ મુકવાથી એનજીન ક્વાડ્રુપલ થઇ શકે, જે ઘણ અગવડભરેલુ થઇ પડે બીજી રીતે તો એ ટ્રાએનગ્યુલર કનેકટીંગ રૉડથી મળતી સગવડને લીધેજ મીલ એનજીનોને ક્વાડ્રુપલ બનાવવાનુ એ મેકરોને ઉત્તેજન મળ્યુ હતુ

એ એનજીનમા ફ્લાઇ વ્હીલની એક તરફ હાઇ પ્રેસર અને પહેલુ ઇનટરમીડીએટ, તથા બીજી તરફ લો પ્રેસર અને બીજુ ઇનટ-રમીડીએટ સીલીનડર મુકવામા આવ્યા છે, અને ક્રૅન્કોને એક બીજાને કાટખુણે નહી મુકતા એક બીજાની સામે મુકવામા આવી છે કે જેથી બધા ચાનુ ભાગો બૅલન્સમા રહે દરેક સીલીનડર ઉપર એ મેકરની બનાવેલી નવી કૉરલીસ વાલ્વગીઅર જોડવામા આવી છે હાઇ પ્રેસર અને પહેલા ઇનટરમીડીએટ સીલીનડરોના વાલ્વના કટ ઑફ ગવરનરની મદદથી પોતાની મેળે થાય છે, ત્યારે બીજા બે સીલીનડરોના વાલ્વના કટ ઑફ હાથે માંડી લેવામા આવે છે

એ એનજીનના નવાઇ જેવા કનેકટીંગ રૉડ વિષે "ક્રૉસહેડ અને કનેકટીંગ રૉડ" ના પ્રકરણમા વર્ણન કરવામા આવ્યુ છે ચિત્રોમા જોવાથી માલમ પડશે કે એ કનેકટીંગ રૉડ સાથે જોડાતા પૅરેલલ મોશનના લીવરના છેડા સ્ટૅનર્ડની બાહેર કાઢી તેઓની મદદથી ઍરપમ્પો ચલાવવાની ગોઠવણ કરવામા આવી છે, જે ઍરપમ્પો તથા તેની સાથનુ જેટ કનડેનસર એનજીન રૂમની નીચે ગોઠવવામા આવ્યા છે એ મેકરો પોતાના જેટ કનડેનસરો ઇજેકટર કનડેનસરની ઢબ ઉપર બનાવે છે, જે આ એનજીનના ચિત્ર નાં૦ ૨૨૮ મા સ્પષ્ટ દેખાય છે



№ 283

ચિત્ર નાં૦ ૨૨૯.

ખટાઉ મકનજી મીલનુ ક્વાડ્રુપલ એક્ષપાનસન એનજીન
(જે મસગ્રેવ એન્ડ સન્સ)



ચિત્ર નાં૦ ૨૩૦.

કોલાબા લૅન્ડ મીલનું એનજીન. (જે. મસગ્રેવ એન્ડ સન્સ)

એ એનજીન વરટીકલ હોવા છતા એની ગોઠવણ ઝાઝા ગુચવાડા વગરની છે જેથી સીલીનડરોના કવરો, પીસ્તનો, કે ગ્લન્ડો તરફ સહેલાઇથી પોહચી શકાય છે એ માટેના પ્લૅટફોર્મો ઘણા કુશાદે અને સગવડ પડતા રાખવામા આવ્યા છે, જેથી કામ કરવાની અગવડ પડે નહી, તેમજ સ્ટૉપ વાલ્વ એ પ્લૅટફૉર્મ ઉપરથી કે નીચેથી પણ ઉઘાડ બધ થઇ શકે તેવી ખાસ ગોઠવણ રાખવામા આવી છે

એ એનજીનને લગતી જાણવાજોગ વિગતો નીચે આપી છે —

| | |
|---|---|
| હાઇ પ્રેસરનો ડાયામેટર . . . . | ૨૦½ ઇચ |
| પેહલુ ઇનટરમીડીએટ . ....... . . | ૨૮¾ ઇચ |
| બીજુ ઇનટરમીડીએટ . .. | ૩૯ ઇચ |
| લો પ્રેસર . .. | ૫૫ ઇચ |
| સ્ટ્રોકની લબાઇ .. ... . | ૪ ફીટ. |
| રેવોલ્યુશન્સ . . . . . | ૬૫ |
| ઇન્ડીકેટેડ હોર્સપાવર ..... ... | ૧૩૦૦ |
| બૉઇલર પ્રેસર .. . | ૨૦૦ પાઉન્ડ |
| ફલાઇ વ્હીલના ડાયામેટર . . | ૨૩ ફીટ |
| ૧¾ ઇચના દોરડાની સખ્યા . . . . . | ૩૪ |

## કોલાબા લૅન્ડ ઍન્ડ મીલ કુંo નુ એનજીન

(Engine of the Colaba Land and Mill Co)—આ એનજીન મેસર્સ જૉન મસગ્રેવ ઍન્ડ સન્સની બનાવટનુ છે, જે ચિત્ર નાo ૪૩૦ મા બતાવેલા એનજીનને ઘણુક મળતુ આવે છે એ એનજીન હોરીઝૉન્ટલ કમ્પાઉન્ડ સરફેસ કન્ડેનસીગ ૧૦૦૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ છે એ એનજીનમા મુખ્ય ધ્યાન ખેચનારી ચીજ એ ઍનજીનની બૉક્ષ ફ્રેમ છે, જે મેશર્સ મસગ્રેવ સાધારણ ટ્રન્ક અથવા ગેરલીસ ફ્રેમ કરતા વધુ પસદ કરે છે, અને જણાવે છે કે ટ્રન્ક ફ્રેમ આ ઍનજીનમા બતાવેલી બૉક્ષ ફ્રેમ કરતા મજબુતી કે વજનમા કોઈબી દરજ્જે ચઢીયાતી નથી બૉક્ષ ફ્રેમ ઉપરથી ઉઘાડી હોવાથી તે ઉપર કામ કરનારને ઘણી સગવડ અને સવળતા મળે છે એ બૉક્ષ ફ્રેમ સીલીનડર સાથે મજબુત ફ્લૅન્જોની મદદથી કેવી રીતે જોડવામા આવે છે, તે ચિત્રમાં સ્પષ્ટ બતાવ્યુ છે બૉક્ષ ફ્રેમને લીધે ક્રૉસહેડ ઘણીજ સાદી જાતનો બનાવી શકાય છે, જેને માત્ર નીચેજ ગાઈડ

હોય છે ક્રોસહેડ વચ્ચેથી ચિરીને તેમાં કનેકટીંગ રૉડનો છેડો બેસાડ-વામાં આવે છે, જેથી કનેકટીંગ રૉડનો એક છેડો જીબ કોટરવાળો અને બીજો છેડો મરીન પૅતર્નની ટપ ઉપર એ મેકરો બનાવવાનું પસંદ કરે છે કે જેથી બ્રાસોના ઘસારાથી તેની લંબાઇમાં ઝાઝી વધઘટ થયા કરે નહી, અને સીલીનડરની બન્ને તરફની કલીઅર-ન્સમાં ફરક પડે નહી સીલીનડરોની લંબાઇમાં ગરમીથી થતી વધઘટ કેવી રીતે સમાવી લેવામાં આવે છે, તે ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે એ માટે એ મેકરો એવી ગોઠવણ કરે છે કે સીલીનડરનો એક છેડો ફ્રેમ સાથે જોડી રાખે છે, અને બીજો છેડો પાયા ઉપર નહી ટેકાવતાં પાયા ઉપર એક છુટી બેડ પ્લેટ મુકી તેની પ્લેન કરેલી સપાટી ઉપર એ બીજો છેડો ગોઠવે છે, જે રીત ચિત્રમાં બનાવેલા એનજીનના હાઈપ્રેસર સીલીનડર નીચે સ્પષ્ટ દેખાય છે

મેસર્સ મસગ્રેવની કૉરલીસ વાલ્વગીઅર ઘણીજ સાદી જાતની નદ્દન ગુંચવાડા વગરની, અને કદી અટકી નહી જાય તેવી છે, જે આ એનજીનના ચિત્રમાં લો પ્રેસર ઉપર ખુલ્લી દેખાય છે હાઇપ્રેસર સીલીનડરનો કટ ઑફ ગવરનરની મદદથી પોતાની મેળે લોડના પ્રમાણમાં ઓછો વધતો થયા કરે છે એ મેકરો ગવરનરને દોરડાની મદદથી ચલાવવાનું વધુ પસંદ કરે છે

કોલાબા લૅન્ડ અને મીલ કાં૦ ના એનજીનને લગતી કેટલીક જાણવાજોગ વિગતો નીચે આપી છે—

| | | |
|---|---|---|
| હાઇપ્રેસરનો ડાયામેટર ... | ૨૬ | ઇંચ |
| લો પ્રેસરનો ડાયામેટર .. .. | ૫૦ | ઇંચ |
| સ્ટ્રોકની લંબાઇ . ... . | | ફીટ |
| રેવોલ્યુશન્સ . . | ૫૦ | |
| ઇન્ડીકેટેડ હૉર્સ પાવર .. | ૧૦૦૦ | |
| બૉઇલર પ્રેસર . | ૧૨૫ | પાઉન્ડ |
| ફલાઇ વ્હીલનો ડાયામેટર ... | ૨૭ | ફીટ |
| ૧⅞ ઇંચના દોરડાની સંખ્યા . . . | ૨૮ | |
| ક્રૅન્કશાફ્ટ જરનલનો ડાયામેટર . . .. | ૧૫ | ઇંચ |
| ક્રૅન્કશાફ્ટ જરનલની લંબાઇ .. .. | ૩૦ | ઇંચ |
| ક્રૅન્કશાફ્ટ બૉસનો ડાયામેટર . . . ... . ... | ૧૯ | ઇંચ |
| કનેકટીંગ રૉડની લંબાઇ ... . ... ... | ૧૮ | ફીટ. |
| ક્રૅન્ક પીનનો ડાયામેટર . . .. ..... | ૭½ | ઇંચ. |
| ક્રૅન્ક પીનની લંબાઇ .. ... .... ... | ૯ | ઇંચ. |

**સન મીલનું એનજીન** (Engine of the Sun Mill)—ચિત્ર નાં૰ ૨૩૧ માં મુબઇની સન મીલનુ વરટીકલ ટેનડમ ત્રીપલ એક્ષપાનસન એનજીન બતાવ્યુ છે, જે મેસર્શ જૉન મસગ્રેવ એન્ડ સન્સની બનાવટનુ છે એ એનજીનમા ચાર સીલીનડરો છે. એક હાઇ પ્રેસર, એક ઇનટરમીડીએટ, અને બે લો પ્રેસર ચારે સીલીનડરો ઉપર કૉરલીસ વાલ્વ રાખવામા આવ્યા છે, જેઓમાથી હાઇ પ્રેસર અને ઇનટરમીડીએટના કૉરલીસ વાલ્વોના સ્ટીમ કટઑફ ગવરનરની મારફતે પોતાની મેળે થયા કરે છે

એ એનજીનની બેડ પ્લેટ બે ટુકડે બનાવી ફ્લાઇ વ્હીલની બન્ને બાજુએ એક એક મુકવામા આવી છે, જેઓ ઉપર મજબુત સ્ટેનડર્ડો ઉભા કરવામા આવ્યા છે એ મેકરો પોતાના ઉભા એનજીનના સ્ટેનડર્ડો જમીન ઉપર ઘણા ફેલાવીને મુકે છે, જેથી એનજીનનો ધ્રુજારો ઘણો કમી થાય છે એ સ્ટેનડર્ડોની વચ્ચે ક્રૉસહેડ ગાઇડ જોડેલી છે. બન્ને મોટી ફ્રેમો ઉપર લો પ્રેસરસીલીનડરો ગોઠવ્યા છે, અને એ સીલીનડરો ઉપર આવા ∩ ઘાટની બીજી નાની ફ્રેમો મુકી તેઓમાની એક ઉપર હાઇ પ્રેસર અને બીજી ઉપર ઇનટરમીડીએટ સીલીનડરો ગોઠવવામા આવ્યા છે, તોપણ બન્ને લો પ્રેસરના ઉપલા કવરો અને પીસ્તનો વગેરે સેહલાઇથી કહાડી તપાસી શકાય તેવી સગવડભરેલી ગોઠવણ રાખવામા આવી છે જુદા જુદા સીલીનડરો સાથે સબધ રાખતી એકઝૉસ્ટ પાઇપો રીસીવરોની ગરજ સારે છે. જેઓની ગોઠવણ એવી રીતે રાખવામા આવી છે કે એક સીલીનડરમા કનડેનસેશનને લીધે જમાવ થયલુ પાણી એકઝૉસ્ટ મારફતે બીજા સીલીનડરોમા જવા પામતુ નથી, પણ રીસીવરમા બધુ જમાવ થઇ પડી રહે છે, જે ડ્રેન કૉક મારફતે અથવા સ્ટીમ ટ્રૅપ મારફતે કહાડી નાખી શકાય. એનજીનની કરકસરની બાબતમાં આવી ગોઠવણુ ઘણી ઉપયોગી છે

એ એનજીનમા એકજ ઍરપમ્પ છે, જે એ મેકરોના જાણીતા ઇજેકટર કનડેનસરની ઢપ ઉપર બનાવેલા જેટ કનડેનસર સાથે એનજીન રૂમની જમીનની નીચે મુકવામા આવ્યો છે. અને એક તરફની ફ્રેમ સાથે જોડેલા બ્રૅકેટ ઉપર મુકેલી એક શાફ્ટ અને ક્રૅાસ હેડ સાથે જોડેલા ૅાફીગ લીવર મારફતે ચલાવવામા આવે છે.




ચિત્ર નાં૦ ૨૩૧.

સનમીલનુ વર્ટીકલ ટેનડમ એનજીન. (જ. મસગ્રેવ એન્ડ સન્સ)

ચિત્રમાં એ એનજીનનુ ફ્લાઈ વ્હીલ સ્પષ્ટ દેખાય છે એ મેકરો ફ્લાઇ વ્હીલના આર્મ H આવા ઘાટના રાખે છે, જે ઘણા મજબુત કહેવાય છે, તેમજ સેગમેન્ટોના સાંધા આર્મને મથાળે રાખે છે, જે ગોઠવણ ઘણી પસદ કરવા જોગ છે

એ એનજીનને બે મજલા અથવા પ્લૅટફૉર્મ છે, જેઓની ગોઠવણ ઘણી સગવડભરેલી અને કુશાદે છે, અને સામાન્ય રીતે એ એનજીન સારી બનાવટનુ અને સફાઇદાર ચાલનુ છે

એ એનજીનને લગતી કેટલીક જાણવાજોગ વિગતો નીચે આપી છે -

| | |
|---|---|
| હાઇ પ્રેસરનો ડાયામેટર | ૧૬ ઈંચ |
| ઇનટરમીડીએટનો ડાયામેટર .. | ૨૫ ઈંચ |
| બે લો પ્રેસર, દરેકનો ડાયામેટર | ૨૮ ઈંચ |
| સ્ટ્રોકની લબાઇ | ૩½ ફીટ |
| રેવોલ્યુશન્સ .. .. .... ... . ..... | ૮૦ |
| પીસ્તન સ્પીડ ... ........ .. ....... ...... | ૫૬૦ ફીટ. |
| ઇન્ડીકેટેડ હૉર્સપાવર... .. .. ... .. . . ... | ૬૦૦ |
| ઍરપમ્પનો ડાયામેટર .. .... ........... . ....... | ૨૮ ઈંચ |
| ઍરપમ્પનો સ્ટ્રોક ........ ........ . ... ... . ... | ૧૬ ઈંચ |
| ક્રૅન્ક શાફ્ટ જરનલનો ડાયામેટર .......... . ... ... | ૧૧ ઈંચ |
| જરનલની લબાઈ...... . .... ...... .. ........ ... | ૨૨ ઈંચ |
| ક્રૅન્ક શાફ્ટના બૉસનો ડાયામેટર ........... | ૧૫ ઈંચ |
| ક્રૅન્ક પીનનો ડાયામેટર . . ... . .... | ૬ ઈંચ |
| ક્રૅન્ક પીનની લબાઇ . ..... ... | ૭ ઈંચ |
| ફ્લાઇ વ્હીલનો ડાયામેટર . .. . ... . . | ૧૮ ફીટ |
| ૧½ ઇચના દોરડાની સખ્યા | ૨૨ |

**ડેવીડ મીલનું એનજીન** (Engine of the David Mill)—ચિત્ર નાં૦ ૨૩૨ મા મુબઇની ડેવીડ મીલનુ મોટુ કમ્પાઉન્ડ કનડેન્સીગ કૉરલીસ એનજીન બતાવ્યુ છે, જે મેસર્સ ડગલસ એન્ડ ગ્રાટની જાણીતી બનાવટનુ અને છેલ્લામા છેલ્લા સુધારા વધારા સાથનુ છે મેસર્સ ડગલસ એન્ડ ગ્રાટના એનજીનો મુબઇની કેટલીક મીલોમા સારો સતોષ આપતા જોવામા આવે છે, અને એ એનજીનો તેઓની સારી બનાવટ અને મજબુતી માટે જાણીતા છે ચિત્રમા

બતાવેલું એનજીન ૧૮૦૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનું સરફેસ કનડેનસીંગ છે, જેના સરફેસ કનડેનસરનું જુદું ચિત્ર કનડેનસરો વાળા પ્રકરણમાં જોવામાં આવશે એરપમ્પ લોપ્રેસર સીલીનડરના તેલ રૉડ ઉપરથી ચલાવવામાં આવે છે, જે રીત કેટલાકો પસંદ કરે છે, કારણકે એથી એનજીનનો એ તરફનો પાયો અથવા ફાઉનડેશન કાપવો પડતો નથી, જ્યારે ક્રૉસહેડ આગળ એરપમ્પ મૂકવામાં આવે છે, ત્યારે એરપમ્પ સમાવવા પાયો કાપવો પડે છે, જેથી પાયાના બે છુટા ભાગ થઈ જવાથી તેની મજબુતી કાંઈક ઓછી થાય છે એ મોટા એનજીનની જાણવાજોગ વિગત નિચે આપી છે —



**ચિત્ર નાં૦ ૨૩૨.**

મુંબઇની ડેવીડ મીલનું એનજીન (ડગલસ એન્ડ ગ્રાંટ)

| | |
|---|---|
| હાઇપ્રેસર સીલીનડરનો ડાયામેટર . | [illegible] ઇંચ |
| લો પ્રેસર ,, . . ... | ૫ ઇંચ |
| વરકીંગ પ્રેસર ...... | ૧૦ પાઉન્ડ |
| સ્ટ્રોકની લંબાઈ . ... . . | [illegible] ફીટ |
| રેવોલ્યુશન્સ | [illegible]૦ |
| ફ્લાય વ્હીલનો ડાયામેટર | [illegible]૮ ફીટ |

| | |
|---|---|
| ૧૩/૪ ઈંચના દોરડા | ૩૦ |
| ફલાઇ વ્હીલનુ વજન | ૭૦ ટન |
| સરફેસ કનડેનસરની કનડેનસીગ સરફેસ | ૮૦૦૦ સ્કવેર ફીટ |
| ઍરપમ્પનો ડાયામેટર | ૩૦ ઈંચ |
| ઍરપમ્પનો સ્ટ્રોક | ૨૨ ઈંચ |
| ક્રેન્કપીનનો ડાયામેટર | ૧૦ ઈંચ |
| ક્રેન્કપીનની લબાઇ | ૧૦ ઈંચ |
| ક્રૉસહેડ પીનનો ડાયામેટર | ૬૩/૪ ઈંચ |
| ક્રૉસહેડ પીનની લબાઇ | ૧૧૩/૪ ઈંચ |
| કનેકટીગ રોડની લબાઇ | ૧૮ ફીટ |
| કનેકટીગ રોડના ડાયામેટર ૮૩/૪ ઈંચ અને ૬૧/૨ ઈંચ | |

**ડગલસ એન્ડ ગ્રાંટનાં ડ્રૉપ વાલ્વ એનજીન** (Drop Valve Engines by Douglas and Grant)— જાણીતા એનજીન બાધનારા મેસર્સ ડગલસ એન્ડ ગ્રાટ કૉરલીસ વાલ્વ ઉપરાત ડ્રૉપ વાલ્વના મીલ એનજીનો પણ બનાવે છે, જેના ચિત્રો નાં૦ ૨૩૩ અને ૨૩૪ મા જોવામા આવશે એ મેકરના ડ્રૉપ વાલ્વ મીલ એનજીનો વાણા વખણાય છે, કારણકે તેઓ ઘણી ઉમદા ડીઝાઇનના અને મજબુત હોવા ઉપરાત બળતણના ખપમા ઘણી કરકસર બતાવનારા કહેવાય છે એ એનજીનોમા વપરાતા ડ્રૉપ વાલ્વ કેરલ્સ (Carels)



**ચિત્ર નાં૦ ૨૩૩.**

ડગલસ એન્ડ ગ્રાટનુ ડ્રૉપ વાલ્વ મીલ એનજીન

પેતન ડ્રૉપ વાલ્વ કહેવાય છે, જેની બનાવટ ઘણી સાદી હોવા ઉપરાંત સુપરહીટેડ સ્ટીમ માટે વાપરવા તે ઘણા અનુકુળ થઇ પડે છે, અને બળતણના ખપમા અજાયબ જેવી કરકસર બતાવે છે એ જાતના ડ્રૉપ વાલ્વના કેટલાક મીલ એનજીનોની તપાસ લેતા તેઓ દર ઈન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ દર કલાકે ફકત ૧૦ પાઉન્ડ સુપરહીટેડ સ્ટીમ ખપાવતા માલમ પડ્યા છે

ચિત્ર નાં૦ ૨૩૩ મા બતાવેલુ એનજીન ૭૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનુ કમ્પાઉન્ડ કનડેનસીંગ છે, જેના હાઇ પ્રેસરનો ડાયામેટર ૨૨ ઇંચ, લો પ્રેસરનો ૩૮ ઇંચ, સ્ટ્રોક ૪૨ ઇંચ, રેવોલ્યુશન્સ ૯૦, અને વરકીંગ પ્રેસર ૧૬૦ પાઉન્ડ છે સુપરહીટેડ સ્ટીમની ટેમ્પરેચર ૫૫૦ F છે એ એનજીનના બન્ને સીલીનડરો એક બીજાની જોડમા મૂકી ડ્રૉપ વાલ્વ ચલાવનારી સાઇડ શાફટ સીલીનડરની બાહેરની બાજુએ રાખવામા આવી છે, જેથી એ એનજીન પોહળાઇમા ઘણીજ થોડી જગા રોકે છે, અને જ્યા એનજીન રૂમ સાકડો હોય ત્યા એવી ગોઠવણ સગવડભરેલી થઇ પડે છે



**ચિત્ર નાં૦ ૨૩૮.**

ડગલસ એન્ડ ગ્રાંટનુ ડ્રૉપ વાલ્વ મીલ એનજીન.

ચિત્ર નાં૦ ૨૩૪ મા બતાવેલા એનજીનમા ફ્લાઇ વ્હીલ અને રોપડ્રમ જુદા જુદા છે, અને રોપડ્રમ કરતા ફ્લાય વ્હીલ વધારે મોટી ડાયામેટરનુ બનાવેલુ છે, જેથી એનજીનની ચાલ ઘણીજ નિયમીત રહે છે સીલીન્ડરોના પગ પણ ફાઉન્ડેશન ઉપર ધાબા ઢળાવીને મૂકવામા આવ્યા છે, જેથી સીલીન્ડરો ચાલુમા ધ્રુજતા અને હાલતા નથી કે જેમ કેટલાક કોર્નીશ એનજીનોમા બને છે એ એનજીનના ડીઝાઇનની બીજી ખુબી એની ફ્રન્ટ તરફની બે-પ્લેટમા છે, જેને ફ્લટ મેમથ ટાઇપ (flat mammoth type) કહે છે આથી એનજીના ફાઉન્ડેશન મથાળે તદ્દન સપાટ રહે છે, અને કેટલાક કૉર્નીશ એનજીન માટે જેમ રાખવા પડે છે તેમ ફાઉન્ડેશનને મથાળે ઉંચા નીચા પથર રાખવા પડતા નથી

**અમ્રતસર કૉટન મીલનું એનજીન** (Engine of the Amritsar Cotton Mills)--ચિત્ર નાં૦ ૨૩૫ મા



**ચિત્ર નાં૦ ૨૩૫.**

અમ્રતસર કૉટન મીલનુ એનજીન (ડગનગ એન્ડ બાર)

એજ જાણીતા મેકરોનુ પંજાબની અમ્રતસર કૉટન મીલ માટે બનાવેલુ કપલ્ડ તેનડમ કમ્પાઉન્ડ એનજીનોની જોડી માહેનુ એક બતાવ્યુ છે. જે ૧૫૦ પાઉન્ડ સ્ટીમના પ્રેસરે ચાલવા માટે બનાવેલુ

હોવાથી તેના સીલીનડરોનો રેશ્યો ૧૪ નો રાખ્યો છે એ એનજીનને લગતી વિગતો નીચે આપી છે—

| | |
|---|---|
| હાઇ પ્રેસર સીલીનડરનો ડાયામેટર | ૧૪ ઇચ |
| લો પ્રેસર ,, ,, .. . | ૨૮ ઇચ |
| સ્ટ્રોકની લબાઇ . | ૩૬ ઇચ |
| રેવોલ્યુશન્સ .. . . | ૮૦ |
| ઇન્ડીકેટેડ હૉર્સપાવર (દરેક એનજીનના) | ૨૫૦ |
| ફ્લાઇ વ્હીલનો ડાયામેટર . . | ૧૮ ફીટ |
| ૧¾ ઇચના દોરડા . | ૧૪ |
| ક્રૅન્ક પીનનો ડાયામેટર. . | ૬¾ ઇચ |
| ક્રૅન્ક પીનની લબાઇ..... . ... . | ૭¾ ઇચ |
| ક્રૅન્ક શાફ્ટ,જરનલમા ૧૦ ઇચ,બાડીમા ૧૧ ઇચ,બૉસમા ૧૪ ઇચ | |
| ક્રૅન્ક શાફ્ટ જરનલની લબાઇ ....... | ૧૮ ઇચ |
| પીસતન રૉડ | ૪ ઇચ અને ૩½ ઇચ |
| ક્રૉસ હેડના દરેક શુનો એરીઆ | ૧૪૦ સ્કવેર ઇચ |
| કનેકટીગ રૉડની લબાઇ | ૮ ફીટ, ૩ ઇચ |
| કનેકટીગ રૉડનો ડાયામેટર | ૫½ ઇચથી ૪ ઇચ |
| ગીસીવર કૅપેસીટી, હાઇ પ્રેસર સીલીનડરથી | ૧¾ ગણી |
| ઍરપમ્પનો ડાયામેટર | ૧૯½ ઇચ |
| ઍરપમ્પનો સ્ટ્રોક . | ૧૫ ઇચ |
| ફીડપમ્પનો ડાયામેટર | ૨¾ ઇચ |
| ફીડ પમ્પનો સ્ટ્રોક | ૧૦ ઇચ |
| વર્કીંગ પ્રેસર | ૧૫૦ પાઉન્ડ |
| ચીમનીનો ડાયામેટર (અદરથી) , | ૫ ફીટ |
| ચીમનીની ઉચાઇ | ૧૦૫ ફીટ |

## કુલકતાની બજબજ જુટ મીલનું એનજીન

(Engine of the Budge Budge Jute Mills, Calcutta)—ચિત્ર નાં ૭૩૦ મા બનાવેલુ ૭૦૦ બ્રેક હૉર્સ પાવરનુ એનજીન મેસર્સ બેલીસ એન્ડ મોરકોમ (Belliss and Morcom) ની જાણીતી બનાવટનુ વરટીકલ હાઇ સ્પીડ ત્રીપલ એક્ષપાનસન છે એ મેકરના હાઇ સ્પીડ એનજીનો હવે ઘણીક મીલોમા જૂદા



**ચિત્ર ના૦ ૨૩૬.**

કલકત્તાની બજબજ જુટ મીલનું એનજીન (બેલીસ એન્ડ મારકોમ)

જુદા કામો માટે વપરાય છે, અને તેઓ ઘણો સારો સંતોષ આપતા જણાય છે વર્ટીકલ મારસીસ સ્લો સ્પીડ એનજીનથી એ એનજીન

ઘણી બાબદમાં જૂદું પડે છે, જે એ મેકરના એક કમ્પાઉન્ડ એનજીનના ચિત્ર નાં૦ ૨૩૭ માં બતાવેલા સેકશનલ ડ્રોઇંગ ઉપરથી સ્પષ્ટ જણાશે એ એનજીનની ખાસ ખુબી એ છે કે એ હાઇ સ્પીડ હોવા ઉપરાંત તદન બંધિઆર છે, જેથી એના ચાલુ ભાગો બધા તેલમાં ડુબેલા રહે છે, અને બાહેર દેખાતા નથી આથી એ એનજીનના લુબ્રીકેશનની ગોઠવણ તદન સંપૂર્ણ હોય છે, અને એ જાતના એનજીનો તદન અવાજ કીધા વગર ઘણીજ સફાઇ અને સુઘડાઇથી ચાલે છે, કારણકે તેલ બાહેર નહીં ઉડવાથી એનજીન તદન સાફ રહી શકે છે ચિત્રમાં બતાવેલા કમ્પાઉન્ડ એનજીનમાં બે સીલીનડરો વચ્ચે એકજ વાલ્વ ચેમબર છે, જેમાં એકજ એકસેન્ટ્રીકની મદદથી બે વાલ્વ ચાલે છે કમ્પાઉન્ડ એનજીનમાં ક્રેન્કો એક બીજાની કાટખુણે નહીં પણ સામસામે ગોઠવેલી છે, જેથી એનજીનનું બેલન્સ ઘણું સારૂં રહે છે અને એકજ એકસેન્ટ્રીકની મદદથી બન્ને સીલીનડરોના સ્લાઇડ વાલ્વ ચલાવવાની સગવડ મળે છે

એનજીનનું લુબ્રીકેશન એક પ્રેસર પમ્પથી આપવામાં આવે છે જેથી દરેક બેરીંગમાં જોરથી તેલ દાખલ કરવામાં આવે છે સ્લાઇડ વાલ્વની એકસેનટ્રીક સાથેજ ઓઇલ પમ્પ જોડેલો છે, જે ૧૦ થી ૨૦ પાઉન્ડ સુધી તેલનો પ્રેસર રાખે છે

એ એનજીન હાઇસ્પીડ હોવાથી એની ચાલ ઘણીજ નિયમીત રહે છે અને ફુલ લોડ ઉપરથી એકદમ ૦ લોડ કરી નાખવા છતાં એનજીનની ચાલમાં સેકડે ૩ ટકાથી વધુનો ફરક પડતો નથી એવી એ એનજીનના મેકરો જામીનગીરી આપે છે

એનજીનનો ગવરનર શાફટ ગવરનરની જાતનો છે, જેનું જૂદું વર્ણન ગવરનરના પ્રકરણમાં જોવામાં આવશે (જુઓ પાનું—૬૭૪)

એ એનજીનની બેડ પ્લેટ ઘણી મજબુત અને પોહળી બનાવવામાં આવે છે જેથી એનજીન ચાલુમાં ધ્રુજતું નથી વળી બે સીલીનડરોની વચ્ચે કશાબી રીસીવર પાઇપો નથી, તેથી સ્ટીમનું કનડેનસેશન ઘણું ઓછું થાય છે હાઇ પ્રેસરના પીસ્તન ઉપર જન્ક રીંગ છે, જેથી પૅકીંગ રીંગો સહેલાઇથી કાહડી શકાય છે, તથા બન્ને સીલીનડરના પીસ્તનો મથાળે સ્ટીપ બનાવેલા છે, જેથી તેઓ ઉપર પાણી ભરાઇ રહે નહી



ચિત્ર નાં૦ ૨૩૭.

બેલીસ એન્ડ મોરકામનું હાઇસ્પીડ વરટીકલ મીલ એનજીન

ત્રીપલ એક્ષપાનસન એનજીનનાં બધા સીલીનડરોના પીસ્તનરૉડ અને વાલ્વ સ્પીનડલો ઉપર મૅટેલીક પૅકીંગ રાખવામા આવે છે

એ એનજીનમા લુબ્રીકેશનની ઘણી ઉમદા ગોઠવણ હોવાને લીધે એમા બેરીંગોના બ્રાસો વર્ષો સુધી બાહેર કાહડી ઘસવા વગર ચલી શકે છે, અને બેરીંગ ગરમ થવાની ફર્યાદ કદી થતી નથી એક ૧૫૦ બ્રેક હૉર્સ પાવરના એવા એનજીનમા એક વર્ષમા ફક્ત ૪ ગ્યાલન તેલ ખપેલુ નોંધાયલુ છે! વળી એકજ તેલવાલો એવા બે ચાર મોટા એનજીનો ઉપર દેખરેખ રાખી શકે છે વળી સારા લુબ્રીકેશનને લીધે એ એનજીનોની મિકેનિકલ ઇફીશીઅન્સી પણ ઘણીજ સારી છે, કારણકે એમા ફ્રીકશન ઘણુ જ થોડુ થાય છે, અને એના જૂદા જૂદા ભાગો તેટલાજ હૉર્સપાવરના એક સ્લો સ્પીડ એનજીનના તેવાજ ભાગો સાથ સરખાવતા ઘણા નાના અને હલકા હોવાથી એ એનજીનની મરામત, ઇરેકશન વગેરેનો ખરચ પણ ઘણો ઓછો થાય છે

ચિત્ર ના૦ ૨૩૬ મા બતાવેલા કલકત્તાની બજબજ મીલના એનજીનની કેટલીક જાણવાજોગ વિગતો નીચે આપી છે —

| | |
|---|---|
| સીલીનડરોની ડાયામેટર | ૧૭, ૨૮$\frac{3}{4}$, ૩૭$\frac{3}{4}$ ઈંચ. |
| સ્ટ્રોકની લંબાઈ | ૧૮ ઇંચ |
| રેવોલ્યુશન્સ | ૩૦૦ |
| ઇન્ડીકેટેડ હૉર્સપાવર | ૭૫૦ |
| બ્રેક હૉર્સપાવર | ૭૦૦ |
| ઓવરલોડ | ૧૦ થી ૧૫ ટકા, સેકંડે |
| સ્ટીમ પ્રેસર (સ્ટાપ વાલ્વ આગળ) | ૧૨૦ પાઉન્ડ |
| સ્ટીમની ટેમ્પરેચર (સુપરહીટેડ) | ૪૫૦ ડીગ્રી |
| ફ્લાઇ વ્હીલનો ડાયામેટર | ૧૭ ફીટ |
| રોપ પુલીનો ડાયામેટર | ૫$\frac{3}{4}$ ફીટ. |
| ૧$\frac{3}{4}$ ઇંચના દોરડાની સંખ્યા | ૨૨ |
| જેટ કનડેનસરમા વૅક્યુમ | ૨૩ ઇંચ |
| કુલીંગ વૉટર (ઇન્જેકશન) ની ટેમ્પરેચર | ૯૫ ડીગ્રી |
| ૨ ઍરપમ્પ, દરેક ૧૮ ઇંચ ડાયામેટર અને સ્ટ્રોક | ૧૦ ઇંચ |
| ઍરપમ્પના રેવોલ્યુશન્સ (રોપ ડ્રીવન) | ૧૨૦ |



ચિત્ર નાં ૨૩૮. આર ૩૯ફનુ લોકોમોબાઇલ એનજીન.

એ જાતના ત્રીપલ એક્ષપાનસન એનજીનની તપાસ લેવામા આવતા ૬૬૦ ડીગ્રીની સુપરહીટેડ સ્ટીમ ૬૨ બ્રેક હૉર્સપાવર દીઠ ૬૨ કલાકે ૧૦ ૭૫ પાઉન્ડ ખપેલી નોધવામા આવી હતી



ચિત્ર નાં ૨૩૯.
ચાર ઉદ્દનુ લો-મોબાઇલ એનજીન

**૭૯૬ લોકોમોબાઈલ એનજીન** (Wolf Locomobile)—આર. ઉલ્ફના બનાવેલા લોકોમોબાઈલ નામના સેમીપોર્ટેબલ એનજીન ચિત્રો નાં૦ ૨૩૮ અને ૨૩૯ મા બતાવ્યા છે ગૅસ એનજીનો સાથે બળતણના ખરચની બાબદમા સખત હરીફાઈ કરનારૂ જો કોઈબી સ્ટીમ એનજીન હોય તો તે આ છે એવીજ રૂપના એનજીનો કેટલાક ઇગ્લીશ મેકરો પણ બનાવે છે ઉલ્ફના લોકોમોબાઈલ એનજીન મુબઈની પાસે કુરલામા આવેલી જમશેદ ઑઈલ મીલમા ચાલતા જોવામા આવે છે આ એનજીનના ડીઝાઈનની મુખ્ય ખુબી એ છે કે એ એનજીન ઘણીજ થોડી જગા રોકે છે ફકત એકજ નાના રૂમમા એનજીન, બૉઇલર, કનડેનસર વગેરે બધુ આવી જાય છે, અને બૉઇલરની ઉપરજ એનજીનને બેસાડેલુ હોવાથી બૉઇલર કે એનજીનને કશા પણ મોટા અને ભારે ફાઉનડેશનની અગત્ય પડતી નથી, તેમજ બૉઇલરને ઈટના ફલુનુ બાધકામ પણ કરવુ પડતુ નથી વળી કનડેનસર, ઍરપમ્પ વગેરે બધુ એનજીન રૂમનીજ જમીન ઉપર હોવાથી દરેક ચીજ નજરની સામે કામ કરે છે, જે ઘણુ સગવડભરેલુ છે ચિત્ર નાં૦ ૨૩૮ મા એ એનજીન–બૉઇલરનો અદરનો દેખાવ (section) બતાવ્યો છે, જે ઉપરથી જોવામા આવશે કે એ એનજીનની બનાવટમા ઉચામા ઉચી સ્ટીમ એનજીનીઅરીગની ફતેહમદ પુરવાર થયલી ગોઠવણો જેવી કે હાઈ પ્રેશર, સુપરહીટીગ, કમ્પાઉન્ડીગ, હાઈ સ્પીડ, કનડેનસીગ વગેરે ઉપરાત કૉરૂગેટેડ ફરનેસ ટયુબ, મલટી ટયુબયુલર બૉઇલર, ટુકામા ટુકા સ્ટીમપાઈપ અને સ્ટીમ પૉર્ટ, ઓછામા ઓછી કલીઅરન્સ સ્પેસ, બૅલૅન્સ્ડ પીસ્તન વાલ્વ અને છેલ્લા યુનીફલો સીસટમ (જુવો પાનુ ૪૮૦) નો ઉપયોગ કરવામા આવ્યો છે, જેથી એ જાતના એનજીનો લગભગ ૮૦૦ ડીગ્રીની સુપરહીટેડ સ્ટીમની મદદથી દર બ્રેક હૉર્સ પાવરે દર કલાકે ફકત ૮ પાઉન્ડ સારો વિલાયતી કોલસો અને ફકત ૭ પાઉન્ડ સ્ટીમ (અથવા ફીડ વૉટર) ખપાવતા કહેવાય છે

ચિત્ર નાં૦ ૨૩૮ મા બતાવેલુ એનજીન ટેનડમ કમ્પાઉન્ડ છે, જેમા હાઇ પ્રેસરની પાછળ લો પ્રેસર સીલીનડર મુકવામા આવેલુ છે હાઇ પ્રેસરનો પીસ્તન ક્રૉસહેડ તરફનુ કવર કાહડવાથી, અથવા તો હાઇ અને લો પ્રેસર વચ્ચેનો સ્ટફીગ

બૉક્ષ છુટો કરી કાહડી નાખવાથી બાહેર નિકળી શકે છે એનજીનની બેડ પ્લેટ અખડ બનાવી બૉઇલરના શેલ ઉપર બોલ્ટોથી ફીક્ષ્ડ કરવામાં આવી છે, જેથી બૉઇલરનાં શેલ ઉપર એનજીન ચાલવાથી કશુ ખેચતાણ પડતુ નથી વળી ક્રૅન્ક શાફટની મેન બેરીગ પણ ઘણી પોહળી બનાવેલી છે, અને બેરીગમા એક ચેન હમેશા તેલમા ડુબીને શાફ્ટના જરનલ ઉપર ચાલતી હોવાથી લુબ્રીકેશન ઘણુ સારૂ ચાલે છે બધા સ્ટફીગ બૉક્ષમા ફકત મેટેલીક પૅકીગોજ રાખેલી છે તેથી ઘડી ઘડી પૅકીગો ભરવાની કડાકુટ પડતી નથી. ખાસ કરીને હાઇ અને લો પ્રેસર સીલીનડર વચ્ચેનો સ્ટફીગ બૉક્ષ મેટેલીક પૅકીગ સાથે એવી સભાળથી બનાવેલો છે, કે વરસો સુધી તે કશા પણ બિગાડા વિના ચાલ્યા કરે છે એ એનજીનમા બે સુપર હીટરો રાખવામા આવ્યા છે ફાયર ટ્યુબોની પાછળ સ્મોક બૉક્ષમા પહેલ્લા હાઇ પ્રેસર સુપર હીટર મૂકવામા આવ્યુ છે બૉઇલરની સ્ટીમ બૉઇલર ઉપર મૂકેલા એક સ્ટીમડોમ મારફતે ખેચી એ સુપર હીટરમાં આપવામા આવે છે એ સુપર હીટર સ્ટીલના પાઇપનુ એક ગુછળુ અથવા કોઇલ (coil) છે, જેમા સ્ટીમ ફરીને સુપરહીટેડ થઇને હાઇ પ્રેસરમા જાય છે એ હાઇ પ્રેસર સુપરહીટરની પાછળ એક બીજુ લો પ્રેસર સુપરહીટર મૂકવામા આવ્યુ છે, જેમા હાઇ પ્રેસર સીલીનડરમાથી એક્ઝૉસ્ટ થયલી સ્ટીમ દાખલ થાય છે, અને ત્યા તે પાછી થોડીક સુપરહીટેડ થઇને લો પ્રેસર સીલીનડરમા જાય છે આથી બન્ને સીલીનડરો સુપરહીટેડ સ્ટીમથી કામ કરતા હોવાથી બળતણના ખપમા ઉપર લખ્યા મુજબ ઘણીજ કરકસર થાય છે એ સુપરહીટરો ચાલુમા સાફ કરવા માટે અને તેઓ ઉપર બાઝતા મેસના પોપડા ઉખેડી નાખવા માટે સુપરહીટરના ચેમ્બરમા સ્ટીમનો એક જેટ જ્યારે જરૂર હોય ત્યારે છોડવામા આવે છે, જેથી સુપરહીટર સાફ કરવા માટે સ્મોક બૉક્ષનો દરવાજો ખોલવો પડતો નથી એ સુપરહીટરો જ્યારે જોઇએ ત્યારે સ્મોક બૉક્ષમાથી બાહેર ખેચી કાહડી શકાય છે તેમજ ખુદ બૉઇલરની ફરનેસ ટયુબ અને તેની પાછળના ફાયર ટયુબોની પ્લેટ પણ બૉઇલર સાથે રીવેટથી નહી પણ બોલ્ટોથી જોડેલી હોવાથી જ્યારે જોઇએ ત્યારે સાફ કરવા બાહેર ખેચી કાહડી શકાય છે, જે ઘણુજ સગવડભરેલુ થઇ પડે છે એ એનજીનો ૧૫૦ થી ૨૦૦ રેવોલ્યુશન્સના અને ૧૫૦ થી ૨૨૫



ચિત્ર નાં૦ ૨૪૦.

માર્શલ સન્સ ઍન્ડ કાંનુ મીલ ઍનજીન

પાઉન્ડ સુધીના વરકીગ પ્રેસરના બનાવવામાં આવે છે એ મેકર વળી યુનીફ્લો સીસતમનાં એનજીનો પણ બનાવે છે જેનુ વર્ણન આ પુસ્તકને પાને—૮૪૪ મે જોવામા આવશે (વળી જુવો પ્રકરણ–૪૬)

**મારશલ સન્સ એન્ડ કુાં૦ નું મીલ એનજીન (Marshall Sons & Co's Mill Engine)**—ચિત્ર ના૦ ૨૪૦ માં જાણીતા એનજીન બનાવનાર મેસર્સ મારશલ સન્સ એન્ડ કુા૦ નુ કપલ્ડ ટૅનડમ કમ્પાઉન્ડ એનજીન ૧૭૦૦ હૉર્સપાવરનુ બનાવ્યુ છે મેસર્સ મારશલના કમ્પાઉન્ડ ત્રીપગીઅર એનજીનો મુખ્ય કરીને જીનીગ ફેકટરીઓ અને નાના કારખાનાઓમા ઘણા જાણીતા છે એ એનજીનના ત્રીપગીઅરનુ વર્ણન "વાલ્વ અને વાલ્વ ગીઅર"ના પ્રકરણમા જોવામા આવશે, તથા એના ગવરનરનુ વર્ણન "ગવરનર અને રીકૉરડર"ના પ્રકરણમા જોવામાં આવશે (જુવો પાના ૪૯૯ અને ૬૬૬)

મારશલના ડ્રૉપ વાલ્વ એનજીનોમા મુખ્ય ખુબી તેઓમા કલીઅરન્સ સ્પેસ ઘણી કમી હોવામા છે વાલ્વ ગીઅરના પ્રકરણમા એ ત્રીપગીઅરનુ જે ચિત્ર ના૦ ૧૦૭ આપવામા આવ્યુ છે તેમા જોવાથી માલમ પડશે કે એમા પૉર્ટ ઘણાજ ટુકા છે, જેથી કલીઅરન્સ સ્પેસ ઘણી કમી રહે છે

એ ડ્રૉપવાલ્વ એનજીનોની બેડ હમેશા કૉરલીસ પૅટર્નની મેસર્સ મારશલ બનાવે છે, જેનો એક છેડો સીલીનડરના કવર તરીકે કામ લાગે છે

એ ઍનજીનો હમેશા જૅકેટેડ બનાવવામા આવે છે, અને સીલીનડરનુ લાઇનર તથા જૅકેટનુ ઍગ્લ જુદા જુદા કાસ્ટ કરી બનાવવામા આવતા હોવાથી તેઓ જોઈએ તેવી ધાતુના સારી રીતે બનાવી શકાય છે સીલીનડર ઍગલમા લાઇનર હાઇડ્રૉલીક પ્રેસરથી ખુબ ટાઇટ બેસાડવામા આવે છે

બે ટૅન્ડમ સીલીનડરોની વચ્ચે સ્ટીલના સ્ટે નહી મુકતા એ મેકરો કાસ્ટ આયર્નનો કૉરલીસ ફ્રેમ જેવો ગોળ ડીસટન્સ પીસ મુકે છે, જેની ફેસ કીધેલી ફ્લૅન્જો સીલીનડરોની ફ્લૅન્જો સાથે જોડાય છે આથી એક સીલીનડરનો પાવર બીજા સીલીનડરમાંથી થઇને ઘણી સફાઇથી ક્રેન્કને મળે છે વળી ટૅનડમ સીલીનડરોની નીચે

કાસ્ટ આયર્નની એક અખંડ લાંબી ચૅનલ બેડ પ્લેટ રાખવામા આવે છે, જેઓની ઉપર સીલીનડરો જોડવામા આવે છે, અને એકઝૉસ્ટ પાઇપ એ ચૅનલ બેડ પ્લેટની વચ્ચેના ખાડામા થઇને જાય છે જે ઘણું સગવડભરેલું છે

મેસર્સ મારશલનો ગવરનર ટ્રીપમોશન ઉપર ઘણો સારો કાબુ રાખે છે, અને એ એનજીનો પોતાની સફાઈભરેલી ચાલ માટે અને સ્ટીમના ખપમા સારી કરકસર બતાવવા માટે ઘણા જાણીતા છે

## અમદાવાદની એક મીલનું ટ્રીપલ એનજીન

ચિત્ર નં૦ ૨૪૧ મા બતાવ્યું છે જે મેસર્સ સ્કૉટ એન્ડ હૉડસનની બનાવટનું છે એ મેકરના એનજીનો અમદાવાદની ઘણીક મીલોમા જોવામા આવે છે, જે ઘણાખરા વરટીકલ છે ચિત્રમા બતાવેલું ટ્રીપલ એક્ષપાનસન એનજીન ૧૭૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનું છે એમા હાઇ પ્રેસર સીલીનડર ૧૫½ ઇંચનું, ઈનટરમીડીએટ ૨૫½ ઇંચનું, અને લો પ્રેસર ૪૨ ઇંચનું છે બધા સીલીનડરોનો સ્ટ્રોક ૪૨ ઇંચનો છે, અને દર મીનીટે ૮૦ રેવોલ્યુશન્સ કરે છે હાઇ પ્રેસર સીલીનડરમા એ મેકરના કૉરલીસ વાલ્વ અને ટ્રીપગીયર રાખવામા આવી છે, જ્યારે ઇનટરમીડીએટ અને લો પ્રેસર સીલીનડરોમા પીસ્તન વાલ્વ રાખવામા આવ્યા છે નીચેની બૉક્ષ પેટર્નની બેડપ્લેટ ત્રણ ટૂકડે બનાવવામા આવી છે, જે ઉપર છ મજબુત કાસ્ટ આયર્નના કાલમ ઉભા કરી તેઓ ઉપર સીલીનડરો જોડવામા આવ્યા છે ક્રેન્ક શાફટના પેડેસ્ટલ બેડ ઉપરજ અખંડ કાસ્ટ કરી તેઓમા વાઇટ મેટલની બેરીંગ રાખવામા આવી છે ક્રેન્ક શાફટ બીલ્ટ અપ પેટર્નની ૧૧ ઇંચ ડાયામેટરની છે, જે સીમેન્સ માર્ટીન સ્ટીલ (Siemens Martin Steel) ની બનાવેલી છે ક્રેન્ક શાફટ સાથે જોડેલી મેનશાફટ કે જે ઉપર ફ્લાઇ વ્હીલ છે તે બેરીંગમા ૧૩ ઇંચ ડાયામેટરની છે, અને તેને ક્રેન્ક શાફટ સાથે અખંડ ફૉરજ કરેલા કપ્લીંગથી જોડવામા આવી છે ફ્લાઇ વ્હીલ છુટા છુટા ટુકડાઓનું (બીલ્ટ અપ) બનાવી જોડવામા આવ્યું છે, જેની ડાયામેટર ૧૬ ફીટ છે અને તે ઉપર ૧½ ઇંચના ૨૦ દોરડા છે

એ એનજીન વરટીકલ હોવાથી તે ઉપર બે પ્લાટફૉર્મ રાખવામા આવ્યા છે જે મોકળાશવાળા અને મજબુત બનાવ્યા છે, અને

સામટી રીતે લેતાં એ એનજીન ઘણી સારી બાંધણીનું અને સ્ટીમ અને કોલસાના ખપમાં ઘણી સારી કરકસર દેખાડનારૂં છે



**ચિત્ર નાં૦ ૨૪૧.**

અમદાવાદની એક મીલનું વર્ટીકલ ટ્રીપલ એનજીન (સ્કૉટ એન્ડ હૉડસન)

## સ્કૉટ એન્ડ હૉડસનનું હૉરીઝૉન્ટલ મીલ એનજીન

ચિત્ર નાં૦ ૨૪૨ માં બતાવ્યુ છે એ મેકરના હૉરીઝૉન્ટલ એનજીનોની મુખ્ય ખુબી તેઓની ઘણી મજબુત બૉક્ષપેટર્નની બેડ પ્લેટ છે, જે એ ચિત્રમા સાફ દેખાય છે એવી અખડ બેડ પ્લેટ વાપરવાથી ફાઉનડેશન ઉપર પથરા વાપરવાની જરૂર પડતી નથી બેડ પ્લેટનો એ ડીઝાઇન ઘણો ઉમદા છે ચિત્રમાં જોવાથી માલમ પડશે કે મેન પેડેસ્ટલની બાહેરની બાજુએ તેના પગ ઘણી લબાઇ સુધી ફેલાવ્યા છે, એટલુજ નહી પણ એ પગ બોક્ષના ઘાટના ઘણા ઉચા બનાવી પેડેસ્ટલની ઉપલી ધાર અને પગ વચ્ચે લાબો વાક આપવામા આવ્યો છે એ ઘણુ જરૂરનુ છે, કારણકે એક ચોક્કસ મેકરના એનજીનમા એ બાજુએ ઘણી થોડી ધાતુ રાખી ( આ પ્રમાણે ઉભો ઘાટ રાખવાથી ચાલુમા પેડેસ્ટલનો એ ભાગ દરેક સ્ટ્રોક વખતે મરડાયા કરતો આ લખનારે જોયો હતો.

એ એનજીન ૩૫૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનુ છે, અને એમાં હાઇ પ્રેસર ૧૫ ઇચનુ, લો પ્રસર ૩૧¾ ઇચનુ, સ્ટ્રોક ૩ ફીટનો, અને રેવોલ્યુશન્સ ૯૦ છે, તથા વરકીગ પ્રેસર ૧૨૦ પાઉન્ડ છે હાઇ પ્રેસર સીલીનડરમા કાર્લીસ વાલ્વ અને લો પ્રેસરમા સ્લાઇડ વાલ્વ છે જેટ કનડેનસર હોરીઝૉન્ટલ છે, અને ફીડ પમ્પ સ્લાઇડ વાલ્વના સ્પીનડલની મદદથી ચલાવવામા આવે છે કનેક્ટીગ રૉડ સૉલીડ ફૉરજડ પૅટર્નનો છે, અને ફ્લાઇવ્હીલ ૧૫ ફીટ ડાયામેટરનુ છે, જેમા ૧⅞ ના ૧૧ દોરડા છે, અને જેનુ વજન ૧૨ ટનનુ છે એ એનજીન નાઙનગાંઙીની એન્જેલો ચાઇનીઝ મીલ માટે બનાવવામા આવેલુ છે



ચિત્ર નાં૦ ૨૪૨.
સ્કૉટ એન્ડ હૉડસનનું હૉરીઝાન્ટલ મીલ એનજીન.

## પ્રકરણ—૪૦.

## એકઝૉસ્ટ સ્ટીમનો ઉપયોગ.

## UTILISATION OF EXHAUST STEAM.

**એક સારૂ સ્ટીમ એનજીન** સ્ટીમમા સમાએલી ગરમીનો સેકડે આસરે ૧૫ થી ૨૦ ટકા ભાગ કામ ઉપજાવ કરવામા લઇ બાકીની બધી ગરમી એકઝૉસ્ટ મારફતે વ્યર્થ કહાડી નાખે છે, જે એક નૉનકનડેનસીંગ એનજીનમા હવામાં જતી સ્ટીમમા, અને કન્ડેનસીંગ એનજીનમા કનડેનસરમાથી બાહેર પડતા ગરમ પાણીમા ચાલી જાય છે જે એનજીન જેમ બને તેમ વધારે ગરમી કામના આકારમા ફેરવી આપી શકે તે સર્વેથી સારૂ કહેવાય છે આથી ઑઇલ અને ગૅસ એનજીનો જે દિવસથી વ્હેવારૂ ઉપયોગમા આવવાં લાગ્યા તે દિવસથી તેઓ સ્ટીમ એનજીનના મોટા હરીફ થઇ પડયા, કારણકે ઑઇલ અને ગૅસ એનજીનો બળતણમા સમાએલી ગરમીનો સ્ટીમ એનજીન કરતા વધારે ભાગ કામના રૂપમા બદલી આપી શકે છે, જેથી તેઓને ચલાવવાનો ખર્ચ સ્ટીમ એનજીન ચલાવવાના ખર્ચ કરતા ત્રણો ઓછો પડે છે આના પરિણામમા સ્ટીમ એનજીનમા પુષ્કળ સુધારા થવા માડયા, જે સુધારાઓનો મોટો ભાગ એકઝૉસ્ટ સ્ટીમ મારફતે વ્યર્થ જતી ગરમીનો બને તેટલો ભાગ કામ ઉપજાવ કરવામા વાપરવાને લગતો છે જેમ ચીમનીમા જતી ગરમ ગૅસ મારફતે વ્યર્થ જતી ગરમીનો થોડોક ભાગ ઇકૉનૉમાઇઝર, સુપર હીટર વગેરે મારફતે ઉપયોગમા લેવામા આવે છે, તેમ એકઝૉસ્ટ સ્ટીમનો ઉપયોગ કરી તે મારફતે વ્યર્થ જતી ગરમીનો બને તેટલો ભાગ ઉપયોગમા લેવાની હમણા કોશેશ કરવામા આવે છે એકઝૉસ્ટ સ્ટીમનો ઉપયોગ કરવા માટે કનડેનસર ઉપરાંત એકઝૉસ્ટ સ્ટીમ ફીડ વૉટર હીટર સાધારણ રીતે હમણા સુધી વપરાતુ આવ્યું છે, જેનું વર્ણન પ્રકરણ–૧૪ મા વિગતવાર કરવામા આવ્યુ છે પણ હવે ફીડવૉટર હીટર ઉપરાંત એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટર, એકઝૉસ્ટ સ્ટીમ ટરબાઇન, અને છેલ્લા એકઝૉસ્ટ સ્ટીમ રીફ્રીજરેટીંગ મશીન યાને બરફ બનાવવાના મશીન ઉપયોગમા આવવા માડયા છે આથી જોકે ખુદ સ્ટીમ એનજીનની પોતાની થરમલ ઇફીશીઅન્સી ઘણી સુધરી

નથી, તોપણ એક સ્ટીમ પ્લાન્ટ ચલાવવાના ખરચમા ઘણો ઉગાળો કરી શકાય છે અને આજના સખ્ત હરીફાઇના જમાનામા તેમ કરવુ ખાસ જરૂરનું છે

**એકઝૉસ્ટ સ્ટીમ ઈન્જેકટર** (Exhaust Steam Injector)—એકઝૉસ્ટ સ્ટીમની મદદથી બૉઇલરમા ફીડ વૉટર આપવાની રીત લગાર નવાઇ જેવી દેખાશે, પણ એ ઘણી કરકસર ભરેલી અને ફતેહમદ રીત છે એ માટે ખાસ જાતનો ઇન્જેકટર બનાવવામા આવે છે જેને એકઝૉસ્ટ સ્ટીમ ઈન્જેકટર કહે છે એ ઇન્જેકટર નાના કારખાના કે જ્યા નોન કનડેનસીંગ એનજીન હોય ત્યા વાપરવાને ઘણા અનુકુળ છે, અને એના વપરાસથી બળતણના ખરચમા ૧૫ થી ૨૦ ટકાનો બચાવ કરી શકાય છે નોન કનડેનસીંગ એનજીનોમા એકઝૉસ્ટ સ્ટીમ ઘણી ખરી કોઇ ફીડ વૉટર હીટરમા ફીડ વૉટરને ગરમ કરવા માટે વપરાય છે, જેમાથી એક જૂદો ડૉન્કી પમ્પ યા એનજીન સાથ જોડેલો ફીડ પમ્પ ફીડ વૉટરને બૉઇલરમા આપે છે એ ફીડ પમ્પ અથવા ડૉન્કી પમ્પ અલબત થોડોક પાવર ખાય છે, પણ એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટર કશો પણ પાવર ખાતો નથી

**જુદો સ્ટીમ ફીડ પમ્પ** (Steam Feed Pump) જ્યારે ફીડ માટે વપરાય છે, ત્યારે તે ડૉન્કી પમ્પ પોતાના પાવર માટે બૉઇલરની તાજી સ્ટીમ ખાય છે અને વળી તે પમ્પનુ એનજીન થોડો વખત પછી એવું હાલહવાલ થઇ જાય છે કે તેન વાલ્વ તથા પીસ્તન વગેરે માથી પુશકળ સ્ટીમ ગળે છે, જે ઉપર બરાબર ધ્યાન આપવામા આવતું નથી આથી ખૂદ મેન એનજીનને બદલે ઘણીક વાર આવો હાલહવાલ રીતે રાખેલો સ્ટીમ ડૉન્કી પમ્પ બળતણનો ઘણો ઘાણ કાહડે છે, અને જ્યારે નોન કન્ડેનસીંગ એનજીન દર હૉર્સ પાવર દીઠ દર કલાકે ૪–૫ પાઉન્ડ કોલસો ખપાવતુ હોય ત્યારે તેની સાથનો આવો સ્ટીમ ફીડ પમ્પ દર હૉર્સ પાવરે દર કલાકે ૧૦ થી ૨૦ પાઉન્ડ સુધીનો કોલસો ખપાવતો હોય ' માટે એવી જગાએ એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટર વાપરવામા દેખીતો ફાયદો છે એ ઇન્જેકટર બૉઇલરમા ફીડ આપવા સાથે તે ફીડ

વૅાટરને એકઝૅાસ્ટ સ્ટીમની મદદથી લગભગ ૧૮૦ થી ૧૯૦ ડીગ્રી જેટલું ગરમ કરીને પણ મોકલે છે

**એકઝૅાસ્ટ સ્ટીમ ઈન્જેકટર** ઘણુ ખરૂ ૧૨૦ પાઉન્ડ પ્રેસરના બૅાઇલર સાથ વાપરવા માટે અનુકુળ હોય છે જો ૧૨૦ પાઉન્ડથી વધારે વરકીગ પ્રેસર હોય તો એકઝૅાસ્ટ સ્ટીમ સાથે થોડીક તાજી સ્ટીમ પણ ઇન્જેકટરમા આપવી પડે છે એકઝૅાસ્ટ સ્ટીમ ઇન્જેકટર પાણી ખેચી શકતો નહી હોવાથી પાણીની ટાકી ઉચી રાખી પાણી તેમાથી પોતાની મેળે ઇન્જેકટર તરફ વહે તેવી જોડવણુ કરવી પડે છે, નહી તો એકઝૅાસ્ટ સ્ટીમ સાથે થોડીક તાજી સ્ટીમ વાપરવાથી એકઝૅાસ્ટ સ્ટીમ ઇન્જેકટર થોડીક ઉડાઇએથી પાણી પણ ખેચી શકે છે આવી રીતે આપવામા આવતી તાજી સ્ટીમનો જથો ઇન્જેકટરમા વપરાતી સામટી સ્ટીમના ⅓ મા ભાગથી વધુ હોતો નથી, અને તેમ કરવાથી ૨૫૦ પાઉન્ડ વરકીગ પ્રેસર સુધીના બૅાઇલરમા એકઝૅાસ્ટ સ્ટીમની મદદથી ફીડ આપી શકાય છે એકઝૅાસ્ટ સ્ટીમ ઇન્જેકટરમાં આપવામા આવતાં પાણીની ટેમ્પરેચર ૬૫ થી ૭૦ ડીગ્રી સુધીની હોવી જોઇએ, પણ એકઝૅાસ્ટ સ્ટીમ સાથે જો થોડીક તાજી સ્ટીમ આપવામા આવેતો વધારે ટેમ્પરેચરનુ પાણી ચાલી શકે છે જેમ બૅાઇલર પ્રેસર વધારે હોય તેમ બનતા સુધી ઓછી ટેમ્પરેચરનુ પાણી ઇન્જેકટરમાં આપવુ જોઇએ, જેમકે ૬૦ પાઉન્ડ પ્રેસર માટે ૯૦ ડીગ્રી, અને ૧૫૦ પાઉન્ડ પ્રેસર માટે ૭૫ ડીગ્રી પાણીની ટેમ્પરેચર રાખવામા આવે છે ઇન્જેકટરમા વપરાતી સ્ટીમની ગરમી પાછી બૅાઇલરમાજ જાય છે.




ચિત્ર નાં૦ ૨૪૩.
એકઝૅાસ્ટ સ્ટીમ ઇન્જેક્ટર.

**ડેવીસ એન્ડ મેટકાફનો એકઝૉસ્ટ સ્ટીમ ઈન્જેક્ટર (Davies and Metcalfe Exhaust Steam Injector)** ચિત્ર નાં૦ ૨૪૩ માં બતાવ્યો છે એમા સાધારણ સ્ટીમ ઇન્જેક્ટર માફક ઉપલો સ્ટીમ કોન અને તેની નીચે વૉટર કોન હોય છે એકઝૉસ્ટ સ્ટીમ મથાળેનો વીંગ વાલ્વ (wing valve) ઉઘાડીને અંદર દાખલ થાય છે જો એનજીન બંધ હોવાથી બૉઇલરની તાજી સ્ટીમથી ઇન્જેક્ટર ચલાવવો હોય તો વીંગ વાલ્વની નીચે જમણા હાથ ઉપર રાખેલા છેદ સાથે જોડેલી સ્ટીમ પાઇપમાથી તાજી સ્ટીમ આપવામા આવે છે ડાબી બાજુની ફ્લેન્જને રસ્તે પાણી દાખલ થાય છે, જે ઉપરથી આવતી સ્ટીમ સાથે મળવાથી તે સ્ટીમ કનડેન્સ થાય છે, અને પાણી અને કનડેન્સ થયલી સ્ટીમની એક ધાર (jet) વૉટર કોનમાથી થઇને તેની નીચેના કમ્બાઇનીંગ કોન (combining cone) મા વહે છે વૉટર કોનમા વૅકયુમ થાય છે, અને તેના મોહડાની આસપાસ થઇને થોડીક વધુ સ્ટીમ દાખલ થાય છે, જેની ગોળ રીંગ જેવી ધાર કમ્બાઇનીંગ કોનમાથી પસાર થતી પાણીની ધારને આગળ હડસેલી આપે છે, જેથી વૉટર જેટની વેલોસીટી ઘણી વધી જાય છે કમ્બાઇનીંગ કોનને ઉભો ચીરી નાખી બે ટુકડે બનાવેલો હોય છે, જેમાનો જમણા હાથ તરફનો ટુકડો ફીક્સ રાખી ડાબા હાથ તરફનો મિજાગરા માફક ઝુલતો રાખવામા આવે છે એને ફ્લપ નોઝલ (flap nozzle) પણ કહે છે ઇન્જેક્ટર ચાલુ કરતી વખતે શુરૂઆતમા તેમા એકઝૉસ્ટ સ્ટીમ દાખલ કરતાજ વૉટર કોનનો આ ઝુલતો ટુકડો દૂર હઠી જઇ સ્ટીમના મોટા જથાને ચિત્રમા ડાબા હાથ ઉપર નીચે બતાવેલા ઓવર ફ્લો (over flow) પાઇપમાથી પસાર થવા દયે છે પછી ઇન્જેક્ટરમા પાણી દાખલ કરતાજ તે સ્ટીમ સાથે મળીને સ્ટીમને કન્ડેન્સ કરવાથી થોડુક વૅકયુમ થાય છે, જેથી ફ્લૅપ નોઝલનો ઝુલતો ટુકડો બંધ થઇ જઇ સ્ટીમ અને પાણીની એકસરખી ગોળાકાર અને ઘણી જોરાવર ધાર (jet) બને છે, જે ચિત્રમા નીચે બતાવેલા આવા Λ ઉંધા ડીલીવરી કોનના મોહડામા દાખલ થઈ તેની સામેના જમણા હાથ ઉપરની ડીલીવરી ફ્લેન્જમાથી બૉઇલરમા જાય છે કોઇ કારણ સર પાણી આવતુ બંધ થાય તો ફ્લૅપ નોઝલ પોતાની મેળે ખુલી

જઇ એકઝૉસ્ટ સ્ટીમને સહેલાઇથી પસાર થવા દયે છે, અને પાણી મળતાજ ઇન્જેકટર પાછો પોતાની મેળે ચાલુ થઇ જાય છે

**એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટરનું જોડકામ** (Pipe Connections) ચિત્ર નાં૦ ૨૪૪ મા બતાવ્યુ છે એનજીનના ઉભા એકઝૉસ્ટ પાઇપ સાથે કાટખૂણે એક આડો બ્રાન્ચ પાઇપ જોડી લાવી તેની સાથે ઇન્જેકટર જોડવામા આવે છે, અને પાણીની ટાકી હમેશા ઇન્જેકટરથી થોડીક ઉંચી જગાએ મૂકવામા આવે છે ઇન્જેકટર જોડવાથી એનજીનના ઉભા એકઝૉસ્ટ પાઇપનુ મોહું ઢાકવુ પડતુ નથી, પણ હમેશ મુજબ ખુલ્લુજ રાખવુ પડે છે એ ઇન્જેકટર જોડવાથી એકઝૉસ્ટ પાઇપમા સ્ટીમ જરાબી રોકાતી નથી, પણ એનજીનનો બેક પ્રેસર સામો થોડોક ઓછો થાય છે જો બોઇલરથી ઇન્જેકટર ઘણે દૂર હોય તો ઇન્જેકટરથી બે ત્રણ ફીટ દૂર એક નૉન રીતર્ન વાલ્વ (non return valve) ડીલીવરી પાઇપ ઉપર મુકવો



**ચિત્ર નાં૦ ૨૪૪.**

એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટરના પાઇપ કનેકશન.

**એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇન** (Exhaust Steam Turbine)—એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનની આમદે સ્ટીમ પ્લાન્ટનુ સ્વરૂપ સદતર ફેરવી નાખ્યુ છે કારણકે એક નોનકનડેનસીગ અને જુની ઢપના એનજીન સાથે એકઝૉસ્ટ તરબાઇન વાપરવાથી અસલ એનજીન જેટલો પાવર ઉત્પન્ન કરતુ હોય તે કરતા બમણો પાવર ઉત્પન્ન કરી શકાય છે, અને તેબી વળી અસલ જેટલોજ કોલસો બાળતા! આગળ વધેલા દેશોની ફેકટરીઓ અને મીલોમા તેમજ સ્ટીમરોના એનજીનો સાથે આવા એકઝૉસ્ટ સ્ટીમ તરબાઈન ચાલુ થઇ ચૂકયા છે, પરતુ આપણા દેશમા હજી એ વિષે ઘણાકોને ખબર વટીક ન હોય એ બનવા જોગ છે કોટન પ્રેમીગ અને એવીજ બીજી ફેકટરીઓ કે જેઓમા સ્ટીમ એનજીનો નોનકનડેમીગ હોવા ઉપરાત તેઓને ઘડી ઘડી ચાલુ-બધ કરવામા આવતા હોય તેઓમા એવા એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનો નાખવાથી તે તરબાઇનની મદદથી કાઇબી વધારે કોલસો ખપાવ્યા વગર એક જીનીગ ફેકટરી યા બીજી કોઇબી મશીનરી ચલાવી શકાય છે વળી જો એવી પ્રેમીગ ફેકટરીથી જીનીગ ફેકટરી ગમે તેટલી દૂર હોય તોપણ એકઝૉસ્ટ તરબાઇન સાથે ઈલેકટ્રીક ડાઇનેમો જોડી તેની મદદથી ઇલેકટ્રીક મોટર સાથ આખી ફેકટરી ચલાવી શકાય છે, નહી તો ડબલ હેલીકલ ગીઅરીગ (double helical gearing) ની મદદ સાથ તરબાઇનની શાફટ ઉપર પટા કે દોરડાની પુલી જોડી તે વડે ફકટરી ચલાવી શકાય છે ધારો કે એક પ્રેસીગ ફેકટરીનુ એનજીન ૧૦૦ હૉર્સ પાવરનુ છે, અને કલાકની તે ૨૦ ગાસડી દાબે છે એટલે દર ત્રણ મીનીટે એક ગાસડી થઇ ધારો કે ગાસડી શરૂઆતથી સેવટ સુધી દબાતા ૨ મીનીટ થાય છે, અને પછી એક મીનીટ એનજીન સદતર બધ રહે છે ગાસડી દાબતી વખતે જ્યારે એનજીન ચાલુ રહે ત્યારે તેની એકઝૉસ્ટ સ્ટીમ એક સ્ટીમ એકયુમ્યુલેટરમા દાખલ કરવામા આવે છે જેમાથી એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇન પોતાને જોઇતી સ્ટીમ ખેચ્યા કરે છે, અને એનજીન એક મીનીટ બધ રહેવા છતા તરબાઇન એકજ સરખી ઝડપે ચાલ્યા કરે છે, અને બીજા લગભગ ૭૫ થી ૧૦૦ હૉર્સ પાવર ઉત્પન્ન કરી આપે છે, જે વધારાનો પાવર ઉત્પન્ન કરવા પાછળ કોલસાનો બીજો જરાબી ખરચ થતો નથી અલબતા આ ગોઠવણ માટે જોકે શુરૂઆતનો ખર્ચ મોટો કરવો પડે

છે, અને તે ઉપર દેખરેખ રાખવા માટે ચાલાક એનજીનીઅર વધારે પગાર આપી રાખવો પડે છે, તોપણ પાછળથી બળતણનો કશો પણ વધારે ખરચ કરવા વગર મુફતમા ૭૫ થી ૧૦૦ હૉર્સ પાવર મળી શકે છે, જે આજના સખ્ત હરીફાઇના વખતમા ઘણુ સંતોશકારક ગણાવુ જોઇએ ધારો કે ઉપર કહેલી પ્રેસ ફેકટરીનુ એનજીન નૉનકનડેનસીંગ હોવાથી ૬૨ હૉર્સ પાવરે દર કલાકે આસરે ૫ પાઉન્ડ કોલસો ખપાવે છે, જે હીસાબે ૧૨ કલાકમા આસરે ૨૫ ટન કોલસો થયો, જે ટન દીઠ રૂ ૧૮ નો ભાવ ગણતા આસરે રૂ ૪૫ નો થયો હવે એજ એનજીન સાથ તરબાઇન જોડીને ૧૦૦ હૉર્સ પાવર ખાતી જીનીંગ ફેકટરી ચલાવીએ તો તે કાઇબી વધુ કોલસાના ખરચ વગર ચાલવાથી દરરોજની બચત રૂ ૪૫ ની થાય. કારણકે એકઝૉસ્ટ તરબાઇનને બદલે જુદુ એનજીન બૉઇલર નાખી તે જીનીંગ ફેકટરી ચલાવીએ તો શુરૂઆતમા આસરે રૂ પાચથી ૭ હજારનો ખરચ થવા ઉપરાંત દરરોજના રૂ ૪૫ કોલસાના જોઇએ મહીનાના ચાલુ ૨૫ દીવસ ગણતા અને ચાર મહીનાની રૂની મોહસમ ગણતા ૨૫ x ૪૫ x ૪ = રૂ ૪૫૦૦ નો ખરચ ફકત કોલસા પછવાડે દર મોહસમ દીઠ થયો હવે તે જીનીંગ ફેકટરી જો જુદા એનજીન બૉઇલર નાખવાને બદલે પ્રેસના એનજીન સાથ તરબાઇન જોડી ચલાવીએ તો તરબાઇન અને કનડેનસર સાથે મળીને શુરૂઆતમા કદાચ રૂ ૧૨૦૦૦ નો ખરચ થાય, પણ મોહસમ દીઠ રૂ ૪૫૦૦ ના કોલસા ઉપરાંત વધારાના આગવાળા, તેલવાળા, ડ્રાઇવર વગેરેનો ખરચ બચવાથી ફકત ત્રણજ મોહસમમા તરબાઇન પાછળ કાઘેલો ખરચ લગભગ વળી રહે એ બનવાજોગ છે જયા અસલ એનજીનના પાવર કરતા ૫૦ ટકાથી વધારે પાવર જોઇતો હોય ત્યા જૂદુ એનજીન નાખવાને બદલે એકઝૉસ્ટ તરબાઇન નાખવાથી સારી કરકસર કરી શકાય છે

## એકઝૉસ્ટ તરબાઇન માટે વરકીંગ પ્રેસર

(Working Pressure for Exhaust Turbine) હવાના (એતમોસફેરીક) પ્રેસર ૧૫ પાઉન્ડ જેટલો પણ ચાલી શકે છે ખાલી હવાના પ્રેસરથી કાઇ તરબાઇન ચાલે નહી, કારણકે ૧૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરની સ્ટીમમા જેટલી ગરમી હોય છે તેટલી તેટલાજ પ્રેસરની હવામાં હોતી નથી ૧૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરની સ્ટીમમા ૧૮૦ સેન્સીબલ હીટ+૯૬૬ લેટન્ટ હીટ મળીને ૧૧૪૬ યુનીટ ગરમી

હોય છે. કોઈપણ સ્ટીમ એનજીન કે ટરબાઇનના કામ કરવાનો આધાર તેમાં આપવામા આવતી સ્ટીમની શરૂઆતની ટેમ્પરેચર, અને તેમાથી એકઝૉસ્ટ થતી સ્ટીમની છેવટની ટેમ્પરેચર વચ્ચેના ફરક ઉપર રહે છે જેમ એ ફરક વધુ તેમ કામ વધુ નિપજે ૧૬૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરની સ્ટીમને એક નૉનકનડેનસીગ એનજીનમા વાપરી ૧૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરે એકઝૉસ્ટ કરતા જે પાવર ઉપજાવી શકાય, તે કરતા લગભગ બમણો પાવર ૧૬૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરની સ્ટીમને ૨૮ ઇંચના વૅકયુમ (એક પાઉન્ડ ગ્રોસ બૅક પ્રેસર)મા એકઝૉસ્ટ કરવાથી નિપજી શકે છે

## એકઝૉસ્ટ તરબાઇનમાંથી મળી શકતો પાવર

**(Power available from an Exhaust Turbine)**—એક નૉનકનડેનસીગ એનજીન સાથ એકઝૉસ્ટ તરબાઇન જોડવાથી તે એનજીનમાથી બાહેર પડતી એકઝૉસ્ટ સ્ટીમના દર ૧૦૦૦ પાઉન્ડ દીઠ આસરે ૩૪ થી ૩૭ ઇન્ડીકેટેડ હૉર્સપાવર ઉપજાવી શકાય છે એટલે એકઝૉસ્ટ તરબાઇનને દર એક હૉર્સપાવર દીઠ આસરે ૩૦ પાઉન્ડ સ્ટીમ જોઇએ છે સીમ્પલ નોનકનડેનસીગ સ્લાઇડ વાલ્વ સાથના એનજીનો તેઓના કદ અને હલકી ઉંચી બનાવટ પ્રમાણે દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ દર કલાકે ૩૦ થી ૪૦ પાઉન્ડ સ્ટીમ ખપાવે છે માટે એવા એનજીનોમા ખુદ એનજીનના પાવર જેટલો બીજો વધારાનો પાવર તરબાઇન આપી શકે છે, અને કેટલાક દાખલાઓમા તો એનજીનના પાવર કરતા પણ વધુ પાવર તરબાઇન આપી શકે છે' એટલે જો એનજીન દર હૉર્સ પાવર દીઠ ૪૦ પાઉન્ડ સ્ટીમ ખપાવતુ હોય અને તરબાઇન દર હૉર્સ પાવર દીઠ ૩૦ પાઉન્ડ ખપાવે તો એક ૧૦૦ હૉર્સ પાવરના એનજીનના એકઝૉસ્ટમાથી આસરે ૧૨૫–૧૩૦ હૉર્સ પાવર તરબાઇન મારફતે જુદા મેળવી શકાય જેમ પ્લાન્ટ મોટો હોય તેમ વધારે સારૂ પરિણામ નિપજે છે સુપરહીટેડ સ્ટીમ સાથના સારી બનાવટના કમ્પાઉન્ડ નૉન કનડનસીગ કૉરલીસ એનજીન દર હૉર્સ પાવર દીઠ દર કલાકે આસરે ૧૫ પાઉન્ડ સ્ટીમ ખપાવે છે. માટે એવા એનજીનો સાથ તરબાઇન જોડવાથી અસલ એનજીનના પાવર ઉપરાત બીજો આસરે ૪૦ થી ૫૦ ટકા વધારે પાવર મળી શકે છે જો એનજીન કનડેન-

સીંગ હોય તોપણ તે એનજીનને નૉનકનડેનસીંગ ચલાવી તેના એકઝૉસ્ટ સાથે તરબાઇન જોડવાથી અસલ કનડેનસીંગ એનજીનના હૉર્સ પાવર કરતા આસરે ૩૦ ટકા વધારે હૉર્સ પાવર ઉપજાવી શકાય છે ઘણી નાની સાઇઝના તરબાઇન દર હૉર્સ પાવર દીઠ ૪૦ થી ૫૦ પાઉન્ડ સ્ટીમ ખપાવે છે એક એનજીનના સીલીનડરમા દાખલ કરવામા આવતી સ્ટીમ, અને તેમાથી એકઝૉસ્ટ થતી સ્ટીમના જથ્થામા કનડેનસેશનને લીધે લગભગ ૧૨ થી ૧૫ ટકાની ઘટ પડી જાય છે, માટે સ્ટીમના જથ્થાની ગણતરીમા એ ઘટાડો ગણવો જોઇએ

**મીક્ષ્ડ પ્રેસર તરબાઇન** (Mixed Pressure Turbine)—જ્યારે એનજીનમાથી બાહેર પડતી એકઝૉસ્ટ સ્ટીમ પુરતી નહી હોય અને તરબાઇન મારફતે વધારે પાવર ઉત્પન્ન કરવો હોય ત્યારે તદન એકઝૉસ્ટ સ્ટીમથી ચાલતા તરબાઇનને બદલે મીક્ષ્ડ પ્રેસર તરબાઇન નાખવામા આવે છે, જેમા એવી ગોઠવણ કીધેલી હોય છે કે જ્યા સુધી એનજીનની એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનને મળ્યા કરે ત્યા સુધી તરબાઇન ફુલ લોડે એકઝૉસ્ટ સ્ટીમથીજ ચાલ્યા કરે, પણ જો કોઇ કારણથી એનજીનમાથી આવતી એકઝૉસ્ટ સ્ટીમ કમી થાય તો તુરત એક વાલ્વ પોતાની મેળે ઉઘડી બૉઇલરની તાજી સ્ટીમ થોડીક તરબાઇનમા આપે છે. આથી એનજીન ઉપરનો લોડ ઓછો થવાથી જો અરલી કટ ઑફ થવાને લીધે એનજીન ઓછી એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનને આપે તોપણ તરબાઇનની ચાલ અને પાવરમા ફરક પડતો નથી જ્યા એનજીન નાનુ અને તરબાઇન મોટો હોય—જેમકે પ્રેસનુ એનજીન ૧૦૦ હૉર્સ પાવરનુ હોય અને તરબાઇનથી ૨૦૦ હૉર્સ પાવર ખાતી જીનીંગ ફેકટરી ચલાવવી હોય ત્યા—એનજીનની બધી એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનમા વાપરવા ઉપરાત બૉઇલરની થોડીક તાજી સ્ટીમ હમેશા તરબાઇનમા વપરાયા કરે તેવી ઑટોમેટીક ગોઠવણ પણ કરી શકાય છે પ્રેસ ફેકટરીઓના જેવા ઘડી ઘડી ચાલુ—બધ થયા કરતા એનજીનો સાથે એવા મીક્ષ્ડ પ્રેસર તરબાઇન જોડવાથી જ્યારે એનજીન થોડીક વાર (કે ગમે તેટલી વાર) બધ રહે ત્યારે પોતાની મેળે તેટલી વાર બૉઇલરની તાજી સ્ટીમ મીક્ષ્ડ પ્રેસર તરબાઇનમા જઇને તરબાઇનને ચાલુ રાખે છે,

અને સ્ટીમ એકયુમ્યુલેટર રાખવાની કશી જરૂર પડતી નથી વળી જ્યારે એનજીન બીલકુલ બધ હોય ત્યારે ફક્ત બૉઇલરની તાજી સ્ટીમથીજ એ તરબાઇન ચાલુ રાખી શકાય છે

**સ્ટીમ એકયુમ્યુલેટર** (Steam Accumulator)–જે એનજીનો વારવાર ચાલુ-બધ થયા કરતા હોય તે એનજીનો સાથ એકઝૉસ્ટ તરબાઇન જોડી ચલાવવા માટે એ સ્ટીમ એકયુમ્યુલેટર વપરાય છે એ કોઇબી જુના રદ કીધેલા બૉઇલરનુ બનાવવામા આવે છે, જેમા અરધે ભાગે પાણી ભરવામા આવે છે, અને નીચલા અરધા ભાગમા પાણીમા ડુબેલા કેટલાક આસરે ૨ ઇચ ડાયામેટરના લાબા પાઇપો નાખવામા આવે છે, જે પાઇપોમા બાજુએ આસરે અરધા ઇચના છેદ પાડવામા આવેલા હોય છે એનજીનનો એકઝૉસ્ટ પાઇપ એ બધા પાઇપના એકઠા કીધેલા છેડાઓ સાથ જોડવામા આવે છે, જેથી એકઝૉસ્ટ સ્ટીમ વેહચાઇને બધા પાઇપોમા જાય છે, જેઓ માહેલા છેદ વાટે તે બાહેર પડી એકયુમ્યુલેટર માહેલા પાણીને હલાવી ગરમ કરે છે, અને પાણીની ટેમ્પરેચર વધવાથી તેમાથી ઘણાજ લો પ્રેસરની સ્ટીમ છુટી પડી સપાટી ઉપરની સ્ટીમ સ્પેસમા ભરાય છે, જ્યાથી તે તરબાઇનમા જાય છે એનજીન જ્યારે ચાલુ રહે ત્યારે એકઝૉસ્ટ સ્ટીમ એકયુમ્યુલેટરમા જઇ તેની લેટટ હીત તથા સેન્સીબલ હીત પાણીના મોટા જથામા ભેળાઇ જઇ પાણીની ટેમ્પરેચર વધારે છે જેટલી સ્ટીમનો તરબાઇનને ખપ હોય તેટલી સ્ટીમ તરબાઇનમા જઇને બાકીની સ્ટીમ એ પ્રમાણે પાણીમા સમાઇ રહે છે પછી જયારે એનજીન બધ થાય, અને તરબાઇન તો ચાલુજ રહે ત્યારે સ્ટીમ સ્પેસમા પ્રેસર ઓછો થવાથી એકયુમ્યુલેટરનુ પાણી પાછુ ઉકળવા માડી રી-ઇવેપોરેશન થાય છે, જેથી પાણીમાથી સ્ટીમ છુટી પડી એક સરખા પ્રેસરે અને ઝડપે તરબાઇનને ચાલુજ રાખે છે એકયુમ્યુલેટરમા પાણીનુ સરકયુલેશન ઘણી ઝડપથી થવુ જોઇએ, જે માટે કેટલાક મેકરો જાત જાતની ગોઠવણના પેટટ એકયુમ્યુલેટરો બનાવે છે

**તરબાઇન સાથ જોઇતું કનડેનસર** (Condenser for Turbine)—એકઝૉસ્ટ તરબાઇન કનડેનસર વગર કામ કરી શકતો નથી, અને સાધારણ એનજીન માટે બનાવેલા કનડેનસર તર

બાઇન માટે ચાલી શકતા નથી એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇનમાં વપરાઇને કનડેનસરમા જાય તોજ લગભગ એતમસફેરીક (હવાના) પ્રેસર જેટલા પ્રેસરની સ્ટીમ કામ ઉપજા કરી શકે એ માટેના કનડેનસર ઘણી ઉમદા બનાવટના હોય છે, જેઓ છેક ૨૯ ઇચ સુધીનુ વૅકયુમ કરી શકે છે તરબાઇન સાથના કનડેનસર માહેલુ વૅકયુમ પાવર ઉપજા કરવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે જેમ એ વૅકયુમ વધારે તેમ તરબાઇનની ઇફીશીયન્સી ઘણી વધારે રહે છે ૨૬ ઇચ ઉપરથી વૅકયુમ વધારી ૨૮½ ઇચ કરવાથી તરબાઇનમા સ્ટીમનો ખપ સેકડે ૨૫ ટકા ઘટી જાય છે, અથવા તરબાઇનનો પાવર એટલો વધે છે ૨૮ ઇચ ઉપરથી ફકત અરધોજ ઇચ વધારે ૨૮½ ઇચનુ વૅકયુમ કરવાથી તરબાઇનનો પાવર એકદમ ૧૦ ટકા વધી જાય છે એ કામ માટે સરફેસ કનડેનસર ઘણુ ખરુ વપરાય છે, જે સરફેસ કનડેનસરની બનાવટ, ઍર પમ્પ, સરકયુલેટીગ પમ્પ વગેરે સાથે સાધારણ એનજીનો સાથ આવતા સરફેસ કનડેનસરોના જેવીજ હોય છે, પણ તરબાઇન સાથના કનડેનસર ખાસ વધારે વૅકયુમ પેદા કરી શકે તેવા ઘણી સભાળ ભરેલી ડીઝાઇનના બનાવવામા આવે છે તરબાઇન સાથ વાપરવાના અને ઘણુ વૅકયુમ આપનારા કેટલાક જેટ કનડેનસરો પણ આવે છે, જેઓમા લૅબ્લૅ (Lablanc) જેટ કનડેનસર મુખ્ય છે

**કલકતાની યુનીઅન જુટ મીલનો એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇન** (Exhaust Steam Turbine Plant of the Union Mills, Calcutta)—એક મોટા કૉરલીસ મીલ એનજીનની ફકત એકઝૉસ્ટ સ્ટીમની મદદથી એક એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇન ચલાવી જોઇતો વધારે પાવર ઉત્પન્ન કરવાનો અખતરો કલકતાની યુનીઅન જુટ મીલમા ઘણી ફતેહમદી સાથ કરવામા આવ્યો છે એ મીલમા પેહલા બે એનજીનો હતા, જેમાનુ એક નાનુ આસરે ૩૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ઉપજાવતુ હતુ, અને બીજુ મોટુ આસરે ૧૭૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ઉપજાવતુ હતુ બન્ને એનજીનો કનડેનસીગ હતા, અને બન્ને મળીને આસરે ૨૦૦૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ઈન્ડીકેટ કરતા હતા, અને દર કલાકે આસરે ૨૬૦૦૦ પાઉન્ડ સ્ટીમ (અથવા



ચિત્ર ના૦ ૨૪૫. કલકતાની યુનીઅન જ્યુટ મીલનો એકઝૉસ્ટ સ્ટીમ તરબાઇન

ફીડ વૉટર) ખપાવતા હતા, જેથી દર કલાકે દર હૉર્સ પાવર દીઠ સ્ટીમનો ખપ બન્ને એનજીનો મળીને આસરે ૧૩ પાઉન્ડનો થતો હતો. એ મીલમાં ૫ લેન્કેશાયર બૉઇલરો ૩૦×૮ ફીટના, ૧૫૦

પાઉન્ડ પ્રેસરના, સુપરહીટર અને ઇકોનોમાઇઝર સાથના છે, અને સ્ટીમને ૧૬૦ ડીગ્રીની સુપરહીટ આપવામા આવે છે

પાછળથી નાનુ એનજીન સદતર બધ કરી નાખી મોટુ એનજીન જે અસલ કનડેનસીગ હતુ તેને નૉનકનડેનસીગ બનાવી તેના એકઝૉસ્ટ સાથ સી એ પારસન્સ એન્ડ કું૦ (C A Parsons & Co )નો એક ૭૦૦ હૉર્સ પાવરનો એકઝૉસ્ટ તરબાઇન જોડવામા આવ્યો, જેથી એનજીનમાથી એકઝૉસ્ટ થતી સ્ટીમ તરબાઇનમા જઇ તેમા પાવર ઉત્પન્ન કરી પછીજ તરબાઇન માટે ખાસ નાખેલા નવા સરફસ કનડેનસરમા જાય એ મોટુ એનજીન હીક હારગ્રીવ્સ એન્ડ કું૦ ની જાણીતી બનાવટનુ કમ્પાઉન્ડ કૉરલીસ, ર૭ ઇચ હાઇપ્રેસર અને ૫૪ ઇચ લો પ્રેસરનુ અને ૫ ફીટના સ્ટ્રોકનુ છે

તરબાઇન પારસન્સ મેકરનો રીએકશન (re-action) જાતનો ૭૦૦ હૉર્સપાવરનો છે, જેને સેકડે ૨૦ ટકા ઓવરલોડ આપી આસરે ૮૫૦ હૉર્સપાવર સુધી ચલાવી શકાય તેવો છે એ તરબાઇન ગીઅર્ડ તરબાઇન કહેવાય છે, કારણકે તરબાઇન પોતે ૩૦૦૦ રેવોલ્યુશન્સ ફરવા છતા, ડબલ હેલીકલ ગીઅર (double helical gear)ની મદદથી તેની રોપ પુલી ૩૦૦ રેવોલ્યુશન્સ ફરે તેવી ગોઠવણ રાખવામા આવી છે એ હેલીકલ ગીઅરમા ૪૫ ડીગ્રીએ મશીનથી કાપેલા દાતાવાળા ચક્કરો એક બધિઆર કેસીગમા અવાજ વગર ચાલે છે, અને એ ચક્રો જે ઠેકાણે ગીઅર થાય છે, તે ઠેકાણે ફોર્સથી તેલની ધાર પડતી રહે છે રોપ પુલી ૫ ફીટ ડાયામેટરની છે અને તે ૩૦૦ રેવોલ્યુશન્સ ફરતી હોવાથી દોરડાની ઝડપ દર મીનીટે ૪૭૦૦ ફીટ છે, અને ૧$\frac{3}{4}$ ઈચના ૧૮ દોરડા પુલી ઉપર રાખવામા આવ્યા છે

તરબાઇનનો સરફેસ કનડેનસીગ પ્લાન્ટ પારસન્સ મેકરનો છે, જે ૭૫ ડીગ્રીના સરકયુલેટીગ વૉટર સાથે ૨૬ ૮ ઇચનુ વૅકયુમ કરી શકે છે ઘણુજ ઉચા વૅકયુમ સાથે તરબાઇનની ઇફીશીઅન્સી ઘણી વધતી હોવાથી ઘણુ ઉચુ વૅકયુમ પેદા કરે તેવાં કનડેનસરની તરબાઇનના પ્લાન્ટમા અગત્ય પડે છે, જેથી એક એનજીન માટે બનાવેલુ સાધારણ કનડેનસર તરબાઇન સાથે ચાલી શકતુ નથી બેલીસ એન્ડ મોરકોમનુ એક નાનુ હાઈ સ્પીડ વરટીકલ સ્ટીમ એનજીન એ સરફેસ કનડેનસરના સરકયુલેટીગ તથા એર પમ્પ ચલાવે છે

એનજીન અને એકઝૉસ્ટ તરબાઇનના એ પ્લાન્ટની તપાસ લેવામા આવતા તેનુ પરિણામ ઘણુ સતોશકારક આવેલુ દેખાય છે રેડીએશન, કનડેનસેશન વગેરેમા વ્યર્થ જતી સ્ટીમ તેમજ કનડેનસરના પમ્પ ચલાવનારા બેલીસ એનજીનમા ખપતી સ્ટીમ સાથે ગણતા કુલ સ્ટીમનો ખપ ૨૩૭૦૦ દર કલાકે નોધાયો હતો, અને એવરેજ લોડ એનજીન તથા તરબાઇનનો ૧૯૭૦ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ગણવામા આવ્યો હતો આથી સ્ટીમનો ખપ દર કલાકે દર હૉર્સ પાવર દીઠ આસરે ૧૦.૭૫ પાઉન્ડ થતો જણાયો અને બગાલ કોલનો ખપ દર કલાકે દર હૉર્સ પાવર દીઠ માત્ર ૨ ૧૨૫ પાઉન્ડ થતો જણાયો દર એક પાઉન્ડ કોલસા દીઠ બૉઇલરમા ૫ ૬૬ પાઉન્ડ પાણીનુ ઇવેપોરેશન થતુ નોધાયુ તે ઉપરથી માલમ પડે છે કે કોલસો સારી જાતનો હોવો નહી જોઇએ, પણ એક તરબાઇનના પ્લાન્ટમા કોલસાના ખપમા થતી કરકસર ઉપરાત બીજી જે બાબદ ધ્યાનમા રાખવાની છે તે તરબાઇનની ઘણીજ નિયમીત ઝડપ (uniform speed) છે, કે જેવી નિયમીત ઝડપ એક એનજીનથી મેળવી શકાતી નથી એવી નિયમીત ઝડપને લીધે મીલમા નિકળતા માલની જાત અને જથા ઉપર સારી અસર થવી જોઈએ

એ તરબાઇન કાંઇ એક અલાહિદુ જુદું ખાતુ ચલાવતો નથી પણ જે સેકન્ડ મોશન શાફ્ટ મોટા એનજીનથી ચાલે છે તેજ શાફ્ટની ઉપર એક બીજી રોપ પુલી મૂકી તેને તરબાઇન સાથ દોરડાથી જોડવામા આવી છે, આથી તરબાઈન એનજીનની સાથે મદદમા (in parallel) ચાલે છે આવી ગોઠવણ કરવાનુ કારણ એ છે કે એ તરબાઇન મોટા એનજીનની એકઝૉસ્ટ સ્ટીમથીજ ચાલતો હોવાથી, જ્યારે મોટા એનજીનનો લોડ ઓછો વધતો થાય ત્યારે તરબાઇનનો પાવર પણ ઓછો વધતો થયા કરે, જેથી તરબાઇનની ઝડપમા ફરક પડયા કરે, અને તરબાઇન ઉપર જો કોઈ અલાહિદુ ખાતુ નાખવામા આવ્યુ હોય તો તે સતોશકારક રીતે ચાલી શકે નહી

**એકઝૉસ્ટ સ્ટીમ આઈસ મેકીંગ મશીન** (Exhaust Steam Ice making Machine)—એકઝૉસ્ટ સ્ટીમની મદદથી આઇસ યાને બરફ બનાવવાની યોજના જોકે નવાઇ જેવી છે, પણ નવી નથી ઇથર અને એમોન્યાની મદદથી બરફ બનાવવાના જે મશીનો હાલમા આપણા દેશમા વપરાય છે, તે ઘણાંખરાં બધા ઇથર અથવા એમોનીઆની ગેસને કમ્પ્રેસ કરીને યાને દબાવીને કામ કરે છે, જેથી તેઓ કમ્પ્રેસન મશીનો કહેવાય છે, અને એવી ગોઠવણને **કમ્પ્રેસન પ્રોસેસ** (compression process) કહે છે એ ગોઠવણ ટુકમા એવી હોય છે કે એક રીફ્રીજરેટર (refrigerator) નામનુ વાસણ જેમા ટયુબો હોય છે તેના ટયુબોમા પ્રવાહી એમોન્યા ભરી તેની સપાટી ઉપર વૅકયુમ ઉત્પન્ન કરતાજ તે એમોન્યામા ઇવેપોરેશન થઇ તેની ગૅસ બને છે, જે ગૅસ રીફ્રીજરેટરના ટયુબોની બાહેર ફરતા રાખેલા નિમકના પાણી યાને બ્રાઇન (brine) માહેલી ગરમી ચુશી લઇ તેને અતિશય ઠડુ કરી નાખે છે, જે બ્રાઇનને આઇસ બનાવવાના મોલ્ડોની આસપાસ ફેરવીને આઇસ બાંધવામાં આવે છે એનજીનનો કમ્પ્રેસર એમોન્યાની સપાટી ઉપર વૅકયુમ પેદા કરી ગૅસને ખેચીને કનડેનસરમા દાબી આપે છે, જ્યા તે ગૅસ બ્રાઇનમાથી ચુશી લીધેલી બધી ગરમી કનડેનસરના પાણીને પાછી આપી દેવાથી એમોન્યાની ગૅસ કન્ડેન્સ્ડ થઇ પાછી પ્રવાહી બને છે, જે પ્રવાહી એમોન્યા પાછો રીફ્રીજરેટરમા જાય છે, જયા તેની પાછી ઉપર લખવા પ્રમાણે ગૅસ બને છે.

**એબસોર્પશન પ્રોસેસ** (Absorption Process) મા જેનરેટર (generator) નામના વાસણમા પ્રવાહી એમોન્યાને એકઝૉસ્ટ સ્ટીમની મદદથી ગરમ કરવામા આવે છે, જેથી તેની ગેસ બને છે, જે ગેસ એક કનડેનસરમા જઇ ઠડી થઇ પાછી પ્રવાહી બને છે હયાથી તે ઇવૅપોરેટર (evaporator) નામના વાસણમાં જઇ પાછી ઇવૅપોરેટ થવાથી યાને તેની ગેસ બનવાથી સખ્ત ઠડક ઉત્પન્ન કરે છે જેથી ઇવૅપોરેટરમા ફરતુ બ્રાઇન યાને નિમકનું પાણી અતિશય ઠડુ થઇ જાય છે, અને એ ઠડા બ્રાઇનને આઇસ મોલ્ડની આસપાસ ફરતુ રાખવાથી તે મોલ્ડોમા બરફ બધાય છે ઇવૅપોરેટરમાથી એમોન્યા ગેસ ઍબસોરબર (absorber)

નામનાં વાસણમાં જાય છે પેહલા જેનરેટરમા પ્રવાહી એમો-ન્યાને સ્ટીમની મદદથી ઉકાળીને ગેસ બનાવ્યા પછી, જે નરમ (weak) પ્રકારનો એમોન્યા પ્રવાહી તેમા રહી જાય છે, તે ધીમે ધીમે એબસોરબરમા દાખલ થાય છે, અને ત્યા ઇવૅપોરેટરમાથી આવતી ગેસ સાથે મળીને પાછો સખ્ત યાને સ્ટ્રોંગ (strong) બને છે એ સ્ટ્રોંગ એમોન્યાને એક પમ્પ ઍબસોરબરમાથી ખેંચીને પાછો જેનરેટરમા આપે છે, જ્યાથી પાછી ઉપર મુજબની ક્રિયા શુરૂ થાય છે આ ઉપરથી જોવામા આવશે કે આવી ગોઠવણમા એક મોટા એનજીનની જરૂર પડતી નથી, પણ કોઇબી બીજા એનજીનની એક્ઝૉસ્ટ સ્ટીમથી એ મશીન ચાલી શકે છે વળી એક બે નાના પમ્પ સિવાય એમા બીજા કોઇ એનજીન નહી હોવાથી એ મશીનમા કશા ધપકારા કે અવાજ થતા નથી કમ્પ્રે-સન મશીન અને એબસોર્પશન મશીન વચ્ચે ફરક એ છે કે કમ્પ્રેસન મશીનમા બોઇલરની હાઇપ્રેસર સ્ટીમથી એક સ્ટીમ એનજીન ચલાવી તેની મદદથી એક એમોન્યા ગૅસ કમ્પ્રેસર ચલાવવામા આવે છે, જે ઘણો પાવર ખાય છે એબસોર્પશન મશીનમા કશો એવો પાવર જોઇતો નથી પણ એમોન્યાને ગરમ કરવા માટે ઘણા લો પ્રેસરની સ્ટીમ માત્ર જોઇએ છે, જે કોઇબી ફેકટરીના એનજીનના એક્ઝૉસ્ટ-માથી મેળવી શકાય છે

## એક્ઝૉસ્ટ સ્ટીમ આઇસ મેકીંગ મશીન

કોઇબી બીજી ફેકટરીના એનજીનની મદદથી ચલાવવાથી કોલસાના ખપમા જરાબી વધારો કરવા વગર બરફ બનાવી શકાય છે તેમજ હાલના કોઇ ચાલુ કમ્પ્રેસન આઇસ મશીન સાથના એનજીનના એક્ઝૉસ્ટ સાથે એ મશીન જોડવાથી, અસલ ખપતા કોલસાના ખપમા વધારો કર્યા વગર આઇસ ફેકટરીમાથી નિકળતા માલનો જથો બેવડો અથવા તેથીબી વધારે કરી શકાય છે એક એનજીનને નૉન કનડેનસીંગ ને બદલે કનડેનસીંગ ચલાવવાથી કોલસાના ખપમા આસરે ૧૫–૨૦ ટકાનો ફાયદો થાય છે ખરો, પણ તેજ એનજીનને નૉન કનડેન-સીંગ ચલાવીને તેની એક્ઝૉસ્ટ સ્ટીમ મારફતે આવુ એક આઇસ મેકીંગ મશીન ચલાવવાથી પુષ્કળ વધારે ફાયદો થાય છે, જો કે તે માટે શુરૂઆતનો લગાર મોટો ખરચ કરવો પડે છે એક કમ્પ્રેસન

બેસના નથી, પણ દાંતાની જાડાઇ કરતા ખાંચાની પહોળાઇ સહેજ વધુ રાખવામાં આવે છે, જેથી જ્યારે એક ખાંચામા એક દાંતો ગીઅરમા હોય છે, ત્યારે દાંતાની પીઠ પછવાડે થોડી જગા રહે છે, જેને કલીઅરન્સ અથવા બૅકલૅશ કહે છે જ્યારે વ્હીલો હાલહવાલ બનાવેલાં અને મશીનમાં કાપ્યા વગરના હોય છે, ત્યારે તેઓમા એ પ્રમાણેની કલીઅરન્સ રાખવાની ઘણી જરૂર રહે છે, કારણકે એવા વ્હીલોમા દાતાઓના પીચો વચ્ચેનો તફાવત બધે તદન એકસરખો હોતો નથી. એવી કલીઅરન્સવાળાં વ્હીલો વેહેલાં ભાંગી જવાનો ઘણો સભવ હોય છે અનુભવ ઉપરથી એવુ માલમ પડયુ છે કે એવા કલીઅરન્સવાળા વ્હીલો જ્યારે હમેશ કરતા ઓછો લોડ ચલાવતા હોય ત્યારેજ તેઓ ભાંગી જાય છે, જે એવુ પુરવાર કરે છે કે દાતાઓ વચ્ચે આવી કલીઅરન્સ રાખવાને લીધે વ્હીલો ઉપર જે આંચકા અવે છે, તેથી વ્હીલોના દાતા ભાગે છે, અને નહી કે પાવર ખેચવાથી પડતા જોરને લીધે જો વ્હીલો ઘણીજ બારીકીભરેલી સભાળથી મશીનમાં કાપવામા આવે તો આવી કલીઅરન્સ રાખવાની કશી અગત નથી, અને વ્હીલના દાતાની જાડાઇની બરાબર ખાંચાની પહોળાઇ રાખવાથી વ્હીલો ઘણીજ સફાઇથી વગર ઘોઘાટ કરવે ચાલે છે તોપણ ખરાબ જગામા ચાલતા વ્હીલોમા થોડી કલીઅરન્સ રાખવાની અગત્ય છે, કારણકે દાતાના ખાચાઓમા ધુળ, કચરો વગેરે પડવાથી તેઓ થોડેક દરજ્જે પુરાઇ જાય છે, જેથી ખાચામા દાતો જામ થતો ચાલે છે, અને કોઇવાર ભાગી જાય છે. મોટા વ્હીલોમા પીચના $\frac{1}{૩૨}$ મા ભાગ જેટલી કલીઅરન્સ રાખવાની ભલામણ કરવામાં આવે છે, પણ નાનાં વ્હીલોમાં એ પ્રમાણ વધારે રાખવું જોઇએ દાતાના છેડા અને ખાંચાનાં તળિઆં વચ્ચેની કલીઅરન્સ બધાં વ્હીલોમાં આસરે પીચના $\frac{1}{૧૦}$ માં ભાગ જેટલી રાખવામા આવે છે

**વ્હીલના દાંતા**—સાધારણ વપરાસ માટેના સ્પર વ્હીલોના દાતાના કદ નીચે પ્રમાણે રાખવામા આવે છેઃ—

પીચ લાઇનની ઉપર દાંતની જાડાઇ=$\cdot$૪૮×પીચ−$\cdot$૦૩

પીચ લાઇનની ઉપર ખાંચની પહોળાઈ=$\cdot$૫૨×પીચ+$\cdot$૦૩

પીચ લાઇનની ઉપર દાંતાની ઉંચાઇ=$\cdot$૩×પીચ

પીચ લાઇનની નીચે દાંતાની ઉંડાઇ=૪×પીચ+'૦૮.
વ્હીલની પહોળાઇ=૨×પીચ થી ૩×પીચ.
દાતાની સામટી ઉંચાઇ=૭×પીચ+૦૮

**દાંતાના આકાર**—દાંતાના આકાર ઉપર વ્હીલોના અવાજ વગર ઘણી સફાઇથી કામ કરવાનો આધાર રહે છે દાતાઓના આકાર તરેહવાર જાતના રાખવામાં આવે છે, જેથી ચાલુમાં દાતા બહુ ખખડાટ કરવા સાથે બહુ જોર ખાઇ જાય છે, તેમજ વ્હીલોની બેરીગો ઉપર પણ ઘણુ જોર આવે છે ચાલુ વપરાસમાં બે જાતના દાતા સાધારણ છે જેઓનુ વર્ણન નીચે આપ્યુ છે.

**સાઈકલૉઇડલ તીથ** ( Cycloidal Teeth )—એક સીધી પટીની ધાર ઉપર એક સરકલ ગબડાવી તે સરકલના સરકમ-ફરન્સમા રાખેલી એક અણીઆળી પેનસીલ વડે જે વાક ચિતરવામા આવે છે, તે વાકને **સાઇકલૉઈડ** (cycloid) કહે છે જયારે એક સરકલની બાહેરની ધાર ઉપર બીજુ સરકલ ગબડાવી તે બીજા સરકલની સરકમફરન્સમા રાખેલી પેનસીલ વડે એક વાક ચિતરવામા આવે છે, ત્યારે તે વાકને **એપીસાઇકલૉઇડ** ( epicycloid ) કહે છે. તેમજ જયારે એક સરકલની અદરની ધાર ઉપર બીજું સરકલ ગબડાવી તે બીજા સરકલની સરકમફરન્સમા રાખેલી પેનસીલ વડે એક વાક ચિતરવામા આવે છે, ત્યારે તે વાકને **હાઇપોસાઇક-લૉઇડ** (hypocycloid) કહે છે જયારે એક રૅક (rack) અને પીનીઅન (pinion) ના દાતા બનાવવા હોય ત્યારે સાદા સાઇકલૉ-ઇડનો વાક ચિતરી તે મુજબ ટેમપ્લેટ બનાવી રૅક અને પીનીઅનના દાતા તે પ્રમાણે બનાવી લેવામાં આવે છે એ માટે સીધી પટી ઉપર ગબડનારાં સરકલનો ડાયામેટર પીનીઅનની પીચ લાઈન ઉપર ભરતા જે ડાયામેટર હોય તેથી અરધો રાખવામાં આવે છે જયારે વ્હીલોના દાતા બનાવવા હોય ત્યારે એપી અને હાઈપોસાઇકલૉઇડના વાક કામે લગાડવામા આવે છે. એ માટે પીચ સરકલની બરાબરના બાહેરના ડાયામેટરનુ એક લાકડાંનુ સરકલ અથવા સરકલનો એક ભાગ બનાવવામા આવે છે, તેમજ ગીઅર થનારા વ્હીલો માહેના સર્વેથી નાનાં વ્હીલનો પીચ લાઇન ઉપર ભરતાં જે ડાયામેટર હોય તેથી અરધા ડાયામેટરનુ એક બીજુ સરકલ બનાવ-

વામાં આવે છે, જે પહેલા સરકલની બાહેરની ધાર ઉપર ગબડાવવાથી જોઇતા દાતાનો પીચ લાઇનની ઉપરના ભાગ અથવા **ફેસ** (face) નો વાંક (એપીસાઇકલૉઇડ) પડે છે, અને દાતાના પીચ લાઇનની નીચેના ભાગ અથવા **ફ્લેન્ક** (flank) નો વાંક ચિતરવા માટે પીચ સરકલની બરાબરના ડાયામેટરનો છેદ એક પાટીઆમા કોતરી કહાડી તે છેદની અદરની ધાર ઉપર પેલુ બીજુ સરકલ ગબડાવવામા આવે છે, અને જો પહેલા વાકને છેડેથી આ બીજો વાક શુરૂ કરી ચિતર્યો હોય તો દાતાનો આખો વાક પડે છે, જે પ્રમાણે ટેમપ્લેટ બનાવી લઇ બધા દાતા તે ટેમપ્લેટ મુજબ બનાવવામા આવે છે

**સાઇકલૉઇડલ તીથ** બીજી બધી જાતના દાતાઓ ઉપર સરસાઇ ભોગવે છે, કારણકે જો ઘણી ચોકસાઇ અને સભાળથી એ દાતા ઉપર મુજબ બનાવવામા આવ્યા હોય તો જોર ઓછુ ખાવા સાથે ઘણી સફાઇથી કામ કરે છે પણ એ દાતાનો ખરેખરો આકાર ઉપર મુજબ મેળવવાની મુશ્કેલી ઘણી છે, અને તેમ કરતા જો કાઇ ભૂલ થાય છે તો એ દાતાની સારી અસર બધી મરી જાય છે એ જાતના વ્હીલો ગીઅર કરતી વખતે બન્ને વ્હીલોના પીચ સરકલના મારકા એક બીજા સાથે લગોલગ મેળવવાની ઘણી અગત છે, પણ જો તેમ નહી કરતા બે વ્હીલો વચ્ચેનો તફાવત સહેજ ઓછો કે વધતો રાખવામા આવે તો ફ્રીકશન વધે છે, તેમજ શાફટની બૅરીગો ઉપર જોર (thrust) પડે છે

**ઇન્વોલ્યુટ તીથ** (Involute Teeth)—એ જાતના દાતાનો વાક ચિતરવો સહેલ છે, કારણકે એક સરકલની આસપાસ ફરતી દોરી વીટાલી તે દોરીને છેડે પેનસીલ બાધવામા આવે છે, અને પછી દોરી ઉખેડતા જતી વખતે પેનસીલ કાગળ ઉપર દબાવી એનો વાક ચિતરવામા આવે છે, નહી તો એક લાકડી કે સળ્યાને છેડે પેનસીલ જોડી લાકડીને આડી પેલા સરકલની ધાર સાથે લાગુ રાખી જેમ સરકલ ઉપર વિટાળેલી દોરી ઉખેડીએ તેમ ફેરવી ઇનવોલ્યુટ તીથનો વાક ચિતરવામા આવે છે એ જાતના દાંતા સાઇકલૉઇડલ તીથ કરતા મજબુત હોય છે, તેમજ બનાવવા પણ સહેલ પડે છે જો વ્હીલો વચ્ચેનો તફાવત સહેજ ઓછો વધતો રાખવામા

આવે તો ચાલી શકે છે, પણ એ દાતાઓવાળા વ્હીલોમાં ઘણું ફ્રીકશન થાય છે, અને શાફ્ટની બૅરીગો ઉપર પણ ઘણુ જોર પડે છે, તે છતાં સાઇકલૉઇડલ તીથ બનાવવાની મુશ્કેલીને લીધે ઇન્વોલ્યુટ તીથ વાપરવાનુ કોઇક મેકરો પસંદ કરે છે

**હૅલીકલ તીથ** (Helical Teeth)—એ જાતના દાતાઓ વ્હીલની ફ્રેસ ઉપર બરાબર આડા શાફ્ટીગની લાઇનમાં નહી રહેતા આડકત્રા રહે છે, જે સીમ્પલ હૅલીકલ તીથ કહેવાય છે જ્યારે એ દાતાઓ ∧ આ પ્રમાણે હોય છે, ત્યારે ડબલ હૅલીકલ તીથ કહેવાય છે સાધારણ દાતાના વ્હીલો જ્યારે હાલહવાલ બનાવેલાં હોય છે, ત્યારે તેઓ બરાબર કામ કરતા નથી, અને આચકા ખાઇ બહુ ખખડાટ કરે છે, જે ખામી સુધારવા માટે હૅલીકલ તીથ વપરાય છે એ દાતા અવાજ વગર કામ કરે છે સીગલ હૅલીકલ ગીઅરમા તો વ્હીલની ફ્રેસ ઉપર સ્ક્રુની માફક આટા પાડયા હોય તેમ દાતા બનાવવામા આવે છે, અને જાણે સ્ક્રુના આટા એક બીજામા ભેળાઇને ચાલતા હોય તેમ એ વ્હીલો કામ કરે છે સાધારણ સાદા દાતાના વ્હીલો કરતા એ વ્હીલો વધારે પાવર ખેચી શકે છે, કારણકે એમા દાતા વધારે લબાઇમા એક બીજા સાથે લાગુ રહે છે, અને નાનામા નાનુ પીનીઅન પણ રૉટ આયર્ન કે સ્ટીલનુ બનાવી શકાતુ હોવાથી કમ્પ્રેસ્ડ પેપર કે રૉ-હાઇડના પીનીઅન વાપરવાની જરૂર રહેતી નથી સીગલ હૅલીકલ ગીઅરના દાતા લેથમા કાઢી શકાય છે

**બત્રેસ તીથ** (Buttress Teeth)–જ્યારે સ્પર વ્હીલો હમેશાં એકજ તરફ ફરતા હોય, અને દાતાઓની પીઠ ઉપર કાંઇ જોર પડતુ ન હોય, ત્યારે દાતાની ચાલુ ફ્રેસ જેવો આકાર દાતાની પીઠનો કરવાની જરૂર રહેતી નથી એ કારણને લીધે ચિત્ર નાં૰ ૨૫૫ મા બતાવ્યા મુજબ દાતાઓને પીઠ પાછળ નીચે થરમા જાડા બનાવી શકાય છે, જેથી તેઓ ઘણા મજબુત બને છે. એ જાતના દાતા બત્રેસ તીથ કહેવાય છે.



**ચિત્ર નાં૰ ૨૫૫.**
બત્રેસ તીથ.

**મૉરતીસ વ્હીલ** ( Mortice Wheel )—બીડનાં વ્હીલમાં લાકડાના દાતા બેસાડેલા વ્હીલ મૉરતીસ વ્હીલ કહેવાય છે લાકડાના દાંતા વાપરવાનુ મુખ્ય કારણ સ્પર વ્હીલોમાં થતો મોટો અવાજ ઓછો કરવાનુ છે એ જાતનાં વ્હીલોના દાતાની બહુ ચોકસાઇથી બૅરીંગ લેવી પડતી નથી, પરંતુ થોડો વખત ચાલ્યા પછી લાકડાના દાતા પોતાની મેળે ઘસાઇને બરાબર બૅરીંગમાં આવી જાય છે. આપણા દેશમા બાવળ અને ખેરનુ લાકડુ દાંતા બનાવવા માટે વિશેષ વપરાય છે વ્હીલમા દાંતા ઠોકતી વખતે કેટલેક ઠેકાણે દાતાઓની આસપાસ ખાદી અથવા કનતાન વાહીટલેડ કે સફેદો લગાડીને લપેટવામા આવે છે, જે પછી તેઓને વ્હીલના ખાચામા ખુબ ટાઇટ ઠોકવામા આવે છે, અને ખાચાને બીજે છેડે બાહેર નિકળતા દાતાના છેડામાં લાબી પીન મારવામા આવે છે, કે જેથી ચાલુમા દાતો ઢીલો પડી નિકળી જાય નહી એકજ પીચ અને પહોળાઇના કાસ્ટ આયર્નના વ્હીલ કરતા મૉરતીસ વ્હીલ કુ જેટલા ઓછા મજબુત કહેવાય છે, તેમજ મૉરતીસ વ્હીલ સાથે ગીઅર થતા કાસ્ટ આયર્નના વ્હીલના દાતા મૉરતીસ વ્હીલના લાકડાના દાતા કરતા સહેજ પાતળા રાખવામા આવે છે, અને બન્ને વ્હીલોના દાતા સાધારણ વ્હીલો કરતાં લબાઇમા ટુકા રાખવામા આવે છે

મૉરતીસ વ્હીલના દાતાનુ કદ નીચે પ્રમાણે રાખવામા આવે છે —

દાતાની સામટી ઉંચાઇ=૫૫×પીચ

પીચ લાઇનની ઉપર દાતાની ઉંચાઇ=૨૫×પીચ.

પીચ લાઇનની નીચે દાતાની ઉંડાઇ=૩×પીચ.

પીચ લાઇનની ઉપર દાતાની જાડાઇ=૩૯×પીચ.

વ્હીલની પહોળાઇ=૨ ૫×પીચ થી ૩ ૫×પીચ

**શ્રાઉડેડ વ્હીલ** ( Shrouded Wheel)—જ્યારે સ્પર વ્હીલની બન્ને બાજુએ દાતાઓને ફરતી ફ્લૅન્જ રાખવામા આવે છે, ત્યારે તે શ્રાઉડેડ વ્હીલ કહેવાય છે એથી દાતાઓની મજબુતી ઘણી વધે છે જ્યારે ગીઅરમાના બન્ને વ્હીલો શ્રાઉડેડ હોય ત્યારે એ ફ્લૅન્જો પીચ સરકલ જેટલીજ મોટી હોય છે-એટલે દાંતાઓની લગભગ અરધી લબાઇ ફ્લૅન્જોમા ઢકાયલી હોય છે, અને બાકીની લબાઇ ફ્લૅન્જોની બાહેર રહે છે, પણ જ્યારે બે માહેલુ એકજ

વ્હીલ શ્રાઉડેડ હોય, ત્યારે આખા દાંતા ઢકાય તેવી ફ્લૅન્જો રાખવામાં આવે છે. એ પ્રમાણે સર્વેથી નાનાં વ્હીલનેજ શ્રાઉડેડ બનાવવામાં આવે છે, કારણકે ગીઅરીગ માહેલુ નાનુ વ્હીલ વધારે ઝડપથી ફરતુ હોવાથી તેના દાના વેહેલા ઘસાઇ જઇને નબળા પડી જાય છે, પણ વળી જો એક જોડી માહેલુ મોટુ વ્હીલ કાસ્ટ આયર્નનુ અને નાનુ વહીલ કાસ્ટ સ્ટીલનુ હોય, તો કાસ્ટ આયર્નનાં વ્હીલના દાતા જલદી ઘસાઇ જતા હોવાને લીધે તે મોટુ વ્હીલ શ્રાઉડેડ બનાવવામા આવે છે જ્યારે કોઇ સ્પર ગીઅરીગ ઉપર ઘણાજ સખ્ત આચકાઓ આવતા હોય, કે જેનો કાઇ પણ ઉપાય નહી થઇ શકવાને લીધે વારવાર દાંતાઓ ભાગતા હોય, ત્યારે ગીઅરીગ માંહેલુ મોટુ વ્હીલ શ્રાઉડેડ બનાવી નાનુ વ્હીલ સાદુજ રાખવામા આવે છે, કે જેથી દાતા ભાગવા જેવો કોઇ આચકો આવે, ત્યારે નાનાજ વ્હીલના દાતા ભાગે, કારણકે મોટુ કીમતી વ્હીલ ભાગે તે કરતા નાનુ ઓછી કીમતનુ વ્હીલ ભાગે તે વધારે પરવડે એકજ પીચ અને પોહોળાઇના સાદા વ્હીલ કરતા શ્રાઉડેડ વ્હીલ લગભગ ૧/૩ થી ૧/૨ સુધી વધારે મજબુત હોય છે.

**બેવલ વ્હીલ** (Bevel Wheel)—જ્યારે બે શાફ્ટો એક બીજીને ખુણે આવેલી હોય, ત્યારે તેવી એક શાફ્ટ ઉપરથી બીજી શાફ્ટ ચલાવવા માટે બેવલ વ્હીલો વપરાય છે જ્યારે એ શાફ્ટો એક બીજીને તદન કાટખુણે હોય અને બન્નેની ઝડપ એકજ સરખી હોય ત્યારે તેઓને ચલાવનારા બેવલ વ્હીલને કોઇવાર **માઇટર વ્હીલ** (mitre wheel) પણ કહે છે બેવલ વ્હીલનુ પીચ સરકલ વ્હીલના મોટા ડાયામેટરને છેડે દાતાઓની લગભગ વચ્ચેથી દોરવામા આવે છે, તથા દાતાના પીચનુ માપ પણ એજ સરકલ ઉપર ભરવામા આવે છે

**રૉ-હાઇડ ગીઅર** (Raw hide Gear)—હાલમા કાચા ચામડાના દાતાના ચક્રો બનાવવામા આવે છે, જે કાસ્ટ આયર્નના ચક્રો જેટલાજ મજબુત હોય છે, પણ તેઓ અવાજ વગર ચાલે છે, અને તેઓમા લુબ્રીકેશનની જરૂર પડતી નથી ૨૦ ઇચથી મોટી ડાયામેટરના વ્હીલોમાં કાસ્ટ આયર્નના વ્હીલ ઉપર રૉ-હાઇડ યાને કાચા ચામડાંની રીગ ચહડાવી તેમાં દાંતા કહાડેલા હોય છે.

**વ્હીલ ગીઅરીંગની ઝડપ** (Speed of Wheel Gearing)—ગીઅરીંગની ઝડપ પીચ સરકલ ઉપરથી ગણવામાં આવે છે પીચ સરકલના સરકમફરન્સને દર મીનીટે થતાં રેવોલ્યુશન્સે ગુણવાથી દર મીનીટે થતી ઝડપ મળે છે વ્હીલ ગીઅરીંગ ઍનજીનોનાં ફ્લાઇ વ્હીલો ઘણી મોટી ઝડપે ચલાવવાનુ પસંદ કરવામાં આવતુ નથી, અને કેટલાક સારા મેકરોના વ્હીલ ગીઅરીંગ ઍનજીનોમા ગીઅરીંગની ઝડપ દર મીનીટે ૧૮૦૦ થી ૨૦૦૦ ફીટ સુધી જોવામા આવે છે, તોપણ વ્હીલ ઘણી સંભાળથી બનાવવામા આવ્યા હોય તો ૨૫૦૦ ફીટ સુધીની ઝડપ કોઇભી રીતે અગવડ કરનારી ધારવામા આવતી નથી સાધારણ કાસ્ટ આયર્નનાં વ્હીલ દર મીનીટે ૧૮૦૦ ફીટથી વધુ ઝડપે ચલાવવા નહી જોઇએ હેલીકલ તથા મોરતીસ ગીઅર ૨૪૦૦ ફીટ, કાસ્ટ સ્ટીલના ગીઅર ૨૬૦૦ ફીટ, અને મશીન કટ કાસ્ટ આયર્ન વ્હીલ ૩૦૦૦ ફીટની ઝડપે ચાલી શકે છે

**ગીઅરીંગના હૉર્સપાવર** (Horse Power of Wheel Gearing)—કાસ્ટ આયર્નના દાતાના ચક્રો કેટલા હૉર્સપાવર ખેચી શકે છે, તે શોધી કહાડવા માટે મસગ્રેવની ગણતરી નીચે આપી છે

$$\text{હૉર્સપાવર} = \frac{P^2 \times B \times V}{1000}$$

P=પીચ

B=દાતાની પહોળાઇ ઇંચમા

V=પીચ લાઇનની ઝડપ દર મીનીટે ઇંચમા

જો વ્હીલ કાસ્ટ સ્ટીલનુ હોય તો ૧૦૦૦ ને બદલે ૬૨૫ એ ભાગવા.

**કોઠા**—૪૮ મા જુદા જુદા પીચના અને જુદી જુદી ઝડપે ફરતાં કાસ્ટ આયર્નના દાતાવાળાં વ્હીલો દાંતાની પહોળાઇના દરેક ઈંચ દીઠ કેટલા ઇન્ડીકેટેડ હૉર્સપાવર ખેચી શકે છે તે આપ્યુ છે એટલાં કદના કાસ્ટ સ્ટીલના વ્હીલો એ કોઠામા આપેલા કરતા ૧ ૬ જેટલા અથવા સેકડે ૬૦ ટકા જેટલા વધારે હૉર્સપાવર ખેચી શકે છે

**કોઠા—૪૮. દાંતાની દર એક ઇંચ પહોળાઈ દીઠ કાસ્ટ આયર્નનાં વ્હીલોથી ખેંચી શકતા ઈન્ડીકેટેડ હોર્સપાવર.**

| દર મીનીટે ઝડપ ફીટ | દાંતના પીચ, ઇંચમાં. | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ¾ | ૧ | ૧¼ | ૧½ | ૧¾ | ૨ | ૨½ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૦૦ | ૦૫ | ૧૦ | ૧૬ | ૨૨ | ૩૦ | ૪૦ | ૬૨ | ૯૦ | ૧૬ | ૨૫ | ૩૬ |
| ૨૦૦ | ૧૧ | ૨૦ | ૩૧ | ૪૫ | ૬૧ | ૮૦ | ૧૨ | ૧૮ | ૩૨ | ૫૦ | ૭૨ |
| ૩૦૦ | ૧૭ | ૩૦ | ૪૭ | ૬૮ | ૯૨ | ૧૨ | ૧૮ | ૨૭ | ૪૮ | ૭૫ | ૧૦૮ |
| ૪૦૦ | ૨૩ | ૪૦ | ૬૬ | ૯૦ | ૧૨ | ૧૬ | ૨૫ | ૩૬ | ૬૪ | ૧૦૦ | ૧૪૪ |
| ૫૦૦ | ૨૮ | ૫૦ | ૭૮ | ૧૧ | ૧૫ | ૨૦ | ૩૧ | ૪૫ | ૮૦ | ૧૨૫ | ૧૮૦ |
| ૬૦૦ | ૩૪ | ૬૦ | ૯૪ | ૧૩ | ૧૮ | ૨૪ | ૩૭ | ૫૪ | ૯૬ | ૧૫૦ | ૨૧૬ |
| ૭૦૦ | ૩૯ | ૭૦ | ૧૦ | ૧૫ | ૨૧ | ૨૮ | ૪૩ | ૬૩ | ૧૧૨ | ૧૭૫ | ૨૫૨ |
| ૮૦૦ | ૪૫ | ૮૦ | ૧૨ | ૧૮ | ૨૪ | ૩૨ | ૫૦ | ૭૨ | ૧૨૮ | ૨૦૦ | ૨૮૮ |
| ૯૦૦ | ·૫૦ | ૯૦ | ૧૪ | ૨૦ | ૨૩ | ૩૬ | ૫૬ | ૮૧ | ૧૪૪ | ૨૨૫ | ૩૨૪ |
| ૧૦૦૦ | ૫૬ | ૧૦ | ૧૫ | ૨૨ | ૩૦ | ૪૦ | ૬૨ | ૯૦ | ૧૬૦ | ૨૫૦ | ૩૬૦ |
| ૧૨૦૦ | ૬૮ | ૧૨ | ૧૮ | ૨૭ | ૩૬ | ૪૮ | ૭૪ | ૧૦૮ | ૧૯૨ | ૩૦૦ | ૪૩૨ |
| ૧૪૦૦ | ૭૮ | ૧૪ | ૨૧ | ૩૧ | ૪૨ | ૫૬ | ૮૭ | ૧૨૬ | ૨૨૪ | ૩૫૦ | ૫૦૪ |
| ૧૬૦૦ | ૯૦ | ૧૬ | ૨૫ | ૩૬ | ૪૯ | ૬૪ | ૧૦૦ | ૧૪૪ | ૨૫૬ | ૪૦૦ | ૫૭૬ |
| ૧૮૦૦ | ૧૦ | ૧·૮ | ૨૮ | ૪૦ | ૫૫ | ૭૨ | ૧૧૨ | ૧૬૨ | ૨૮૮ | ૪૫૦ | ૬૪૮ |
| ૨૦૦૦ | ૧૧ | ૨·૦ | ૩૧ | ૪૫ | ૬૧ | ૮૦ | ૧૨૫ | ૧૮૦ | ૩૨૦ | ૫૦૦ | ૭૨૦ |
| ૨૨૦૦ | ૧૨ | ૨૨ | ૩૪ | ૪૯ | ૬૭ | ૮૮ | ૧૩૭ | ૧૯૮ | ૩૫૨ | ૫૫૦ | ૭૯૦ |
| ૨૪૦૦ | ૧૩ | ૨૪ | ૩૭ | ૫૪ | ૭૩ | ૯૬ | ૧૫૦ | ૨૧૬ | ૩૮૪ | ૬૦૦ | ૮૬૨ |
| ૨૬૦૦ | ૧૪ | ૨૬ | ૪૦ | ૫૮ | ૭૯ | ૧૦૪ | ૧૬૨ | ૨૩૪ | ૪૧૬ | ૬૫૦ | ૯૩૪ |
| ૨૮૦૦ | ૧૫ | ૨૮ | ૪૩ | ૬૩ | ૮૫ | ૧૧૨ | ૧૭૪ | ૨૫૨ | ૪૪૮ | ૭૦૦ | ૧૦૦૬ |
| ૩૦૦૦ | ૧૭ | ૩·૦ | ૪૬ | ૬૭ | ૯૧ | ૧૨૦ | ૧૮૭ | ૨૭૦ | ૪૮૦ | ૭૫૦ | ૧૦૮૮ |

**ચેન ગીઅરીંગ** (Chain Gearing)—ચિત્ર નાં૦ ૧૯૧ મા બતાવેલી ગવર્નર ચલાવવા માટે વપરાતી ચેન હવે મોટા પાવરની શાફટીંગો એક બીજી ઉપરથી ચલાવવા માટે તેમજ શાફટીંગ ઉપરથી પટા કે દોરડાને બદલે ચેનની મદદથી મશીનો ચલાવવા માટે વપરાય છે સારા મેકરની બનાવેલી ચેન કાંઇબી અવાજ વગર ચાલે છે, અને એમા પટા કે દોરડા પુલીઓ ઉપરથી સરી જઇ પાવર વ્યર્થ જાય છે તેમ થતુ નથી એક બીજીથી આસરે માત્ર બે ફીટ જેટલી દૂર આવેલી શાફટીંગો પણ ચેનની મદદથી ગીઅર થઇ શકે છે, અને ઘણીક બાબદમા વ્હીલ ગીઅરીંગ કરતા ચેન ગીઅરીંગ

ઘણુ ચહડયાતુ' થઇ પડે છે, અને પટા કે દોરડાં કરતાં ઓછો પાવર ખાય છે. એક ઠેકાણે એક શાફ્ટીગ ઉપરથી ૭ ઇચ પોહળા ચામડાના પટાની મદદથી એક મશીન ચાલતુ હતુ, તે પટાને બદલે ૨½ ઇચ પોહળી ચેનની મદદથી ચલાવીને તપાસ કરતાં માલમ પડયુ કે અગાઉ કરતા તે મશીન સેકડે ૧૪ ટકા ઓછો પાવર ખાવા લાગ્યુ ! ચેન ગીઅરીગમાં શાફ્ટીગો અને પુલીઓ ઘણીજ સભાળથી તદન ત્રુ રાખવાની અગત્ય છે, અને ચેનને ચાલુમા સારૂ' લુબ્રીકેશન આપવુ પડે છે

---

## પ્રકરણ—૪૬.

## પાવરનો ખરચ.

## COST OF POWER

આ પ્રકરણમા જૂદી જૂદી જાતના એનજીનની મદદથી પાવર ઉત્પન્ન કરવા પાછળ આવતા ખરચના જે અડસટ્ટા આપવામા આવ્યા છે તે અનુભવ ઉપરથી અને પુરતી તહેકીક કરીને ઉપજાવવામા, આવ્યા છે, પણ દરેક ઠેકાણે બરાબર એટલોજ ખરચ આવવો જોઇએ એવો કાઇ હેતુ રાખવામા આવ્યો નથી ઘણાક દાખલાઓમા "દેશ કાળ અને સ્થિતિ" મુજબ ઘણી વધઘટ કરી શકાશે, અને ઘણીક છૂટછાટ મૂકવી પડશે, તોપણ એક નવા કારખાનામા ઝીપલાવવા ચાહનાર થાપણદારને તથા તેના એનજીનીઅરને કઇ જાતનો પાવર તેના કારખાનાને બધબેસ્તો અને સસ્તો થઇ પડશે તે જાણવામા આ પ્રકરણમાં આપેલી વિગતો મદદગાર થઇ પડશે

**બળતણનો ખરચ** (Cost of Fuel Consumption)—૫–૭ વર્ષની વાત ઉપર મુબાઇમા જ્યરે બગાલ કોલ એક તન દીઠ આસરે ૩૦ ૧૩ ના ભાવે મળતો હતો ત્યારે એક આનાના કોલસામાથી દર કલાકે સારાં ઇંગ્લીસ મીલ એનજીનોમા ૫ થી ૬ હૉર્સ પાવર ઉપજાવી શકાતા હતા તે વેળા ડીઝલ ઑઇલ એનજીન બજારમા દાખલ થતા એક આનાના તેલમાથી ૯ થી ૧૦ હૉર્સ પાવર ઉપજાવવાની જામીનગીરી આપવામા આવી, કે જે વેળાએ ડીઝલ ઑઇલ એનજીનમા વપરાતા ક્રુડ પેટ્રોલીઅમ તેલનો ભાવ મુબાઇમા

આસરે રૂ ૩૧ તન દીઠ હતો માટે ડીઝલ ઑઇલ એનજીન સાથે હરીફાઇમા સ્ટીમ એનજીન ઘણુ પછાત પડવા માંડયુ પણ સ્ટીમ એનજીન મેકરોએ સુપરહીટેડ સ્ટીમ સાથનાં હાઈ સ્પીડ ડ્રોપ વાલ્વ એનજીનો અને મિકેનિકલ સ્તોકર અને મિકેનિકલ ડ્રાફ્ટ સાથના બૉઇલરો, તેમજ એકઝૉસ્ટ સ્ટીમના તરબાઇન અને ઉચી બનાવટના અને ઘણુ વૅકયુમ પેદા કરી આપનારાં કનડેનસરો બહેર પાડયા, જે જાતના સુધારાવાળો સ્ટીમ પ્લાન્ટ મુબાઇમા બગાલ કોલનો ભાવ હમણા રૂ૦ ૧૮ નો ગણુવા છતા એક આનાના કોલસા-માંથી ૫ થી ૬ હૉર્સ પાવર ઉપજાવી આપી શકે, જ્યારે હમણા ક્રુડ પેટ્રોલીઅમ તેલનો ભાવ તન દીઠ રૂ. ૩૧ ઉપરથી વધીને રૂ ૪૫ નો થવાથી ડીઝલ ઑઇલ એનજીનો એક આનાના તેલમાથી ૬ થી ૭ હૉર્સ પાવર ઉપજાવી આપે છે। બગાલ ઇલાકામા કોલસો ઘણો સસ્તો મળી શકવાથી તેના ભાવના પ્રમાણુમા ત્યાના કારખાનાઓમાં ઉપર મુજબના સુધારાવાળો સ્ટીમ પ્લાન્ટ એક આનાના કોલસામાથી ૧૨ થી ૧૮ હૉર્સ પાવર દર કલાકે ઉપજાવી શકે' આ ઉપરથી માલમ પડશે કે સ્ટીમ એનજીન થોડાક વર્ષોની વાત ઉપર ગૅસ એનજીન અને ઑઇલ એનજીન સાથની હરીફાઇમા બાથ ભીડવાને જો કે લગભગ અશકત થઇ પડયુ હતુ, તોપણુ હમણા સાયન્તિફીક સ્ટીમ એનજીનીઅરોની કોશેશોને લીધે તે પાછુ પોતાના પગો ઉપર ઓરતવાર ખડું ઉભુ છે

**સ્ટીમ અને ગૅસ તથા ઑઈલ વચ્ચેની લડતમાં** જે એક બાબદે સ્ટીમ એનજીનને ઘણી કીમતી મદદ આપી છે, તે એ છે કે એક સ્ટીમ એનજીન જેટલું ભરોસો મુકવા લાયક યંત્ર કહેવાય છે, તેટલુ એક ગૅસ કે ઑઇલ એનજીન હજી કહેવાતુ નથી. ખાસ કરીને જરૂર પડતા ઓવર લોડ ખેચવાની બાબદમા તેમજ નિયમીત ઝડપમા એક સ્ટીમ એનજીન ગૅસ અને ઑઇલ એનજીનો ઉપર ખાસ સરસાઇ ભોગવે છે વળી એક ગૅસ અને ઑઇલ એનજીનની જીદગી એક સ્ટીમ એનજીનની જીંદગી કરતાં ટુકી હોય છે, અને એક ગૅસ અને ઑઇલ એનજીનમા તેટલાજ પાવરના એક સ્ટીમ એનજીન કરતાં લુબ્રીકેટીગ ઑઇલ અને ભાંગતૂટ સમારકામ કરવાનો ખરચ વધારે થાય છે. ઑઇલ અને ગૅસ એનજીનોની તરફેણુમાં જે

એક વાત ખાસ જાય છે તે એ છે કે દર હૉર્સ પાવરે દર કલાક દીઠ એક નાનુ સ્ટીમ એનજીન એક મોટા સ્ટીમ એનજીન કરતા પુષ્કળ વધારે કોલસો ખપાવે છે. પણ એક ગૅસ કે ઑઇલ એનજીનમા દર હૉર્સ પાવર દીઠ બળતણના ખરચમા ઘણો જુજ ફરક પડે છે માટે થોડા પાવરને માટે એક સ્ટીમ એનજીન કરતા એક ગૅસ કે ઑઇલ એનજીન બેશક વધારે કરકસરભરેલુ થઇ પડે છે નાના સ્ટીમ એનજીન સાથની ગૅસ અને ઑઇલ એનજીનની એ હરીફાઇના પરિણામમા હમણા ઘણી સુપરહીટેડ સ્ટીમ સાથનાં હાઇસ્પીડ સેમી-પોરટેબલ જાતના ઉચી બનાવટના સ્ટીમ એનજીનો નાનામાં નાના ૧૨ હૉર્સ પાવરથી વધુ પાવરના સીમ્પલ, અને ૫૦ હૉર્સ પાવરથી વધુ પાવરના કમ્પાઉન્ડ એનજીન આવે છે, જેઓ કોલસાના ખરચમા એક મોટા સારી બનાવટના કૉરલીસ એનજીન જેટલી બળતણના ખરચમા કરકસર બતાવી શકે છે (જુવો પાના—૪૪૦ અને ૭૯૫)

**ડીઝલ એનજીન અને સ્ટીમ એનજીન વચ્ચે સરખામણી** (Comparison between a Diesel and a Steam Engine) કરતા એટલુ ધ્યાનમા રાખવુ જોઇએ કે જે ઠેકાણે રેલવે ભાડાને લીધે ક્રુડ ઑઇલની કીમ્મત તન દીઠ રૂ ૪૫ કરતા વધારે પડે, અને કોલસાની કીમ્મત તન દીઠ રૂ ૧૮ કરતા ઓછી પડે, ત્યા ડીઝલ અને સુપરહીટેડ સ્ટીમ સાથના એનજીનના બળતણના ખરચમા ઝાઝો ફરક પડતો નથી અગાઉ ડીઝલ એન-જીનોની કીમ્મત તેટલાજ પાવરનાં સ્ટીમ એનજીનો કરતા લગભગ દોહડ ગણી વધુ માગવામા આવતી હતી પણ હાલમા એના પેટંટની મુદત પુરી થવાને લીધે ઘણાક મેકરો ડીઝલ એનજીનો બનાવતા હોવાથી ડીઝલ એનજીન અને સ્ટીમ એનજીનની કીમ્મત વચ્ચે હવે ઝાઝો ફરક રહયો નથી, જે કોઠા નાં૦ ૪૯ મા આપેલા આકડાઓ ઉપરથી જણાશે એ કોઠામા ૧૬૦ બ્રેક હૉર્સપાવરના ડીઝલ એનજીનની બે જાતના સ્ટીમ એનજીનો સાથ સરખામણી કરી બતાવવામા આવી છે, પણ એના સબધમા એટલુ યાદ રાખવુ જોઇએ કે એથી વધારે—એટલે ૫૦૦ થી ૧૦૦૦ હૉર્સપાવરના—સુપરહીટેડ સ્ટીમના એનજીનોમા બળતણનો ખરચ એ કોઠામા બતાવેલા બળતણના ખરચ કરતા પણ ૧૫ થી ૨૦ ટકા ઓછો આવી શકે, પણ મોટા ડીઝલ એનજીનોના બળતણના ખરચમા એ કોઠામા બતાવેલા ખરચ કરતા કાઇ ઝાઝો ફરક પડે તેમ નથી થોડા વર્ષોની વાત ઉપર બૉઇલરમા કોલસાને બદલે ક્રુડ ઑઇલ બાળીને સ્ટીમ ઉત્પન્ન કરવાની યોજનાઓ અમલમા મેળાઇ હતી, અને તે માટે તરેહવાર જાતની ખાસ ફરનેસો અને તેઓમા તેલનો છટકાવ કરનારા નોઝલો બનાવી બાહેર પાડવામાં આવ્યા હતા કેટલીક મોટી સ્ટીમરો અને કેટલાંક કારખાનાઓનાં બૉઇલરોમા પણ તેલનુ બળતણ ચાલુ થઇ ગયુ હતુ, પણ ડીઝલ એનજીનની આમદથી તે બધુ હવે પાછળ પડી

ગયુ છે, કારણકે જેમ ડીઝલ એનજીન ફક્ત અરધા પાઉન્ડ તેલમાંથી દર કલાકે એક બ્રેક હૉર્સપાવર ઉપજાવી આપે છે તેમ કોઇબી સ્ટીમ પ્લાન્ટના બૉઇલરમા બનવુ અશકય છે સ્ટીમ પ્લાન્ટના બૉઇલરમા તેલ બાળવાનો ખરચ તો એથી બમણા કરતાં પણ વધારે આવે છે

**કોઠો—૪૯. ૧૬૦ બ્રેક હૉર્સપાવરનાં ડીઝલ ઑઇલ એનજીન સાથે સ્ટીમ એનજીનની સરખામણી.**

| | ૧૬૦ બ્રે હૉ પા ડીઝલ ઑઇલ એનજીન. | ૧૬૦ બ્રે હૉ પા સેમી પોરટેબલ સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટ. ૧૯૦ પા પ્રેસર કમ્પાઉન્ડ કનડેનસીંગ | ૧૬૦ બ્રે હૉ પા કૉરલીસ કમ્પાઉન્ડ કનડેનસીંગ સ્ટીમ પ્લાન્ટ. ૧૬૦ પાઉન્ડ પ્રેસર સુપરહીટર વગર |
|---|---|---|---|
| બળતણ દર કલાકે દર બ્રે હૉ પા | ૫ પાઉન્ડ ક્રુડ ઑઇલ | ૧ ૮ પાઉન્ડ બંગાલ કોલ | ૨ ૩ પાઉન્ડ બંગાલ કોલ |
| બળતણની કીમ્મત, પાઉન્ડ દીઠ | ૩ ૮૫૭ પાઇ | ૧ ૫૪૨ પાઇ | ૧ ૫૪૨ પાઇ. |
| **બળતણનો ખરચ**, ૧૨ કલાકનો | રૂ ૧૯–૪–૬ | રૂ ૨૭–૧૨–૪ | રૂ ૩૫–૯–૨ |
| એનજીન–બૉઇલરની કીમ્મત | રૂ ૨૬૦૦૦ | રૂ ૨૨૦૦૦ | રૂ ૨૪૦૦૦ |
| ઇકૉનૉમાઇઝર, ડૉન્કી, સ્ટીમ પાઇપ | | રૂ ૪૮૦ | રૂ ૨૬૮૦ |
| એનજીન હાઉસ, ફાઉનડેશન સાથે | રૂ ૪૦૦૦ | રૂ ૫૦૦૦ | રૂ ૬૦૦૦ |
| બૉઇલર હાઉસ, ફ્લુ સાથે | | | રૂ ૭૦૦૦ |
| ચીમની, તળાવ, ટાકી વગેરે. | રૂ ૨૦૦૦ | રૂ ૪૦૦૦ | રૂ ૪૦૦૦ |
| **કમ્પ્લીટ પ્લાન્ટની કીમત.** | રૂ ૩૨૦૦૦ | રૂ ૩૧૪૮૦ | રૂ ૪૩૬૮૦ |

**એકઝૉસ્ટ સ્ટીમ તરબાઈન** (Exhaust Steam Turbine)—એક સ્ટીમ એનજીનને કનડેનસીંગ ચલાવવાને બદલે તેને નૉનકનડેનસીંગ ચલાવી તેની એકઝોસ્ટ સ્ટીમ મારફતે એક જુદો તરબાઇન ચલાવી પાવર ઉત્પન્ન કરવાનું હમણા વધારે કરકસર ભરેલું ગણવામા આવે છે, જે વિશે વધારે ખુલાસાવાર પ્રકરણ ૪૦ માં લખવામા આવ્યું છે (જુવો પાના ૮૦૭ થી ૮૧૫)

**સ્ટીમ તરબાઈનની સરખામણી સ્ટીમ એનજીન સાથ** (Comparison between Steam Turbine and Steam Engine) કરતી વખતે ઘણીક બાબદો ધ્યાનમા રાખવાની છે બન્નેમા કોલસાનો ખરચ એક સરખો ગણવા છતાં તરબાઇનની કીમ્મત ઓછી હોય છે, તે ઓછી જગા રોકે છે, તેમા તેલ ઘણુ ઓછુ ખપે છે, અને તેલવાળાની મજુરી બચે છે, તેમજ તેને ફાઉનડેશન ઉપર બેસાડવાનો ખરચ પણ ઘણો ઓછો થાય છે તે બધુ સાથે ગણતાં એક સ્ટીમ તરબાઇનથી ઉત્પન્ન થતા પાવરનો ખરચ સ્ટીમ એનજીનથી ઉત્પન્ન થતા પાવરના ખરચ કરતાં ઓછો આવવો જોઇએ એક હજાર ઇન્ડીકેટેડ હૉર્સપાવરનો સ્ટીમ તરબાઇન સાથનો સંપુર્ણ સ્ટીમ પ્લાન્ટ તેટલાજ પાવરના કૉરલીસ એનજીન સાથના પ્લાન્ટ કરતા કીમ્મતમા આસરે સેકડે ૧૦ ટકા સસ્તો પડે છે, તેમજ ઉપલાં કારણોને લીધે તેને ચલાવવાનો કુળ ખરચ (કોલસો, તેલ, સ્ટોર્સ મજુરી વગેરે) આસરે સેકડે ૧૦ થી ૧૨ ટકા ઓછો થાય છે (જુવો પાનુ–૪૫૩)

**યુનીફ્લો સ્ટીમ એનજીન** (Uniflow Steam Engine)—સ્ટીમ અને ગૅસ વચ્ચેની લડતના પરિણામમાં સ્ટીમ એનજીનમા જે ઝડપી સુધારા કરવામા આવ્યા છે, તેઓમાં આ યુનીફ્લો અથવા યુનાફ્લો એનજીન મુખ્ય છે, જે વિશે વધારે ખુલાસાવાર પાને ૪૪૦ અને ૭૭૪ માં લખવામાં આવ્યું છે. એ જાતનુ એનજીન ફકત એકજ સીલીનડરનુ બનાવવામા આવતું હોવાથી સાધારણ કમ્પાઉન્ડ અને ત્રીપલ કૉરલીસ એનજીનો કરતાં કીમ્મતમાં લગભગ ૩૦ ટકા સસ્તુ પડે છે, અને કામ કરવામાં તેટલીજ કરકસર બતાવે છે। સેમી પોરટેબલ સુપરહીટેડ સ્ટીમ સાથનાં ઉંચી બનાવટના થોડા હૉર્સપાવરનાં એવા યુનીફ્લોસીસતમનાં નાનાં

પણ દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ દર કલાકે ૧⅞ થી ૨
કાલસો ખપાવે છે

**ેમ પાવરનો ખરચ** (Cost of Steam Power) —
ી જાતના એનજીનોમા દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ દર
ટલો કોલસો બળે છે, અને દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ
ક અને દર વર્ષે કેટલો ખરચ આવે છે તે કોઠા—૫૦ મા
ે પહેલ્લી કૉલમમા એનજીનના ઍવરેજ ઇન્ડીકેટેડ હોર્સ
ાપ્યા છે—કોઇ એનજીનમા એથી ૧૦ ટકા ઓછા હોય
૧૦ ટકા વધુ હોય બીજી કૉલમમા દરએક ઇન્ડીકેટેડ
ર દીઠ દર કલાકે બળતો કોલસો આપ્યો છે એ ઉપરથી
આવશે કે મોટા અને સારી બનાવટના એનજીનો કરતાં
ને સાદા એનજીનો પુષ્કળ વધારે કોલસો ખપાવે છે ત્રીજી
એનજીનોની જાત દર્શાવી છે એ ઉપરથી માલમ પડશે
એનજીનનુ કદ વધારવા ઉપરાત તેમા કનડેનસર, ઇકૉનૉ-
સુપરહીટર વગેરેની સામગ્રી વધારવાથી તેના કોલસાના
ઘણો ઘટાડો થાય છે ચોથી કૉલમમા એનજીન, બૉઇલર,
તળાવ, ઇમારત, ઇરેકશન વગેરે વગેરે માટે દર એક
ડ હૉર્સપાવર દીઠ આશરે શુ થાપણ ખરચ બેસે છે તેનો અડસટ્ટો
ે એ કૉલમમા આપેલા આકડાઓ માત્ર અડસટ્ટા છે, જોકે
ાભાળથી તે તૈયાર કરવામા આવ્યા છે જૂદા જૂદા મેકરોનાં
બૉઇલરોની કીમ્મતમા ઘણો ફરક જોવામાં આવે છે, માટે
ણીમા કોઇ ઠેકાણે એ આકડાઓ થોડાક વધુ તો કોઇ ઠેકાણે
ઓછા માલમ પડશે જેમ વધારે પાવરનો પ્લાન્ટ હોય તેમ
ર્સપાવર દીઠ લાગતી લાગત કેટલી બધી ઓછી થતી જાય
ે કૉલમ ઉપરથી માલમ પડશે પાચમી કૉલમમા દરએક
ડ હૉર્સ પાવર દીઠ થતો વાર્ષીક ખરચ રૂપીઆમા આપ્યો
ને છઠ્ઠી કૉલમમા દરએક ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ દર
ાતો ખરચ પાઇમા આપ્યો છે. એ બન્ને કૉલમના આકડાઓ
સભાળથી અનુભવને આધારે ઉપજાવી કાહાડવામા આવ્યા છે.
ચમા કોલાસો તેલ, સ્ટોર, અને એનજીનીઅર, ડ્રાઇવર, તેલ-
ીટર વગેરેની મજુરી પણ ગણી છે તે ઉપરાત સ્ટીમ પ્લાન્ટની
ઉપરનુ વ્યાજ દર સેકડે દર વર્ષે ૬ ટકા પ્રમાણે, અને
ડીપ્રીસીએશન યાને ઘસાડાની ગળતર દર વર્ષે દર સેકડે
પ્રમાણે ગણ્યા છે કોલસાનો સરાસરી ભાવ રૂ ૧૮ તન
ાયો છે ઘણાંક એનજીનોમા દર હૉર્સપાવર દીઠ કુળ ખરચ
ાઓમા આપેલા આંકડાઓ કરતા ૧૦ થી ૨૦ ટકા સુધી
આવતો હોય એ બનવા જોગ છે, કારણકે લાંબા વપરાસ
ટીમ પ્લાન્ટમાં કાંઇ ને કાંઇ ખામી ઉત્પન્ન થાય છે. પરતુ
ણી કરવા માટે એ આંકડાઓ ઘણા ઉપયોગી થઇ પડશે.

કોઠો—૫૭. જુદી જુદી જાતનાં સ્ટીમ એનજીનોમાં દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ થતો ખરચ.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| ઇન્ડીકેટેડ હૉર્સ પાવર | દર ઇ હૉ પા દીઠ દર કલાકે બળતો કોલસો (પાઉન્ડ) | જુદી જુદી જાતના સ્ટીમ એનજીનો | દર ઇ હૉ પા દીઠ થાપણની કીમ્મત (રૂ) | દર ઇ હૉ પા દીઠ થતો વાર્ષિક ખરચ (રૂ) | દર ઇ હૉ પા દીઠ દર કલાકે થતો ખરચ (પાઇ) |
| ૧૦ | ૧૨ | સીંગલ સીલીનડર, નૉનકનડેનસીંગ | ૩૮૦ | ૪૫૨ | ૨૧૯ |
| ૨૦ | ૧૦ | સીંગલ સીલીનડર, નૉનકનડેનસીંગ | ૨૯૫ | ૩૮૫ | ૧૭૭ |
| ૩૦ | ૯ | સીંગલ સીલીનડર, નૉનકનડેનસીંગ | ૨૭૦ | ૩૪૨ | ૧૫૯ |
| ૫૦ | ૮ | સીંગલ સીલીનડર, નૉનકનડેનસીંગ | ૨૬૫ | ૨૯૯ | ૧૪૧ |
| ૭૫ | ૬ | કમ્પાઉન્ડ, નૉનકનડેનસીંગ | ૨૫૫ | ૨૩૪ | ૧૧૨ |
| ૧૦૦ | ૫ | કમ્પાઉન્ડ, નૉનકનડેનસીંગ (તથા પોરતેબલ) | ૨૩૫ | ૧૯૨ | ૯૨ |
| ૧૫૦ | ૪ | કમ્પાઉન્ડ, કનડેનસીંગ, સ્લાઇડ વાલ્વ | ૨૩૦ | ૧૬૦ | ૭૬ |
| ૨૦૦ | ૩ | કમ્પાઉન્ડ, કનડેનસીંગ, સ્લાઇડ, ઇકૉનૉમાઇઝર | ૨૦૦ | ૧૩૨ | ૬૩ |
| ૨૫૦ | ૨ ૧/૨ | કમ્પાઉન્ડ, કનડેનસીંગ, કૉરલીસ, ઇકૉનૉમાઇઝર | ૧૮૦ | ૧૧૩ | ૫૪ |
| ૩૦૦ | ૨ ૧/૪ | કમ્પાઉન્ડ, કનડેનસીંગ, કૉરલીસ, ઇકૉનૉમાઇઝર | ૧૭૦ | ૧૦૧ | ૪૮ |
| ૪૦૦ | ૨ | કમ્પાઉન્ડ, કનડેનસીંગ, કૉરલીસ, ઇકૉનૉમાઇઝર | ૧૬૦ | ૮૮ | ૪૨ |
| ૬૦૦ | ૧ ૩/૪ | ત્રીપલ કનડેનસીંગ, કૉરલીસ, ઇકૉનૉમાઇઝર | ૧૫૦ | ૭૬ | ૩૬ |
| ૧૦૦૦ | ૧ ૧/૨ | ત્રીપલ કનડેનસીંગ, ડ્રૉપ, ઇકૉ. સુપરહીટર | ૧૩૫ | ૬૮ | ૩૨ |
| ૨૦૦૦ | ૧ ૧/૪ | ત્રીપલ કનડેનસીંગ, ડ્રૉપ, ઇકૉ. સુપરહીટર | ૯૫ | ૬૦ | ૨૮ |

**કોઠા નાં૦ ૫૦ માટે નોટ**—એક નૉનકનડેનસીગ એનજીનને કનડેનસીગ બનાવવાથી તેના પાવરમા આસરે ૧૫ થી ૨૦ ટકાનો વધારો થાય છે, અને દર કલાકે દર હૉર્સ પાવર દીઠ ખપતા કોલસામા આસરે ૨૦ થી ૨૫ ટકાનો ઘટાડો થાય છે ઇકૉનૉમાઇઝર વાપરવાથી બીજા ૧૫ થી ૨૦ ટકાનો, અને ગ્યગ્હીટર વાપરવાથી વળી બીજા ૧૫ થી ૨૦ ટકાનો કોલસાના ખપમા બચાવ થાય છે ડ્રૉપ વાલ્વ એનજીનોમાં કલીઅરન્સ સ્પેસ કમી હોવાથી તથા વાલ્વ ગીઅર ઘણોજ ઓછો પાવર ખાવાથી તેઓ સર્વેથી વધારે કરકસર બળતણના ખગ્ચમા બતાવે છે કૉરલીસ વાલ્વ એનજીનોમા ડ્રૉપવાલ્વ એનજીન કરતા કલીઅરન્સ સ્પેસ તથા ફ્રીકશન કાંઇક વધુ હોવાથી ડ્રૉપ વાલ્વ એનજીનો કરતા સેકડે ૩ થી ૫ ટકા વધારે કોલસો ખપે છે, સ્લાઇડ વાલ્વ એનજીનોમા વાલ્વનુ ફ્રીકશન તથા સીલીનડરની કલીઅરન્સ સ્પેસ સર્વેથી વધારે હોય છે, જેથી તેઓ કૉરલીસ વાલ્વ એનજીનો કરતા આસરે ૫ ટકા વધુ બળતણ ખપાવે છે વરટીકલ બૉઇલરો અને જૂદા એનજીનો કરતા પોરટેબલ લોકો ટાઇપ એનજીન બૉઇલરો કોલસો ઘણો ઓછો ખપાવે છે, કારણકે પોરટેબલ એનજી-નના બૉઇલરોમાં ટયુબો હોવાથી તેઓમા હીટીગ સરફેસ વધારે હોય છે, અને વળી તે ટયુબો આડી હોવાથી વધારે અસરકારક હોય છે એ બૉઇલર પૈડા ઉપર લાગેલુ હોવાથી એનજીનના ધપકારાથી જરા જરા હાલ્યા કરે છે તેથી તેમા પાણીનુ સરકયુલેશન સારૂ ચાલે છે વળી બૉઇલરની ઉપરજ સીલીનડર હોવાથી તે ઠીક ગરમ રહે છે તેથી, તેમજ સ્ટીમ પાઇપ ઘણીજ ટુકી અને બૉઈલરની અદરથી હોવાથી તેમા સ્ટીમનુ કનડેનસેશન ઘણુ થોડુ થાય છે માટે સારી બનાવટનુ નૉનકનડેનસીગ કમ્પાઉન્ડ પોરટેબલ એનજીન વૉટરહીટર સાથે આસરે ૫ પાઉન્ડ અને કનડેનસીગ કમ્પાઉન્ડ આસરે ૪ પાઉન્ડ કોલસો દર કલાકે દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ ખપાવે છે

**કોઠા નાં૦ ૫૦ નો ખુલાસો** જે ઉપર આપ્યો છે, તેના સબધમા એટલુ યાદ રાખવુ જોઇએ કે એ કોઠામા જો કે નાના એનજીનોમા મોટા એનજીનો કરતા ઘણો વધારે કોલસાનો ખપ બતાવ્યો છે, તોપણ જ્યારે એ નાના એનજીનો સારી બનાવટના હોવા સાથે તેઓમા કનડેનસર, ઇકૉનૉમાઇઝર, સુપરહીટર, વગેરેની

સામગ્રી સંપૂર્ણ હોય ત્યારે તેઓ પણ કોલસામા મોટી કરકસર બતાવી શકે છે. ખાસ કરીને સુપરહીટેડ સ્ટીમ સાથનાં ઘણી હાઇસ્પીડનાં નાના કનડેનસીગ એનજીનો કોલસાના ખપમાં સારી કરકસર બતાવે એવી જામીનગીરી સાથના મળી શકે છે પરંતુ કારખાનાના માલેકો એનજીન બૉઇલર ખરીદતી વખતે અનુભવી એનજીનીઅરોની સલાહ લેતા નથી, અને સલાહ લ્યે છે તો તે પ્રમાણે ચાલતા નથી એ ખેદકારક છે એના સબધમા એક દાખલો આપેલો જાણવા જોગ થઇ પડશે કે એક વેળાએ એક નવી બધાનારી ફેકટરી માટે કઇ જાતનો સ્ટીમ પ્લાન્ટ નાખવો તે બાબદની તેના ભણેલા માલેકોએ આ લખનારની સલાહ પુછાવતા આ લખનારે ૧૫૦ હૉર્સપાવરનુ સુપરહીટેડ સ્ટીમ સાથનુ હાઇસ્પીડ એનજીન નાખવાની ભલામણ કીધી. પરતુ તે ફેકટરીના એનજીનીઅરે સુપરહીટર અને હાઇ સ્પીડના નામોથીજ ફકત ગભરાઇ જઇને એક બજારૂ સાદો પ્લાન્ટ અપાવ્યો, જેના પરિણામમા તે કારખાનામા બળતણનો ખરચ એટલો બધો આવવા લાગ્યો કે માત્ર બે ત્રણ વર્ષમાજ મોટી ખોટ આવવાથી અને સખ્ત હરીફાઇ સામે ટકી નહી શકવાથી તે નવી ફેકટરીનાં બારણા બધ કરવા પડયા! બળતણના ખરચમા મોટી કરકસર બતાવનારો સ્ટીમ પ્લાન્ટ લગાર ગુચવાડાભરેલો થઇ પડે છે અને શુરૂઆતની તેની કીમ્મત પણ લગાર વધારે આપવી પડે છે ખરી, પરતુ સારા એનજીનીઅરના હાથમા એવો પ્લાન્ટ તેની પાછળ ખરચેલી વધારાની કીમ્મત ઘણાજ થોડા વખતમા વસુલ કરી આપે છે માટે સસ્તામાં સસ્તો સાદો સ્ટીમ પ્લાન્ટ લઇ તેને સસ્તામા સસ્તા પગારના એનજીનીઅરના ચાર્જમા આપવાને બદલે પહેલ્લાથીજ ઉચી, બનાવટનો પ્લાન્ટ ખરીદી તેને સારા પગારના એક બાહોશ એનજીનીઅરના ચાર્જમા સોપવાથી ઘણુ જ સતોષકારક પરિણામ નિપજે છે

**ઑઇલ પાવર** (Oil Power)—સ્ટીમ એનજીનનો જો આજ કાલ કોઇબી મોટો હરીફ થઇ પડયો હોય તો તે ઑઇલ એનજીન છે. જ્યા સુધી કેરોસીન ઑઇલથી ચાલતાં એનજીનો નાના પાવરના બનાવવામા આવતા હતા ત્યાસુધી મોટા કારખાનાઓમા ઑઇલ એનજીનો પગપેસારો કરી શકયાં નહી, પણ પાછળથી ક્રુડ પેટ્રોલીઅમ

(કાચા કેરોસીન) થી ચાલતા ડીઝલ ઑઇલ એનજીનો એક અને બે હજાર હૉર્સ પાવર સુધીનાં બનાવેલાં બાહાર પાડવામા આવ્યા, જે એનજીનોએ સ્ટીમ એનજીનો સાથ ઘણી ફતેહમદ હરીફાઇ કરવા માડી છે

**ઑઇલ એનજીનની સાદાં સ્ટીમ એનજીન સાથ સરખામણી** (Comparison between an Oil Engine and a steam Engine)કરતા નાના પાવર માટે ઑઇલ એનજીન ઘણા કરકસરવાળા અને સગવડભરેલા માલમ પડે છે ઑઈલ એનજીનોમા મૂખ્ય ખુબી એ હોય છે કે નાના યા મોટાં કોઇબી ઑઇલ એનજીનમા બળતા તેલના જથામા કાઇ ઘણો ફરક પડતો નથી પાચ હૉર્સ પાવરનુ એક ઑઇલ એનજીન જો દર એક હૉર્સ પાવર દીઠ દર કલાકે પોણી પાઇન્ટ કેરોસીન તેલ ખપાવતુ હોય તો ૧૫૦ હૉર્સ પાવરનુ ઑઇલ એનજીન પણ લગભગ તેટલુજ અથવા સહેજ ઓછુ તેલ ખપાવશે પણ મોટા અને નાના સ્ટીમ એનજીનોના બળતણના ખરચ વચ્ચે તો પાચ યા ૭ ગણો ફરક પડે છે, જે કોઠા ના૦ ૫૦ મા આપેલા બળતણના આકડાઓ ઉપરથી માલમ પડશે તોપણ ઉપર ૯૦૦ મે પાને લખ્યા મુજબ હાલમા સુપરહીટેડ સ્ટીમ સાથના નાના સેમીપોરટેબલ એનજીનો સારી કરકસરે કામ કરી શકે તેવા બાહેર પાડવામા આવ્યા છે, જે નાનાં ઑઇલ એનજીનો સાથ ઠીક હરીફાઇ કરે છે, અને જોકે એવા સ્ટીમ એનજીનની કીમ્મત ઑઇલ એનજીનની કીમ્મત કરતા કાઇક વધારે હોય છે, તે છતા ચાલુમા તેઓ સાદા ઑઇલ એનજીન કરતા ઘણો ઓછો ખરચ બતાવી શકે છે, જે કોઠા ૫૧ મા જોવાથી માલમ પડશે. એ કોઠામાં ૨૫ બ્રેક હૉર્સ પાવરનાંજ જૂદીજૂદી જાતના એનજીનોની સરખામણી કરવામાં આવી છે, જેથી એક સુપરહીટેડ સ્ટીમના ૨૫ હૉર્સ પાવરના નૉનકનડેનસીગ સીમ્પલ પ્લાન્ટને દર બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે ૩ પાઉન્ડ (ઇ. હૉ પા દીઠ ૨⅔ પાઉન્ડ) બગાલ કોલ ખપાવતો દેખાડવામા આવ્યો છે. પણ ૩૦૦ અને વધુ હૉર્સ પાવરના સુપરહીટેડ સ્ટીમના કમ્પાઉન્ડ કનડેનસીગ પ્લાન્ટમાં દર બ્રેક હૉર્સ પાવર દીઠ લગભગ દોહડ પાઉન્ડ સારો બગાલ કોલ બળવાની જામીનગીરી આપવામાં આવે છે, જે દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ સવા પાઉન્ડ જેટલો થવા જાય છે.

**ઑઇલ અને ગૅસ પાવરનો ખરચ** (Cost of Oil & Gas Power)—કોઠા નાં૦ ૫૧ મા ૨૫ બ્રેક હૉર્સ પાવરનાં જૂદી જૂદી જાતના એનજીનોની કીમ્મત અને ચાલુ ખરચની સરખામણી કરી બતાવી છે અગાઉ નાના પાવર માટે ઑઇલ એનજીનો સાદાં સ્ટીમ એનજીન સાથ સરખાવતા, ઘણા કરકસરભરેલા માલમ પડતાં હતાં, પણ હમણા ઇગ્લીશ અને જરમન બનાવટના સેમીપોરટેબલ સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટ સાથ સરખાવતા સાદા કેરોસીન ઑઇલ એનજીનો બળતણની કરકસરની બાબદમાં ઘણા ઉતરતા માલમ પડે છે તોપણ ઑઇલ અને સ્ટીમ પાવરની એ હરીફાઇમા ભાગ લેવા હમણા ક્રુડ પેટ્રોલીઅમ ઉપર ચાલતા ઑઇલ એનજીનો બાહેર પાડવામા આવ્યા છે, જે જો કે સાદા ઑઇલ એનજીનો કરતા સહેજ ગુચવાડાભરેલા છે, તોપણ સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટ કરતા તો બળતણના ખરચમા ઘણી મોટી કરકસર બતાવી શકે છે સાદા સ્ટીમ પ્લાન્ટમા વરટીકલ બૉઇલર તથા સાદુ સીગલ સીલીનડરનુ સ્લાઇડ વાલ્વનુ એનજીન લેવામાં આવે છે, જે જાતનો સ્ટીમ પ્લાન્ટ દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ દર કલાકે ૪૦ થી ૫૦ પાઉન્ડ સ્ટીમ ખપાવે છે, અને બૉઇલરનો ઇવૅપોરેટીવ પાવર દર પાઉન્ડ કોલસા દીઠ ભાગ્યેજ ૪–૫ પાઉન્ડથી વધુ હોય છે, જેથી એવા એનજીનમાં દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ દર કલાકે ૮ થી ૯ પાઉન્ડ કોલસો બળવાની રાસ આવે છે કેરોસીન ઑઇલ એનજીનોમા ઘણી હલકી જાતનુ કેરોસીન જે બલ્ક ઑઇલ (bulk oil) કહેવાય છે, તે બાળવામા આવે છે, જે મુબઇમા આસરે રૂ ૧–૮–૦ ટીન વેચાય છે, જયારે ડીઝલ ઑઇલ એનજીન અને ક્રુડ ઑઇલ એનજીનમા જે ક્રુડ પેટ્રોલીઅમ ઑઇલ વપરાય છે તે લગભગ ૧૨ આને ટીન વેચાય છે આવુ હલકી કીમ્મતનુ તેલ વપરાવાને લીધે આજકાલ સૅર્વથી વધારે કરકસરભરેલુ એનજીન ડીઝલ એનજીન કહેવાય છે, પણ સાધારણ ઑઇલ એનજીન કરતા એ એનજીન ઉપર વધારે સભાળભરેલી દેખરેખ રાખવાની જરૂર હોવાથી તેમજ એમા ઘસાડો અને ભાગતુટ (wear and tear) વધારે થતી હોવાથી એને ચલાવવાનો ખરચ થોડોક વધારે આવે છે. આ કારણ થકી નાના પાવર માટે ક્રુડ પેટ્રોલીઅમ ઉપર ચાલતા ઑઇલ એનજીનો વધારે પસદ કરવા જોગ છે. ડીઝલ એનજીન પછી બીજે નબરે સાધારણ સ્ટીમ કોલ વાપરતો સકશન ગૅસ પ્લાન્ટ આવે છે. પણ

એમાં કોલસો બળ્યા પછી ઉત્પન્ન થતો કોલતાર વગેરે કાહડવાની ઘણી કડાકુટ પડતી હોવાથી એની ગોઠવણ લગાર ગુંચવાડા ભરેલી હોય છે, જેથી એને ચલાવવાની મજુરીનો ખરચ ઑઇલ એનજીનના ખરચ કરતા વધારે આવે છે. પણ વળી કેટલેક ઠેકાણે એ ગૅસ પ્લાન્ટમાથી જે કોલતાર નિકળે છે, તે વેચવાથી તેની એટલી કીમ્મત ઉપજે છે કે તે એ પ્લાન્ટ ચલાવવાની મજુરી અને થોડેક ભાગે બળતણનો ખરચ પણ વસુલ કરી આપે છે ચારકોલ (લાકડાના કોલસા) ઉપર ચાલતો સકશન ગૅસ પ્લાન્ટ ગુચવાડા વગરનો હોય છે, અને જ્યા સ્ટીમ કોલની કીમ્મત કરતા ચારકોલની કીમ્મત ત્રણ ગણી કરતા વધારે નહી હોય ત્યા એ પ્લાન્ટ સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટના બળતણના ખરચની બરાબરનો ખરચ બતાવે છે, પણ જ્યા રેલવે ભાડાને લીધે સ્ટીમ કોલ મોઘો પડતો હોય, અને ગામડાઓમાથી ચારકોલ સસ્તો મળી શકતો હોય, ત્યા એવો ગૅસ પ્લાન્ટ બેશક ઘણો ફાયદાભરેલો થઇ પડે છે એ કોઠામા સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટ ૬૨ બ્રેક હૉર્સ પાવરે દર કલાકે ૩ પાઉન્ડ કોલસો ખપાવતો જણાવ્યો છે, પણ મોટા પાવર પ્લાન્ટમા બળતણનો ખપ કોઠા ના૦ ૫૦ મા આપ્યા પ્રમાણે ઘણો ઓછો થાય છે.

**સ્ટીમ સાથ ગૅસની સરખામણી** (Steam *versus* Gas) કરતાં એક મૂખ્ય બાબદ જે ગૅસ એનજીનની તરફેણમા જાય છે તે જ્યારે એનજીન બધ હોય ત્યારે ખપતા બળતણનો જથ્થો છે. એક સ્ટીમ એનજીન જ્યારે થોડો વાર બધ હોય ત્યારે બૉઇલરમા પ્રેસર ટકાવી રાખવા માટે જેટલો કોલસો ખપે છે તેનો લગભગ ૨૦ મો ભાગ માત્ર એક ગૅસ પ્રોડયુસરમા જ્યારે ગૅસ એનજીન બધ હોય ત્યારે ખપે છે વળી એક સ્ટીમ બૉઇલરમાં એક અનાડી આગવાળો પોતાની બેવકુફીથી જેટલો બળતણનો ઘાણ કાહડી નાખી શકે છે, તેવું કશુ ગૅસ પ્રોડયુસરમા બનતુ નથી.

**કોઠો—૫૧. ૨૫ બ્રેક હૉર્સ પાવરના જુદી જુદી જાતના પાવર પ્લાન્ટની કીમ્મત અને બળતણના ખરચ.**

| પ્લાન્ટની જાત | પ્લાન્ટની કીમ્મત | બળતણની જાત | બળતણનો ભાવ તન દીઠ | બળતણનો ખપ દર કલાકે દર બ્રે હૉ પા | ૧૨ કલાકના દિવસનો ખરચ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | બળતણ | મજુરી | લુબ્રીકન્ટ, સ્ટોર્સ વગેરે | થાપણ ઉપર વ્યાજ તથા ઘસારો સેકડે ૧૨ ટકા | કુલ ખરચ |
| | રૂપીઆ | | રૂપીઆ | પાઉન્ડ | રૂ આ પા | રૂ આ. | રૂ આ પા | રૂ આ પા | રૂ આ પા |
| સાદો સ્ટીમ પ્લાન્ટ, વરટીકલ | ૩૦૦૦ | સ્ટીમ કોલ | ૧૮ | ૯ | ૧–૧૧– ૧ | ૧– ૪ | ૧– ૦– ૦ | ૦ ૧૪– ૩ | ૨૪–૧૩– ૭ |
| સુપરહીટેડ સ્ટીમ પ્લાન્ટ | ૫૨૦૦ | સ્ટીમ કોલ | ૧૮ | ૩ | ૭– ૩– ૮ | ૧– ૮ | ૧– ૪– ૦ | ૧– ૯– ૦ | ૧૧– ૮– ૮ |
| કેરોસીન ઑઇલ એનજીન | ૩૩૦૦ | કેરોસીન | ૯૫ | ૧ | ૧૨ ૧૧– ૧ | ૦–૧૨ | ૦–૧૨– ૦ | ૧– ૮– ૦ | ૧૫– ૩– ૦ |
| ડીઝલ ઑઇલ એનજીન . | ૫૦૦૦ | ક્રુડ ઑઇલ | ૪૫ | ૧/૨ | ૩– ૦– ૨ | ૧– ૪ | ૧– ૪– ૦ | ૧– ૮– ૧ | ૭– ૮– ૩ |
| ક્રુડ ઑઇલ એનજીન, સેમીડીઝલ | ૩૫૦૦ | ક્રુડ ઑઇલ | ૪૫ | ૩/૪ | ૪– ૮– ૩ | ૦–૧૨ | ૦–૧૪– ૦ | ૧– ૦– ૦ | ૭– ૨– ૩ |
| સકશન ગૅસ પ્લાન્ટ, બિટ્યુમિનસ | ૫૦૦૦ | સ્ટીમ કોલ | ૧૮ | ૧૧/૨ | ૩– ૯–૧૦ | ૧– ૮ | ૧– ૪– ૦ | ૧– ૮– ૧ | ૭–૧૩–૧૧ |
| સકશન ગૅસ પ્લાન્ટ, ચારકોલ | ૪૫૦૦ | ચારકોલ | ૫૪ | ૧ | ૭– ૩– ૮ | ૧– ૪ | ૧– ૪– ૦ | ૧– ૫– ૮ | ૧૧– ૧– ૪ |
| ટાઉન ગૅસ એનજીન (ખોમ્બે ગૅસ) | ૩૫૦૦ | કોલ ગૅસ | ૩–૮–૦ ૧૦૦૦ ક્યુ ફી | ૨૦ ક્યુ ફીટ | ૨૧– ૦– ૦ | ૧– ૦ | ૦–૧૨– ૦ | ૧– ૦– ૦ | ૨૩–૧૨– ૦ |
| ઈલેકટ્રીક મોટર (બોમ્બે ટ્રામવે કુંo) | ૧૫૦૦ | ઇલેકટ્રીસીટી | | .. | ... | | | ૦– ૭– ૩ | ૨૩– ૧–૧૧ |

**ઑઈલ સાથે ગૅસ પાવરની સરખામણી** (Comparison between an Oil and a Gas Engine)—કોઠા નં૦ ૫૧ મા જોવાથી માલમ પડશે કે ઑઇલ એનજીનના ખરચ કરતા એક ગૅસ એનજીનનો ચાલુ ખરચ ઓછો આવે છે, પણ ૨૫ હૉર્સ પાવરથી ઓછા પાવરના એનજીનો વચ્ચે સરખામણી કરતા ઘણીક બાબદોમા ઑઇલ એનજીન સગવડભરેલુ માલમ પડે છે. એક ઑઈલ એનજીન ઓછા વધતા થયા કરતા લોડને જેવી રીતે પૂગી વળી શકે છે તેવી રીતે એક ગૅસ એનજીન પૂગી વળી શકતુ નથી. ગૅસ એનજીન કરતા ઑઇલ એનજીન વધારે થોડા વખતમાં ચાલુ કરી શકાય છે, અને પાણી પણ ઓછુ ખપાવે છે વળી ચાલુમા એક ગૅસ એનજીન ઉપર જેટલી દેખરેખ રાખવી પડે છે તેટલી એક ઑઇલ એનજીન ઉપર રાખવી પડતી નથી, અને ઘણાક નાના કારખાનાઓમા તો ઑઇલ એનજીન ચાલુ કરીને તેના રૂમનુ બારણું બંધ કરી તેનો ડ્રાઇવર બીજા કામે જાય છે, જેમ એક ગૅસ એનજીનમા થઇ શકતુ નથી વળી ગૅસ એનજીન માટે જોઇતો ચારકોલ કે એન્થ્રેસાઇટ કોલ કે કોલ ગૅસ ઘણે ઠેકાણે મેળવવાની મુશકેલી પડે છે, જ્યારે ઑઇલ એનજીન માટે જોઇતુ કેરોસીન તો ગમે તેવા નાના ગામડામા પણ હવે મળી શકે છે ઑઇલ એનજીન કરતા ગૅસ એનજીન (ગૅસ પ્રોડ્યુસર સાથે) વધારે જગા રોકે છે

**ટાઉન ગૅસ એનજીન** (Town Gas Engine)—શેહરમા રોશની માટે વપરાતી કોલ ગૅસ ઉપર પણ એક ગૅસ એનજીન ચાલી શકે છે મુબાઇમા ૧૦૦૦ કયુબીક ફીટ ગૅસનો ભવ પાવર માટે રૂ૦ ૩–૮–૦ લેવામા આવે છે દર બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે ફુલ લોડ સાથે આસરે ૨૦ કયુબીક ફીટ ગૅસ ખપે છે, જે એક ગૅસ મીટરમા નોંધાય છે ટાઉન ગૅસ ઉપર હૉરીઝૉનટલ કરતા વરટીકલ ગૅસ એનજીનો વધારે સંતોષકારક રીતે ચાલી શકે છે ફુલ લોડ ઉપર એક ગૅસ એનજીન ઓછી ગૅસ ખપાવે છે, પણ જેમ જેમ લોડ ઓછો થતો જાય છે તેમ તેમ દર કલાકે દર હૉર્સ પાવર દીઠ ગૅસનો ખપ વધે છે. એવી રીતે ગૅસનો ખપ એનજીનને અરધા લોડ ઉપર ચલાવતાં ૧૭ થી ૧૮ ટકા વધી જાય છે. (વધુ માટે જુવો "ઑઇલ અને ગૅસ એનજીન"વાળું પ્રકરણ)

**ઑઈલ એનજીનની સલામતી અને સગવડ—** સ્ટીમ એનજીન અને ઑઇલ એનજીન વચ્ચે સરખામણી કરતી વખતે ખરચ ઉપરાંત બીજી ઘણી બાબતો ધ્યાનમા લેવાની છે. પહેલુ અને સૌથી વધુ અગતનુ તો એ છે કે સ્ટીમ એનજીન અને બૉઇલરમા સમાએલા જોખમ જેટલો જોખમ ઑઇલ એનજીનમા હોતો નથી એક ઑઇલ એનજીન તરફ તેનો એનજીનીઅર બેદરકાર રહે તો ઘણામા ઘણુ નુકસાન એ થાય કે તે ચાલતા અટકી પડે પણ એક બૉઇલર ઉપર એવી બેદરકારી ઘડીભર પણ ટકી શકે નહી, અને જો બેદરકારી કરવામા આવે તો ઘણો ભયકર અકસમાત થાય તે ઉપરાંત ઑઇલ એનજીનમા ધુમાડાની, કોલસાની અને રાખની ગેરહાજરી, બળતણ રાખવાની નાની જગા, ઘણાજ થોડા પાણીનો ખપ વગેરે બાબતો ઑઇલ એનજીનની તરફેણમા જાય છે સ્ટીમ એનજીન કરતા ઑઇલ એનજીન ઓછી જગા રોકે છે, માટે સ્ટીમ એનજીન અને બૉઇલર માટે મોટી ઇમારત, ચીમની, તળાવ, વગેરે સાથે એનજીન બૉઇલર અને ઇકૉનામાઇઝર વગેરેની કીમ્મત ગણતા તેટલાજ પાવરનુ ઑઇલ એનજીન સસ્તુ પડે છે વળી ઘણાક, શેહરોની મ્યુનીસીપાલીટીઓ શેહરના વસ્તીવાળા ભાગમા સ્ટીમ એનજીન રાખવા મના કરે છે, પણ ઑઇલ એનજીન માટે તેવી કશી બાધ રાખવામા આવતી નથી એક સ્ટીમ એનજીન માટે પાસ થયલો એનજીનીઅર જોઇએ છે, પણ એક ઑઇલ એનજીન કોઇબી સારી સમજવાળો મિકેનિક ચલાવી શકે છે ઘણે ઠેકાણે તો એક વેળા ઑઇલ એનજીન ચાલુ કરી તેનો ડ્રાઇવર કે એનજીનીઅર બીજા કામ ઉપર લાગે છે, અને કલાકો સુધી ઑઇલ એનજીનને જોવુ પડતુ નથી—પણ એક સ્ટીમ એનજીન ઉપર તો ઓછામા ઓછો એક આગવાળો તો જરૂર જોઇએ માટે સ્ટીમ કરતાં ઑઇલ એનજીન ચલાવવાની મજુરીનો ખરચ પણ ઘણો ઓછો આવે છે.

**માણસનો પાવર** (Man-Power)—સારા મજબુત બાંધાનો એક આદમી દહાડાના ૧૦ કલાક સુધી કામ કરતા દર સેકન્ડે ૫૦ પાંઉન્ડનો બોજો એક ફુટ ઉચકી શકે છે

જો એક હાથે ચલાવવાના મશીન (જેમકે સોડા વૉટર મશીન)નાં બે તરફના હેન્ડલ એક બીજાને કાટ ખુણે (right angle)

હાય તો એ મજબુત માણસો સહેલાઇથી ૭૦ પાઉન્ડનો બોજો ઉચકી શકે છે, જ્યારે સીગલ હેન્ડલ સાથે એક માણસ ફક્ત ૩૦ પાઉન્ડ ઉચકી શકે છે

એક માણસ દર સેકન્ડે ૨½ ફીટની ઝડપથી ૨૫ થી ૩૦ પાઉન્ડનુ જોર (force) વાપરી શકે છે, જે ૩૭૫૦ થી ૪૫૦૦ ફુટ પાઉન્ડની બરાબર થાય છે

પાચ થી ૭ માણસ એક ઘોડા જેટલુ કામ કરી શકે છે

**જાનવરનો પાવર** (Animal-Power)—એક મજબુત હીદી ઘોડો ૧૩૦૦ થી ૧૫૦૦ પાઉન્ડનો બોજો (ગાડી સુધ્ધા) દીવસના ૨૦ માઇલ પ્રમાણે ખેચી શકે છે ઘોડો ૨૦૦૦૦ થી ૨૨૦૦૦, મજબૂત મોટો બલદ ૯૦૦૦, ખચ્ચર ૭૦૦૦, ગધેડો ૩૫૦૦ ફુટ-પાઉન્ડ કામ દીવસના ૮ કલાક કામ કરતા આપી શકે છે

ગોળ ઘાણી કે ચક્કરમા ફરતા એક ઘોડો કલાકના ૩ માઇલ, બલદ ૧½ માઇલ, અને ખચ્ચર ૧½ માઇલ ચાલે છે ઘોડા માટે ચક્કરનો ડાયામેટર ૨૫ ફીટથી ઓછો હોવો નહી જોઇએ

એક મશીનરીનો હૉર્સ પાવર ૫ થી ૬ હીદી ઘોડાની બરાબર થાય છે એક હૉર્સ પાવર ખાતુ મશીન એક સારો ઘોડો ફક્ત ૪ થી ૬ કલાકજ ચલાવી શકે છે

એક ઘોડો ૬ માણસની બરાબર કામ કરી શકે

૫ બલદ ૨ ઘોડાની બરાબર કામ કરી શકે છે

**ઇલેકટ્રીકલ પાવર** (Electrical Power)—સ્ટીમ અને ગૅસ પાવર સાથે સરખાવતા ઇલેકટ્રીકલ પાવર જે એક ખાસ ફાયદો ધરાવે છે તે તેની ઘણીજ નિયમીત એકસરખી ઝડપ (uniform speed) છે, જેને લીધે મશીનરી ઉપર કશા આચકા નહી આવતા હોવાથી મશીનરી વધારે ઝડપથી ચલાવી શકાય છે, અને મશીનરીમાથી નિપજતી પેદાશમાં ઓછામા ઓછો સેકડે ૫ થી ૭ ટકાનો વધારો થતો કહેવાય છે. સુતર કાપડની મીલોમા મશીનરીની ઝડપ એકસરખી રાખવાની ઘણીજ અગત છે, અને ઘણીક વખત એનજીનની ઝડપમા ૩ થી ૫ ટકાનો ફરક પડતાં મીલ-

માની લાઇન શાફ્ટોની ઝડપમાં ૧૦ થી ૧૫ ટકાનો ફરક પડે છે, જેથી માલ ઘણો હલકા પ્રકારનો ઉતરવા સાથે જથામાં પણ કમી ઉતરે છે મશીનરી ચલાવવા માટે ઇલેકટ્રીક પાવર વાપરવાથી એ ખામીઓ સુધારી શકાય છે આ કારણ થકી જ્યા તૈયાર ઇલેકટ્રીક પાવર કોઇ ઇલેકટ્રીક કપની પાસેથી વેચાતો મળી નહી શકતો હોય ત્યા કોઇ જાતના એનજીનથી પાધરી મીલ નહી ચલાવતા એનજીનથી ડાઇનેમો ચલાવી ઇલેકટ્રીસિટિ ઉત્પન્ન કરી તેની મદદથી મીલની લાઇન શાફ્ટો અથવા છુટા છુટા મશીનો ઇલેકટ્રીક મોટરથી ચલાવવાનુ આજ કાલ વધારે પસદ કરવામા આવે છે શાફ્ટીગ અને પટાથી મશીનરી ચલાવતા કેટલોક પાવર શાફ્ટીગ અને પટામા વ્યર્થ જાય છે, તેમ છુટા છુટા મોટરથી મશીનરી ચલાવતા મોટરો પણ કેટલોક પાવર ખાઇ જાય છે, પણ તેમ મોટર વધારે સ્પીડથી મશીનરી ચલાવે છે વળી શાફ્ટીગ કેટલોક વખત પછી લાઇન લેવલની આઉટ થઇ જવાથી ઘણો પાવર ખાઇ જઇ જેટલુ નુકસાન કરે છે તેટલુ મોટરો વાપરવાથી થતુ નથી જ્યારે ઇલેકટ્રીક પાવર તૈયાર મળી શકતો હોય ત્યારે તો પાવર પ્લાન્ટનો ખરચ બચવાથી થાપણમા એટલો ઉગાળો થવા સાથે, જગ્યા ઓછી રોકાય છે, અને પાવર પ્લાન્ટના નિભાવ માટે બળતણ વગેરેની ગોઠવણ અને જ જાલ કરવાની ફરજ પડતી નથી, જે ઘણાક ઉદયોગોના બાબમા ધ્યાનમા લેવા જોગ છે પણ કોઇ ઇલેકટ્રીક સપલાઇ કપની પાસેથી ઇલેકટ્રી-સિટિ લઇ વાપરવાથી તે લગાર મોઘી પડે છે જે કારખાનુ રાત દિવસ ચાલતુ હોય તેમજ ફુલ લોડે હમેશા કામ કરતુ હોય તેને ઘણે ઓછે ભાવે ઈલેકટ્રીસિટિ મળી શકે છે, પણ જે કારખાનુ દિવસના થોડા કલાક ચાલે, અને જેમા લોડ ઓછો વધતો થયા કરે તેને ઇલેકટ્રીસિટિ પુરી પાડવાનો ઘણો આકરો ભાવ માંગવામાં આવે છે, કારણકે ઇલેકટ્રીક સપલાઇ કપનીવાળાને એકાએક કોઇબી વખતે મોટા લોડની માગણીને પુગી વળવા માટે પોતાના મોટા એનજીનો અને ડાઇનેમો ચાલુ રાખવા પડે છે માટે ઘણાંક કારખાનાઓ ઇલેકટ્રીસિટિથી ચલાવવાને બદલે ગૅસ અથવા ડીઝલ એનજીનથી ચલાવતા ઓછો ખરચ થાય છે

**ઈલેકટ્રીકલ પાવરનો ખરચ** (Cost of Electrical Power)—ઇલેકટ્રીકલ પાવરનો ભાવ હમેશા ઇલેકટ્રીકલ યુનીટ (એક કલાકે એક કીલોવૉટ) ઉપર ગણવામા આવે છે સ્ટીમ એનજીનના લગભગ ૧⅓ ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ૧ કીલોવૉટની બરાબર થવા જાય છે

**તાતા હાઇડ્રો ઇલેકટ્રીક પાવર સપલાઈ કંપની** (Tata Hydro Electric Power Supply Co ) ૬૦૦ ઇન્ડીકેટેડ હાર્સ પવર અને તેથી વધારે પાવર ખાતી કૉટન મીલો જો ૧૦ વર્ષ સુધી પાવર લેવાનુ એગ્રીમેન્ત કરે અને દર ત્રણ મહીને ઓછામા ઓછા ૩૦૦૦૦૦ યુનીટ વાપરે તો દર યુનીટ દીઠ ૫૫ આના માગે છે, જેમા પોતને ખરચે ઇલેકટ્રીક મોટરો વગેરે ગોઠવી કનેકશનો કરી ચાલુ કરી આપી પાછળથી પોતાને ખરચે તે ચાલુમા નિભાવવાનુ તેઓ માથે લ્યે છે જે કૉટન મીલો ફકત પાચ વર્ષનુજ એગ્રીમેન્ત કરે તેઓએ ઇલેકટ્રીકલ સામગ્રી તથા તેઓ પાછળનો ચાલુ ખરચ પોતે (કૅટન માલોએ) ભોગવી લેવો કૉટન મીલો સિવાય બીજા કોઇ ઉદયોગના કારખાનાઓ જેઓ દર વર્ષે ૫૦૦૦૦૦ યુનીટથી ઓછો પાવર નહી ખાતા હોય તેઓએ મોટરો નાખવાનો તથા ચાલુમા નિભાવવાનો બધો ખરચ પોતે ભોગવી લેવો, અને દર ત્રણ મહીને દર એક ઇલેકટ્રીકલ હૉર્સ પાવર દીઠ ૩૦ ૧૦ નો બેઠો ભાવ આપવા ઉપ-ાત દર ત્રણ મહીને ઇલેકટ્રીક મીટરથી મપાયલા પહેલા ૫૦૦૦૦ યુનીટ દીઠ એક આનો આપવો, અને જો ત્રણ મહીને ૫૦૦૦૦ થી ૨૦૦૦૦૦ યુનીટ સુધીનો પાવર વાપર્યો હોય તો બધા ખપેલા સામટા યુનીટ ઉપર ૭ આના દર યુનીટ દીઠ આપવા પણ જો બધો સામટો પાવર ત્રણ મહીને ૨૦૦૦૦૦ યુનીટથી વધારે હોય તો ૫ આના દર યુનીટ દીઠ આપવા

**બોમ્બે ઇલેકટીક સપલાઈ એન્ડ ટ્રામવેઝ કંપની** (Bombay Electric Supply and Tramways Co ) દર મહીને વધારેમા વધારે (maximum) વાપરેલા કીલોવૉટ ઉપર દર કીલોવૉટ દીઠ ૩૦ ૮ નો બેઠો ભાવ લ્યે છે, તે ઉપરાંત મીટરથી મપાયલા દર યુનીટ દીઠ દર મહીને ½ આના વધુ લ્યે છે.

# પ્રકરણ—૪૭.
# ઑઇલ અને ગૅસ એનજીન.
# OIL AND GAS ENGINES.

**ઇનિટરનલ કમ્બસ્તશન એનજીન** (Internal Combustion Engine)—બધી જાતના ઑઇલ એનજીનો અને ગૅસ એનજીનો ઇનટરનલ કમ્બસ્તશન એનજીન કહેવાય છે, કારણકે બળતણનુ બળવુ (combustion) તેઓના સીલીનડરોમા થાય છે, અને સ્ટીમ એનજીનમા જોઇએ છે તેમ એમા બળતણ બાળવા માટે જુદુ બૉઇલર કે યંત્ર જોઇતુ નથી એવા ઇનટરનલ કમ્બસ્તશન એનજીનોના વર્ગમા બધી જાતના કેરોસીન ઑઇલથી ચાલતા એનજીનો, પેટ્રોલથી ચાલતા એનજીનો, જેવા કે મોટરકારના એનજીનો, ક્રુડ પેટ્રોલીઅમથી ચાલતા એનજીનો જેવા કે ડીઝલ ઑઇલ એનજીનો, અને બધી જાતના કોલસા અને તેલની ગૅસથી ચાલતા એનજીનો આવી જાય છે

**ઇન્ટરનલ કમ્બસ્તશન એનજીનો માટે બળતણ** (Fuel) ઘણી જાતના વપરાય છે, જેવા કે ઑઇલ એનજીનોમા કેરોસીન ઑઇલ, પેટ્રોલ, ક્રુડ ઑઇલ, કોલતાર, વનસ્પતિ તેલો, જાનવરી તેલો વગેરે, અને ગૅસ એનજીનોમા કોલ, કોક, લાકડા, લાકડાનો વહેર (sawdust), ઘન્તાનો કચરો, લાકડાનો કોલસો વગેરે

**ઇન્ટરનલ કમ્બસ્તશન એનજીનની સ્પીડ** (Speed) ચોક્કસ સ્પીડ કરતા ઓછી રાખી શકાતી નથી જેમ એક સ્ટીમ એનજીન એક મીનીટના ૧૦ કે ૧૫ રેવોલ્યુશન્સથી પણ ચલાવી શકાય છે, તેમ ઑઇલ અને ગૅસ એનજીનો ચલાવી શકાતા નથી

**ઑઇલ એનજીન માટે વપરાતી હવા** (Air for Oil Engines) ઘણી સ્વચ્છ હોવી જોઇએ એક નાના અને નીચા ઓરડામા ઑઇલ એનજીન બેસાડવાથી તે બરાબર કામ કરતુ નથી, કારણકે થોડા વખતમા તે ઓરડામાની ઘેરાયલી હવા અસ્વચ્છ બની જાય છે જેમ માનવીના શ્વાસ માટે ચોખ્ખી હવાની જરૂર છે તેમ બળતણ માટે પણ ચોખ્ખી હવાની ખાસ જરૂર છે, માટે તેલની વેપર સાથે જે હવા મળી જઇને ગૅસ બને તે હવા ચોખ્ખી હોય તોજ ગૅસ પણ સ્વચ્છ બને છે જે ઓરડામા ધુળ તથા બીજો કચરો

ઘણો ઉડતો હોય, તે ઓરડા માંહેલી હવા ઑઇલ એનજીનમાં વાપરવી નહી, પણ હવા ખેંચવાનો સકશન પાઇપ ઓરડાની બાહેર ખુલ્લી હવામા લઇ જવો કેટલાકો એ પાઇપને છેડે નાળીએરના કાથાનો કુચો મારવાની ભલામણ કરે છે, જેથી હવા ગળાઈને અંદર જાય. એ માટે પાઇપનો ડાયામેટર મોટો રાખવો જોઇએ, જેથી કુચો મારવાથી એરીઆ કમી થાય નહી જ્યારેબી ૧૫ ફીટથી વધારે લાંબો સકશન પાઇપ હોય ત્યારે પાઇપનો ડાયામેટર એક સાઇઝ મોટો રાખવો

**હવાની ટેમ્પરેચર** (Temperature of Air) ઉપર એક ગૅસ અથવા ઑઇલ એનજીનમા ઉત્પન્ન થતા પાવરનો ઘણો આધાર રહે છે વિલાયતથી બનીને આવતા ઑઇલ એનજીનો ત્યાંની હવાની એવરેજ ટેમ્પરેચર ૬૦ ડીગ્રી ગણીને તેના આધારે બનાવેલા હોય છે, જેથી તેઓ હિન્દુસ્તાનની ગરમ હવામા જોઈતો પાવર ઉપજ કરી આપતા નથી, તેથી વારવાર કારખાનાના માલેકો અને મેકરોના એજંટો વચ્ચે વાધા ઉઠે છે ૬૦ ડીગ્રીની ઉપર આસરે દર પાંચ ડીગ્રી વધુ ટેમ્પરેચર દીઠ ઑઇલ અને ગૅસ એનજીનો દર સેકડે એક ટકો ઓછો પાવર ઉત્પન્ન કરે છે માટે જ્યા હવાની ટેમ્પરેચર ૧૦૦ ડીગ્રી હોય ત્યા એક ઑઇલ અથવા ગૅસ એનજીન તેના મુકરર કરેલા પાવર કરતા સેકડે ૮ ટકા ઓછો પાવર ઉત્પન્ન કરે

**ઑઇલ એનજીન માટે વપરાતાં તેલની** સળગી ઉઠવાની ખાસિઅતની ત્રણ જૂદી જૂદી ટેમ્પરેચરો જાણવાની જરૂર છે, જેમાની એક ફ્લૅશીંગ પૉઇન્ટ, બીજી ઇગ્નીશન પૉઇન્ટ, અને ત્રીજી બૉઇલીંગ પૉઇન્ટ છે

**ફ્લૅશીંગ પૉઇન્ટ** (Flashing Point)—કોઇબી જાતના તેલને ગરમ કરીને ચોક્કસ ટેમ્પરેચરે ચહડાવતા જે ટેમ્પરેચરે તેમાથી સળગી ઉઠે તેવી ગૅસ (inflammable gas) નિકળવા માડે તે તે તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ કહેવાય છે તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ શોધી કાહડવા માટે ખાસ યંત્રો આવે છે, પણ સાધારણ રીતે નીચલી સાદી રીતથી પણ ફ્લૅશીંગ પૉઇન્ટ શોધી કાહડી શકાય છે—એક છીછરા વાસણ અથવા થાળીમા તે થાળની કીનારીથી આસરે બે કે ત્રણ દોરા તેલની સપાટી નીચે રહે તેવી રીતે તેલ

નામી ને થાળીને એક પાણી ભરેલા વાસણમાં તરતી મુકી પાણી ભરેલા વાસણ નીચે કોઇ ધીમેથી બળતો ચુહલો અથવા લૅમ્પ ગોઠવી ધીમે ધીમે ગરમ કરવુ થાળીની કિનારી ઉપર એક લોહડાનો તાર આડો મુકવો, કે જેની ઉપર ટેકવીને સળગેલી દીવાસલી અથવા તારની બનાવેલી નાની મસાલ તેલની સપાટીથી બે યા ત્રણ દોરા ઉપર ફેરવવા કામ લાગે થાળી માહેલા તેલમા એક થરમામીતર મુકવુ અને તેલ જેમ જેમ ગરમ થતુ જાય તેમ દર એક એક યા બબ્બે ડીગ્રી ચહડતા ઉપર લખેલા તાર ઉપર ટેકવીને સળગેલી દિવાસલી તેલને બતાવતા જવુ, અને જે વખતે તેલમાથી નિકળતી ગૅસ બ્લુ રંગની આગનુ છમકલુ પકડીને બુજાઇ જાય તે વખતે થરમામીટરની ડીગ્રી નોધી લેવી, જે તે તેલની ફ્લૅશીંગ પૉઇન્ટ સમજવી કેરોસીન ઑઈલ, સ્પીનડલ ઑઇલ, સીલીનડર ઑઇલ વગેરે ખનીજ તેલોની ફ્લૅશીંગ પૉઇન્ટ એવીજ રીતે કાહડવામા આવે છે કોઇબી એક જાતના તેલની ૪–૫ વખત જૂદી જૂદી તપાસ કરીને તેનુ સરાસરી (mean) પરિણામ લેવુ જુવો પાનુ–૭૪૨

**ઈગ્નીશન પૉઈન્ટ** (Ignition Point)—કોઇબી જાતનાં તેલની ઉપર મુજબ ફ્લૅશીંગ પૉઇન્ટ લીધા પછી તે તેલને વધુને વધુ ગરમ કરતા જવુ, અને જે ટેમ્પરેચરે થાળી માહેલુ તેલ પોતે ભડકો લઇને બધુ સળગી ઉઠે અને પછી ઘણો વાર બળ્યા કરે તેને તે તેલની ફાયર ટેસ્ટ અથવા ઇગ્નીશન પૉઇન્ટની ટેમ્પરેચર સમજવી ૨૧૨ ડીગ્રી કરતા વધારે ફ્લૅશીંગ પૉઇન્ટ યા ઇગ્નીશન પૉઇન્ટ ધરાવતા તેલનુ વાસણ બીજા પાણી ભરેલા વાસણમા મુકીને ગરમ નહી કરતા એકલુ ચુહલા ઉપર મેળીને ગરમ કરવુ, યા તો બહારના વાસણમા રેતી યા પારો ભરી તેમા તેલવાળુ વાસણ મેળીને ગરમ કરવુ

**બૉઈલીંગ પૉઈન્ટ** (Boiling Point)—તેલ બળતણ (oil fuel) ની બૉઇલીંગ પૉઈન્ટ ઉપર તે તેલનાં એનજીનમાં સંતોશકારક રીતે કામ કરવાનો ઘણો અધાર રહેલો છે ઇનટરનલ કમ્બસ્તશન એનજીનોમા બળતણ તરીકે વપરાતા જૂદી જૂદી જાતના તેલોનીબૉઇલીંગ પૉઇન્ટમા એટલો બધો ફરક હોય છે કે જો કોઇ એનજીન ચોકકસ જાતનું તેલ બાળવા માટે બનાવ્યુ હોય તો બીજી

જાતનુ તેલ તેમાં બાળવા જતાં સંતોષકારક પરિણામ નિપજતું નથી, તે છતાં એટલુ તો ખરૂ છે કે જો કોઇ એનજીન ઘણી ઉંચી બૉઇલીંગ પૉઇન્ટનુ તેલ બાળવા માટે બનાવેલુ હોય તો તેમાં ઓછી બૉઇલીંગ પૉઇન્ટનું તેલ સહેલાઇથી બાળી શકાય છે જે ટેમ્પરેચરે તેલમાં કકડા (ebullition) પડે તે તેની બૉઇલીંગ પૉઇન્ટ કહેવાય છે. પાણીની બૉઇલીંગ પૉઇન્ટ ૨૧૨ ડીગ્રી હોય છે, અને જ્યાસુધી બધુ પાણી ઉકળીને બળી જાય નહી ત્યાં સુધી ટેમ્પરેચર એક સરખી ૨૧૨ રહે છે પણ તેલની બૉઇલીંગ પૉઇન્ટ એક સરખી રહેતી નથી તેલ એક ચોક્કસ ટેમ્પરેચરે ઉકળવા માંડવા પછી પણ તેની ટેમ્પરેચર વધતીજ જાય છે, અને જ્યાસુધી બધુ તેલ બળીને ઉડી જાય નહી ત્યાસુધી વધ્યા કરે છે જેમકે કેરોસીન ઑઇલ લગભગ ૩૦૦ ડીગ્રીએ ઉકળવા માંડી બધુ તેલ બળીને ઉડી જાય તે અગાઉ તેની ટેમ્પરેચર લગભગ ૪૫૦ ડીગ્રી થઇ જાય છે. પ્રેટમેકરનું પેટ્રોલ ૧૧૦ ડીગ્રીએ ઉકળવાનુ શરૂ થઇ સેવટે ૨૮૫ ડીગ્રી ટેમ્પરેચર થઇ જાય છે

**ઑઇલ એનજીનમાં તેલનો ખપ** (Consumption of Oil in Oil Engines)—સાધારણ ઑઇલ એનજીનમા દર બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે એક પાઇન્ટ (આસરે ૧ પાઉન્ડ) કેરોસીન ઑઇલ ખપે છે મોટી સાઇઝનાં ઑઇલ એનજીનોમા એ ખપ ·૬૫ પાઉન્ડ જેટલો આવે છે. હાઇકમ્પ્રેશનથી ચાલતાં સેમીડીઝલ ક્રુડ ઑઇલ એનજીનોમા એનજીનની સાઇઝ પ્રમાણે ક્રુડ ઑઇલનો ખપ અરધા પાઉન્ડથી પોણા પાઉન્ડ સુધી થાય છે વરટીકલ તુ-સાઇકલ એનજીનમા ક્રુડ ઑઇલ ·૬૫ પાઉન્ડ થી ·૮ પાઉન્ડ સુધી ખપે છે, જ્યારે તેમા કેરોસીન ઑઇલનો ખપ ક્રુડ ઑઇલ કરતા સેકડે ૧૦ ટકા ઓછો થાય છે. ડીઝલ ઑઇલ એનજીનમાં ક્રુડ ઑઇલનો ખપ ·૪૫ થી ·૫ પાઉન્ડ થાય છે

**પેટ્રોલીઅમ** (Petroleum) તેલ જમીનમાંથી નિકળે છે. અમેરીકા અને રૂશયા ઉપરાત સીંગાપોર અને બરમા ખાતે એના ઘણા મોટા કુવાઓ અને ઝરાઓ છે, અને કેટલેક ઠેકાણે તો એના કુવા ખોદતી વખતે જમીનમાંથી એ તેલનો ફુવારો એટલા જોશથી ઉડે છે કે કેટલાક દાખલાઓમાં તે ૧૦૦ ફીટની ઉંચાઇએ પોહચેલો

જણાયો છે જમીનમાંથી નિકળેલુ એ પેટ્રોલીઅમ સ્વચ્છ હોતુ નથી તેથી એ તેલ બત્તીમા બળી શકતુ નથી એ કારણ થકી એને દારૂની માફક ગાળવામા યાને ડીસતીલ (distil) કરવામાં આવે છે, જેમ કરવા માટે પેટ્રોલીઅમને હળવે હળવે ગરમ કરી તેમાંથી નિકળતી ગૅસને કનડેન્સડ કરી કહાડી લેવામા આવે છે.

**પેટ્રોલ** (Petrol)—કાચા પેટ્રોલીઅમને આસરે ૩૦૦ ડીગ્રી ટેમ્પરેચરે ધીમે ધીમે ડીસતીલ કરતા જે સર્વેથી પહેલ્લા નિકળે છે તેને પેટ્રોલ અથવા **ગેસોલીન** (gasolene) કહે છે કેટલાકો એને નેપ્થા (naptha), બેનઝીન (benzine), અને "સ્પીરીટ ઑફ પેટ્રોલીઅમ" પણ કહે છે. એ તેલ મોટરકાર ચલાવનારા ઑઇલ એનજીનોમા અને બીજા હાઇસ્પીડના પેટ્રોલ એનજીનોમા વપરાય છે એ ઉપરાત એના બીજા પણ ઘણા ઉપયોગ છે, જેવા કે વારનીશ બનાવવાના કામમાં, લુગડાએ ઉપરથી ડાઘ કાહડવાના કામમા, ઇન્ડીઆ રબર અને બીજી ઘણીક ચિજોને પીગાળવા—ઓગાળવાના કામમા અને બત્તી કરવાનાં કામમા એ વપરાય છે પેટ્રોલ હવામા ખુલ્લુ રહેવાથી ઉડી જાય છે એ તેલ જલ્દી સળગી ઉઠે એવુ હોવાને લીધે એને ઘણી સભાળથી ગખવાની જરૂર છે એની **ફ્લૅશીંગ પૅાઇન્ટ** (flashing point) લગભગ ૭૨ ડીગ્રી ફેરનહીટ હોય છે, જેથી ઘણી ઓછી ટેમ્પરેચરે એમાથી સળગી ઉઠે એવી ગૅસ નિકળતી રહે છે પેટ્રોલ ખરૂ જોતા તો કાઇ તેલ નથી પણ એ કેરોસીન ઑઇલનો સ્પીરીટ અથવા અર્ક હોવાથી કેરોસીન કરતા પેટ્રોલ વજનમા હલકુ હોય છે એક ગૅલન પેટ્રોલનુ વજન આસરે ૧૦૮ આઉંસ થાય છે, ત્યારે એક ગૅલન કેરોસીનનુ વજન ૧૪૦ આઉસ થાય છે દર પાઉન્ડ દીઠ એ બન્ને જાતના તેલમા ગરમી આપવાની શકિત યાને હીટ યુનીટ તો લગભગ એકજ સરખી (આસરે ૨૦૦૦૦) હોય છે, પણ એ બન્ને તેલ ગૅલનને ભાવે વેચાતા હોવાથી, એક ગૅલન કેરોસીન કરતા એક ગૅલન પેટ્રોલમાથી આસરે સેકડે ૧૮ ટકા જેટલી હીટ યુનીટ ઓછી ઉપજે છે પણ કેરોસીન કરતા પેટ્રોલ તો લગભગ બમણુ મોઘુ મળે છે, માટે ખરી રીતે તો પેટ્રોલ કરતા કેરોસીન તેલ ગૅલન દીઠ વધારે સસ્તુ અને વધારે કામ ઉત્પન્ન કરનાર હોય છે.

જ્યા પેટ્રોલ ખુલ્લુ ઉઘાડાં વાસણુમાં પડેલુ હોય અથવા ઢોળાયું હોય ત્યાં ખુલ્લી બત્તી લઇ જવાનુ કામ ઘણુજ જોખમ ભરેલુ છે, કારણકે પેટ્રોલ જલ્દી ઉડી જતુ હોવાથી તે જ્યા ખુલ્લુ હોય ત્યાં તેની વેપર અથવા ગૅસનો મોટો જથો તૈયાર હોય છે, જે કોઇબી અગારના સબંધમાં આવતાજ સળગી ઉઠે છે પાણી કરતાં પેટ્રોલ ઘણુ હલકુ હોવાથી તે પાણી ઉપર તરે છે અને પાણી સાથે મિશ્ર થતુ નથી માટે પેટ્રોલ જ્યારે સળગી ઉઠે ત્યારે તે ઉપર પાણી નામેલુ ફકત નકામુંજ હોતું નથી, પણ સામુ વધુ નુકસાન કરે છે, કારણકે જ્યા જ્યાં પાણી વહે છે, ત્યા ત્યા તે ઉપર સળગેલુ પેટ્રોલ પણ તરતુ તરતું સાથે જઇ આસપાસની બીજી વસ્તુઓને આગ લગાડે છે માટે પેટ્રોલની આગ બુજાવવા માટે તે ઉપર ભીની માટી, રેતી યા રાખ પુષ્કળ નાખવી જોઈએ

**પેટ્રોલની ખાસ ખુબી** એ છે કે સાધારણ ટેમ્પરેચરે એની ગૅસ બનાવી શકાય છે, તથા એમા ગરમી ઉત્પન્ન કરવાની શક્તિ (calorific value) ઘણી વધારે હોય છે, તેમજ એ બળી ગયા પછી એની કશી મેસ કે ગખ પડતી નથી.

**કેરોસીન ઑઇલ** (Kerosene Oil)—જમીનમાંથી નિકળતા કાચા પેટ્રોલીઅમને ડીસતીલ કરી યાને ગાળીને પહેલ્લા તેમાથી પેટ્રોલ અને ગૅસોલીન વગેરે અર્ક અથવા સ્પીરીટ કાહડી લીધા પછી તે કાચા પેટ્રોલીઅમને ૩૦૦ થી ૫૭૫ ડીગ્રી સુધી વધુ ગરમ કરવામા આવે છે. જેથી આપણા દેશમા સાધારણ નામથી જણાયલુ કેરોસીન તેલ નિકળે છે, જેને કેટલાકો પેટ્રોલીઅમ, પેરફીન ઑઇલ (paraffin oil) વગેરે કહે છે, જે બત્તી બાળવા માટે કામમા આવે છે, તથા સાધારણ જાતના ઑઇલ એનજીનો ચલાવવા માટે એજ તેલ વપરાય છે કેરોસીન તેલની જે ડીગ્રી કહેવામા આવે છે તે તેની ઇગ્નીશન પૉઇન્ટ અથવા ફાયર તેસ્ટ (fire test) હોય છે, જેમકે ૧૨૫ F ડીગ્રીનુ કેરોસીન ઑઇલ એટલી ટેમ્પરેચર ચહડયા પછી સળગી ઉઠે છે તોપણુ કેરોસીન ઑઇલની ફ્લૅશીંગ પૉઇન્ટ (flashing point) તો લગભગ ૭૭° થી ૧૨૦° સુધીની હોય છે અનુભવ ઉપરથી એવુ માલમ પડયુ છે કે જે તેલની સ્પેસિફીક

ગ્રેવીટી ૮૨૫ હોય અને જેનુ વજન ગૅલન દીઠ આશરે ૮⅔ પાઉન્ડ હોય, અને જેની ફ્લૅશીગ પૉઇન્ટ ૮૩ થી ૮૬ ડીગ્રી ફેરનહીટ હોય તે તેલ ઑઇલ એનજીનમાં વાપરવાથી સર્વેથી વધારે પાવર આપે છે, અને સર્વેથી વધારે કરકસરભરેલુ પડે છે. ઑઇલ એનજીનોમાં જૂદી જૂદી જાતના કેરોસીન વાપરવા માટે જૂદી જૂદી રીતે કમપ્રેસન (compression) રાખવાની જરૂર પડે છે. એક જાતનુ તેલ વાપરવા માટે જેટલુ કમપ્રેસન રાખ્યુ હોય તેટલુ બીજી કોઇ જાતનાં તેલ માટે ચાલી શકતુ નથી, અને તેલની જાત બદલવા સાથે કમપ્રેસન પણ બદલવુ પડે છે અમેરીકન કેરોસીન તેલ કરતાં રશીઅન કેરોસીન તેલને વધુ કમપ્રેસન જોઇએ છે તેમજ સાધારણ ક્રુડ પેટ્રોલીઅમ તેલમા કેરોસીન ભેળીને વાપરતી વખતે પણ વધુ કમપ્રેસન રાખવુ પડે છે જૂદા જૂદા તેલ માટે કેટલુ કમપ્રેસન રાખવુ તે અનુભવથીજ જાણી શકાય છે.

**લુબ્રીકેટીંગ ઑઇલ** (Lubricating Oil)—કાચાં પેટ્રોલીઅમને ડીસ્ટીલ કરી તેમાંથી પેટ્રોલ અને કેરોસીન ઑઇલ કહાડી લીધા પછી તેમાંથી જૂદી જૂદી જાતના લુબ્રીકેટીગ ઑઇલ ગાળવામા આવે છે, જેવા કે સ્પીનડલ ઑઇલ, એનજીન ઑઇલ, સીલીનડર ઑઇલ વગેરે એ બાબત ૭૪૭ મે પાને **લુબ્રીકેશન** નાં પ્રકરણ—૩૮ મા વીગતવાર લખવામા આવ્યુ છે લુબ્રીકેટીગ ઑઇલ ગળાઇ રહેવા પછી છેલ્લે વૅસેલીન (vaseline) પૅરાફીન (Paraffin) વગેરે નીકળે છે, અને ત્યારપછી જે બાકી રહે છે તેને લીકવીડ ફ્યુઅલ (liquid fuel) યાને પ્રવાહી બળતણ અથવા ક્રુડ પેટ્રોલીઅમ રેઝીડયુઅલ (crude petroleum residual) કહે છે

**ક્રુડ પેટ્રોલીઅમ** (Crude Petroleum)— ક્રુડ પેટ્રોલીઅમ રેઝીડયુઅલને ટુકમા ભુલભરેલી રીતે ક્રુડ પેટ્રોલીઅમ કહે છે એ કાળા રગનુ અને લગાર ઘટ હોય છે. એની સ્પેસીફીક ગ્રેવીટી ·૮૭૫ થી ૯૦૦ હોય છે, અને ફ્લૅશીગ પૉઇન્ટ ૨૫૦ થી ૩૦૦ ડીગ્રી હોય છે, અને એક ગેલનનુ વજન ૯ પાઉન્ડ થાય છે. એ તેલ ઘણુ સસ્તુ મળે છે. મુબઇમા એની કીમત આસરે ૩ આને ગેલન હોય છે, તે છતાં સાધારણ કેરોસીન ઑઇલ જેટલીજ ગરમી આપવાની એ શકતી ધરાવે છે. એ તેલ ડીઝલ ઑઇલ એનજીન

સીવાય બીજાં સાધારણ ઑઇલ એનજીનમાં ચાલી શકતું નથી, જોકે હોરન્સ્બી ઑઇલ એનજીનમાં એ તેલને સાધારણ કેરોસીન ઑઇલ સાથે ભેળીને ચલાવી શકાય છે. પહેલાં સાધારણ કેરોસીન ઑઇલમાં ક્રુડ ઑઇલ ત્રીજો ભાગ મેળવીને ચલાવી જોવું અને એનજીનની કમ્પ્રેસન સેટ કરતા જવુ, અને જેમ જેમ અનુભવ મળતો જાય તેમ કેરોસીન ઑઇલ ઓછું કરતાં જઇ એ તેલનું પ્રમાણ વધારતા જવુ. ક્રુડ પેટ્રોલીઅમ કેરોસીન સાથે સરખાવતાં તો આગની બાબદમા ઘણુ સલામતીભરેલુ છે, કારણકે એ કેરોસીનની માફક જલ્દી ભડકો લઇ સળગી ઊઠતું નથી. એ તેલ સાધારણ ઑઇલ એનજીનોમાં વાપરતાં કેરોસીન ઑઇલથી ઉત્પન્ન થતા પાવર કરતાં સેકડે ૩૦ થી ૩૫ ટકા ઓછો પાવર આપે છે, અને કેરોસીન કરતા ક્રુડ ઑઇલ સેકડે ૫૦ ટકા વધુ ખપે છે. હાલમા એ ક્રુડ ઑઇલ ઉપર ચાલતાં સાધારણ જાતના ઑઇલ એનજીનો બાહેર પાડવામાં આ યા છે, જેઓમાં કમ્પ્રેસન વધારે રાખેલી હોવાથી તેઓ ક્રુડ ઑઈલ ઉપર બરાબર ચાલે છે, અને ઘણા સસ્તામાં પાવર ઉત્પન્ન કરી આપે છે, કારણકે તેઓ દર બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે લગભગ પોણો પાઉન્ડ ક્રુડ ઑઇલ ખપાવે છે. ડીઝલ એનજીનોમાં ક્રુડ ઑઇલ દર બ્રેક હૉર્સપાવર દીઠ ફક્ત અરધો પાઉન્ડ ખપે છે. બળતણ એકજ જાતનું હોવા છતાં આ બે જાતના એનજીનોમાં બળતણના ખપમાં ફરક પડવાનું કારણ એ છે કે સાધારણ ક્રુડ ઑઇલ એનજીનોમાં સકશન સ્ટ્રોક વખતે તેલની ગૅસને સીલીનડરમાં ખેંચવામાં આવે છે, જ્યાં તેને કમ્પ્રેસન સ્ટ્રોક વખતે દાબીને સળગાવવામાં આવે છે, જ્યારે ડીઝલ એનજીનમાં ફક્ત હવાનાં કમ્પ્રેસન આખેરીએ, ઇગનીશન થવા અગાઉ, દાબેલી હવાની મદદથી સીલીનડરમાં તેલનો છટકાવ કરવામાં આવે છે, જેથી તેલ અને હવા વધારે સારી રીતે મીશ્ર થઇને બળે છે, અને જેમ તેલ અને હવા વધારે સારી રીતે હલાવીને (agitation) મિશ્ર કરી બાળવામાં આવે તેમ તેલના ખપમા સારી કરકસર થઇ શકે છે કેટલાક મેકરો કેરોસીન ઑઇલ ગાળી લેવા પછી બાકી વધેલુ તેલ ક્રુડ ઑઇલ તરીકે વેચે છે, જ્યારે કેટલાકો તેને વધારે ડીસટીલ કરી ગાળીને તેમાંથી ઉપર લખ્યા મુજબ લુબ્રીકેટીગ ઑઇલ અને વેસેલીન વગેરે કાહડી લઇ તે પછી બાકી વધેલા કચરાને ક્રુડ ઑઇલ તરીકે વેચે છે. આ છેલ્લી જાતનું ક્રુડ ઑઇલ સ્ટીમ બૉઇલરોની ફરનેસમાં તે માટે ખાસ

બનાવેલી સ્ટીમ અથવા દાબેલી હવા (compressed air) ની નોઝલો મારફતે છટકાવ કરીને બાળવાના કામમાં અથવા રસ્તાઓ ઉપર છટકાવ કરીને ધુળ દાબી દેવાના કામમા આવે છે, જ્યારે ફક્ત કેરોસીન ઑઇલ ગાળી લીધા પછી કાહડેલું ક્રુડ ઑઇલ ડીઝલ એનજીનો અને બીજા તેવી જાતના ઈનટરનલ કમ્બ-સ્તશન એનજીનોમા પાવર ઉત્પન્ન કરવાના કામમાં વપરાય છે લુબ્રીકેટીગ ઑઇલ વગેરે કાહડી લીધા પછી બાકી વધેલો કચરો જે કોઇવાર ક્રુડ ઑઇલ તરીકે વેચવામા આવે છે તે ઇનટરનલ કમ્બસ્તશન એનજીનોમા બરાબર ચાલી શકતુ નથી એમા જ્યારે તાર અને કોઇ જાતની ઍસીડ ભેળાયલી હોય છે ત્યારે ઘણી તકલીફ આપે છે

**ઑઇલ અને ગૅસ એનજીનની સ્ટીમ એનજીન સાથ સરખામણી** આ પુસ્તકને ૯૦૧ થી ૯૦૩ મે પાને લબાણથી કરી બતાવવામા આવી છે, જ્યા ઑઇલ ગૅસ અને સ્ટીમ પાવરના ખરચના આડસટ્ટા પણ ટાંકી બતાવવામા આવ્યા છે

**ઑઇલ એનજીનો** (Oil Engines) ઘણી જાતના બનાવવામા આવે છે સાધારણ ઑઇલ એનજીન ફોર સાઇકલ પ્રીનસીપલ ઉપર કેરોસીન ઑઇલથી ચાલે છે, જેમા એક બ્રેક હૉર્સપાવર દીઠ દર કલાકે લગભગ એક પાઉન્ડ કેરોસીન તેલ બળવાની રાસ આવે છે તુ સાઇકલના ઑઇલ એનજીનો કેરોસીન ઑઇલ, પેટ્રોલ કે ક્રુડ ઑઇલ પર ચાલતા બનાવવામા આવે છે એ જાતના એનજીનો મોટર વેગનો, અને સ્ટીમ લૉન્ચ માટે ઝાઝા વપરાય છે કારણકે એઓને ઉલટા સુલટા ચલાવી શકાય છે એ જાતના એનજીનો ઘણા ખરા હમેશા વરટીકલ હોય છે તુ સાઇકલ એનજીનની ઇફીશીઅન્સી ફોર સાઇકલ એનજીન કરતા સહેજ ઓછી હોવાથી તેઓ લગાર વધારે તેલ ખપાવે છે, પણ તેઓ કદમા નાના અને વધારે નિયમીત ચાલનાં હોય છે ક્રુડ ઑઇલ ઉપર ચાલતાં એનજીનો ફોર સાઇકલનાં પણ ઘણી વધારે કમ્પ્રેસન વાળા (high compression) હોય છે. એ જાતનાં નાના એનજીનોમાં ક્રુડ ઑઇલનો ખપ દર કલાકે દર બ્રેક હૉર્સપાવર દીઠ ૬૫ પાઉન્ડ અને મોટા એનજીનોમાં ૫૫ પાઉન્ડ જેટલો આવે છે ડીઝલ ઑઇલ એનજીનો ફોર સાઇકલનાં વરટીકલ બનાવવામાં આવે છે, જેઓમાં મોટા એનજીનોમાં ૪૫ પાઉન્ડ અને

નાનામાં ૫ પાઉન્ડ ક્રુડ ઑઇલ ખપે છે તુ સાઇકલ ડીઝલ મરીન માટે બનાવવામાં આવે છે સેમી ડીઝલ (Semi diesel) જાતનાં વરટીકલ ફોર સાઇકલ એનજીનો હાઇ કમ્પ્રેસન ઑઇલ એનજીનની જાતના હોય છે, અને જોકે તેઓમા ડીઝલ એનજીન જેટલી કરકસર તેલના ખપમા દેખાતી નથી, તે છતાં તેઓ શુરૂઆતની કીમ્મતમા ડીઝલ એન-જીન સાથ સરખાવતા સસ્તા હોવા ઉપરાત તેઓ માટે ઘણુા ચાલાક એનજીનીઅરની જરૂર પડતી નથી ઉપર વર્ણવેલા બધી જાતના ઑઇલ એનજીનો સીગલ એકટીગ હોય છે, જોકે હાલમા ડબલ એકટીગ ઑઇલ એનજીનો અને ડબલ એકટીગ ડીઝલ એનજીનો પણ બનાવવામા આવે છે, જેઓ ઘણા ગુચવાડાભરેલા હોવાથી ઝાઝા વપરાતા નથી.

## કોઠો—પર. ઑઇલ ઍનજીનને લગતી વિગતો.

| ચાલુ બ્રેક હૉર્સ પાવર | મીનીટે રેવોલ્યુ-શન્સ | સીલીન્ડર | | ક્રેન્ક શાફ્ટ | બે ફ્લાઇ વ્હીલ | | ડ્રાઇવીગ પુલી | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | ડાયામેટર ઇન્ચ | સ્ટ્રોક ઇન્ચ | ડાયામેટર ઇન્ચ | ડાયામેટર ઇન્ચ | ફેસ ઇન્ચ. | ડાયામેટર ઇન્ચ | ફેસ ઇન્ચ |
| ૨ ૧/૮ | ૩૨૦ | ૪ | ૮ | ૧ ૩/૮ | ૨૮ | ૨ ૧/૨ | ૧૦ | ૬ |
| ૩ | ૩૦૦ | ૪ ૩/૮ | ૧૦ | ૧ ૫/૮ | ૩૦ | ૩ ૧/૪ | ૧૩ | ૬ |
| ૪ | ૨૭૦ | ૫ | ૧૧ | ૨ | ૩૬ | ૩ ૧/૨ | ૧૭ | ૮ |
| ૫ | ૨૬૦ | ૫ ૧/૨ | ૧૨ | ૨ ૧/૪ | ૩૯ | ૪ ૧/૪ | ૧૭ | ૮ |
| ૬ ૧/૮ | ૨૫૦ | ૬ ૧/૨ | ૧૨ | ૨ ૧/૨ | ૪૨ | ૪ ૧/૨ | ૨૦ | ૯ |
| ૮ | ૨૪૦ | ૬ ૧/૮ | ૧૪ | ૨ ૧/૮ | ૪૫ | ૪ ૧/૨ | ૨૦ | ૯ |
| ૧૦ | ૨૪૦ | ૭ ૧/૨ | ૧૪ | ૨ ૩/૪ | ૪૮ | ૪ ૧/૨ | ૨૨ | ૧૨ |
| ૧૨ | ૨૨૫ | ૮ | ૧૬ | ૩ | ૫૧ | ૫ | ૨૪ | ૧૨ |
| ૧૪ | ૨૧૫ | ૮ ૧/૨ | ૧૭ | ૩ ૧/૪ | ૫૪ | ૫ | ૨૬ | ૧૨ |
| ૧૭ | ૨૧૦ | ૯ ૩/૮ | ૧૮ | ૩ ૫/૮ | ૫૬ | ૫ ૧/૨ | ૨૮ | ૧૨ |
| ૨૦ | ૨૦૦ | ૧૦ ૧/૨ | ૧૮ | ૩ ૩/૪ | ૫૮ | ૫ ૩/૪ | ૩૦ | ૧૨ |
| ૨૬ | ૧૯૦ | ૧૧ ૧/૨ | ૨૦ | ૪ ૧/૪ | ૬૦ | ૬ | ૩૩ | ૧૨ |
| ૩૫ | ૧૮૦ | ૧૪ ૧/૨ | ૨૦ | ૪ ૧/૨ | ૬૬ | ૬ ૧/૪ | ૩૬ | ૧૨ |
| ૫૦ | ૧૭૫ | ૧૬ ૧/૨ | ૨૪ | ૫ ૧/૪ | ૭૮ | ૭ ૧/૨ | ૪૨ | ૧૮ |
| ૭૫ | ૧૭૦ | ૨૦ | ૨૪ | ૭ | ૯૦ | ૧૦ | ૪૮ | ૨૦ |

**ઑઇલ એનજીનની ઇફીશીઅન્સી** ( Efficiency of Oil Engines)—બળતણુમાં સમાએલી કુદરતી ગરમીને કામના આકારમા બદલી નાખવાની એક એનજીનની શકિત ઉપર તેની થરમલ ઇફીશીઅન્સીનો આધાર હોય છે, જે બાબત આ પુસ્તકને પાને ૫૩ થી ૫૫ મા લખવામા આવ્યુ છે. થીઅરીની રીતે દર કલાકે ૨૫૪૫ હીટયુનીટમાંથી એક હૉર્સ પાવર ઉત્પન્ન થવો જોઇએ. હવે એક ઑઇલ એનજીનમા એક બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે ૠ પાઉન્ડ તેલ બળે અને એક પાઉન્ડ તેલમાં ૧૮૫૦૦ યુનીટ ગરમી સમાએલી હોય તો (૨૫૪૫×૧૦૦)–(ૠ×૧૮૫૦૩)=૧૮ ૩ ટકા થરમલ ઇફીશીઅન્સી થઇ. ઘણી ઉંચી જાતના હાઇ કમ્પ્રેસન કેરોસીન ઑઇલ એનજીનમા લગભગ અરધો પાઉન્ડ તેલ દર કલાકે બળવાની રાસ આવે છે, માટે ઇફીશીઅન્સી ૨૭ ૫ ટકા થાય દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ તેલનો ખપ ૪ પાઉન્ડ ગણુતાં થરમલ ઇફીશીઅન્સી સેકડે લગભગ ૩૪ ટકા થવા જાય છે ઑઇલ એનજીનની મિકેનિકલ ઇફીશીઅન્સી સેકડે ૮૦ થી ૮૫ ટકા જેટલી હોય છે, કારણકે એમા આપવામા આવતા કમ્પ્રેસનમા કેટલોક પાવર ખર્ચાય છે, તેમજ દર ચાર સ્ત્રોકે ત્રણ સ્ત્રોક પાવર વગર ખાલી જતા હોવાથી પાવર સાથ સરખાવતા એનજીન ફ્રીકશન વધારે થાય છે

**ડીઝલ ઑઇલ એનજીનની ઇફીશીઅન્સી** (Efficiency of Diesel Oil Engines) બીજી બધી જાતના એનજીનો કરતા ઘણી વધારે હોય છે એમા એક બ્રેક હૉર્સ પાવર દીઠ ૪૫ પાઉન્ડ ક્રુડ ઑઈલ દર કલાકે ખપે છે, અને દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ લગભગ ૩ પાઉન્ડ તેલ ખપવાની રાસ આવે છે, જે હિસાબે એની થરમલ ઇફીશીઅન્સી ઇન્ડીકેટેડ હૉર્સ પાવર ઉપર લગભગ ૪૬ થી ૪૮ ટકા થવા જાય છે, પણ ડીઝલ એનજીનમા સીલીન્ડરમા હવા ઘણીજ સખ્ત કમ્પ્રેસ કરવી પડતી હોવાથી તેની મિકેનિકલ ઇફીશીઅન્સી ઘટીને ૭૦ થી ૭૫ ટકા રહે છે—એટલે કે એ જાતનાં એનજીન પોતાનાં ફ્રીકશન અને એર કમ્પ્રેસરમાં ઘણોક પાવર પોતે ખાઇ જાય છે, માટે બ્રેક હૉર્સ પાવર ઉપર ગણુતાં એની ઇફીશીઅન્સી ૩૩ થી ૩૫ ટકા થાય છે.

**ગૅસ એનજીનની ઇફીશીઅન્સી** (Efficiency of Gas Engines)—સકશન ગૅસ પ્રોડયુસર અને ગૅસ એનજીનનો પ્લાન્ટ જેનુ વર્ણન હવે પછી કરવામાં આવ્યુ છે તેમાં દર બ્રેક હૉર્સ પાવર દીઠ દર કલાકે પોણો પાઉન્ડ એન્થ્રેસાઇટ કોલ બળવાની રાસ આવે છે, જે હિસાબે તેની થરમલ ઇફીશીઅન્સી લગભગ ૨૫ થી ૩૦ ટકા થવા જાય છે એની મિકેનિકલ ઇફીશીઅન્સી ઑઇલ એનજીનની મિકેનિકલ ઇફીશીઅન્સી જેટલીજ હોય છે. વેસ્ટીંગ હાઉસ વરટીકલ ગૅસ એનજીનની થરમલ ઈફીશીઅન્સી બ્રેક હૉર્સ પાવર ઉપર સેકડે ૨૬ ટકા, અને મિકેનિકલ ઇફીશીઅન્સી ૮૫ ટકા હોય છે

**ઑઇલ અને ગૅસ એનજીનના ઇન્ડીકેટેડ હૉર્સ-પાવર** સ્ટીમ એનજીનના ઇન્ડીકેટેડ હાર્સપાવરની માફકજ ગણવામા આવે છે, અને સાધારણ ઇન્ડીકેટરની મદદથી ડાએગ્રામ લેવામા આવે છે. ગણતરીમા ફરક એટલોજ છે કે દર મીનીટે થતા સ્ત્રોકની સખ્યાને બદલે દર મીનીટે થતા "એક્ષપ્લોઝન" (explosion) ગણતરીમાં લેવામાં આવે છે, અને ડાએગ્રામ ઉપરથી એક્ષપ્લોઝનનો મીન પ્રેસર હમેશ મુજબ કાહડવામા આવે છે

**એક ઑઇલ કે ગૅસ એનજીન કેટલા હૉર્સ-પાવરનું છે** તે જાણવા માટે દર મીનીટે થતુ તેનુ પીસ્તન ડીસપ્લેસમેન્ટ (piston displacement) કાહડવુ ફોર સાઇકલ એનજીનમાં દર ચાર સ્ત્રોકે અથવા બે રેવોલ્યુશને એક પાવર સ્ત્રોક થતો હોવાથી દર મીનીટે જેટલા રેવોલ્યુશન્સ થતાં હોય તેના અરધા પાવર સ્ત્રોક થાય. માટે દર મીનીટે પીસ્તન ડીસપ્લેસમેન્ટ કયુબીક ફીટમાં=સીલીનડરનો એરીઆ ફીટમા×સ્ત્રોક ફીટમા×(રેવોલ્યુશન્સ÷૨). ઑઇલ એનજીનોમા ૪½થી ૫ કયુબીક ફીટ, પેટ્રોલ એનજીનોમા ૨½ કયુબીક ફીટ, ગૅસ એનજીનોમા તાઉન ગૅસ માટે ૩½ કયુબીક ફીટ અને પ્રોડયુસર ગૅસ માટે ૪½ કયુબીક ફીટ પીસ્તન ડીસપ્લેસમેન્ટ દર મીનીટે દર બ્રેક હૉર્સપાવર દીઠ રાખવામાં આવે છે.

**ઑઇલ અને ગૅસ એનજીનના બ્રેક હૉર્સપાવરમાં** કેટલોક ગુચવાડો ઉભો થવાનો સભવ છે ઘણી વખત ઑઇલ એનજીનના મેકરો તરફથી એક ચોક્કસ કદનાં ઑઇલ એનજીન માટે

તે આટલા બ્રેક હૉર્સપાવરનુ છે એમ ભરમમાં કહેવામાં આવે છે. નાના ઑઇલ એનજીનો હમેશાં મેકરોના વર્કશૉપમાં બ્રેક (brake) ની મદદથી ટેસ્ટ કરવામાં આવે છે, પણ એ પ્રમાણે ટેસ્ટ કરતી વખતે તે એનજીન થોડીક મીનીટ કે એકાદ કલાક માટે જેટલા હૉર્સપાવર ઉપજાવે તેટલા ચાલુમા તે ઉપજાવી શકતુ નથી, તેથી ઑઇલ એનજીન વાપરનારાઓ તરફથી એ બાબતની ચાલુ ફર્યાદ થયા કરે છે માટે ઑઇલ એનજીન ખરીદતી વખતે તેનો મેકર જેટલા બ્રેક હૉર્સપાવર કહે તે ટેસ્ટ લોડ (test load) છે કે કૉન્સતન્ત વરકીગ લોડ (constant working load) છે તે પુછીને ખાત્રી કરવી જોઇએ એક ઑઇલ એનજીનના ટેસ્ટ લોડ કરતા તે ચાલુમા સેકડે ૧૨॥ ટકા થી ૨૫ ટકા ઓછો પાવર ઉપજાવે છે તે ધ્યાનમા રાખવુ જોઇએ એટલે ૫૦ બ્રેક હૉર્સપાવરના ટેસ્ટ લોડનુ ઑઇલ એનજીન ચાલુમા ફકત ૩૮ થી ૪૪ બ્રેક હૉર્સપાવરજ કરી શકશે આનુ કારણ એ હોય છે કે લાબો વખત ચાલુ રહેવાથી એનજીનનુ સીલીનડર વધુ ને વધુ ગરમ થતુ જાય છે તેથી તેનો પાવર કમી થતો જાય છે

**ઑઇલ એનજીનના નૉમીનલ હૉર્સપાવર** કદી કહેવામા આવતા નથી સાધારણ સરખામણી માટે ૧૦ નૉમીનલ હૉર્સપાવરનુ એક સ્ટીમ એનજીન ૨૩ બ્રેક હૉર્સપાવરના એક ઑઇલ એનજીનની બરોબરી કરી શકશે

**એક સ્ટીમ એનજીનને બદલે ઑઇલ એનજીન** નાખવુ હોય તો તે હમેશા સ્ટીમ એનજીનના પાવર કરતા ઓછામા ઓછા દોહડ ગણા વધારે પાવરનુ લેવુ

**પાહાડો ઉપર ઑઇલ અને ગેસ એનજીન** હમેશાં ઓછો પાવર ઉપજાવે છે દરીઆની સપાટીથી ૧૦૦૦ ફીટ ઉચા કોઇ પહાડ ઉપર એક ઑઇલ એનજીન સેકડે ૪ થી ૫ ટકા ઓછો પાવર ઉપજાવશે જો પાહાડ ઉપર નાખેલા એક ઑઇલ એનજીનમાં પુરેપુરો પાવર ઉપજાવવો હોય તો તે એનજીન સાથે એક નાનો ઍર કમ્પ્રેસર (air compressor) નાખી એક રીસીવરમા કમ્પ્રેસ્ડ કીધેલી હવા ભરી તેમાથી હવા એનજીનના સીલીનડરમા આપવી.

**ઑઇલ અને ગૅસ એનજીનપર ઘણો ઓવરલોડ** કરવાથી તેનો પાવર વધુ ઘટે છે, કારણકે ઓવરલોડ કરવાથી તેની સ્પીડ ઓછી થાય છે અને સ્પીડ ઓછી થવાથી દર મીનીટે થતા એક્ષપ્લોઝન પણ ઓછા થાય છે, તેથી વેપરાઇઝર ઠંડુ પડતુ જાય છે અને પાવર ઘટતો જાય છે તેજ પ્રમાણે ઘણા અનડરલોડ પર પણ ઑઇલ એનજીન ઠીક કામ કરી શકતુ નથી એક સ્ટીમ એનજીનને જેટલી બેપરવાઇથી ઓવરલોડ અથવા અનડરલોડ ઉપર ચલાવી શકાય છે તેમ ઑઇલ એનજીનને ચલાવી શકાતુ' નથી.

**ઑઇલ એનજીનના વેપારમાં સખત હરીફાઈ** ને લીધે કેટલાક મેકરો પોતાના ઑઇલ એનજીનો બીજા મેકરોનાં એનજીનો કરતા વધારે પાવરના કહીને વેચે છે જેમકે ૧૦½ ઇચ ડાયામેટર અને ૧૮ ઇચના સ્ટ્રોકવાળુ એક ઑઇલ એનજીન ૨૦૦ રેવોલ્યુશન્સે ચાલતા ૨૦ બ્રેક હૉર્સપાવર કરે છે, પણ કોઇક મેકર તેજ સાઇઝના પોતાના એનજીનને ૨૫૦ રેવોલ્યુશન્સનુ કહી ૨૫ બ્રેક હૉર્સપાવરના એનજીન તરીકે વેચે છે, પણ ચાલુમા તે ૨૫ બ્રેક હૉર્સપાવર લોડ સાથે કદીપણ ૨૫૦ રેવોલ્યુશન્સ આપી શકતુ નથી (જુવો કોઠો-૫૨)

**ફોર સાઇકલ પ્રીનસીપલ** (Four Cycle Principle)—એક સ્ટીમ એનજીનમા જેમ દરેક સ્ટ્રોકે સ્ટીમ સીલીન્ડરમા દાખલ થાય છે, તેમ ઑઇલ એનજીનમા થતુ' નથી વળી એક સ્ટીમ એનજીનમા કામ કરનારી સ્ટીમનો પ્રેસર સીલીનડરની બાહેર તૈયાર કરીને સીલીનડરમા દાખલ કરવામા આવે છે, પણ એક ઇનટરનલ કમ્બસ્તશન એનજીનમા તો દર ચોથે સ્ટ્રોકે એકજ વખત તેલ અથવા ગૅસ સીલીનડરમા દાખલ કીધા પછી તેને સીલીનડરમા સળગાવીને પ્રેસર ઉત્પન્ન કરવામા આવે છે આથી ત્રણ સ્ટ્રોક એનજીન ખાલી ફર્યા પછી ચોથે સ્ટ્રોકે એક વાર પીસ્તન ઉપર પાવર ઉત્પન્ન થાય છે સાધારણ ઑઇલ અને ગૅસ એનજીનોમાં દર ચોથે સ્ટ્રોકે તેલ અથવા ગૅસ અને હવાનુ મિશ્રણ સીલીનડરમાં સળગી ઉઠીને ફાટે છે યાને ધડાકો (explosion) કરે છે, જે એટલો જોરાવર હોય છે કે તેથી એનજીન બીજા ત્રણ સ્ટ્રોક ખાલી ફરી જાય છે. આ ક્રિયાને ફોર સાઇકલ પ્રીનસીપલ કહે છે. નીકોલસ

ઑટો (Nicholas Otto) નામના એક એનજીનીઅરે ૧૮૭૬ માં પહેલ વહેલુ ફોર સાઇકલ પ્રીનસીપલ ઉપર ચાલતું એનજીન બનાવી બાહાર પાડયુ તેથી એ ક્રિયાને કેટલાકો **ઑટો સાઈકલ** પણ કહે છે. એક ઑઇલ એનજીન ચાલુ કરતી વખતે શુરૂઆતમાં તેને હાથે યા બીજી કોઇ તદબીરથી ફેરવવુ પડે છે, જેથી આગમજથી તૈયાર કરી રાખેલુ તેલ અને હવાનુ મીક્ષચર સીલીનડરમાં ખેચાઇને એક્ષપ્લોઝન થાય, અને જેવુ એક એક્ષપ્લોઝન થયું કે એનજીન પોતાની મેળે ચાલવા માડે છે ફોર સાઇકલ ક્રિયાનુ વર્ણન નીચે આપ્યુ છે, જે ચિત્ર નાં૦ ૨૭૫ જોવાથી ઝટ સમજ પડશે એ ચિત્ર જોકે ડીઝલ ઑઇલ એનજીનનુ છે તો પણ ફોરસાઇકલનો પ્રીનસીપલ સમજવા માટે બધબેસ્તુ છે ચિત્ર નાં૦ ૨૭૫ માં ડીઝલ ઑઇલ એનજીનનો ફોરસાઇકલ પ્રીનસીપલ દેખાડયો છે સાધારણ ઑઇલ એનજીન અને ડીઝલ ઑઇલ એનજીનના ફોર સાઇકલ પ્રીનસીપલ વચ્ચે ફરક એ છે કે ડીઝલ એનજીનમાં પહેલા સકશન સ્ટ્રોક વખતે સીલીનડરમા માત્ર હવા ખેચવામાં આવે છે, પણ સાધારણ ઑઇલ એનજીનોમા સકશન સ્ટ્રોક વખતે હવા અને તેલની વેપર એ બન્નેનુ ભેગુ મીક્ષચર સીલીનડરમા ખેંચવામાં આવે છે.

**પહેલો સ્ટ્રોક સકશન** ( Suction )—પહેલા સ્ટ્રોક વખતે સીલીનડરમા પીસ્તન છેડેથી ક્રેન્ક તરફ ચાલે છે, જે વખતે સીલીનડરમા તેલ અને હવાનુ મીક્ષચર દાખલ થાય છે, જેને સકશન સ્ટ્રોક કહે છે. એ વખતે એકઝૉસ્ટ વાલ્વ બધ રહે છે, અને ઇનલેટ (inlet) અથવા વેપર (vapour) વાલ્વ ઉઘાડો રહે છે, જે બીજો કમ્પ્રેસનનો સ્ટ્રોક સહેજ શુરૂ થવા પછીજ બધ થાય છે.

**બીજો સ્ટ્રોક કમપ્રેસન** (Compression )—બીજા સ્ટ્રોક વખતે પીસ્તન પાછો અદર જાય છે, જે વખતે તેલ અને હવાનુ મીક્ષચર દાખલ કરનારો વેપર વાલ્વ તથા બીજા બધા વાલ્વ બંધ રહે છે, અને સીલીનડરમાં પહેલા સ્ટ્રોક વખતે દાખલ થયલી વેપર હવે કલીઅરન્સની જગામા દબાય છે ઉપલા બે સ્ટ્રોક મળીને એક રેવોલ્યુશન પુરૂં થયુ

**ત્રીજો સ્ટ્રોક ઈગનીશન** (Ignition)—બીજા સ્ટ્રોક વખતે દબાયલી વેપર દબાતાં વધુ ગરમ થઇ જવાથી તે ત્રીજા

સ્ત્રોકની શુરૂઆતમાં સળગી ઉઠે છે, જેથી ધડાકો યાને એક્ષપ્લોઝન થાય છે, જેથી પીસ્તન ઘણા જોરથી પાછો બાહેર નિકળે છે. જેમ જેમ પીસ્તન સ્ત્રોકને છેડે જતો જાય તેમ તેમ વેપરના એક્ષપ્લોઝનનો પ્રેસર અને ટેમ્પરેચર ઓછાં થતાં જાય છે પીસ્તન બીજો કમ્પ્રેસનનો સ્ત્રોક પુરો કરી રહે તેની સહેજ અગાઉ ઇગ્નીશન શુરૂ થવું જોઇએ.

**ચોથો સ્ત્રોક એકઝૉસ્ટ** (Exhaust)—પીસ્તન ત્રીજા સ્ત્રોકને છેડે આવી રહે છે કે તુરત એકઝૉસ્ટ વાલ્વ ઉઘડે છે, જેથી ચોથા સ્ત્રોક વખતે વપરાયલી વેપર એકઝૉસ્ટમાં જાય છે ઇગ્નીશન અથવા એક્ષપ્લોઝનનો ત્રીજો સ્ત્રોક પુરો થાય તેની સહેજ અગાઉ એકઝૉસ્ટ વાલ્વ ઉઘડવા માંડવો જોઇએ, જેથી સ્ત્રોકને છેડે તે પુરે પુરો ઉઘડી રહે, અને બૅક પ્રેસર થાય નહી

**ટુ સાઇકલ પ્રીનસીપલ** (Two Cycle Principle)—જો એક્ષપ્લોઝનનો પ્રેસર સ્ટીમ પ્રેસરની બરાબર હોય તોપણ એક ચોક્કસ પાવર માટે એક ઑઇલ એનજીનનુ સીલીનડર એક સ્ટીમ એનજીનના સીલીનડર કરતા ઘણુ મોટુ બનાવવુ પડે છે, કારણકે સ્ટીમ એનજીનમાં દરેક સ્ત્રોક પાવર ઉત્પન્ન કરે છે, ત્યારે ફોર સાઇકલનાં ઑઇલ એનજીનમા દર ચોથો સ્ત્રોક પાવર ઉત્પન્ન કરે છે માટે સીલીનડરની સાઇઝ નાની કરવાના હેતુથી અને વધારે નિયમીત ઝડપ (uniform speed) મેળવવા માટે ટુ સાઇકલનો પ્રીનસીપલ શોધી કાહડવામા આવ્યો છે, જે પ્રીનસીપલ ઉપર હાલમાં ઘણુંક મોટરકારના, મરીનના, અને ફેક્ટરીઓના એનજીનો પણ બનાવવામાં આવે છે. ચિત્રો નં૰ ૨૫૬ અને ૨૫૭ મા જોવાથી માલમ પડશે કે એમા એવી ગોઠવણ હોય છે કે સીલીનડરને લાંબુ બનાવી તેમા વચ્ચે છિદ્રો E રાખેલાં હોય છે, જે એકઝૉસ્ટ પૉર્ટ કહેવાય છે, અને પીસ્તન પોતેજ એ છિદ્રો ખુલ્લાં કરીને વપરાયલી ગૅસને એકઝૉસ્ટમાં જવા દયે છે બીજી ગોઠવણ એ હોય છે, કે એમાં ક્રૅન્કનો ચેમ્બર (crank chamber) તદન બધ રહે છે અને એ ક્રૅન્ક ચેમ્બરનો સબધ સીલીનડર સાથ રાખવા માટે એક પૉર્ટ D બનાવેલો હોય છે, જેનું સીલીનડર માહેલુ તેમજ ક્રૅન્ક ચેમ્બર માહેલું મોહડું પીસ્તન પોતે ચાલીને અવારનવાર બધ કર્યા કરે છે. વેપરનો ઇનલેટ વાલ્વ ક્રૅન્ક ચેમ્બર સાથ જોડેલો હોય છે. એ

એનજીન વરટીકલ હોય છે, અને ધારો કે પીસ્તને તુરતનોજ ઉપર ચહડીને કમ્પ્રેસન કીધુ છે, જે વખતે પીસ્તનને તળે ક્રેન્ક ચેમબરમા વેપરનો નવો ચાર્જ (charge) યાને જથ્થો C પોર્ટમાંથી દાખલ થાય છે હવે કમ્પ્રેસન પુરૂ થતાંજ ઇગ્નીશન થવાથી પીસ્તન નીચે ઉતરે છે, જેથી ક્રેન્ક કેસનો C ઇનલેટ પીસ્તનથી બધ થઇ જઇ ક્રેન્ક કેસમાં દાખલ થયલી વેપર અને હવાનો ચાર્જ દબાય છે પીસ્તન સ્ત્રોકને છેડે નીચે આવતા એકઝૉસ્ટ પૉર્ટ E ઉઘાડે છે, જેથી વપરાયલી ગૅસ એકઝૉસ્ટમા જાય છે, અને થોડોક વખત પછી ક્રેન્ક ચેમ્બર અને સીલીનડર વચ્ચેનો પૉર્ટ પણ ખુલી જવાથી ક્રેન્ક ચેમ્બરમા દબાયલી તાજી ગૅસનો ચાર્જ પીસ્તનમા રાખેલા ખાંચામાથી થઇને સીલીનડરમા ઉપર દાખલ થાય છે, જે એકઝૉસ્ટમા જતી વપરાયલી ગૅસ સાથે ભેળાઇ નહી જાય તેટલા માટે પીસ્તન ઉપર એક તરફ ઉભી કિનારી એવી રીતે કાસ્ટ કરેલી હોય છે કે તાજી ગૅસ ફુવારા માફક ઉંચે ઉડી સીલીનડરને મથાળે (deflected) પોહચે છે પીસ્તન પાછો ઉપર ચહડતાજ પહેલા એકઝૉસ્ટ E અને પછી ઇનલેટ પોર્ટ D પીસ્તન પોતે બંધ કરીનાખે છે, જેથી સીલીનડરમા દાખલ થયલો તાજો ચાર્જ કમ્પ્રેસ્ડ થાય છે આ ક્રિયાથી એનજીનમા દર બીજે સ્ત્રોકે પાવર ઉત્પન્ન થાય છે, અને એનજીનના સીલીનડરની ડાયામેટર નાની થવા સાથ તેની ચાલ પણ વધારે નિયમીત રહે છે. ચિત્ર મા B અને A વૉટર જેકેટના ઇનલેટ અને આઉટલેટ છે અને S સ્પારકીંગ પ્લગ છે, જે ઇગ્નીશન કરે છે ડીઝલ એનજીનનો તુ સાઇકલ પ્રીનસીપલ આગળ ચાલતાં સમજાવ્યો છે, અને ચિત્ર નાં૦ ૨૭૬ મા બતાવ્યો છે મરીન એનજીનોમાં તુ સાઇકલનો પ્રીનસીપલ લાગુ પાડવાનો ખાસ ફાયદો એ છે કે એવાં એનજીન, જયારે માગો ત્યારે આગળ કે પાછળ (forward or backward) ચાલી શકે છે, અને તે માટે વાલ્વ સેટીંગમાં કશો ફેરફાર કરવો પડતો નથી

**તુ સાઇકલ પ્રીનસીપલનો ગેરફાયદો** એ છે કે બળેલી ગૅસ એકઝૉસ્ટમા જતી વખતેજ તાજી ગૅસ સીલીનડરમાં દાખલ કરવામાં આવતી હોવાથી તે તાજી ગૅસ એકઝૉસ્ટમાં થોડીક નિકળી જવાનો—અને તેથી બળતણ વધારે બળવાનો સંભવ હોય છે. વળી એવાં પ્રીનસીપલનુ એનજીન જયારે પેટ્રોલ ઉપર ચાલે

છે ત્યારે એકઝૉસ્ટ થતી ગૅસ જો પુરેપુરી બળી ગઇ નહી હોય તો તે અંદર આવતી તાજી ગૅસને સળગાવી પ્રીઇગ્નીશન (Pre-ignition) કરે છે, પણ ક્રુડ ઑઇલ ઉપર ચાલતાં એવાં એનજીનોમા તેમ થતુ નથી




ચિત્ર નાં૦ ૨૫૬.




ચિત્ર નાં૦ ૨૫૭.

ટુ સાઇકલ વરટીકલ પેટ્રોલ ઑઇલ એનજીન.

**ઑઇલ એનજીન સીંગલ એકટીંગ હોય છે,** એટલે કે તેના પીસ્તનની એકજ બાજુએ એક્ષપ્લોઝન થાય છે, જ્યારે બીજી બાજુ બાહેર ઉઘાડી રહે છે એ કારણ થકી ઑઇલ એનજીનને બરાબર બૅલન્સ કરવાની વધુ અગત પડે છે, અને મોટાં ઑઇલ એનજીનોમા બે ફ્લાઇ વ્હીલ રાખવામાં આવે છે. ઇલેકટ્રીક લાઇટનો ડાઇનેમો ચલાવવા માટે વપરાતા ઑઇલ એનજીનમાં બે ફ્લાઇ વ્હીલ નહી રાખતા એકજ મોટી ડાયામેટરનું અને ભારી વજનનુ ફ્લાઇ વ્હીલ રાખવામાં આવે છે, જેથી એનજીનની ચાલ ઘણી એકસરખી રહે છે એ સીંગલ એકટીંગ હોવાને લીધે એનું સીલીનડર ક્રેન્ક તરફ ઉઘાડુ રહે છે, જેથી એના પીસ્તન સાથેજ પાધરો કનેકટીંગ રૉડ જોડવામા આવે છે, અને એમાં ક્રૉસહેડ તથા

ગાઇડબાર રાખવાની જરૂર પડતી નથી. આથી પીસ્તનને જોઇએ તે કરતાં ઘણો લાંબો અને પોકળ બનાવવામાં આવે છે, જેને ત્રન્ક પીસ્તન કહે છે. જુવો ચિત્ર નાં૦ ૨૬૬

**બે નાનાં ફલાઇ વ્હીલ** કરતાં એક મોટી ડાયામેટરનાં ફલાઇ વ્હીલથી એનજીનનુ ગવરનીંગ વધારે સારૂ થાય છે. એક નાના ફલાઇ વ્હીલવાળુ એનજીન પોતાની સ્પીડમાં ૫ થી ૭ ટકાનો ફરક પડવા દયે છે બે નાના ફલાઇ વ્હીલ સાથે ૪ થી ૫ ટકા ફરક પડે છે, અને એક મોટી ડાયામેટરનાં ફલાઇ વ્હીલ સાથે ૨ થી ૨½ ટકા ફરક પડે છે પણ જેમ ફલાઇ વ્હીલનુ વજન ભારે તેમ ક્રેન્ક શાફ્ટની બેરીંગમા ફ્રીકશન વધારે અને એનજીનની મિકેનિકલ ઇફી-શીઅન્સી એટલી ઓછી સમજવી

**સકશન સ્ત્રોક વખતે વેપરાઇઝરમાં તેલ દાખલ** કરવા માટે જૂદા જૂદા મેકરો જૂદી જૂદી રીતો વાપરે છે ત્રણ મુખ્ય રીતો છે, જેવી કે ગ્રેવીટી ફીડ, ફૉર્સ્ડ ફીડ, અને સકશન ફીડ.

**ગ્રેવીટી ફીડ** (Gravity Feed)—એ ગોઠવણમાં કેરોસીન તેલની ટાકી એનજીનથી ઉંચી જગાએ મુકેલી હોય છે, જેથી તેલ પોતાની મેળે વેપરાઇઝરમા ઉતરે છે, અને તેલના જથ્થા ઉપર કાબુ રાખવા માટે એક ઇનલેટ વાલ્વ (inlet valve) અથવા પ્લનજર હોય છે, જેને ઓછો વધતો ઉઘાડો રાખવાથી ઓછુ વધતુ તેલ વેપરાઇઝરમા જાય છે **ગાર્ડનર, ટેન્ગી** વગેરે મેકરોના એનજીનોમાં એવી ગોઠવણ જોવામા આવે છે કેટલાંક એનજીનોમા ગવરનર પોતે એ ઇનલેટ વાલ્વ ઉપર કાબુ રાખે છે, જેથી ઓછા વધતા લોડના પ્રમાણમા ઓછુ વધતું તેલ વેપરાઇઝરમાં જાય છે.

**ફોર્સ્ડ ફીડ**—(Forced Feed)—એ ગોઠવણમા તેલની ટાકી નીચે રાખીને એક પમ્પની મદદથી તેલ વેપરાઇઝરમાં દાખલ કરવામાં આવે છે તેલનો જથ્થો ઓછો વધતો કરવાની ગોઠવણ પણ પમ્પમાં રાખેલી હોય છે, જેમકે **હૉરન્સ્બી એકરોઇડ** મેકરનાં એનજીનમાં પમ્પનો સ્ત્રોક ઓછો વધતો કરી શકાય છે. **રસ્ટન પ્રોક્ટર** એનજીનમાં ટાકીમાંથી તેલ એક પમ્પ મારફતે સીલીનડરને મથાળે ઉંચે મુકેલી એક બીજી નાની ટાંકીમાં ચઢે છે, જેમાંથી

એક ચોક્કસ માપ ભરાઇને દર સ્ટ્રોક વખતે તેલ વેપરાઇઝરની પાઇપમાં પડે છે, અને બાકીનું તેલ નીચેની મોટી ટાંકીમાં પાછું જાય છે.

**સકશન ફીડ** (Suction Feed)—એ ગોઠવણમા એનજીનનો પીસ્તન પહેલો સકશન સ્ટ્રોક કરતી વખતે જે વૅકયુમ પેદા કરે તેની મદદથી તેલ પોતાની મેળે વેપરાઇઝરમા ખેંચાઇ જાય છે. **બ્રીટાનીઆ** ઑઇલ એનજીનમાં એવી ગોઠવણ જોવામાં આવે છે. એમાં એક નૉનરીટર્ન વાલ્વ પણ હોય છે, જે તેલને પાછું ટાંકીમાં જતું અટકાવે છે, અને સકશનની મદદથી ખેંચાતો તેલનો જથ્થો ઓછો વધતો કરવાની ગોઠવણ પણ હોય છે

**વેપરાઇઝેશન** (Vaporisation)—જેમ પાણીને ઉકાળીને ઇવૅપોરેશન કરી તેની સ્ટીમ બનાવવામાં આવે છે, તેમ તેલને ગરમીની મદદથી ઉકાળીને તેની વેપર યાને ગૅસ બનાવવામા આવે છે જે ક્રિયાને વેપરાઇઝેશન કહે છે પાણીને ઉકળવાની ટેમ્પરેચર બૉઇલીંગ પૉઇન્ટ દરિઆની સપાટી આગળ ૨૧૨ ડીગ્રી હોય છે, અને તેમા કદીબી ફરક પડતો નથી, પણ તેલની બૉઇલીંગ પૉઇન્ટ કોઇ ચોક્કસ હોતી નથી પાણી એક વેળા ૨૧૨ ડીગ્રીએ ઉકળવા માંડયા પછી બધું પાણી બળીને તેની સ્ટીમ થઇ જાય ત્યાંસુધી ૨૧૨ ડીગ્રી એકજ સરખી ટેમ્પરેચર દેખાડયા કરે છે, પણ તેલ તો એક વેળાએ ઉકળવાનું શુરૂ થવા પછી જેમ જેમ વધુ ગરમી રાખતા જઇએ તેમ તેમ તેની ટેમ્પરેચર વધતીજ જાય છે એ બાબદ તેલની બૉઇલીંગ પૉઇન્ટની બાબદમા ૯૧૨ મે પાને વધુ લખવામાં આવ્યું છે ઑઇલ એનજીનનું વેપરાઇઝર સીલીનડર સાથે જોડેલું હોવાથી પેહલા સકશન સ્ટ્રોક વખતે વેપરાઇઝરમા થોડું ક વૅકયુમ થાય છે, તેથી તેલની બૉઇલીંગ પૉઇન્ટથી પણ ઓછી ટેમ્પરેચરે વેપરાઇઝેશન ચાલુ થાય છે તેલની વેપર હવા વગર સળગતી નથી, માટે જયા સુધી તે વેપરાઇઝરની અંદર કે સીલીનડરમા બંધ હોય ત્યાંસુધી ધાસ્તી ભરેલી હોતી નથી હવાના સંબંધમા આવીને હવા સાથ ભેળાયા પછીજ તે સળગી ઉઠે તેવી (explosive) બને છે માટે કોઇ વેપરાઇઝરનો જોઇન્ટ ગળતો હોય ત્યારે તેની નજદીકમાં ખુલ્લી બતી લઇ જવી ધાસ્તી ભરેલી છે. પેટ્રોલનું

વેપરાઇઝેશન ઘણું ઝડપથી થાય છે એક બંધ વાસણમાં ૩૨ ડીગ્રીનું ઠંડુ પેટ્રોલ ગરમ કરી ૨૧૨ ડીગ્રી જેટલુ કરતાં તો તે વાસણમા ૪૦ પાઉન્ડનો વેપર પ્રેસર થઇ જાય છે

**વેપરાઇઝર** (Vaporiser)—ઉપર વર્ણવેલી રીતોમાની કોઇપણ એક રીતે તેલ વેપરાઇઝરમા દાખલ થવા પછી તેની ત્યા વેપર અથવા ગૅસ બને છે વેપરાઇઝર સીલીનડરને છેડે જોડેલુ હોય છે, અને તેની સાથે એક ટયુબ જોડેલી હોય છે, જેની નીચે બતી મૂકી ગરમ કરવામા આવે છે એ ટયુબને ઇગનીશન ટયુબ (ignition tube) કહે છે વેપરાઇઝર કાસ્ટ આયર્નનુ એક ખાલી દડા કે નાના સીલીનડર જેવુ બનાવેલુ હોય છે, જેની સાથે ઇનલેટ વાલ્વ જોડેલો હોય છે એ વેપરાઇઝરને કેટલાક મેકરો બળતા લેમ્પની મદદથી અને કેટલાક મેકરો સીલીનડરમા ચાલુમા થતા એક્ષપ્લોઝન અને એકઝૉસ્ટ થતી ગૅસની ગરમીની મદદથી ગરમનુ ગરમ રાખે છે, જેથી તેમા તેલનો છટકાવ થતાજ તુરત તેની ગૅસ બની જઇને વેપરાઇઝરમા તેલની સાથે દાખલ કીધેલી થોડીક હવા સાથે મીક્ષ્ડ થઇ રહે છે એ તેલની ગૅસ અને હવાનુ મિશ્રણ એનજીનના સીલીનડરમા પહેલ્લા સ્ટ્રોક વખતે અંદર ખેંચી, બીજા સ્ટ્રોકે દાબી કમ્પ્રેસન કરી ત્રીજા સ્ટ્રોકે સળગાવીને એક્ષપ્લોઝન કરવામા આવે છે એક્ષપ્લોઝન થતાજ ગૅસ એક્ષપાન્ડ થઇ પીસ્તનને આગળ હડસેલે છે, અને ચોથા સ્ટ્રોક વખતે એ બળેલી ગૅસ એકઝૉસ્ટમા ચાલી જાય છે સીલીનડર અને વેપરાઇઝર વચ્ચે મોટી કલીઅરન્સ સ્પેસ હોય છે, જેને કમ્બ-સ્તશન ચેમ્બર કહે છે ઘણાખરા બધા ઑઇલ એનજીનોમા ચાલુ કરતી વખતે વેપરાઇઝરની નીચે બતી મૂકી તેને ગરમ કરવામા આવે છે પણ કોઇક મેકરો એવા પણ એનજીનો બનાવે છે, જેઓને ચાલુ કરવા માટે બતીની જરૂર પડતી નથી, પણ એનજીનને મોટર-કારના એનજીન માફક પહેલ્લા પેટ્રોલ ઉપર ચાલુ કરી પાછળથી કેરોસીન ઑઇલ ઉપર નાખવામા આવે છે.

**વેપરાઇઝરની ચાર જાતની ગોઠવણો** હાલમાં જૂદા જૂદા મેકરોનાં એનજીનોમા જોવામા આવે છે, જેઓને લગતી સમજ નીચે આપી છે.

V વેપરાઇઝર A હવા દાખલ કરવાની પાઇપ.
C સીલીનડર O તેલ દાખલ કરવાની પાઇપ

**ચિત્ર નાં૦ ૨૫૮ માં બતાવેલાં એનજીનમાં** સીલીનડરની પાસેજ એક મોટો વેપરાઇઝર ચેમ્બર રાખવામા આવે છે, જેની અને સીલીનડર વચ્ચે એક વાલ્વ હોય છે એ ચેમ્બરમા એક નોઝલ (nozzle) મારફતે તેલ દાખલ કરવામા આવે છે, અને સામેથી જોઇતી હવાનો બધો જથો દાખલ કરવામા આવે છે, જેથી એમા સળગીને ધડાકો અથવા એક્ષ્પ્લોઝન કરે તેવી તૈયાર બનાવેલી ગેસનો મોટો જથ્થો તૈયાર રહે છે આવી ગોઠવણનો કાયદો એ છે કે એમા હવા અને તેલની વેપર એક બીજી સાથે સપુર્ણ ગીતે ભેળાઇ જઇને ગૅસ સારી બને છે, પણ સળગી ઉઠે તેવી ગેસનો આવો મોટો જથ્થો તૈયાર રાખવાનું જોખમભરેલુ છે.



ચિત્ર નાં૦ ૨૫૮.
વેપરાઇઝર

**ચિત્ર નાં૦ ૨૫૯ માં બતાવેલાં એનજીનમાં** વેપરાઇઝરના એક નાના ચેમ્બરમા તેલની સાથે થોડી હવા દાખલ કરવામા આવે છે, અને બાકીની જોઇતી હવાનો જથ્થો ખુદ સીલીનડરમા એક જુદા ઍરવાલ્વ મારફતે દાખલ કરવામા આવે છે, જેથી ગેસ ખુદ સીલીનડરમા દાખલ થાય તે અગાઉ તે સળગી ઉઠીને ફાટે તેવી ખાસિયત ધરાવતી નથી, તેથી ઇગનીશન સ્ટ્રોકની શુરૂઆતની અગાઉ યાને કમપ્રેસન થતી વખતે ગૅસ સળગીને એક્ષપ્લોઝન થતું નથી, કે જેને પ્રી-ઇગનીશન (pre-ignition) કહે છે. એવા એનજીન સારી રીતે કામ કરે છે, કારણકે એમાં વધારે કમપ્રેસન રાખી શકાય છે, અને હલકી જાતનુ તેલ વાપરી શકાય છે એ જાતની ગોઠવણ **રસ્ટન પ્રૉક્ટર** (Ruston Proctor) વગેરે મેકરોનાં એનજીનોમા જોવામાં આવે છે એવી ગોઠવણને લીધે એનજીનની બનાવટ લગાર ગુચવાડા ભરેલી થઇ પડે છે, કારણકે એમાં એક વાલ્વ વધુ રાખવો પડે છે.



ચિત્ર નાં૦ ૨૫૯.
વેપરાઇઝર.

## ચિત્ર નાં૦ ૨૬૦ માં બતાવેલાં એનજીનમાં નાનાં




ચિત્ર નાં૦ ૨૬૦.
વેપરાઇઝર.

વેપરાઇઝરના ચેમ્બરમાં તેલની સાથેજ જોઇતી બધી હવાનો સામટો જથ્થો દાખલ કરવામાં આવે છે. એમાં જેટલી ગૅસ બને તેટલી તુરતાતુરત સીલીનડરમાં વપરાતી જવાથી સળગી ઉઠે તેવી ગૅસનો જથ્થો ફાલતુ રહેવા પામતો નથી. આની ગોઠવણનો ફાયદો એ છે કે એમાં તેલની વેપર અને હવા ઘણી સારી રીતે એક બીજી સાથે મિશ્ર થઇ જાય છે એવા એનજીનમાં ફકત એકજ વાલ્વ વાપરીને તેમાંથીજ તેલ અને હવા બન્ને દાખલ કરી શકાય છે, અને કેટલાકો વળી એ એકલા વાલ્વને પણ પીસ્તનના સકશન સ્ટ્રોકની મદદથી ખેચાઇને પોતાની મેળે ઉઘડે તેવા બનાવે છે, જેથી એનજીનની બનાવટ ઘણીજ સાદી થઇ પડે છે, અને એનજીનનાં ગીઅરીંગની મદદથી તો ફકત એક એક્ઝૉસ્ટ વાલ્વજ ચલાવવો પડે છે. એવાં એનજીનનો ગેરફાયદો એ હોય છે કે એમા શરૂઆતના સ્ટ્રોક વખતે ઠંડી હવાનો મોટો જથ્થો દાખલ થતો હોવાથી વેપરાઇઝરને ગરમ રાખવા માટે વધારે ગરમીની જરૂર પડે છે બીજો ગેરફાયદો એ હોય છે કે કેટલીક જાતના તેલ એવાં હોય છે કે તેઓની વેપર અને હવાના મીક્ષચરને જરા વધુ કમપ્રેસન આપવાથી તુરત સળગી ઉઠીને એક્ષપ્લોઝન થાય છે, જેથી એવાં એનજીનોમા પ્રી-ઇગનીશન થવાનો સંભવ વધુ હોય છે. વળી એવા એનજીનોમા વેપરાઇઝરમા તેલનો થરો પણ વધુ બાઝે છે જે વારવાર સાફ કરવાની જરૂર પડે છે.

## ચિત્ર નાં૦ ૨૬૧ માં બતાવેલાં એનજીનમાં




ચિત્ર નાં૦ ૨૬૧.
વેપરાઇઝર

વેપરાઇઝરની ચેમ્બરમા ફકત તેલજ દાખલ કરી તેની વેપર બનાવવામા આવે છે, અને જોઇતી હવાનો બધો જથ્થો સીલીનડરપર મેળેલા એક જુદા ઍરવાલ્વમાંથી દાખલ થાય છે, અને કમપ્રેસન વખતે તેલની વેપર અને હવા બન્ને સાથે મળીને ગૅસ થઇ સળગે છે આવી ગોઠવણ **હૉર્ન્સબી એકરૉઇડ** (Hornsby Akroyd) મેકરનાં એનજીનમાં જોવામાં આવે છે એમાં કમપ્રેસન વધારે રાખી

શકાય છે, જેથી ભારી વજનનું યાને વધુ સ્પેસિફીક ગ્રેવીટીનું તેલ પણ એમા વાપરી શકાય છે એ જાતનાં એનજીનોમાં તેલ અને હવાનું મીક્ષચર બરાબર થતું નથી તથા મીનપ્રેસર ઓછો રહે છે તેથી બીજા એનજીનો કરતાં એમાં ચોક્કસ પાવર માટે સીલીનડરની ડાયામેટર લગાર મોટી રાખવી પડે છે. પણ એવાં એનજીનની ચાલ ઘણીજ સફાઇભરેલી અને એકસરખી રહે છે, અને બીજા હાઇપ્રેસરે એક્ષપ્લોઝન કરનારાં એનજીનોમાં થાય છે તેમ એવાં એનજીનોમા સખત આંચકા લાગતા નથી.

**કારબ્યુરેશન** (Carburation)—મોટરકારનાં પેટ્રોલથી ચાલતા એનજીનોમા વેપરાઇઝરને બદલે કારબ્યુરેટર વપરાય છે. વેપરાઇઝર અને કારબ્યુરેટર વચ્ચે એ ફરક હોય છે કે વેપરાઇઝરમા જ્યારે તેલ દાખલ કરીને ગરમીની મદદથી તેની વેપર બનાવવામાં આવે છે, ત્યારે કારબ્યુરેટરમાં પેટ્રોલની અંદરથી અથવા ઉપરથી હવા દાખલ કરવામાં આવે છે, જે પેટ્રોલમાથી નિકળયા કરતી વેપર સાથે મળી જઇને વેપરનો ઘણો જથ્થો ચુશી લઇને પોતામા આમેજ કરી લ્યે છે પેટ્રોલ અને બીજા કોઇબી જાતના સ્પીરીટમાંથી સાધારણ ઠંડી હવાની ટેમપરેચરે પણ વેપર નિકળયા કરે છે, જેને સાધારણ રીતે સ્પીરીટનુ "ઉડી જવુ" (evaporation) સમજવામા આવે છે. પેટ્રોલની વેપરથી તર થયલી હવાનો એ જથ્થો મોટરકારના એનજીનના સીલીનડરમા દાખલ કરતી વખતે તેની સાથે વધુ હવા ભેળીને તેને વીજલીની ચીંગારીની મદદથી સળગાવવામાં આવે છે, જેથી એક્ષપ્લોઝન થઇ સાધારણ ઑઇલ એનજીન માફક ઉપર લખેલા ફોર અથવા ટુ સાઇકલ પ્રીનસીપલ મુજબ પેટ્રોલનુ એનજીન અથવા મોટર ચાલે છે હવાને જો ગરમ કરીને પેટ્રોલના કારબ્યુરેટરમા




ચિત્ર નાંo ૨૬૨.
કારબ્યુરેટર.

આપવામાં આવે તો વેપરનુ મિશ્રણ ઘણુ સ્ટ્રોંગ બને છે આથી ગરમીના દિવસોમાં પેટ્રોલની ગૅસ ઠંડીના દિવસો કરતાં વધારે સ્ટ્રોંગ બને છે વળી જ્યારે કારબ્યુરેટરમા નવુ પેટ્રોલ ભર્યુ હોય ત્યારે ગૅસ સ્ટ્રોંગ બને છે, અને જેમ જેમ પેટ્રોલ વાસી (stale) થતુ જાય છે, તેમ તેમ ગૅસ નબળી (weak) થતી જાય છે. વળી હવા સુકી કે ભિનાસવાળી હોય તે ઉપર પણ ગેસનાં સ્ટ્રોંગ કે વીક બનવાનો મોટો આધાર રહે છે આ કારણોને લીધે સારા મેકરનાં કારબ્યુરેટરો લગાર ગુચવાડા ભરેલા હોય છે, જેઓની બનાવટની મતલબ જેમ બને તેમ એકજ સરખા સ્ટ્રેન્ગથની ગૅસ બનાવવાની હોય છે

**કારબ્યુરેટર** (Carburettor)—ચિત્ર નાં૦ ૨૬૨ મા નેપીઅર (Napier) મોટરકારનુ કારબ્યુરેટર બતાવ્યુ છે એમા જોવાથી માલમ પડશે કે L ફીલટરમા થઇને પેટ્રોલની ટાંકીમાનુ પેટ્રોલ F ફ્લોટ ચેમબરમા દાખલ થાય છે એમાનો ફ્લોટ બે આડા લીવરોની મદદથી એક ઉભા નીડલ વાલ્વ (needle valve) સાથ જોડેલો હોય છે, જેની ગોઠવણ એવી રાખેલી હોય છે કે ફ્લોટના ચેમબરમા ચોક્કસ ઉંચાઇએ પેટ્રોલ ચહડ્યા પછી ફ્લોટ ઉંચકાઇને લીવરોની મદદથી નીડલ વાલ્વ નીચે ઉતરી પેટ્રોલને દાખલ થવાનો રસ્તો બંધ કરે છે, જેથી એમા પેટ્રોલની ઉંચાઇ એકજ સરખી રહે છે ફ્લોટ ચેમબરનુ કનેકશન N નોઝલ (nozzle) સાથ કીધેલુ હોય છે, અને ફ્લોટ ચેમબરમા એકજ સરખી ઉંચાઇએ પેટ્રોલ રહેતુ હોવાથી પેટ્રોલનો ચોક્કસ જથ્થો નિયમીત એ નોઝલમાથી નિકળ્યા કરે છે A હવાનો ઇનલેટ છે, જેમાથી ધસારાબંધ હવા મોટી ઝડપે દાખલ કરવાથી તે N નોઝલમાથી ઝરકતા પેટ્રોલ સાથે મળી જઇને થ્રોતલ વાલ્વ R ને રસ્તે જઇને સીલીનડરમા જાય છે, જ્યાં તેને સ્પારકીંગ પ્લગ (sparking plug) નામના વિજલીની ચીંગારી આપનારા પ્લગની મદદથી સળગાવી એક્ષપ્લોઝન કરવામા આવે છે થ્રોતલ વાલ્વ R ની મદદથી હવાના ઇનડકશન પાઇપ (induction pipe) નો એરીઆ ઓછો વધતો કરી શકાય છે, જેથી હવાની ઝડપ અને તેનો જથો ઓછો વધતો કરી શકાય છે, જેથી પેટ્રોલ અને હવાનુ મિક્ષચર ઓછુ વધતુ

સ્ટ્રોગ જોઇતા પાવરનાં પ્રમાણમા બનાવી શકાય છે જ્યારે એનજીન અતિશય ઝડપે ચાલતુ હોય ત્યારે A માથી ઘણીજ ઝડપે હવા દાખલ થવાથી ઇનડકશન પાઇમા જે ઘસારો થાય તેથી જે થોડુક વૅકયુમ ઉત્પન્ન થાય તેથી નોઝલમાથી પેટ્રોલ ઘણુ નિકળવા માડે. એવી વખતે N નોઝલની બરાબર ઉપર એક બીજો ઍર વાલ્વ મૂકેલો છે, જે એક સ્પ્રીગની મદદથી હમેશા બંધ રહે છે, તે હવાના પ્રેસરથી પોતાની મેળે ઉઘડવાથી થોડીક વધારે હવા N ચેમબરમાં દાખલ થઇ A માથી આવતી હવાની ઝડપ ઓછી કરે છે

**વેપરાઇઝરમાં તેલની ગેસ બનાવવા માટે** વેપરાઇઝરને ચાલુમા ગરમ રાખવુ પડે છે એનજીન ચાલુ કરવા પહેલા વેપરાઇઝરને એક બતીની મદદથી ગરમ કરવામા આવે છે. ચાલુમા વેપરાઇઝર ગરમ રાખવા માટે કેટલાક મેકરો વેપરાઇઝરની નીચે અથવા **ઇગનીશન ટયુબની** નીચે ચાલુ ધીમી બતી રાખી મુકવાનુ પસદ કરે છે, જ્યારે કેટલાક મેકરો ચાલુમા થતા એક્ષપ્લોઝનથી જે ગરમી પેદા થાય છે તેની મદદથીજ વેપરાઇઝરને ગરમનુ ગરમ રાખવાની ગોઠવણ રાખે છે

**વેપરાઈઝરની નીચે ચાલુમાં બતી રાખવાનો ફાયદો** એ છે કે એનજીન ઉપરનો લોડ ઓછો કે વધતો થવા છતા વેપરાઇઝરની ટેમપરેચર એકજસરખી રહે વળી વેપરાઇઝરની નીચે ચાલુ બતી બળતી રાખવાથી બતીમા જે તેલ ખપે તેનો ખરચ એનજીનમા તેલ સહેજ ઓછુ ખપવાથી વળી રહે છે. કારણકે વેપરાઇઝરની ટેમપરેચર એક સરખી રહેવાથી તેમા તેલની ગેસ સારી રીતે બને છે એવી ગોઠવણનો બીજો ફાયદો એ છે કે એનજીનને ગમે ત્યારે બધ કરી તુરત પાછુ ચાલુ કરી શકાય છે, તથા લોડ ગમે તેટલો ઓછો થવા છતા પણ એનજીન ચાલુ રહે છે.

**વેપરાઈઝરની નીચે ચાલુમાં બતી રાખવાનો ગેરફાયદો** એ છે કે તેથી એની ટેમ્પરેચર ઘણી વધી જવાથી કોઇ વેળા ગૅસ વધારે જલ્દી સળગી ઉઠે છે, જેને **અરલી ફાયરીંગ (early firing)** અથવા **પ્રી-ઇગનીશન (pre-ignition)** કહે છે. કેટલાક એનજીનોમા બે જુદા લૅમ્પ હોવાથી ઇગનીશન ટયુબની નીચેનો લૅમ્પ બળતો રાખી વેપરાઇઝરની નીચેનો લૅમ્પ બુજાવી નાખવામા

આવે છે, જેથી એમ બનતુ નથી બીજો ગેરફાયદો એ જણાવવામાં આવે છે કે એનજીનપર લોડ ગમે તેટલો ઓછો હોય તે છતાં લૅમ્પમા તેલ તો તેટલુજ બળ્યાજ કરે છે, જેથી તેલનો ખરચ વધે છે

**ચાલુમાં થતાં એક્ષ્પ્લોઝનની ગરમીથી વેપરાઈઝરને ગરમ** રાખવાની ગોઠવણ ઘણાં એનજીનોમા જોવામાં આવે છે, જેમાં ચાલુ એનજીનમા વેપરાઇઝરની નીચે બતી બળતી રાખવી પડતી નથી પણ એવી જાતના એનજીનો ઘણા ઓછા લોડ ઉપર બરાબર કામ કરતા નથી, બલકે ચાલતા અટકી પડે છે, કારણકે ઓછા લોડને લીધે દર ચોથા સ્ટ્રોકે ધારા પ્રમાણે એક્ષપ્લોઝન થતુ નથી, યાતો જો એક્ષપ્લોઝન થાય છે તો તે એટલુ નરમ પ્રકારનું હોય છે કે જેથી વેપરાઇઝરને ગરમ રાખવા માટે પુરતી ગરમી મળી શકતી નથી

**કમ્પ્રેસન** (Compression)—એક ઑઇલ કે ગૅસ એનજીનમા જેમ કમ્પ્રેસન વધારે આપવામા આવે તેમ તેની થરમલ ઇફીશીઅન્સી ઘણી વધે છે, અને જોકે તેથી મિકેનિકલ ઇફીશીઅન્સી થોડીક કમી થાય છે, પણ સામટી (over all) ઈફીશીઅન્સી વધારેજ રહે છે કમ્પ્રેસન વધારવાથી સીલીનડરનો મીન પ્રેસર વધે છે, ચોક્કસ પાવર માટે જોઇતી સીલીનડરની ડાયામેટર કમી રાખી શકાય છે, ખરાબ જાતનુ તેલ અથવા ગૅસ વાપરી શકાય છે, એકઝોસ્ટની આખેરીએ બળેલી ગેસ સીલીનડરમા ઓછી રહી જાય છે, અને તેલ અથવા ગેસનો જથ્થો હોર્સપાવર દીઠ ઓછો ખપે છે કમ્પ્રેસન વધારવાથી કોઇવાર ગેરફાયદો એ થાય છે કે સીલીનડરમા જોઇએ તે કરતા વહેલુ એક્ષપ્લોઝન થઇ જાય છે, અને પીસ્તનના વળતા (return) સ્ટ્રોકે એ પ્રમાણે પ્રી-ઇગ્નીશન થવાથી પીસતન ઉપર બૅક પ્રેસર પડે છે. ટાઉન ગૅસ કરતા પ્રોડ્યુસર ગૅસ સાથે ગૅસ એનજીનમા વધારે કમ્પ્રેસન રાખી શકાય છે ડીઝલ એનજીનમા ફકત હવાનુજ કમ્પ્રેસન થતુ હોવાથી પ્રી-ઇગ્નીશન થવાની ધાસ્તી રહેતી નથી

**ઇગ્નીશન** (Ignition)—વેપરાઇઝરમાં તેલને ગરમ કરીને તેની વેપર અથવા ગૅસ બનાવ્યા પછી તેને સીલીનડરમાં પેહલા સ્ટ્રોક વખતે અંદર ખેંચી બીજા સ્ટ્રોક વખતે દાબીને સળગાવવામાં

આવે છે, જેને ઇગ્નીશન કહે છે. જે ગૅસમા હાઇડ્રોજન હોય તે જલ્દી સળગી ઉઠે છે, અને ખનીજ તેલોમાંથી બનાવેલી ગૅસમા હંમેશાં હાઇડ્રોજન હોવાથી ગૅસને ગરમ કરીને સળગાવવામા મુશ્કેલી પડતી નથી જેમ ગૅસનુ સીલીનડરમાં વધારે કમ્પ્રેસન કરવામા આવે તેમ ગૅસ જલ્દી સળગી ઉઠે છે, અને તેથી બળતણના ખપમા વધારે કરકસર થઇ શકે છે. પણ કમ્પ્રેસનનો સ્ટ્રોક પુરો થવા અગાઉ જો ઇગ્નીશન થાય તો પીસ્તન ઉપર ઘણોજ બેક પ્રેસર પડવાથી પાવર ઘણો ઓછો ઉત્પન્ન થવા સાથે એનજીનમા નૉક (knock) થાય છે, જેને પ્રી-ઇગ્નીશન (pre-ignition) કહે છે કોઇ જાતના તેલમાથી બનાવેલી ગૅસ બીજી જાતના તેલમાંથી બનાવેલી ગૅસ કરતા જલ્દી સળગી ઉઠે છે, માટે જૂદી જૂદી જાતના તેલ માટે ઓછુ વધતુ કમ્પ્રેસન રાખવુ પડે છે. એક્ષપ્લોઝન વખતે ગૅસની ટેમ્પરેચર ૧૨૦૦ થી ૨૦૦૦ ડીગ્રી રહે છે, અને સાધારણ ઑાઇલ એનજીનોમાં પ્રેસર ૧૨૫ થી ૧૫૦ પાઉન્ડ રહે છે.

**ઇગ્નીશનની ગોઠવણ** જૂદા જૂદા મેકરો પોતાના એનજીનોમા જૂદી જૂદી રીતે રાખે છે કેટલાક એનજીનોમા વેપરાઇઝરની નીચે એક ટયુબ અથવા બલ્બ (bulb) યાને પોકળ ગોળો રાખે છે જેને ઇગ્નીશન ટયુબ અથવા ઇગ્નીશન બલ્બ કહે છે આ ટયુબને બતીની મદદથી લાલચોળ ગરમ રાખવામા આવે છે, અને બીજા સ્ટ્રોકની આખેરીએ વેપર દબાઇને એ ટયુબ અથવા બલ્બના સબંધમા આવતાજ સળગીને ફાટે છે, જેને એક્ષપ્લોઝન કહે છે એ રીતે વેપરાઇઝરની નીચે ચાલુમા રાખવામા આવતી બતી બે કામ કરે છે, એક તો તે વેપરાઇઝરને ગરમનુ ગરમ રાખીને તેમાં તેલની વેપર બનાવે છે, અને બીજુ તો ઇગ્નીશન ટયુબને ગરમ રાખીને તેજ ગૅસને પાછી સીલીનડરમા દાબતાજ સળગાવે છે કેટલાક મેકરો ચાલુમાં વેપરાઇઝરની નીચે બતી નહી રાખતા એક્ષપ્લોઝનથી ઉત્પન્ન થતી ગરમીની મદદથીજ વેપરાઇઝર તથા ઇગ્નીશન ટયુબ ગરમ રાખે છે. કેટલાકો વેપરાઇઝરમા એકજ ઠેકાણે ઘણી ગરમી સમાવી (concentrate) રાખવા માટે એસબેસતોસનો, કે સ્ટીલના સળિઆનો ઉપયોગ કરે છે, જે લાંબો વખત સુધી ગરમ રહી શકે છે. કેટલાક મેકરો એક નાની વીજલીક બેટરી કે વીજલીક

યંત્ર મેગનેટો (magneto) માથી વીજલી ઉત્પન્ન કરી તેની ચીંગારીની મદદથી સીલીનડરમાં વેપરનો ચાર્જ સળગાવે છે, કે જેમ પેટ્રોલથી ચાલતા એનજીનોમા જોવામા આવે છે એ માટે એક સ્પારકીંગ પ્લગ (sparking plug) સીલીનડરમા જોડેલો હોય છે, અને બરાબર કમ્પ્રેસન સ્ટ્રોકની આખેરીએ તેમાથી ચીંગારી પડે તેવી ગોઠવણ ગખેલી હોય છે ડીઝલ ઑઇલ એનજીનમા ઘણાજ હાઇપ્રેસરથી હવાને સીલીનડરમા દબાવીને ગરમ કીધા પછી તે ગરમ થયલી હવામાં પ્રવાહી તેલ દાખલ કરતાજ તે સળગે છે, જેથી એ જાતના એનજીનોમા વેપરાઇઝર જેવુ કશુ હોતુ નથી, અને તેલ ધીમેથી સળગતુ હોવાથી એક્ષપ્લોઝન થતુ નથી

**પ્રી-ઇગ્નીશન** (Pre-ignition) થતું અટકાવવા માટે જો કમ્પ્રેસન ઓછુ કરવામા આવે તો એનજીન કરકસરે કામ કરતુ નથી એ માટે તેન્ગી (Tangy) ના ઑઇલ એનજીનમા કમ્પ્રેસન ઓછું નહી કરતા વેપરના ચાર્જ સાથ થોડુંક પાણી ભેળવાની ગોઠવણ કીધેલી હોય છે સીલીનડરમા પાણીના જેકેટ સાથ એક વાલ્વ જોડીને તેને વેપરાઈઝરની બાજુમા જોડેલા એક નાના સ્નીફ્ટીંગ વાલ્વ (snifting valve) સાથ જોડેલો હોય છે, જે વાલ્વ એક સ્પ્રીંગથી ખેંચાઇને બંધ રહે છે એનજીનના પેહલા સકશન સ્ટ્રોક વખતે વેપરાઇઝરમા વૅક્યુમ થવાથી આ સ્નીફ્ટીંગ વાલ્વમાથી થોડુંક પાણી અને હવા ખેંચાઇને વેપરાઇઝરમા જાય છે જ્યારે પ્રીઇગ્નીશનને લીધે એનજીનમા મોટા ધડાકાના અવાજો સંભળાય ત્યારે એ વાલ્વને રેગ્યુલેટ કરી જોઇએ તેટલુ સહેજ પાણી દાખલ કરવાથી અવાજ ઓછો થાય છે ભારે લોડ વખતે વધારે અને ઓછા લોડ વખતે ઓછુ બલકે નહી જેવુ પાણી દાખલ કરવુ પડે છે, અથવા તો તદ્દન બંધ રાખવુ પડે છે. ઘણા ઓછા લોડે કામ કરતી વખતે વેપરાઇઝરમા પાણી દાખલ થતુ અટકાવવા છતા પણ જો એક્ષપ્લોઝનની ગરમી વેપરાઇઝરને ગરમ રાખવા માટે પુરતી માલમ નહી પડે તો વેપરાઇઝરની નીચે ધીમી સળગેલી બતી મૂકવી પડે છે

**એક્ષપ્લોઝનની ગોઠવણના બે પ્રકાર હોય છે.** એક તો કન્ટીન્યુઅસ અને બીજુ હીટ એન્ડ મીસ.

**કન્ટીન્યુઅસ એક્ષપ્લોઝન** (Continuous Explosion) ની ગોઠવણ હૉરન્સ્બી એકરૉઇડ એનજીનમાં જોવામાં આવે છે એમાં દર ચોથા સ્ટ્રોકે ધારા પ્રમાણે ઓછુ કે વધતુ એક્ષપ્લોઝન થતુ જ રહે છે, અને લોડ ઓછો વધતો થતા ગવરનરની મદદથી વેપરાઇઝરમા જતાં તેલનો જથ્થો ઓછો વધતો થયા કરે છે ઓછા લોડ વખતે વેપરાઈઝરમા ઓછુ તેલ લેવાથી એક્ષપ્લોઝન ઘણા નરમ પ્રકારનુ થાય છે, તેથી વેપરાઇઝર ઠંડુ પડી જાય છે, એવી વખતે એવા એનજીનોમાં પાણીનું સરકયુલેશન ઓછુ કરવાની જરૂર છે કોઇ વેળા ઘણાજ ઓછા લોડ વખતે વેપરાઇઝરની નીચે બતી સળગેલી રાખવી પડે છે આ કારણો થકી જ્યા લોડ ઓછો વધતો થયા કરતો હોય ત્યા આવી જાતના એનજીનો ઉપર બીજા એનજીનો કરતા લગાર વધુ ધ્યાન આપવુ પડે છે એમા મીલીનડર અને વેપરાઇઝર વચ્ચે ઘણુખરૂ વાલ્વ હોતો નથી એને કેટલાકો થ્રોતલ ગવરનીગ (Throttle Governing) તથા કેટલાકો ગ્રેન્યુએટડ ગવરનીગ (Graduated Governing) કહે છે એવા એનજીનોની સ્પીડ સહેલાઇથી ઓછી વધતી કરી શકાય છે

**હીટ એન્ડ મીસ** (Hit and Miss) **એક્ષપ્લોઝનની** ગોઠવણ રસ્ટન પ્રોકટર, ક્રોસ્લી, બ્લેકસ્તોન વગેરે એનજીનોમા જોવામા આવે છે એમા સીલીનડર અને વેપરાઇઝર વચ્ચે એક ઇનલેટ વાલ્વ હોય છે, જેથી જ્યારે એક્ષપ્લોઝન નહી થાય ત્યારે અંદર બાહેરની હવા દાખલ થઇને વેપરાઇઝર ઠંડુ કરી નાખે નહી એવા એનજીનોમા ગવરનર ઇનલેટ વાલ્વ ઉપર કાબુ રાખે છે જ્યારે લોડ ઓછો થાય છે, ત્યારે ગવરનર ઉંચકાઇ જવાથી ઇનલેટ વાલ્વ બીલકુલ ખુલતોજ નથી આથી દર ચોથા સ્ટ્રોકે એક્ષપ્લોઝન થવાને બદલે તે ચુકી જાય છે યાને મીસ (miss) થાય છે આવી રીતે ઘણા ઓછા લોડ વખતે બે ત્રણ એક્ષપ્લોઝન સ્ટ્રોક મીસ થયા પછી એક વખતે હીટ (hit) થાય છે અને જ્યારેબી એક્ષપ્લોઝન થાય છે, ત્યારે તે ફૂલ પ્રેસરે પુરેપુરૂ થાય છે, જેથી એનજીનને જોરથી આચકો લાગે છે કેટલાક એનજીનો કે જેઓમા જુદા એર વાલ્વમાથી હવા પાધરી સીલીનડરમાં દાખલ થાય છે, તેઓમા હીટ એન્ડ મીસની ગોઠવણથી સીલીનડરમા વેપર જતી અટકે છે, પણ જૂદા વાલ્વ મારફતે હવા તો જયાજ કરે છે, જેથી તે હવા કમપ્રેસન સ્ટ્રોક વખતે દબાયા કરે છે, અને એનજીન ઉપર વગર જરૂરનુ જોર પડે છે, જેથી તેનો પાવર કાંઇક ઓછો થાય છે. હીટ એન્ડ મીસની ગોઠવણ ઉપર ચાલતા એનજીને

ઓછા લોડે પણ બળતણમાં કરકસર કરી શકે છે, કે જેમ કન્ટીન્યુઅસ એક્ષપ્લોઝનની ગોઠવણથી ચાલતાં એનજીનોમા થતું નથી.




**ચિત્ર નાં૦ ૨૬૩.**

કેમ્પબેલ ઑઇલ એનજીન (ફોર સાઇકલ)

C ઇનલેટ વાલ્વ. G એકઝૉસ્ટ વાલ્વ H એકઝૉસ્ટ વાલ્વ લીવર J સાઇડ શાફ્ટ K એકસેન્ટ્રીક P વૉટર જેકેટ Q એનજીન બેડ. T પીસ્તન U પીસ્તન રીંગ S સીલીનડર લાઇનર. V કનેકટીંગ રૉડ X ક્રૅન્ક પીન. W પીસ્તન પીન L ક્રેન્ક. Y વેપરાઇઝર પેસેજ Z કમ્બસ્તશન ચેમબર M ઍર સકશન પાઇપ B કમ્પ્રેસન રીલીફ કૉક. O, N, ગવરનર

**ઈન્લેટ વાલ્વ** (Inlet Valve)—ચિત્ર નાં૦ ૨૬૪ માં કેમ્પબેલ ઑઇલ એનજીન (Campbell Oil Engine) નો ઇનલેટ વાલ્વ બતાવ્યો છે, જે વેપરાઇઝરની ઉપર જોડવામાં આવે છે 1 વાલ્વ કેસીંગમાં 2 વાલ્વ છે, અને 3 હવા દાખલ થવાનો રસ્તો છે 4 તેલ દાખલ થવાનો રસ્તો છે, જેમાંથી તેલ 5 હોલમાંથી વેપરાઇઝરમા જાય છે આથી માલમ પડશે કે 2 વાલ્વ હવા તથા તેલ બન્ને ઉપર કાબુ રાખે છે 6 સ્પ્રીંગથી વાલ્વ બંધ રહે છે પણ સીલીનડરમાં સકશન સ્ટ્રોક વખતે વૅકયુમ થતાજ વાલ્વ ખેચાઇને ઉઘડે છે, જેથી હવા અને તેલ બન્ને સાથે વેપરાઇઝરમા દાખલ થાય છે. ચિત્ર નાં૦ ૨૬૩ માં કૅમ્પબેલનાં ઑઇલ એનજીનનો પ્લાન બતાવ્યો છે જેમા એ ઇનલેટ વાલ્વ C વેપરાઇઝરની ઉપર જોડેલો બતાવ્યો છે.



ચિત્ર નાં૦ ૨૬૪.
ઇન્લેટ વાલ્વ.

**એકઝૉસ્ટ વાલ્વ** (Exhaust Valve)—ચિત્ર નાં૦ ૨૬૫ મા કેમ્પબેલ ઑઇલ એનજીનનો એકઝૉસ્ટ વાલ્વ બતાવ્યો છે, જે સીલીનડરના પાછલા કવરમાં આડો મૂકેલો છે. કેટલાક એનજીનોમા એ વાલ્વ સીલીનડરને તળે હોય છે 1 વાલ્વ કેસીંગમા 2 વાલ્વ છે, અને 3 એકઝૉસ્ટને બાહેર નિકળી જવાનો રસ્તો છે 4 4 કૉલરો વચ્ચે એક લીવર રહે છે, જેનો ગવરનર સાથ સબંધ રાખેલો હોય છે, જેથી જયારે જોઇએ તે કરતાં સ્પીડ વધી જાય ત્યારે ગવરનર ઉંચકાઇને એકઝૉસ્ટ વાલ્વને ઉઘાડોજ રાખે તેથી સકશન સ્ટ્રોક વખતે સીલીનડરમા વૅકયુમ નહી થવાથી ઇનલેટ વાલ્વ ઉઘડેજ નહી. એવી જાતનાં ગવરનીંગના ફાયદા આગળ ચાલતા સમજાવવામા




ચિત્ર નાં૦ ૨૬૫.
એકઝૉસ્ટ વાલ્વ

આવ્યા છે. ચિત્ર નાં૦ ૨૬૩ માં જોવાથી માલમ પડશે કે ગવરનર ઉચકાતાંજ N ટુકડો O લીવરના છેડાની આડે આવવાથી એકઝૉસ્ટના વાલ્વ G ને ચલાવનારૂ H લીવર સ્પ્રીંગથી ખેચાતુ નથી તેથી વાલ્વ ઉઘાડો રહી જાય છે

**પીસ્તન** (Piston)—ઑઇલ એનજીનમા ક્રૉસ હેડ કે ગાઇડ-બાર નહી હોવાથી તેનો પીસ્તન ખાસ લાંબો બનાવવો પડે છે, જે પોતેજ પોતાને સીલીનડરમા સીધી લીટીમા ગાઇડ કરે છે, જેથી સીલીનડરના ઉઘાડા છેડા તરફનો ભાગ ઘસાઇને ઓવલ (oval) થઇ જવાનો સભવ રહેતો નથી એક્ષ્પ્લોઝનનો પ્રેસર પીસ્તનની પીઠ પાછળ હમેશા પડતો હોવાથી પીસ્તનને જે પીનથી કનેકટીગ રૉડ સાથે જોડેલો હોય છે તે પીનનુ પાછળુ બ્રાસ હમેશા ઘણુ ઘસાય છે, જેથી ઘણાક મેકરના એનજીનોમા પીસ્તનને બાહેર કાહડી એ બ્રાસ તાઇટ કરવુ પડે છે ચિત્ર નાં૦ ૨૬૬ મા કેમ્પબેલ ઑઇલ એનજીનનો પીસ્તન બતાવ્યો છે, જેમા એ પાછલુ બ્રાસ પીસ્તન બાહેર કાહડયા વગર તાઇટ કરવાની એક ઘણીજ સગવડ ભરેલી ગોઠવણ જોવામાં આવે છે 5 એક સ્ક્રુ છે જેને છેડે એક દાંતાવાળું ચક્કર 3 છે, જે બીજાં 4 ચક્કરમાં




ચિત્ર નાં૦ ૨૬૬.
ઑઇલ એનજીનનો પીસ્તન

ગીઅર થાય છે 4 ચક્કરનાં સ્પીનડલ સાથે પાછલુ બ્રાસ સબધ રાખતું હોવાથી તે ફેરવવાથી બ્રાસ તાઇટ થઇ શકે છે સેટ સ્ક્રુ 6 ઢીલો કરી એક બૉક્ષ પાનાની મદદથી 5 સ્ક્રુનો ચોરસ છેડો ફેરવવાથી પાછલુ બ્રાસ પીન ઉપર ખેચી લઇ શકાય છે

**ઑઇલ એનજીનનો ગવરનર** (Oil Engine Governor) ત્રણ જૂદી જૂદી રીતે એનજીનની ચાલ ઉપર કાબુ રાખે છે. એ ત્રણ રીતો નીચે મુજબ છે —

૧ ગવરનરની મદદથી એકઝૉસ્ટ વાલ્વ ઉઘાડો રહે છે, અને તેલ અને હવા સીલીનડરમા દાખલ થઇ શકતા નથી (એકઝૉસ્ટ ગવરનીંગ).

૨ જ્યારે એક્ષપ્લોઝન કરવાની જરૂર નહી હોય ત્યારે ફક્ત તેલ દાખલ થતુ ગવરનર અટકાવે છે પણ હવા દાખલ થઇ શકે છે, જેથી કોઇ કોઇ સ્ટ્રોકે એક્ષપ્લોઝન બીલકુલ થતુ જ નથી. (હીટ એન્ડ મીસ ગવરનીગ).

૩ ગવરનરની મદદથી વપરાતા તેલનો જથ્થો ઓછો વધતો કરવામા આવે છે, જેથી એક્ષપ્લોઝન નરમ યા સખત પ્રકારનુ પણ ચાલુ નિયમીત થયા કરે છે (થ્રૉતલ ગવરનીગ)

**૧. એકઝૉસ્ટ વાલ્વ ઉઘાડો રાખી એનજીનની સ્પીડને કાબુમાં રાખવાની ગોઠવણ** તે જાતના એનજીનોમા જોવામા આવે છે કે જેઓમા સકશન સ્ટ્રોક વખતે થતા વૅકયુમને આધારે ઇનલેટ વાલ્વ ખુલે છે એવાં એનજીનમા જ્યારે લોડ ઓછો થાય છે અને ચાલ વધે છે, ત્યારે ગવરનર ઉચકાઇને એકઝૉસ્ટ વાલ્વ થોડો ઉઘાડો રાખે છે, જેથી ત્યાર પછીના સકશન સ્ટ્રોક વખતે વૅકયુમ થતુ નથી, અને ઇનલેટ વાલ્વ ઉઘડતો નથી, જેથી સીલીનડરમા વેપર જતી નથી અને એક્ષપ્લોઝન થતુ નથી આવી ગોઠવણનો ફાયદો એ કહેવામા આવે છે કે એથી એકઝૉસ્ટમા જતી વેપર પાછી સીલીનડરમા ખેચાઇ આવવાથી સીલીનડરની ટેમપરેચર એકસરખી રહે છે. જેથી એક્ષપ્લોઝનનો પ્રેસર એકજ સરખો રહે છે. બીજો ફાયદો એ હોય છે કે એકઝૉસ્ટ વાલ્વ ખુલ્લો રહેવાથી કમપ્રેસન થતુ નથી, તેથી એનજીન ઉપર નકામું જોર પડતુ નથી, કારણ કે જ્યારે એક્ષપ્લોઝન કરવાની જરૂર નહી હોય

ત્યારે કમપ્રેસનની પણ જરૂર રહેતી નથી, માટે એક્ષપ્લોઝન નહી કરવુ હોય તે છતાં સીલીનડરમાં હવા દાખલ કરીને તેને કમપ્રેસ કર્યા કરવાથી એનજીન ઉપર નાહકનુ વધુ જોર પડે છે કોઇ વેળા ખાસ કરીને મોટાં એનજીનોમા એકઝૉસ્ટ વેપર એકઝૉસ્ટ પાઇપમાં ચાલી જવા પછી એકઝૉસ્ટ વાલ્વ ખુલ્લો રહેવા છતાં તે પાછી એચાઇને સીલીનડરમા આવતા વખત લાગે છે, જેથી સીલીનડરમાં સહેજ વૅકયુમ થવાથી ઇનલેટ વાલ્વ થોડો ઉઘડીને અદર વેપર તથા હવા દાખલ કરે છે, જે કામ કર્યા વગર વ્યર્થ જાય છે એમ થતુ અટકાવવા માટે કેટલાક મોટાં એનજીનોમા જ્યારે ગવરનરની મદદથી એકઝૉસ્ટ વાલ્વ ખુલ્લો રહે, ત્યારે ગવરનર સાથે જોડેલા એક લીવરની મારફતે ઇનલેટ વાલ્વને દબાવી રાખવામા આવે છે

**૨. હીટ એન્ડ મીસની ગોઠવણુથી એનજીનની સ્પીડને કાબુમાં રાખવાની રીત** ૯૩૯ મે પાને સમજાવી છે અને ચિત્ર નાં૦ ૨૬૭ મા બતાવી છે એમા ગવરનરને વેપર વાલ્વ V સાથે એવી રીતે જોડેલો હોય છે, કે જયારે લોડ ઓછો થવાથી ગવરનર ઉઠે છે, ત્યારે વેપર વાલ્વ ઉઘાડવાનુ ચૂકી જવામા આવે છે, જેથી એક્ષપ્લોઝન બીલકુલ થતુ જ નથી, અને એનજીન ફકત ફલાઇ વ્હીલના ઝોકથી બે આખા રેવોલ્યુશન ફરી જાય છે ગવ-રનરના આડા લીવર સાથે એક રૉડ T ઝુલતો રાખેલો છે, જેની નીચે એક પ્લેટનો ટુકડો લગાડેલો છે, જેને ગૅપ પીસ (gap piece) કહે છે કૅમ શાફ્ટ C ફરવાથી એક રાકીગ લીવર R તેની જોડે જોડે હાલ્યા કરે છે એ રૉકીગ લીવર ઉપર એક રોલર છે તે કૅમ શાફ્ટ સાથ લાગુ રહે છે ગવરનર જયારે નીચે બેઠેલો હોય ત્યારે T રૉડની પ્લેટ રૉકીગ લીવરની



ચિત્ર નાં૦ ૨૬૭.
હીટ-એન્ડ-મીસ ગવરનર

ધારની બરાબર સામે આવવાથી તે વાલ્વ બૉલ V માથી બાહેર નિકળેલા વાલ્વ સ્પીનડલને દાબે છે, જેથી ઇનલેટ વાલ્વ ઉઘાડે છે. સ્પીડ વધવાથી જ્યારે ગવરનર ઉચકાય ત્યારે T રૉડની પ્લેટ ઉપર ઉચકાઈ જવાથી R લીવરની ધાર તેને ટપ્પ મારી શકતી નથી, તેથી તે ચૂકી જાય છે, અને વાલ્વ ઉઘડતોજ નથી

**૩. તેલનો જથો ઓછો વધતો કરી એનજીનની સ્પીડને કાબુમાં રાખવાની ગોઠવણુ હૉરન્સ્બી એકરૉઇડ** એનજીનમાં જોવામા આવે છે, જે કનતી-યુઅસ એક્ષ-પ્લોઝનના મથાળા હેઠળ ૯૩૯ મે પાને સમજાવવામા આવી છે એવી ગોઠવણવાળા એનજીનોની ચાલ ઘણી એકસરખી રહે છે

**ઑઈલ એનજીનનું ઈરેકશન** (Erection)–ઑઇલ એનજીનો ઘણાખરા એકજ મજબુત બેડ પ્લેટ ઉપર બેસાડેલા આવે છે, માટે એના ઈરેકશનની ઝાઝી કડાકુટ પડતી નથી તોપણુ સ્ટીમ એનજીન કરતા ઑઇલ એનજીનનો પાયો વધારે મજબુત રાખવાની અગત છે, કારણકે ઑઇલ એનજીન સીગલ એકટીગ હોય છે, તથા એમાં એક્ષપ્લોઝનના આચકા આવ્યા કરે છે, જેથી જો પાયો બરાબર મજબુત હોતો નથી તો થોડા વખતમા આખી જમીન હાલવા માડે છે કોઇ દિવાલથી ઑઇલ એનજીન હમેશા બને તેટલુ દૂર બેસાડવુ, નહી તો બે મજબુત દિવાલો વચ્ચેના ખૂણામા બેસાડવુ ઑઇલ એનજીનના ધક્કાથી દિવાલોને નુકસાન પુગવાનો સભવ હોય તો પાયાની નીચે તથા આજુબાજુ રેતીનુ એક પડ કરવુ કોઇબી રીતે કોઇ દિવાલના પાયા સાથે ઑઇલ એનજીનનો પાયો લાગુ રાખવો નહી

**ઑઈલ એનજીન માટે સીમેન્ટ કૉનક્રીટનો પાયો** (Foundation) ઘણો સગવડભરેલો અને મજબુત બને છે એ માટે જોઇતી ઉડાઇનો ખાડો ખોદી જ્યા જ્યા ફાઉનડેશન બોલ્ટ આવવાના હોય ત્યા ત્યા લાકડાંની ચોરસ પેટીઓ આસરે ૩×૩ ઇચની બનાવી ઉભી કરવી, અને તેમાં બોલ્ટ તથા વૉશર બરાબર જગામા ગોઠવીને આજુબાજુ સીમેન્ટની કૉનક્રીટ ભરવી કૉનક્રીટ ભરતી વખતે બોલ્ટની પેટીઓ આગળ પાછળ હડી નહી જાય તેની સભાળ રાખવી, અને એ પેટીઓ તથા બોલ્ટોને એકજ ઠેકાણે પકડી રાખવા

માટે પાયાના ખાડાને મથાળે મજબુત પાટિઆંની બનાવેલી એક ટેમ્પ્લેટ મુકી તેમાંથી બોલ્ટ પસાર કરવા. સીમેન્ટ કૉન્ક્રીટમા ૧ ભાગ પોર્ટલેન્ડ સીમેન્ટ અને ૪ ભાગ રેતી, કાંકરી તથા પથ્થરની ભેળસેલ ખડી મેળવવી જમીનની બાહેર પાયો જેટલો ઉચો રાખવો હોય તેટલી ઉચાઇનો મજબુત લાકડાંનો કલેમ્પ જેવો એક બૉક્ષ બનાવી પાયાને મથાળે ગોઠવવો, જે ઉપર પેલી ટેમ્પ્લેટ રહે અને તે બૉક્ષમા પણ ઉપલી કૉનક્રીટ ભરી આસ્તે આસ્તે ઠોકીને ઠરવા દેવી કૉનક્રીટ બરાબર ઠરી રહેવા પછી બોક્ષ છોડી નાખવો, તથા બોલ્ટોની ચોરસ પેટીઓ ખેચી કાહડવી એ પેટીઓ પહેલ્લાંથીજ થોડી ટેપર બનાવવી કે જેથી પાછળથી સહેલાઇથી ખેચાઇ આવે ત્યારપછી પાયાનુ ઉપલુ મથાળુ તથા બાજુઓ સીમેન્ટ તથા રેતી બન્ને એકસરખા ભાગે મેળવીને પ્લાસ્ટર કરી તે સારી રીતે સૂકાયા પછી તે ઉપર એનજીન બેસાડવુ, યાતો પાયાને મથાળે એનજીન બેસાડી આસરે અર્ધા ઇંચ જાડી લોઢાની વેજ્જો ઉપર એનજીન ટેકવી બરાબર લાઇન લેવલ કીધા પછી આજુબાજુથી પાતળો બનાવેલો સીમેન્ટ પાયા અને એનજીનની બેડની વચ્ચે રેડીને પ્લાસ્ટર કરી લેવુ, તથા બોલ્ટોની આસપાસની ખાલી જગામાબી સીમેન્ટ ભરી દેવો આથી કૉનક્રીટનો એક નકકર સાધા વગરનો પથ્થર બની જશે સીમેન્ટનુ બાધકામ પાણીમા વધારે મજબુત બને છે માટે લગભગ સાત દીવસ સુધી તેને ખુબ પાણીથી તર રાખવુ.

**એનજીનનો ધપકારો ઓછો કરવા માટે** એનજીનની બેડ અને પાયાના મથાળા વચ્ચે જાડી ફેલ્ટ (felt) અથવા કાથાની ચટાઇ મુકવાની ભલામણ કરવામા આવે છે એથી દિવાલ અથવા જમીન ધ્રુજશે નહી

**એનજીનની લેવલ**—ઑઇલ એનજીનની ક્રેન્ક શાફ્ટ તથા સીલીનડર બીલકુલ લેવલમા બેસાડવા જોઇએ, પણ કેટલાકો એનજીનનો સીલીનડર તરફનો છેડો ક્રેન્ક શાફ્ટ તરફના છેડા કરતા $\frac{1}{8}$ થી $\frac{1}{4}$ ઇચ ઉચો બેસાડવાની ભલામણ કરે છે, પણ તેથી કાંઇ ખાસ ફાયદા થતો દેખાતો નથી

**ઑઇલ એનજીનનો એકઝૉસ્ટ** એનજીનથી ઘણે દુર લઇ જવો નહી એનજીનમાંથી નિકળતા એકઝૉસ્ટ પાઇપને છેડે એક **એકઝૉસ્ટ સાઇલેનસર (Silencer)** નામનો બૉક્ષ મુકવામા

આવે છે, જેને મથાળે મુકેલા ઉભા પાઇપમાંથી એકઝૉસ્ટ હવામાં જાય છે એ સાઇલેનસર એકઝૉસ્ટ થતી ગૅસને એક્ષપાન્ડ કરીને તેને બાહાર નિકળતી વખતે અવાજ કરતી અટકાવે છે. જો એન-જીનથી ઘણે દૂર એકઝૉસ્ટ લઇ જવો પડે તો એકઝૉસ્ટ પાઇપની અસલ ડાયામેટર કરતા વધારે ડાયામેટરની પાઇપ નાખવી, તેમજ સાઇલેનસરની ઉપર ૨૦ ફીટથી વધુ ઉંચાઇએ એકઝૉસ્ટ કહાડવો પડે, તોપણ તે ઉભા પાઇપની ડાયામેટર વધારવી સાઇલેનસરના તળિઆમા એક કૉક મુકવો જેથી ભિનાશ કનડેન્સ્ડ થઇ જઇને તેમા જે કાઇ પ્રવાહી ભરાઇ રહેવા પામે તે બાહેર કહાડી નાખી શકાય

**ઑઇલ એનજીનના એકઝૉસ્ટનો અવાજ** બંધ કરવા માટે એકઝૉસ્ટ વાલ્વની પાસેજ એકઝૉસ્ટ પાઇપ ઉપર પાણીનો પાઇપ જોડી એકઝૉસ્ટ પાઇપમા એક ઘણા ઝીણા ફુવારારૂપે થોડુ પાણી ચાલુમા ઉડયા કરે તેવી ગોઠવણ કરવી, જેથી એકઝૉસ્ટ વાલ્વ ઉઘડતાજ જે ગરમ બળતી ગૅસ એકઝૉસ્ટ પાઇપમાં આવે તે બુજાઇને ઠંડી પડી જાય પણ એ પાણીનો જથ્થો એટલો થોડો રાખવો કે જેથી એકઝૉસ્ટ પાઇપમા પાણી બીલકુલ જમા થાય નહી અને જેટલુ પાણી એ જેટ (Jet) માથી ઉડતુ રહે તેટલું ગૅસની ગરમીથી બળી સ્ટીમ થઇ જઇને એકઝૉસ્ટ સાથે નીકળી જયા કરે તે છતાં એકઝૉસ્ટ પાઇપ યા સાઇલેનસરમા જમા થતુ પાણી કાહડી નાખવા માટે એક ડ્રેનપાઇપ અને કૉક જરૂર રાખવો જોઇએ જે એનજીનમા ગવરનર એકઝૉસ્ટ વાલ્વ ઉપર કાબુ રાખે છે તે એનજીનમા આવી ગોઠવણ થઇ શકતી નથી કેટલેક ઠેકાણે જમીનમા ખાડો કરી તેને પાકો ઇટ ચૂનામા બાંધી લઇ તેમા છૂટા પથરા કે ઇટના ટુકડા ભરવામાં આવે છે, અને ખાડાનું મથાળુ લોખડની પ્લેટથી બંધ કરી તે ઉપર મોટા ડાયામેટરની પાઇપ ઉભી મૂકવામા આવે છે જેથી એકઝૉસ્ટનો અવાજ ઓછો થાય છે ખરો, પણ કોઇવાર વગર સળગેલી ગૅસ એ ખાડામા એકઝૉસ્ટ મારફતે આવી ભરાઇ રહીને ફાટે તો મોટો અકસ્માત થવાનો સભવ રહે છે.

**એકઝૉસ્ટ સાઇલેનસરનું (Exhaust Silencer) કદ** નીચે પ્રમાણે રાખવામા આવે છે:—

$D^2 \times S \times 3$ ૫=સાઇલેનસરનુ વોલ્યુમ કયુબીક ઇંચમાં
D=સીલીનડરનો ડાયામેટર ઇંચમા S=સ્ટ્રોક ઈંચમાં

**એકઝૉસ્ટ પાઈપ** ઘણી ગરમ થતી હોવાથી કોઇપણ લાકડકામથી આસરે ઓછામા ઓછી ૬ ઇંચ દુર રાખવી

**એકઝૉસ્ટ ગૅસનો રંગ** સફેદ અથવા સહેજ બ્લુ હોવો જોઇએ તદન ઓછા લોડ વખતે તો એકઝોસ્ટ થતી ગૅસનો રંગ સફેદજ રહે છે

**ઑઈલ એનજીન માટેનુ સીલીનડર ઑઈલ** ખાસ બનાવવામા આવે છે જે ઘણી સખત ગરમીમા બળીને ઉડી જતુંનથી, તેમજ સીલીનડરમા ગુદર જેવો ચિકાશદાર પદાર્થ જમાવતું નથી સીલીનડરમા બનતા સુધી થોડુજ તેલ જવા દેવુ એનજીન બંધ કરતી વખતે કોઇ કોઇ વેળા સીલીનડરમા ઑઇલ કપ મારફતે થોડુ કેરોસીન તેલ રેડવાની ભલામણ કરવામા આવે છે, જેથી સીલીનડર તથા પીસ્તન અંદરથી સાફ રહેશે ઑઇલ એનજીન માટે જે સીલીનડર ઑઇલ વાપરવામા આવે તેમા સેકડે પાચ ટકા જેટલા પ્રમાણમા સારી સાફ કરેલી તાવેલી ચરબી ભેળીને વાપરવાથી એનજીન ઘણી સારી રીતે કામ કરે છે

**ઑઈલ એનજીન માટે પાણીનું સરકયુલેશન** (Circulation of Water)—ઑઇલ એનજીનના સીલીનડરની આસપાસ તથા વેપરાઇઝરનો જે ભાગ સીલીનડર સાથે જોડાય તે ભાગની આસપાસ જેકેટ બનાવેલુ હોય છે, તેમા ઠંડુ પાણી ફરતુ રાખવાની ઘણી અગત્ય છે સ્ટીમ એનજીનમા સીલીનડરને ગરમ રાખવાની અગત્ય પડે છે, ત્યારે ઑઇલ એનજીનમા જેમ બને તેમ સીલીનડરને ઠંડુ રાખવાની અગત્ય પડે છે એ માટે એનજીન રૂમમા પાણીની એક ટાકી રાખવામા આવે છે, જેમા હમેશા ઠંડુ પાણી આવતુ રહે તેવી ગોઠવણ રાખવામા આવે છે એ ટાંકીનુ તળિયું જેકેટના નીચલા ભાગ સાથે જોડવામા આવે છે, અને જેકેટના ઉપલા ભાગમાથી પાઈપ કહાડીને તે ટાકીના મથાળાં સાથે જોડવામાં આવે છે ટાકીનુ તળિયુ સીલીનડરની સેનટર લાઇનથી કદીપણ નીચું રાખવું નહી, તથા જેકેટના ઉપલા ભાગમાંથી નિકળતો રીટન પાઇપ ટાંકી માહેલી પાણીની સપાટીથી બે ત્રણ ઇંચ નીચે જોડવો, તથા હમેશાં

ટાંકીમાથી સીલીનડર તરફ ઢાળ પડતો રાખવો, તથા તેનો એન્ડ પણ મોટા વાકનો રાખવો મોટા એનજીનો માટે એક મોટી ટાંકીને બદલે બે નાની ટાકી રાખવી વધારે સારી છે એવી વખતે જેકેટનો રીટર્ન પાઇપ એક ટાકીને મથાળે જોડી તેજ ટાકીના તળિયાંમાંથી લીધેલો પાઇપ બીજી ટાકીને મથાળે જોડવો, અને એ બીજી ટાકીના તળિયામાથી પાઇપ કહાડીને જેકેટમા દાખલ કરવો ટાકીને મથાળે જોડેલા પાઇપના મોહડા હમેશા પાણીમા આખા ડુબેલા રહેવા જોઇએ.

**ટાંકીમાં પાણીનો જથ્થો** દર એક હૉર્સપાવર દીઠ ૩૦ થી ૪૦ ગ્યાલન રાખવામા આવે છે

**જૅકેટમાંથી નિકલતાં ગરમ પાણીની ટેમ્પરેચર** (Temperature of Water) ૧૫૦ ડીગ્રી ફેરન હીટથી વધુ હોવી નહી જોઇએ, અને ટાકીમાનુ પાણી વધુમા વધુ ૧૨૦ ડીગ્રીથી વધુ ગરમ થવા દેવુ નહી જોઇએ જૅકેટ ઉપર સહેલાઇથી હાથ મેલી શકાય તેટનુ તે ગરમ રહેવુ જોઇએ જૅકેટમા પાણી ફરતું રાખવા વગર કદીબી એનજીન ચલાવવુ નહી, અને રીટર્ન પાઇપ ઉપર હમેશા ટાકીમા ત્રણ ચાર ઇચ પાણી ઉચું રહે તે પ્રમાણે ઠંડુ તાજુ પાણી અદર આવતુ રહે તેવી ગોઠવણ કરવી, જે માટે એક બૉલ વાલ્વ (ball valve) ટાકીમા મુકવો, કે જેથી ટાંકીમા જોઇતી સપાટી કરતા વધુ પાણી આવે ત્યારે પાણી આવતુ પોતાની મેળે બધ થાય. ટાંકીમા ભરવાના ઠડા પાણીનો પાઇપ ટાકીના તળિયા સુધી લઇ જવો સીલીનડરથી ટાકીનુ તળિયુ જેમ વધુ ઉચે રાખ્યુ હોય તેમ વધારે સારૂ ટાકીનુ પાણી ૯૦ ડીગ્રીથી જેમ વધુ ગરમ થતુ જાય તેમ એનજીનનો પાવર ઓછો થતો જાય છે જયાં ઘણા ઓવરલોડને લીધે પાણી ઘણુ ગરમ થતુ હોય ત્યા એકને બદલે બે રીતર્ન પાઇપ સીલીનડરના જેકેટને મથાળેથી કાહડીને ટાકી સાથે જોડવા, જેથી સરકયુલેશન સારૂ ચાલશે, નહી તો જો પાણીની કીમ્મતનો સવાલ અગત્યનો નહી હોય તો ગરમ પાણી બાહેર નિકળી જાય અને ઠડુ તાજુ પાણી જેકેટમા ફરતુ રહે તેવી ગોઠવણ કરવી.

**ઑઈલ એનજીન ચાલુ કરવાની રીત** (Starting an Oil Engine)—પહેલ્લા સ્ટારટીગ લેમ્પમાં તેલ ભરી તેનો પમ્પ ચલાવી તેમાં હવાનો પુરતો પ્રેસર લેવો. પછી લેમ્પના કપમાં થોડું

તેલ નાખી તેને સળગાવીને લેમ્પનો પાઇપ અથવા કૉઇલ ( coil ) ગરમ કરવો એ પાઇપ બરાબર ગરમ થઇ રહેવા પછી લેમ્પનો તેલનો વાલ્વ ખોલતાજ લેમ્પમાં એક ભડકો થશે, અને આસ્તે આસ્તે લેમ્પનો વાલ્વ ઉઘાડી જોઇએ તેટલો રાખતાં લેમ્પ એકસરખી આચ અને જોશ સાથે બળતો જણાય કે તેને તુરત વેપરાઇઝરની નીચે અથવા ઇગનીશન ટયુબની નીચે ગોઠવવો અને વેપરાઇઝરને ગરમ કરવુ આસરે ૧૫ યા ૨૦ મીનીટમા વેપરાઇઝર પુરતુ ગરમ થઇ જશે એક મેકર તો વેપરાઇઝર ઉપર થરમામીટર બેસાડે છે જેથી તેની ટેમપરેચર માલમ પડે છે જો થરમામીટર હોય તો તેમા ૨૨૫ ડીગ્રી ટેમપરેચર બતાવે ત્યારે એનજીન ચાલુ કરવુ, અને વેપરાઇઝરની ટેમપરેચર ૩૨૫ ડીગ્રીથી વધુ કદીબી થવા દેવી નહી

વેપરાઇઝર પુરતુ ગરમ થવા પછી એનજીનને ઉલટુ ફેરવી જે બાજુ પીસ્તનને કમપ્રેસનનુ જોર પડે તે બાજુ થોડો વાર થોબાવી તુરત સીધી ચાલે ખુબ જોરથી ફ્લાઇ વ્હીલ ફેરવવુ યાદ રાખવુ કે ફ્લાઇ વ્હીલ આસ્તે ફેરવવાથી કદીબી એનજીન ચાલુ થશે નહી મોટા ઑઇલ એનજીનોમા હાથ વડે એનજીન ફેરવી શકાતુ નથી કારણકે કમપ્રેસન સ્ત્રોક વખતે ઘણુજ જોર પડે છે તેથી તે અટકી જાય છે આથી ચાલુ કરતી વખતે એકઝૉસ્ટ વાલ્વ થોડો ઉઘાડો રાખી કમપ્રેસનનો પ્રેસર ઓછો કરવાની ગોઠવણ રાખવામા આવે છે તેમ નહી હોય તો એકઝૉસ્ટ વાલ્વ હાથ વડે થોડો ઉઘાડો રહે તેમ પકડી રાખવો અને માણસો પાસે ખુબ જોરથી એનજીન ફેરવાવવુ એવી રીતે થોડા આટા એનજીનના ફરવાથી કમપ્રેસન સ્ત્રોક વખતે એક્ષપ્લોઝન થશે કે તુરત એનજીન ચાલુ થઇ જશે ચાલુ કરતી વખતે હાથ વડે પમ્પનો હેનડલ હલાવીને થોડું તેલ વેપરાઇઝરમા દાખલ કરવુ, એનજીન ચાલુ થવા પછી એકઝૉસ્ટ વાલ્વ પુરેપુરો બધ થઇ ફુલ કમપ્રેસન થાય તે પ્રમાણે એકઝૉસ્ટ વાલ્વના લીવરનુ રોલર ગોઠવવુ

**ઑઇલ એનજીન ચાલુ કરતી વખતે સંભાળ** રાખવાની જરૂર એ છે કે ઘણી વખતે ફ્લાઇ વ્હીલ ફેરવતાં એકાએક પ્રીઇગનીશન થવાથી યાને જોઇએ તે કરતાં વધારે જલદી એક્ષપ્લોઝન થવાથી એનજીન ઉલટુ ફરવા મડી જાય છે. એવી વખતે ફ્લાઇ

વ્હીલ ફેરવનારાં આદમીઓના હાથ પગ ભાંગી જવાનો ઘણો સંભવ રહે છે. થોડા આંટા ફેરવવા પછી જો એનજીન ચાલુ નહી થાય તો વેપરાઇઝરમાં તેલ દાખલ થતુ પહેલ્લાં બંધ કરી એનજીનને પાછું થોડા આંટા ફેરવવુ જેથી વેપરાઇઝરમાં ભરાએલુ ફાલતુ તેલ નિકળી જાય, પછી તેલ પાછું ચાલુ કરતાંજ એક્ષપ્લોઝન થઇ એનજીન ચાલુ થઇ જશે એનજીન ફેરવીને ચાલુ કરવામા પણ ચાલુ પ્રેકતીસની જરૂર છે. ૩૦ હૉર્સપાવરનુ એક નવું એનજીન ચાર ચાર આદમી લગાડી ફેરવ ફેરવ કરતાં પણ કાઇક દહાડાઓ સુધી ચાલુ નહી થઇ શક્યું હતુ, જ્યારે એવાજ એક બીજા એનજીનને દરરોજ ફેરવીને ચાલુ કરવાની આદત પાડેલા એક મજુર આદમીએ આવીને તે એકલે હાથે ફેરવી આસાનીથી ચાલુ કરી આપ્યુ હતુ, એવો એક બનાવ આ લખનારની જાણમા બન્યો હતો

**ચાલુ કરતી વખતે એકઝૉસ્ટ વાલ્વને ઉંચકી રાખનારૂં** રીલીફ ગીઅર જો કોઇ એનજીનમા નહી હોય તો એકઝૉસ્ટ વાલ્વની કૅમ (cam) અને તેના લીવરના રોલર વચ્ચે આસરે અરધો દોરો જાડી લોખંડની પટી એનજીન ફેરવતી વખતે પકડી રાખવાથી એકઝૉસ્ટ વાલ્વ થોડો ઉઘાડો રહી કમપ્રેસનનું જોર એનજીનપર પડશે નહી.

**સેલ્ફ સ્ટારટર** (Self Starter)—મોટા ઑઇલ એનજીનોને ચાલુ કરતી વખતે એ પ્રમાણે હાથવડે જોરથી ફેરવવુ ઘણુ મુશ્કેલ થઇ પડે છે, જેથી સેલ્ફ સ્ટારટરની ગોઠવણ તેઓમાં રાખેલી હોય છે એ ગોઠવણ એવી હોય છે કે એમા એક રીસીવરમા ૧૦૦ થી ૧૨૦ પાઉન્ડના પ્રેસર સુધી દાબીને હવા યા એકઝૉસ્ટ ગૅસ ભરી રાખવામાં આવે છે, અને વેપરાઇઝર ગરમ કીધા પછી ચાલુ કરતી વખતે એનજીનની ક્રેન્કને ચોકકસ સ્ટારટીંગ સેન્ટર ઉપર રાખી રીસીવરનો વાલ્વ ખોલતાજ તે માહેલી હવા અથવા ગૅસ પીસ્તન ઉપર સ્ટીમની માફક દબાણ કરીને એનજીનને ગતિમાં લાવે છે, જેથી એનજીન કેટલાંક રેવોલ્યુશન ઘણા જોરથી ફરી જાય છે તેજ વખતે એનજીનનો વેપર વાલ્વ અને તેલનો વાલ્વ વગેરે ખોલવાથી એક્ષપ્લોઝન થવા માંડે છે એનજીન એ પ્રમાણે ચાલુ થઇ જવા પછી રીસીવરમાં પાછી હવા યા એકઝૉસ્ટ ગૅસ જોઇતા પ્રેસરની ભરી રાખવામાં આવે છે, જે બીજી વખતે કામ લાગે છે

**તેન્ગી** (Tangye) ના ઑઇલ એનજીનમા એક સારી ગોઠવણ એનજીન ચાલુ કરવાની કીધેલી હોય છે. એમા વેપરાઇઝર ગરમ કરવા પછી તેમા તેલનો એક ચોક્કસ માપેલો જથ્થો દાખલ કરવામા આવે છે, જે તેમા જતાને વાર તેની વેપર બની જાય છે પછી એક હાથથી ચાલતા પમ્પવડે તેમા હવા દાખલ કરવામાં આવે છે, જે તેલની વેપર સાથે મલી જઇને સળગીને ફાટે તેવી એક્ષપ્લોઝીવ ગૅસ (explosive gas) થઇ જાય છે, અને આગમજથી એનજીનનુ ફ્લાઇ વ્હીલ ફેરવીને સ્ટીમ એનજીનની માફક પીસ્તનને સ્ત્રોકને છેડેથી થોડો દૂર સ્ટારટીગ સેન્ટર ઉપર રાખેલો હોવાથી ઇગનીશન ટયુબની ગરમીથી જ્યારે ઉપલી ગસ સળગીને ફાટે છે યાને એક્ષપ્લોઝન થાય છે કે તુરત એનજીન ચાલુ થઇ જાય છે

**ઑઇલ એનજીન ચાલુ કરતી વખતે હવાનો જથ્થો** થોડો જોઇતો હોવાથી જે એનજીનમા એર વાલ્વ ઉપર એક થ્રોતલીગ વાલ્વ હોય તે શુરૂઆતમા ઘણોજ થોડો ખુલ્લો યા બધ રાખવામા આવે છે, અને એનજીન ચાલુ થવા પછી તેને થોડો થોડો ખોલતા જઇ એટલો ખુલ્લો રાખવામા આવે છે કે ચાલુમા એનજીનના સીલીનડરમા એક્ષપ્લોઝનના ધડાકાનો અવાજ સભળાય નહી જો એવો અવાજ સભળાય તો એ એરવાલ્વ વધારે ઉઘાડવો જે એનજીનમા એ પ્રમાણેનો એરવાલ્વ સાથનો થ્રોતલીગ વાલ્વ નહી હોય તે એનજીનમા ચાલુ કરતી વખતે તેલનો જથ્થો લગાર વધુ દાખલ કરવો, જે એનજીન ચાલુ થઇ ગયા પછી ઓછો કરવો

**ઑઇલ એનજીન ઉલટું ફરવામાં સમાએલો જોખમ**—ચાલુ કરતી વખતે ઑઇલ એનજીન થોડા આટા ઉલટુ ફરી જવાનો ઘણો સભવ રહે છે ચાલુ કરતી વખતે ફ્લાઇ વ્હીલ ફેરવનાર આદમી જો પુરતો અનુભવી નહી હોય તો કમપ્રેસન સ્ત્રોક વખતે જયારે એનજીન ફેરવવામા ઘણુ જોર પડે છે ત્યારે તે ગભરાઇને હારી ખાઇ જતા તેના હાથમાથી એનજીન છુટી જઇને ઉલટું ફરવા મડી જાય છે એવી વખતે એનજીનનો પટો મશીનરી ઉપર રાખેલો હોય તો કોઇ મશીનરી એવી હોય છે કે જે ઉલટી ફરવાથી ઘણુ નુકસાન થાય છે માટે ઑઇલ એનજીનની પુલી પરથી પટો શાફ્ટીગ ઉપર રાખેલી લુસ પુલી ઉપર ચાલુ કરતી વખતે રાખવો જોઇએ, જે માટે

ઑઇલ એનજીનથી ચાલતી શાફ્ટીંગ ઉપર ફાસ્ટ-લુસ પુલીની અથવા ક્લચ (clutch) ની ગોઠવણુ હમેશા રાખવી જોઇએ

## ઑઇલ એનજીન ચાલુ નહી થાય તેનાં કારણો

અને ઇલાજ નીચે આપ્યા છે

૧ વેપરાઇઝર અથવા ઇગનીશન ટયુબ પુરતાં ગરમ થયા નહી હોય તો ઑઇલ એનજીન ચાલુ થઇ નહી શકશે જો એનજીન જલ્દી ચાલુ કરવુ હોય તો એકને બદલે બે લૅમ્પ વેપરાઇઝરની નીચે મુકવા.

૨ જોઇએ તે કરતા વધારે તેલ અથવા ઓછી હવા આપવાથી એનજીન ચાલતુ નથી આથી એક્ષ્પ્લોઝન થતુ નથી જો એમ થાય તો તેલનો વાલ્વ બંધ કરવો, અને એનજીનને ખાલી હાથ વડે ગબડાવવુ જેથી વધારાનુ તેલ નીકળી જશે અને એનજીન ચાલુ થઇ જશે

૩ ખામીભરેલુ કમપ્રેસન—જો કમપ્રેસન બરાબર નહી થાય તો નિયમીત એક્ષ્પ્લોઝન થાય નહી, અને એનજીનની ચાલ ધીમી પડી જાય અથવા કેટલીક વખતે હવાના પાઇપમા અને એકઝૉસ્ટ પાઇપમા મોટા ધડાકા જેવા અવાજ થાય, અને એનજીન ચાલુ થાય નહી આવી વખતે એનજીનને ઉલટુ ફેરવીને કમપ્રેસન તપાસી જોવુ જો કમપ્રેસન વખતે પીસ્તનને દાબતા તે ધીમે ધીમે સીલીનડરમા વધુ ને વધુ અંદર જતો જણાય તો જાણવુ કે વાલ્વ યા પીસ્તન ગળે છે

૪ જોઇએ તે કરતા ઘણુ ઓછુ તેલ—આથી એક્ષપ્લોઝન ઘણા નરમ પ્રકારનુ થશે યા તદન થશે નહી માટે ચાલુ કરતી વખતે શુરૂઆતમા તેલનો જથો વધારવો

૫ વેપરાઇઝર અથવા ઇગનીશન ટયુબ જોઇએ તે કરતા વધારે ગરમ થયા હોય તો પ્રીઇગનીશન થાય છે, એટલે કે ઇગનીશન સ્ટ્રોકની શુરૂઆતની અગાઉ એક્ષપ્લોઝન થાય છે, જે નકામુ જાય છે અને એનજીન ચાલતુ નથી

૬ તેલની જાત બદલવાથી પણ એનજીન ચાલુ થતુ નથી એવી વખતે વેપરાઇઝરમા દાખલ થતા તેલનો જથ્થો વધતો ઓછો કરવો પડે છે, તથા તેને લાયકનુ કમપ્રેસન પણ રાખવુ પડે છે, જે ફક્ત અનુભવથીજ થઇ શકે છે

૭ સીલીનડરમા જો પાણી દાખલ થતું હોય તો એનજીન ચાલુ થશે નહી. જો સીલીનડર અને તેના જેકેટ વચ્ચેનો જોઈન્ટ ગળતો હોય તો જેકેટમાંથી પાણી સીલીનડરમા ગળે છે.

ઉપલા કારણો ઉપરાત બીજા પણ કેટલાક કારણો છે કે જેઓને લીધે ઑઇલ એનજીન ચાલુ થઇ શકતુ નથી, જેમકે એનજીનની સાઇડ શાફ્ટનાં વ્હીલ તેના મારકા પ્રમાણે બરાબર ગીઅરમાં બેસાડેલા નહી હોય, યા કોઇ વાલ્વ ઘણો ગળતો હોય યા ઉઘડતોજ નહી હોય, અને વેપરાઇઝર યા ઇગનીશન ટયુબ મેશથી ભરાઇ ગયાં હોય

## વેપરાઇઝરમાં મેંશ ભરાઈ જવાનાં કારણો અને ઈલાજ.

૧ વેપરાઇઝરમા તેલ જોઇએ તે કરતા વધારે જતુ હોય.

૨. વેપરાઇઝરનુ ઠંડુ થઇ જવુ જયારે ઓછા લોડે એનજીન ચાલતુ હોય ત્યારે વેપરાઇઝરની ઉપરનુ કવર ઢાકવું, કે જેથી તેને બાહેરની હવા લાગે નહી, તથા જેકેટનો કૉક થોડો બધ રાખવો, કે જેથી જેકેટ સહેજ ગરમ રહે તદન ઠડા જેકેટ કરતા સહેજ, ગરમ જેકેટ સારૂ કામ કરે છે

૩ ઑઇલ પમ્પ બરાબર કામ કરતો નહી હોય તો તપાસી જેવો

૪ વેપરાઇઝરના વાલ્વની લીફ્ટ ઓછી કરવાથી પણ વેપરાઇઝરમા મેશ બાઝે છે.

૫ સાઇડ શાફ્ટના વ્હીલ બરાબર મારકામા બેસાડેલા નહી હોય તો જૂદા જૂદા વાલ્વોને ઉઘાડવા બધ કરવાના વખતમા ફેરફાર થઇ જાય છે માટે તે તપાસી જોવુ જો જૂદા જૂદા વાલ્વો પોતાના નિયમસર નહી ઉઘડે યા બધ થાય તો વેપરાઈઝર મેશથી ભરાઇ જાય છે

૬ એકઝૉસ્ટ પાઇપ ઘણી લાબી હોવાથી પણ વેપરાઇઝરમાં મેશ બાઝે છે જો પાઇપ લાબી રાખવી પડે તો તેનો ડાયામેટર વધુ રાખવો

## ઑઈલ એનજીનમાં ઓછો પાવર ઉત્પન્ન થવાનાં કારણો અને ઈલાજ.

૧ જોઇએ તે કરતા વધુ યા ઓછુ તેલ જવાથી પુરેપુરો પાવર ઉત્પન્ન થતો નથી ઘણુ તેલ જવાથી વેપરાઇઝર ઠડુ થઇ જાય છે

ઓછું તેલ જવાથી જોઇએ તેટલી વેપર બનતી નથી. માટે ઑઇલ-પમ્પ તથા તેલની પાઇપો વગેરે તપાસી જોવા

૨. વેપરાઇઝર ઘણું ઠંડું થતું હોય યા હદ બાહેર ગરમ થતું હોય તો એનજીનની ચાલ ધીમી પડી જાય છે ઠંડા વેપરાઇઝરમાં તેલ બરાબર વેપરાઇઝ થતું નથી, તથા ઘણાજ ગરમ વેપરાઇઝરમા પ્રીઇગનીશન થવાથી એનજીન ઘણા આચકા ખાય છે અને ચાલ ધીમી પડી જાય છે. ઠંડા વેપરાઇઝરના ઇલાજ માટે તેની નીચે બતી બળતી રાખવી જો વેપરાઇઝર હદ બાહેર ગરમ થઇ જતું હોય તો તેમા જતા તેલનો જથ્થો જો બની શકે તો સહેજ વધારવો. વેપરાઇ-ઝરની નીચે બતી રાખવી નહી, યા રાખવી પડે તો ઘણીજ ધીમી રાખવી, અને પાણીનું સરકયુલેશન જયાદા આપવું

૩. હવા વધુ યા ઓછાં પ્રમાણમા જતી હોય, અને હવામાં ધુળ વગેરે ઘણો કચરો ભેળાયલો હોય તો એનજીન બરાબર કામ કરતું નથી, માટે હવા ઓછી વધતી કરવાનો એર કૉક જોઇએ તેટલોજ ઉઘાડો રાખવો (જે અનુભવ ઉપરથી માલમ પડશે), અને એનજીન રૂમની હવા સ્વચ્છ રાખવાની તજવીજ કરવી

૪ કોઇ વાલ્વ ગળતા હોય તો ગ્રાઇન્ડ કરી લેવા

૫ વેપરાઇઝરમા યા ઇગનીશન ટયુબમા મેશ ભરાઇ ગઇ હોય તો તે સાફ કરવી

૬ ગફલતીથી તેલમાં પાણી ભેળાયું નહી હોય તે તપાસી જોવું.

૭ તેલની જાત તપાસી જોવી કોઇ નવી જાતનું તેલ વાપરતાં એનજીનની ચાલ ધીમી પડી જાય તો કમપ્રેસનના કવર યા લાઇનરો બદલી જોવા ચોકકસ જાતના તેલ માટે કયું કવર યા લાઇનર માફક આવશે તે ફકત અનુભવ ઉપરથીજ જણાશે

૮ સીલીનડરમા મેશ બાઝી જવાથી તથા ખરાબ જાતનું યા વનસ્પતીનું તેલ સીલીનડરમાં નાખવાથી પણ એનજીનની ચાલ ધીમી પડી જાય છે, અને પાવર કમી થાય છે.

૯. એકઝૉસ્ટ પાઇપ ઘણી લાંબી હોય યા નાના ડાયામેટરની હોય તો એનજીન ઓછો પાવર ઉત્પન્ન કરે છે જો પાઇપ ઘણી લાંબી રાખવી પડે તો તેનો ડાયામેટર વધારવો.

૧૦ ગરમ ૠતુમા ઑઇલ એનજીનો ઓછો પાવર ઉત્પન્ન કરે છે (જુવો પાનુ ૯૧૧)

૧૧ પાહડ ઉપર ઑઇલ એનજીનો ઓછો પાવર ઉત્પન્ન કરે છે (જુવો પાનુ ૯૨૨)

**એકઝૉસ્ટ પાઇપમાં એક્ષપ્લોઝન થવાનું કારણ** એ હોય છે કે ઇગનીશન ટયુબ અથવા વેપરાઇઝર ઠડા થઇ ગયા હોય, અથવા તો તેઓમા મેશના પોપડા બાઝી ગયા હોય, વેપર વાલ્વ ગળતો હોય, અથવા વેપરાઇઝર અતિશય ગરમ થયુ હોય.

**એરપાઈપમાં એક્ષપ્લોઝન થવાનું કારણ** એ હોય છે કે કદાચ વેપર વાલ્વ ગળતો હોય, અથવા વેપરાઇઝર ઘણુજ ગરમ થઇ ગયુ હોય

**સીલીનડરમાં ધપકારા થવાનું કારણ** એ હોય છે કે કમપ્રેસન ઘણુજ થવાથી પ્રીઇગનીશન અથવા અરલી ફાયરીગ થતુ હોય, હવાનો જથ્થો થોડો હોય યાને હવાનો વાલ્વ થોડો ઉઘડતો હોય, તેલ ઘણા મોટા જથ્થામા દાખલ થતુ હોય, વેપરાઇઝર વધારે ગરમ થયલુ હોય અથવા તો **મીસફાયર** (miss-fire) થતુ હોય, અથવા ઇગનીશન સ્ટ્રોક વખતે વેપર સળગતી નહી હોય

**મીસફાયર થવાનાં કારણ** એ હોય છે કે વેપરાઇઝર બરાબર ગરમ નહી હોય, તેલ ઘણુજ થોડુ જતુ હોય, હવા ઘણી વધારે જતી હોય, અથવા કમપ્રેસન થોડુ હોય

**ઇગ્નીશન વખતે મોટા અવાજ થવાનું કારણ** તેલ ઘણા મોટા જથ્થામા દાખલ થવાનુ હોય છે, જેમ થવાથી એકઝૉસ્ટ ગૅસ પણ કાળી નિકળતી માલમ પડશે.

**જોઇએ તે કરતાં થોડું કમપ્રેસન** રાખવાથી એક્ષપ્લોઝન બરાબર થતુ નથી અને મીસફાયર થાય છે પણ મીસફાયર થવાના બીજા પણ ઉપર જણાવેલા કારણો હોવાથી કમપ્રેશન બદલવા અગાઉ ઉપલા કારણોના પહેલ્લા ઇલાજ કરવા જોઇએ.

**જોઇએ તે કરતાં વધુ કમપ્રેસન** રાખવાથી પ્રીઇગનીશન અથવા અરલી ફાયરીગ થાય છે, સીલીનડરમા ધપકારા થાય છે અને વેપરાઇઝર ઘણુ ગરમ થઇ જાય છે.

**કમપ્રેસન ઓછું વધતું કરવાની ગોઠવણ** જુદા જુદા એનજીનોમાં જુદા જુદા પ્રકારની હોય છે. સીલીનડરના પાછળા ભાગમા પીસ્તન જ્યારે સ્ટ્રોકને છેડે હોય ત્યારે પીસ્તનની પાછળની પીસ્તન અને વેપરાઇઝર વચ્ચેની જગામા વેપર દબાવાથી કમપ્રેસન થાય છે, અને એ જગાને કમપ્રેસન સ્પેસ કહે છે. એ જગા ઓછી વધતી કરવાથી કમપ્રેસન ઓછું વધતુ થાય છે કેટલાકો પીસ્તનની પાછળ લગાડવાની જુદી જુદી જાડાઇની પ્લેટો મોકલે છે, જેથી એક પાતળી પ્લેટ કાહડી બીજી જાડી નાખવાથી કમપ્રેસન વધે છે જેમ જગા ઓછી થાય તેમ કમપ્રેસન વધુ થાય. કેટલાકો ક્રેન્કપીનના બ્રાસ અને કનેકટીગ ગેડના છેડાની વચ્ચે મુકવાની જાડી પાતળી પ્લેટો મોકલે છે, જેથી એવીજ ગરજ સારે છે, એટલે એક પાતળી પ્લેટ કાહડી જાડી મુકવાથી પીસ્તન પાછળ હટે છે અને કમપ્રેસન સ્પેસ ઓછી કરે છે, અને ઓછી જગ્યામાં વેપર દબાવાથી તેનો પ્રેસર વધે છે એટલે કમપ્રેસન વધુ થાય છે કેટલાક મેકરો એ જગાને ઓછી વધતી કરવા માટે એજ ખાલી જગાની અંદર જઇ ઓછી કે વધુ જગા રોકી નાખે તેવા કવરો મોકલે છે, જેથી એક ટુંકુ કવર કાહડી લાબુ કવર નાખવાથી તે કવરનો સીલીનડરની અંદર લબાતો ભાગ કમપ્રેસન સ્પેસ ઓછી કરે છે, જેથી કમપ્રેસન વધે છે રશીઅન કેરોસીન ઑઇલ કરતા અમેરીકન કેરોસીન ઑઇલને ઓછુ કમપ્રેસન જોઇએ છે

**ખરાબ જાતનું સીલીનડર ઑઇલ** સીલીનડરમા નાખવાથી તેમા તાર અથવા ડામર જેવો પદાર્થ બાઝે છે જેથી કોઇવાર પીસ્તન સીલીનડરમા ઘણોજ સખત જામ થઇ જાય છે જો એમ થાય તો જેકેટ માહેલુ પાણી તદન કાહડી નાખી જેકેટનો નીચલો કૉક બંધ કરી ઉપલા પાઇપમાથી જેકેટમા ઘણુ જ ગરમ ઉકળતુ પાણી ભરવુ, જેથી સીલીનડર એક્ષપાન્ડ થઇ પીસ્તન છુટો પડી નિકળી આવશે.

**જેકેટમાં બરાબર સરકયુલેશન નહી થાય** તો તેમાં પણ બૉઇલરની માફક ખાર બાઝી જાય છે, જેથી એનજીનની ચાલ બરાબર રહેતી નથી એ ખાર કાહડી નાખવા માટે કોઇ સારી જાતનું અને જાણીતા મેકરનુ બૉઇલર કૉમ્પોઝીશન વાપરવું, નહી

તો નીમકનો તેજાબ અથવા સ્પીરીત્સ ઓફ સૉલ્ટ્સ (spirits of salts) ઘણા થોડા જથ્થામાં જેકેટમા નાખવો, જેથી ખારના પોપડા ઢીલા પડી જશે, જે સ્ક્રેપર વડે કાહડી શકાશે.

**અરલી ફાયરીંગ** (Early Firing) અથવા પ્રીઇગનીશન થવાથી સીલીનડરમા ધપકારા થતા હોય તો ઍરકૉક થોડો ઉઘાડવો. એનજીન ઉપર ઓવરલોડ થતો નહી હોય તે તપાસવુ વેપરાઇઝરના ઉપલાં ને નીચલા કવરો ખુલ્લા રાખવા સરક્યુલેટીંગ વૉટર કૉક આખો ખોલવો, અને ટાકીમા પાણી ઘણુ ગરમ થયુ હોય તો તે ઠડુ કરવુ જેકેટમા ખાર બાઝયો નહી હોય તે તપાસી જોવુ

**લેટ ફાયરીંગ** (Late Firing) થી પણ સીલીનડરમા કોઇવાર અવાજ થાય છે, માટે તેમ હોય તો ઍરકૉક થોડો બધ કરી જોવો, ઇગનીશન ટયુબ અને વેપરાઇઝરમા મેશના પોપડા બાઝયા નહી હોય તે તપાસી જોવુ, અને તેઓ ઠડા થઇ જતા હોય તો તેઓને ગરમ રાખવાની ગોઠવણ કરવી એનજીન પર લોડ વધારવો, અથવા વેપરાઇઝરની નીચે લૅમ્પ બળતો રાખવો

**ઑઈલ અને ગૅસ એનજીનનો ઈન્ડીકેટર ડાએગ્રામ.** (Indicator Diagram) ચિત્ર નાં૦ ૨૬૮ મા બતાવ્યો છે, જે એક ફોરસાઇકલ એનજીનનો ડાએગ્રામ છે શુરૂઆતમા પેહલ્લા સકશન સ્ટ્રોક વખતે A થી B સુધીની સકશન લાઇન દોરાય છે, જે એટમસફેરીક લાઇનથી સહેજ નીચે પડવી જોઇએ, કે જેથી સીલીનડરમાં વેકયુમ થયલુ સ્પષ્ટ જણાય એ સકશન સ્ટ્રોક વખતે સીલીનડરમા દાખલ થયલી ગૅસ બીજા વળતા સ્ટ્રોક વખતે કમ્પ્રેસ્ડ થાય છે, જેથી ગૅસનો પ્રેસર વધે છે અને ઇન્ડીકેટરની પેનસીલ ઉપર ચહડીને B થી C સુધીનો વાંક અથવા કમ્પ્રેસન કર્વ દોરે




ચિત્ર નાં૦ ૨૬૮.
ઑઇલ કે ગૅસ એનજીનનો ઇન્ડીકેટર ડાએગ્રામ

છે. બીજા સ્ટ્રોકને છેડે એ કમ્પ્રેસ્ડ થયલી ગૅસ સળગીને ફાટે છે. માટે C આગળ એક્ષ્પ્લોઝન થતાંજ ગૅસનો પ્રેસર સ્ટ્રોકને છેડે એકદમ અને એકાએક વધી જવો જોઇએ જેથી પેનસીલ સીધી ઉપર ચહડી જઇને C D એક્ષ્પ્લોઝન લાઇન દોરે છે. ત્રીજા સ્ટ્રોક વખતે એ એક્ષ્પ્લોડ થયલી ગૅસ એક્ષપાન્ડ થાય છે, માટે D થી E સુધીનો એક્ષપાનસન કર્વ દોરાય છે, અને ચોઠા સ્ટ્રોક વખતે બળેલી ગૅસ એકઝૉસ્ટમા જતી હોવાથી E આગળ એકઝૉસ્ટ વાલ્વ ઉઘડતાંજ E થી A સુધીની એકઝૉસ્ટ લાઇન દોરાય છે પાચમા સ્ટ્રોક વખતે પાછુ સકશન થાય છે, અને એ પ્રમાણેની ક્રિયા ચાલ્યા કરે છે સાધારણ ઑઇલ- એનજીનમા D આગળની ટોચ તદન અણિઆળી થાય છે, પણ ડીઝલ એનજીનમા D આગળ મોટો ને ખુલ્લો વાક પડે છે

**ઑઇલ અને ગૅસ એનજીનના વાલ્વ સેટ કરવાની રીત** ( Valve Setting ) એ છે કે પેહેલા સકશન સ્ટ્રોક વખતે ક્રેન્ક ડેડ સેન્ટર ઉપર હોય ત્યારે ગૅસ અને હવાના વાલ્વ ઉઘડી જવા જોઇએ અને એકઝૉસ્ટ વાલ્વ તદન બધ થઇ જવો જોઇએ ત્યાથી આગળ ચાલતા ક્રેન્ક સામો ડેડ સેન્ટર પસાર કરી આસરે ૧૦ ડીગ્રી વધારે ફરવા પછી પહેલ્લાં ગૅસનો વાલ્વ બધ થવો જોઇએ અને બીજી આસરે પાંચ ડીગ્રી ક્રેન્ક ફર્યા પછી ઍર વાલ્વ બંધ થવો જોઇએ. ત્યારપછી ક્રેન્ક ઇગ્નીશન સ્ટ્રોકના ડેડ સેન્ટર ઉપર પાછી આવવાને હજી ૧૦ ડીગ્રી બાકી રહે તે વખતે ઇગ્નીશન થવુ જોઇએ, અને ક્રેન્ક આગળ ચાલતા સામા ડેડ સેન્ટરથી આસરે ૩૦ થી ૪૦ ડીગ્રી દૂર હોય તે વખતે એકઝૉસ્ટ ઉઘડી જવો જોઇએ. કેટલાક પેટ્રોલ એનજીનોમા આથી પણ વધારે જલ્દી એકઝૉસ્ટ ઉઘાડી નાખવામા આવે છે ઉપર લખ્યા કરતાં વધારે જલ્દી ઇગ્નીશન કરવાથી પ્રીઇગ્નીશન થાય છે, જેથી કેટલોક પાવર વ્યર્થ જાય છે કેટલાકો ઇગ્નીશન લાઇન C D જમણા હાથ ઉપર સહેજ ઢળતી રાખવાનુ પસદ કરે છે, જેથી ક્રેન્ક ડેડ સેન્ટર પસાર કરી જવા પછીજ પીસ્તન ઉપર એક્ષ્પ્લોઝન થાય

**પેટ્રોલ એનજીન** ( Petrol Engine ) મોટર કાર તથા વીજલીનો ડાઇનેમો ચલાવવા માટે વપરાતાં હાઇ સ્પીડનાં પેટ્રોલ એનજીનો ઘણા ખરાં ફોર સાઇકલ પ્રીન્સીપલ ઉપર ચાલે છે. ટુ સાઇકલ પેટ્રોલ એનજીનનુ વર્ણન તથા ચિત્રો પાના ૯૨૫ થી ૯૨૭ માં આપવામાં આવ્યાં છે. મોટરકારનાં એનજીનની ક્રેન્ક શાફ્ટ ઉપર

એક દાતાવાળુ કૉગ વ્હીલ હોય છે, અને બાજુમા બે સાઇડ શાફ્ટો હોય છે જેઓ ઉપર ક્રૅન્ક શાફ્ટના કૉગ વ્હીલ કરતા બમણા દાતાનાં વ્હીલો હોય છે, જેઓ ક્રૅન્ક શાફ્ટના વ્હીલ સાથે ગીઅર થાય છે એક સાઈડ શાફ્ટ ઉપર ઇન્લેટ વાલ્વ અને બીજી ઉપર એક્ઝૉસ્ટ વાલ્વની કૅમ હોય છે સકશન સ્ટ્રોક વખતે ઇનલેટ વાલ્વ ઉઘડીને કારબ્યુરેટરમાથી હવા અને પેટ્રોલની વેપરનો ચાર્જ સીલીનડરમા ખેચાય છે જે બીજા સ્ટ્રોક વખતે દબાઇને કમ્પ્રેસ્ડ થાય છે, અને કમ્પ્રેસનની આખેરીએ એક સ્પાર્કીંગ પ્લગના સબધમા આવવાથી તે પ્લગમાથી ચીંગારી પડતાજ દબાયલી વેપર સળગીને એક્ષપ્લોઝન કરે છે જેથી ત્રીજો સ્ટ્રોક થાય છે, અને ચોથા સ્ટ્રોક વખતે એક્ઝૉસ્ટ વાલ્વ ઉઘડીને વપરાયલી ગૅસ સીલીનડરમાથી કાહડી નાખે છે સ્પાર્કીંગ પ્લગ સીલીનડરને મથાળે જોડેલો હોય છે. જેની સાથે મેગનેટો ઇલેક્ટ્રીક મશીનના, નહી તો ઇલેક્ટ્રીક એક્યુમ્યુલેટરના બે તારો જોડવામા આવે છે. અને એક ટાઇમીંગ ડીવાઇસ (timing device) થી એવી ગોઠવણ કીધેલી હોય છે કે જોઇતી વખતેજ સીલીનડરમા વીજલીની ચીંગારી પડે એનજીનના સીલીનડર ઉપર વૉટર જૅકેટ હોય છે, જેમા પાણીનુ સરક્યુલેશન રાખવા માટે મોટર કારોમા એક રેડીએટર (radiator) હોય છે એ રેડીએટર નાના નાના ટયુબોની બનાવેલી એક ફ્લૅટ ટાકી હોય છે, જેના તળિઆમાથી વૉટર ઇનલેટ સીલીનડર સાથ જોડી સીલીનડરનો વૉટર આઉટલેટ રેડીએટરને મથાળે જોડેલો હોય છે, જેથી સાધારણ બૉઇલ એનજીનો સાથે જોડેલી ટાંકીઓમા જેમ પાણીનુ સરક્યુલેશન કનવેકશન કરન્ટ (convection current) થી થાય છે, તેમ એમા પણ થાય છે, અને મોટરકાર ચાલતી વખતે સામેથી ફુકાતી હવાની મદદથી રેડીએટરનુ પાણી ઠડુ રહે છે એનજીનની સ્પીડને રેગ્યુલેટ કરવા માટે કેટલાક મેકરો એક થ્રોટલ વાલ્વ રાખે છે, જે કારબ્યુરેટરમાથી સીલીનડરમાં આવતા વેપરના ચાર્જને ઓછા વધતો કરે છે કેટલાકો થોડીક એક્ઝૉસ્ટ ગૅસને સીલીનડરમા અટકાવી રાખે છે, જેથી સકશન સ્ટ્રોક વખતે સીલીનડરમા તાજી પેટ્રોલ વેપર ઓછી આવે છે, કેટલાકો ઇનલેટ વાલ્વની લીફ્ટ ઓછી વધતી કરે છે, અને કેટલાકો સ્પારકીંગ પ્લગના ટાઇમીંગ ડીવાઇસ ઉપર કાબુ રાખે છે, જેથી સીલીનડરમાં વીજલીની ચીંગારી જલ્દી યા મોડી પડે છે.

**સેમીડીઝલ એનજીન** (Semi-Diesel Engine)—ડીઝલ ઑઇલ એનજીન શિવાય બીજા જે ઑઇલ એનજીનો ક્રુડ ઑઇલ ઉપર ચાલે છે, તેઓ સેમીડીઝલ એનજીન કહેવાય છે ડીઝલ એનજીનમા ઍર કમ્પ્રેસર તથા ઍર રીસીવરોની જે ખટપટ હોય છે તે કાહડી નાખી સેમીડીઝલ એનજીનમાં સીલીનડરમા કમ્પ્રેસનની આખેરીએ ફ્યુએલનો છટકાવ કરવા માટે એક ફૉર્સ પમ્પ વપરાય છે ડીઝલ એનજીનમાં જેટલો કમ્પ્રેસન પ્રેસર (૬૦૦ થી ૭૦૦ પાઉન્ડ) હોય છે તેટલો આ સેમીડીઝલમાં હોતો નથી તેથી તેલને સીલીનડરમા સળગાવવા માટે સીલીનડરને છેડે એક ગોળા (bulb) જેવુ વેપરાઇઝર હોય છે, જેને શુરૂઆતમા લૅમ્પની મદદથી ગરમ કરી એનજીન ચાલુ કરવામાં આવે છે, પણ ચાલુમા તે એક્ષપ્લોઝનની ગરમીની મદદથી ગરમનુ ગરમ રહે છે કમ્પ્રેસનની આખેરીએ એ ગરમ ગોળા હૉટ બલ્બમા તેલનો છટકાવ ફ્યુએલ પમ્પની મદદથી કરવામા આવે છે, જેથી તુરત તેની વેપર બની જઇને એક્ષપ્લોઝન થાય છે સાધારણ કેરોસીન ઑઇલ એનજીન કરતા સેમીડીઝલમાં કમ્પ્રેસન પ્રેસર વધારે હોય છે, તેથી તેની મિકેનિકલ ઇફીશીઅન્સી ઓછી થાય છે ખરી, પણ હાઇ કમ્પ્રેસનથી એનજીનની થરમલ ઇફીશીઅન્સી વધે છે અને તેલ ઓછુ બળે છે, તેમજ એ એનજીનમા બળતુ ક્રુડ ઑઇલ કેરોસીન કરતાં ઘણુ સસતુ વેચાય છે તેથી એ જાતના એનજીનનો ચાલુ ખરચ ઘણો ઓછો આવે છે બ્લૅકસ્તોન ( Blackstone ) ક્રુડ ઍઇલ એનજીનમા એક ઍર કમ્પ્રેસર વાપરવામા આવે છે, જે ૪૫૦ પાઉન્ડ પ્રેસરની હવા એક ઍર રીસીવરમા ભરી રાખે છે એનજીનના સીલીનડરમા કમ્પ્રેસનનો પ્રેસર આસરે ૧૫૦ પાઉન્ડ રાખવામા આવે છે ફ્યુએલ પમ્પ તેલને સીલીનડરને છેડે રાખેલા એક બલ્બમાં ફૉર્સથી આપે છે, જે નાનો હોવાથી તે ભરાયા પછી બાકીનું તેલ તે બલ્બની નીચેના એક બીજા ચેમ્બરમા ઉભરાય છે, અને કમ્પ્રેસનની આખેરીએ કમ્પ્રેસ્ડ ઍરની મદદથી તેલના એ બન્ને જૂદા જૂદા જથ્થાને એનજીનમા દાખલ કરવામાં આવે છે. બલ્બ માહેલું તેલ સળગી ઉઠીને એક્ષપ્લોઝન થાય છે, અને બાકીના તેલની ઘણીજ બારીક ધાર પીસ્તનનાં સેન્ટરમાં લગાડેલી એક નાની ડીસ્ક (disc) ઉપર ઉડીને પડે છે, જે એક્ષપ્લોઝનની ગરમીથી સળગે છે, અને

પીસ્તનની પાછળ થોડીકવાર સુધી બળતી વેપરનો પ્રેસર જાળવી રાખે છે કે જે પ્રમાણે ડીઝલ એનજીનમાં થાય છે આ રીતથી ઘણી હલકી જાતનાં ક્રુડ ઑઇલ પણુ એ એનજીનમાં ચાલી શકે છે. સેમી ડીઝલ ફોર સાઇકલ તેમજ તુ સાઇકલનાં પણ આવે છે તુ સાઇકલનાં એનજીનમાં ઇનલેટ કે એકઝૉસ્ટ વગેરે કોઇબી વાલ્વ હોતા નથી, તેમજ કૅમ શાફ્ટ કે બીજુ કશુ મિકેનીઝમ હોતુ નથી (શિવાય એક સાદો ફ્યુએલ પમ્પ), તેથી એ એનજીનો ઘણાજ સાદા ગુચવાડા વગરનાં હોય છે (જુવો પાનુ-૯૨૫)

**કૅમ્પબેલ ઑઇલ એનજીન** (Campbell Oil Engine)–આ જાણીતા મેકરના ઑઇલ એનજીનનાં સીલીનડર અને વેપરાઇઝર વગેરેના અંદરના દેખાવ (section) નુ ચિત્ર ૯૪૦ મે પાને આપ્યુ છે એ મેકરના નવા એનજીનોમા એકઝૉસ્ટ વાલ્વ સીલીનડરની બાજુમા મૂકવાને બદલે સીલીનડરને તળે મૂકેલો હોય છે, જેથી લુબ્રીકેશન માટે વપરાતુ તેલ સીલીનડરમા જમા થવાને બદલે એક-ઝૉસ્ટમાથી નિકળી જઇ શકે એ એનજીનમા ગવરનર એકઝૉસ્ટ વાલ્વ ઉપર કાબુ રાખે છે, (જુવો પાનુ ૯૪૩), અને ઍર વાલ્વની સીટમાજ રાખેલાં છીદ્રો માટે તેલ દાખલ કરવામાં આવે છે એટલે કે જયારે ઍર વાલ્વ પોતાની સીટ ઉપરથી ઉઠે છે ત્યારે પીસ્તનના સકશનને લીધે હવા અને તેલ બન્ને સાથે વેપરાઈઝરમાં ખેચાઈ આવે છે એજ મેકરનુ હાઇ કમ્પ્રેસન (high compression) એનજીન ચિત્ર નાં૦ ૨૬૯ મા બતાવ્યુ છે, જે સાધારણુ કેરોસીન ઑઇલ તેમજ ક્રુડ ઑઇલ (crude oil) બન્ને ઉપર કાંઇબી ફેરફાર કર્યા વગર ચાલી શકે છે એ મેકરો ૮ થી ૧૪૦ બ્રેક હૉર્સ પાવર સુધીના એવાં હાઇ કમ્પ્રેસન સેમી ડીઝલ એનજીનો બનાવે છે, જેઓમા ક્રુડ ઑઇલનો ખપ નાની સાઇઝમા પોણો પાઉન્ડ અને મોટી (૭૦ થી વધુ હૉર્સપાવર) સાઇઝમાં અરધો પાઉન્ડ દર કલાકે દર બ્રેક હૉર્સપાવર દીઠ થતો કહેવાય છે, જેથી ડીઝલ એનજીનો સાથે એ જાતનાં એનજીન સારી હરીફાઇ કરી શકે છે એ મેકરના છેલ્લામા છેલ્લા સુધારા સાથનાં ક્રુડ ઑઇલ એનજીનોમા તો ચાલુ કરતી વખતે પણ લૅમ્પ સળગાવવો પડતો નથી. એ એનજીનમાં કમ્પ્રેસન સ્ટ્રોકની આખેરીએ એક પમ્પ મારફતે તેલ ઇન્જેકત (inject) કરવામાં આવે છે,

જેથી પ્રીઇગ્નીશન થવાનો બીલકુલ સભવ રહેતો નથી. ક્રુડ ઑઇલ એન-જીનમાં હીટ અને મીસ જાતનો ગવરનર ઑઇલ પમ્પ ઉપર કાબુ રાખે છે જો ક્રુડ ઑઇલ ઘણુ ઘટ હોય તો તેને ગરમ કરી પાતળુ કરી વાપરવા માટે તેને એકઝૉસ્ટ ગૅસની મદદથી ગરમ કર-વાની ગોઠવણ એ મેકરો રાખે છે, જે પણ ઘણું સગવડ ભરેલું છે.



ચિત્ર નાં૦ ૨૬૯.

કૅમ્પબેલ હાઇ કમ્પ્રેસન ક્રુડ ઑઇલ એનજીન

(બે સીલીનડરનુ સેમી ડીઝલ)

**કૅમ્પબેલ ટુસાઇકલ ઑઇલ એનજીન (Campbell Two-cycle Oil Engine)** ચિત્ર નાં૦ ૨૭૦ માં બતાવ્યું છે. એ એનજીન વરટીકલ છે જેનો કામ કરવાનો પ્રીનસીપલ પાને ૯૨૫ માં

સમજાવ્યો છે એ એનજીન ક્રુડ ઑઇલ તેમજ કેરોસીન ઑઇલ બન્ને ઉપર કાઇબી ફેરફાર કર્યા વગર ચાલે છે, અને સાધારણ ઑઇલ એનજીન કરતા તેલ ઓછુ ખપાવે છે (જુવો ચિત્રો ૨૫૬ ને ૨૫૭) એ એનજીન ઉભુ હોવાથી ઘણી થોડી જગા રોકે છે, અને એની ચાલ ઘણી નિયમીત હોય છે એનુ ઇગ્નીશન હોટ બલ્બ (hot bulb) થી થાય છે, જેથી ચાલુમાં એના વેપરાઇઝરની નીચે સળગેલી બતી રાખવાની જરૂર રહેતી નથી એ એનજીન ફોરવર્ડ તથા બેકવર્ડ સુલટા કે ઉલટા ચાલે તેવી રીતે બનાવી શકાય છે, જેથી એ જાતનાં એનજીનો મરીન માટે ઘણાં વપરાય છે, જોકે એની કરકસરભરેલી રીતે કામ કરવાને લીધે હવે નાના કારખાનાઓ માટે પણ વપરાવા લાગ્યા છે.



ચિત્ર નાં૦ ૨૭૦.
કૅમ્પબેલ ત્રુસાઇકિલ એનજીન

**હૉરન્સબી ઑઈલ એનજીન** (Hornsby Oil Engine) ચિત્ર ના૦ ૨૭૧ માં બતાવ્યુ છે એમા એક પમ્પની મદદથી તેલ વેપરાઇઝરમા જાય છે (જુવો પાનુ-૯૨૮) એનાં **વેપરાઈઝરની** ગોઠવણ ચિત્ર ના૦ ૨૬૧ મા બતાવી છે વપરાયલી ગૅસથી ગરમ થઇ રહેલાં વેપરાઇઝરમા પમ્પ તેલ દાખલ કરે છે, જ્યા તેની ગૅસ બને છે ગૅસને બાળવા માટે જોઇતી હવા સીલીનડરમાં પાધરી એક જૂદાજ વાલ્વમાંથી દાખલ કરવામા આવે છે હવા દાખલ થવાનો એ રસ્તો અને એકઝૉસ્ટ થતી ગૅસને પસાર કરવાનો રસ્તો એકજ હોવાથી એ હવા સીલીનડરમા દાખલ થતાં ગરમ પણ થાય છે એ હવા કમ્પ્રેસન સ્ટ્રોક વખતે ખુબ દબાઇ એક નાની ગરદન મારફતે વેપરાઇઝરમાં જઇ ત્યાંની ગૅસ સાથે મળે છે કમ્પ્રેસન સ્ટ્રોકની આખેરીએ ગૅસ અને હવાનું મીક્ષચર અતિશય દબાઇને ઘણુંજ ગરમ થઇ રહેલુ હોવાથી સીલીનડરમાં વધુ દાખલ થતી હવા

સાથે મલીને ઇગનીશન થાય છે, યાને સળગે છે, અને સળગીને ફાટે છે યાને એક્ષપ્લોઝન થાય છે એ એનજીનનો ગવરનર ઑઇલ પમ્પ ઉપર કાબુ રાખે છે, અને એનજીનની સ્પીડ વધતાંજ પમ્પમાંથી આવતુ થોડુ ક તેલ ઓવરફ્લો (overflow) પાઇપ મારફતે ગવરનર પાછુ તેલની ટાકીમાં આપે છે એ એનજીનમા કનટીન્યુઅસ એક્ષ-પ્લોઝન થાય છે ( જુવો પાનુ-૯૩૯ )



ચિત્ર નાંબર ૨૭૭.
હોરન્સ્બી ઑઇલ એનજીન

**રસ્તન પ્રૉક્ટર ઑઇલ એનજીન** (Ruston Proctor Oil Engine) માં એક પમ્પ ઉંચે રાખેલા એક નાના ઑઇલ બૉક્ષમાં તેલ ચાલુ આપ્યો જાય છે. ઑઇલ બૉક્ષમાં એક ચોક્કસ માપ ભરાઇનેજ તેલનો ચોક્કસ જથ્થો અને થોડીક હવા **વેપરાઇઝરમાં** જતી વખતે તેલ એક રકુ જેવા ગ્રવમાંથી પસાર થાય છે, જેથી તેની ગૅસ બનીને વેપર વાલ્વના ચેમબરમાં જાય છે એ વેપર વાલ્વ ઉપર ગવરનર કાબુ રાખે છે. વેપર વાલ્વમાંથી એક આવા U આકારના ઇગનીશન ખેન્ડમાથી વેપર સીલીનડરમા જાય છે, હવાનો જથ્થો એક જૂદા એર વાલ્વમાથી પાધરો સીલીનડરમાં દાખલ થાય છે, અને એક થ્રૉતલ વાલ્વ મારફતે હવાનો એ જથ્થો ઓછો વધતો કરી શકાય છે

**ઈગનીશન** માટે કમ્પ્રેસન સ્ત્રોક વખતે ગૅસ અને હવાનું ગરમ મીક્ષચર ઉપલા U આકારના ખેન્ડ અથવા લુપમા ખુબ દબાય છે, જેમ કરતાં તેની ટેમપરેચર અતિશય વધવાથી કમ્પ્રેસન સ્ત્રોકની આખેરીએ વધુ હવા મળતાંજ સળગીને ફાટે છે એ એનજીનનો **ગવરનર** બે કામ કરે છે એ વેપરાઇઝરમા જતા તેલના જથ્થા ઉપર કાબુ રાખવા ઉપરાત "હીટ એન્ડ મીસ" ના ધોરણુ મુજબ વેપર વાલ્વ ઉપર પણ કાબુ રાખે છે, જેથી જયારે એનજીનની સ્પીડ વધે છે ત્યારે વેપર વાલ્વ ઉઘડતોજ નથી (જુવો પાનુ-૯૩૯). મોટી સાઇઝના એનજીનો ચાલુ કરતી વખતે એનજીન હાથે ફેરવતી વખતે સીલીનડરમાં થોડાક રેવોલ્યુશન્સ સુધી ઓછું કમ્પ્રેસન થઇ એક્ષપ્લોઝન શુરૂ થતાંજ પોતાની મેળે કમ્પ્રેસન પૂરેપૂરૂ થાય તેવી ગોઠવણ એ મેકરના એનજીનોમાં જોવામા આવે છે. એ મેકરના નવી ઢપનાં ઑઇલ એનજીનોમા વેપરાઇઝર આડી લાંબી ટયુબ જેવું બનાવી, તેની ઉપલી બાજુએ એક જેકેટ જેવુ પડ રાખવામા આવે છે જેમાં તેલ અને થોડીક હવા દાખલ કરી તેલને વેપરાઇઝ કરવામાં આવે છે વેપરાઇઝરની ગરમીને લીધે એ જેકેટ ગરમ રહેતું હોવાથી તેલની વેપર બની એક વાલ્વ મારફતે વેપરાઇઝરમાં જાય છે. જો વેપરાઇઝર વધારે લોડે લાંબો વખત ચાલતાં ગરમ ઘણુ થઇ જાય તો એક જૂદા નાના પાઇપ મારફતે એ જેકેટમાં સેહેજ પાણી દાખલ કરવામાં આવે છે, જે તેલની વેપર સાથ ભેળાય છે, અને વેપરાઇઝરની ટેમ્પરેચર જોઇએ તેટલી ઓછી કરી નાખે છે, અને તેલને વેપરાઇઝર કે તેનાં જેકેટમાંજ બળીને સુકાઇ જતુ અટકાવે છે.



ચિત્ર નાં૦ ૨૭૨.
બ્લૅકરતોન ઑઇલ એનજીન (સેકશન).

**બ્લૅકસ્તોન ઑઇલ એનજીન** ( Blaokstone Oil Engine)—એ એનજીનની બેઠકમાં રાખેલી તેલની ટાંકીમાંથી એક પમ્પ તેલ ખેંચીને વેપરાઇઝરમાં આપે છે. વેપરાઇઝરમાં જવા અગાઉ તેલ એક મેઝરીંગ બૉક્ષ (measuring box) મા જાય છે. એ બૉક્ષમા તેલને એકજ સરખી ઉંચાઇએ હમેશાં રાખવાની ગોઠવણ કીધેલી હોય છે ચિત્ર નાં૦ ૨૭૪ મા વેપરાઇઝરનો સેકશન બતાવ્યો છે, તેમા જોવાથી માલમ પડશે કે તેલ મેઝરીંગ બૉક્ષમાંથી ડાબા હાથ ઉપર બતાવેલા નોઝલમા આવે છે એ નોઝલની પાસે ઍર પાઇપ છે, જેમાથી શુરૂઆતમા હવાનો થોડોક જથ્થો એનજીનમાં ખેંચાવાથી તે પોતાની સાથે નોઝલમાથી નિકળતુ તેલ સાથે લઇને




**ચિત્ર નાં૦ ૨૭૩.**

બ્લૅકસ્તોન ઑઇલ એનજીન (કમ્બસ્શન ચેમબરનો સેકશન).

વેપરાઇઝરમાં જાય છે જે ત્યાં ગરમ થઇને તેની વેપર બને છે, અને વેપર વાલ્વ ઉઘડતાંજ સીલીનડરમાં જાય છે કમ્બ્સશન માટેની બાકીની બધી હવા એક જૂદા ઍર વાલ્વ મારફતે પાધરી સીલીનડરમ આપવામાં આવે છે ઍર વાલ્વ કમ્બ્સશન ચેમબરમા વેપરાઇઝરથી બને તેટલો દુર પીસ્તન તરફ રાખેલો હોવાથી પહેલ્લા સકશન સ્ટ્રોક વખતે વેપર અને હવાનુ મીક્ષચર બરાબર થતુ નહી હોવાથી સકશન સ્ટ્રોક વખતે એક્ષપ્લોઝન થવાનો સભવ રહેતો નથી, પણ કમ્પ્રેસન સ્ટ્રોક વખતે હવા અને વેપર સાથે સાથે દબાવાથી મીક્ષચર સળગી ઉડે તેવુ (explosive) બને છે વળી ચિત્ર નાં૦




**ચિત્ર નાં૦ ૨૭૪.**

બ્લૅકસ્તોન ઑઇલ એનજીન (વેપરાઇઝરનો સેકશન).

૨૭૪ માં જોવાથી માલમ પડશે કે એમાં સીલીનડર અને વેપરાઇઝરની વચ્ચે એક વાલ્વ M રાખવામાં આવ્યો છે, જેને તાઇમીંગ વાલ્વ (timing valve) કહે છે એ વાલ્વ કમ્પ્રેસન વખતે બધ રહીને વેપર અને હવાનાં મીક્ષચરને ઇગ્નીશન ટયુબના સબધમાં આવતાં અટકાવે છે, પણ કમ્પ્રેસન પુરૂં થવાની સહેજ વખત અગાઉ ઉઘડી જાય છે, જેથી પ્રીઇગ્નીશન થવાનો સભવ રહેતો નથી. વેપરાઇઝરના ઍર પાઇપ ઉપર એક થ્રૉતલ વાલ્વ રાખવામાં આવે છે, જે એનજીન ચાલુ કરતી વખતે લગભગ બધ રહે છે, પણ ચાલુમાં જેમ વધારે ઉઘાડવામાં આવે તેમ ઍર પાઇપમાંથી વધારે હવા વેપરાઇઝરમા જવા માંડવાથી એનજીનના સકશન સ્ટ્રોક વખતે વૅકયુમ ઓછું થઇ નોઝલમાથી ઓછુ તેલ ચુશાય છે.

**તેન્ગી ઑઇલ એનજીન** (Tangye Oil Engine) ચિત્ર ના૦ ૨૭૫ માં બતાવ્યુ છે એમાં તેલની ટાંકી સીલીનડરથી ઉચી રાખવામા આવેલી હોવાથી તેલ પોતાની મેળે નીચે ઉતરે છે. મોટી ઉભી ટાંકીની બાજુમાં એક નાનો તેલનો બૉક્ષ ચિત્રમાં દેખાય છે મોટી ટાકીમા હવા જઇ શકતી નથી, પણ નાના બૉક્ષમાં એક છેદ છે, જે તેલથીજ બધ રહે છે જ્યારે એ બૉક્ષ માહેલું તેલ ઓછુ થાય છે, અને ચોક્કસ લેવલથી નીચે ઉતરે છે ત્યારે પેલો છેદ ખુલ્લો થવાથી તે માંહેથી હવા મોટી ટાકીમા જાય છે, જેથી બીજુ થોડુ ક તેલ સાઇડ બૉક્ષમા ઉતરે છે અને એ પ્રમાણે એ બૉક્ષ હમેશાં તેલથી ભરાયલોજ રહે છે, અને ટાકીમા તેલ વધારે કે ઓછુ રહે તે છતાં એ બૉક્ષમાથી તેલ એકજ સરખા પ્રેસરે વેપરાઇઝમા વહ્યા કરે છે **વપરાઇઝરની** નીચે હમેશાં ચાલુમાં એક લેમ્પ બળતો રાખવામા આવે છે. વેપરાઇઝરને સીલીનડર સાથે પાધરો સબધ છે, અને જ્યારે પીસ્તન આગળ ચાલે છે ત્યારે સીલીનડરમાં થતા થોડાક વૅકયુમથી એર વાલ્વ ચુશાઇને ઉઘડે છે, જેમાંથી તેલ તથા હવા ઇનલેટ વાલ્વમાં જાય છે વેપરાઇઝર લેમ્પની ગરમીથી ગરમ થઇ રહેલુ હોવાથી તેલની વેપર બને છે, જે હવા સાથે ભેળાઇને સીલીનડરમાં જાય છે હવાનો બધો જથ્થો તેલ સાથેજ દાખલ થતો હોવાથી હવાના જથ્થાને ઓછો વધતો કરવાની કશી ગોઠવણ એમાં નથી. **ઇગનીશન** કરવા માટે ઇગનીશન ટયુબની નીચે એક લેમ્પ ચાલુ બળતો રાખવામાં

આવે છે. મોટી સાઇઝનાં એનજીનોમાં એક જુદો લૅમ્પ વેપરાઇઝરની નીચે પણ રાખવામાં આવે છે. ગવરનર હીટ એન્ડ મીસના ધોરણ ઉપર કામ કરે છે. ગવરનર એક્ઝૉસ્ટ વાલ્વ ઉપર કાબુ રાખે છે. જ્યારે એનજીનની ચાલ વધે છે ત્યારે ગવરનર ઉઠીને એક્ઝૉસ્ટ વાલ્વને ઉઘાડોજ રાખે છે, જેથી એક્ઝૉસ્ટ થતી ગૅસ પાછી સકશન સ્ટ્રોક વખતે સીલીનડરમાં જાય છે, જેથી નવી તાજી વેપર સીલીનડરમા દાખલ થતી નથી આવી રીતે એક્ઝૉસ્ટ થતી ગૅસ પાછી સીલીનડરમાં મોકલવાથી સીલીનડર ગરમનુ ગરમ રહે છે, તથા વળી જ્યારે એ પ્રમાણે એનજીન ખાલી ચાલે ત્યારે બાહેરની હવા અદર ખેંચાઇને નકામુ કમ્પ્રેસન પણ થયા કરતુ નથી, અને એનજીનનો પાવર વ્યર્થ જતો નથી, જે ઘણુ જ કરકસર ભરેલુ છે




ચિત્ર નાં૦ ૨૭૫.
તૅન્ગી ઑઇલ ઍનજીન.

**ક્રૉસ્લી ઑઇલ એનજીન** (Crossley Oil Engine)—એમાં એક પમ્પ ચોક્કસ માપે તેલ માપીને વેપરાઇઝરમાં આપે છે. તેલની સાથે થોડીક હવા વપરાઇઝરમાં જાય છે, પણ બાકીનો

બધો હવાનો જથ્થો એક જુદાજ વાલ્વમાથી સીલીનડરમાં જાય છે. એનજીનના લોડનાં પ્રમાણમા હવાનો જથ્થો ઓછો વધતો કરવાની એમાં ગોઠવણ કીધેલી હોય છે એક વેપર વાલ્વમાથી વેપર અને થોડીક હવા સીલીનડરમાં જાય છે વેપરાઇઝર તથા **ઇગનીશન** ટયુબની નીચે એક લેમ્પ ચાલુમા બળતો રાખવામા આવે છે એ લેમ્પમાં તેલનો પ્રેસર એકસરખો રાખવા માટે એક બીજો પમ્પ રાખેલો હોય છે, તથા વળી એક ઍરવેસલ પણ હોય છે, જેથી લેમ્પમા જયારે પમ્પ તેલ આપે ત્યારે તે ઉપર આચકા આવે નહી અને એકસરખા પ્રેસરે અને એકસરખી ટેમ્પરેચરે લેમ્પ બળ્યા કરે લેમ્પમા તેલનો પ્રેસર દેખાડવા માટે એક ગેજ પણ રાખેલો હોય છે, અને એક સ્ક્રુ પ્લગની મદદથી એનજીન ચાલુ કરતી વખતે લેમ્પનો પ્રેસર વધારી શકાય અને ચાલુમા લેમ્પનો પ્રેસર ઓછો રાખી શકાય તેવી ગોઠવણ રાખેલી હોય છે એનો **ગવરનર** હીટ એન્ડ મીસના ધોરણ ઉપર કામ કરે છે, જેથી જ્યારે એનજીનની સ્પીડ વધે ત્યારે વેપરને સીલીનડરમા જતી અટકાવે છે નાના ક્રોસ્લી એનજીનો વધારે સાદી બનાવટના હોય છે, કારણકે તેઓમા ફકત એકજ લીવર એકઝૉસ્ટ વાલ્વ ઉઘાડવા માટેનુ હોય છે, જ્યારે તેન્ગીનાં એનજીનની માફક તેલ અને હવા પીસ્તનના સકશન સ્ટ્રોક વખતે પોતાની મેળે ચુસાઇને દાખલ થાય છે એ નાના એનજીનોમા ગવરનર વેપર વાલ્વને બદલે એકઝૉસ્ટ વાલ્વ ઉપર કાબુ રાખે છે, જેથી જયારે એનજીનની સ્પીડ વધે ત્યારે એકઝૉસ્ટ વાલ્વ ઉઘાડો રહી જાય છે

**ડીઝલ ઑઇલ એનજીન** (Diesel Oil Engine)—ઇન્ટરનલ કમ્બસશન એનજીનોમા જેમ વધારે કમ્પ્રેસન આપી કામ લેવામા આવે તેમ તેની થરમલ ઇફીશીઅન્સી વધે છે એવું થીઅરીથી તેમજ વહેવારૂ અનુભવ ઉપરથી પુરવાર થવાથી ડા૦ રૂડોલ્ફ ડીઝલ નામના વિદ્વાને આ એનજીન શોધી કહાડયુ છે એ એનજીન જો કે સાધારણ ઑઇલ એનજીનો માફક ઑટો સાઇકલના ધોરણ મુજબ કામ કરે છે તે છતા એમા એટલી બધી નવી નવી ખુબીઓ આમેજ કીધેલી છે કે એ એનજીન બીજી બધી જાતનાં ઇન્ટરનલ કમ્બસશન એનજીનો ઉપર ચઢીઆતાપણુ ભોગવે છે એટલુંજ નહી, પણ સારી જાતના મોટા સ્ટીમ એનજીનોનો પણ એ

એક મોટો હરીફ થઇ પડયુ છે બીજા સાધારણ ઑઇલ એનજીનોની બનાવટ જ્યારે નાના કદમાજ આવી અટકી છે, ત્યારે ડીઝલ એનજીનો ૫૦૦ થી ૧૦૦૦ બ્રેક હૉર્સ પાવર સુધીના બનાવવામા આવે છે, અને હાલમા એ જાતના ઘણાક એનજીનો મુબઇ અને બાહેરગામનાં કારખાનાઓમા ફત્તેહમંદીથી ચાલતા જોવામા આવે છે.

**ડીઝલ એનજીનના પાવરનો ખરચ** (Cost of Power in Diesel Engine) અને તેની સ્ટીમ એનજીન સાથે સરખામણીની વિગતો આ પુસ્તકને ૮૯૪ મે પાને આપવામા આવી છે.

**ડીઝલ એનજીન માટે બળતણ** (Fuel for Diesel Engine)—એ એનજીનમા ક્રુડ ઑઇલ બળે છે (જુવો પાનુ—૯૨૦) પણ એ ઉપરાત જ્યા ક્રુડ ઑઇલ નહી મળી શકતુ હોય ત્યાં એગ્ડીઉ, કોપરેલ, ભોયસીગનુ તેલ, અને જાનવરી તેલો તથા કોઇબી જાતના સસ્તી કીમતના વનસ્પતી તેલો એમા ચાલી શકે છે ક્રુડ આઇલ દર બ્રેક હૉર્સ પાવરે દર કલાકે ફુલ લોડે ૪૫ પાઉન્ડ, પોણા લોડે ૪૭ પાઉન્ડ, અરધા લોડે ૫૩ પાઉન્ડ, અને પા લોડે ૭૦ પાઉન્ડ ખપે છે













* ચિત્ર નાં૦ ૨૭૬.
ફોર સાઇકલ ડીઝલ એનજીન.




ચિત્ર નાં૦ ૨૭૭.
ફોર સાઇકલ ડીઝલ એનજીન

**ફોર સ્ટ્રોક ડીઝલ સાઈકલ** (Four-stroke Diesel Cycle) ચિત્ર નાં૦ ૨૭૬ માં બતાવ્યો છે ઑટો સાઇકલ અને ડીઝલ સાઇકલમા ફરક એ છે કે જ્યારે ઑટો સાઇકલમાં પહેલ્લા સકશન સ્ટ્રોક વખતે હવા અને તેલની વેપર કે ગૅસ બન્ને સાથે સીલીનડરમા ખેંચવામાં આવે છે, ત્યારે ડીઝલ સાઇકલમાં પહેલ્લા સ્ટ્રોક વખતે ફકત હવાજ સીલીનડરમાં ખેંચવામાં આવે છે. ડીઝલ એનજીનો ઘણુંખરાં ઉભાં બનાવવામાં આવે છે ચિત્ર નાં૦ ૨૭૬ માં બતાવેલાં સીલીનડરને મથાળે ત્રણ વાલ્વ દેખાડયા છે, તેમાંનો જમણા હાથ તરફનો ઍર વાલ્વ, વચલો ફ્યુએલ વાલ્વ, અને ડાબા હાથ તરફનો એકઝૉસ્ટ વાલ્વ છે. પહેલ્લા સ્ટ્રોક વખતે સીલીનડરની અંદર ખેંચાયલી હવા બીજા ઉપર ચહડતા સ્ટ્રોકે લગભગ ૫૦૦ પાઉન્ડના પ્રેસર સુધી દબાઇને કમ્પ્રેસન થાય છે, જે વખતે બધા વાલ્વ બંધ રહે છે.

* ઇનસટીટયુશન ઑફ મીકેનીકલ ઍનજીનીઅર્સનાં પ્રોસીડીંગસ નાં૦ ૧, ૧૯૧૨ માંથી.

ત્રીજા નીચે ઉતરતા સ્ત્રોકે લગભગ ૬૫૦ થી ૭૦૦ પાઉન્ડ સુધી દાબીને એક અલાહેદાં ઍર વેસલમા આગમજથી ભરી રાખેલી હવાની મદદથી સીલીનડરમાં કમ્પ્રેસ્ડ થયલી હવામાં તેલનો છટકાવ કરવામાં આવે છે. હવાને ઝડપથી કમ્પ્રેસ્ડ કરવામાં આવે છે ત્યારે તેની ટેમ્પરેચર લગભગ ૧૧૦૦ ડીગ્રી સુધી વધી જતી હોવાથી, આ સખ્ત ગરમ થયલી હવામાં જ્યારે તેલનો છંટકાવ કરવામાં આવે છે, ત્યારે તે તેલ સળગે છે, પણ એકાએક સળગી ઉઠીને ફાટીને એક્ષ્પ્લોઝન થતું નથી ગરમ થયલી હવાના સબંધમાં આવતા તેલ ધીમેથી બળીને મોટા જથામાં વેપર પેદા કરે છે, જે કશા પણ આચકા કે અવાજ વગર સળગે છે, અને તેલ દાખલ થતું સ્ત્રોકના ચોક્કસ ભાગે કટ ઑફ્ કરવામાં આવતા તેલની વેપર એક્ષપાન્ડ થઇને પીસ્તનને આગળ હડસેલે છે. ડીઝલ એનજીનમા વેપરાઇઝર, ઇગ્નીશન ટયુબ કે ઇગ્નીશન કરવાની ગોઠવણ વગેરે કશુ હોતું નથી, પણ સીલીનડરને તથા ઍર કમ્પ્રેસરને ઠંડાં રાખવા તેઓના જેકેટમાં પાણીનુ સરકયુ-લેશન રાખવામા આવે છે.

**તુ સ્ત્રોક ડીઝલ સાઇકલ** (Two-stroke Diesel Cycle) ચિત્ર ના० ૨૭૭ મા બતાવ્યો છે એમાં દર ચોથા સ્ત્રોકે એક પાવર સ્ત્રોક હોવાને બદલે દર બીજા સ્ત્રોકે પાવર સ્ત્રોક હોય છે ચિત્રમા જોવાથી માલમ પડશે કે એમા સીલીનડરને મથાળે વચલો વાલ્વ ફ્યુએલ વાલ્વ છે, અને બન્ને તરફના બે વાલ્વ ઍર વાલ્વ છે સીલીનડરમાં તળે ફરતા એકઝૉસ્ટ પૉર્ટ છે, જે પીસ્તન પોતેજ ઉઘાડ બંધ કરે છે. ધારોકે શુરૂઆતમાં પીસ્તન સ્ત્રોકને નીચલે છેડે છે, અને એકઝૉસ્ટ પૉર્ટ ઉંઘાડા છે. પીસ્તન થોડોક ઉપર ચહડતાં બન્ને ઍર વાલ્વ ઉઘડી જાય છે, જેથી સીલીનડરમાં વપરાયલી ગૅસ જે કાંઇ બાકી રહી ગયલી હોય તે ઉપરથી દાખલ થતી હવાના ધસારાથી એકઝૉસ્ટમાં નિકળી જાય છે એને સ્કૅવેન્જીંગ (scavenging) કહે છે. પીસ્તન વધુ ઉપર ચહડતા તે આજુબાજુના એકઝૉસ્ટ પૉર્ટ બંધ કરી નાખે છે, તેમજ ઍર વાલ્વ બંધ થાય છે. જેથી દાખલ થયલી હવાનું કમ્પ્રેસન બાકી રહેલા પેહલા સ્ત્રોકમાંજ થાય છે. બીજા નીચે ઉતરતા સ્ત્રોકની શુરૂઆતમાં વચલો ફ્યુએલ વાલ્વ ઉઘડી જઇને સીલીનડરમાં તેલને છટકાવ કરે છે. જે તેલ બળીને વેપર

પેદા થઇને એક્ષપાન્ડ થતાજ પીસ્તન નીચે ઉતરે છે પીસ્તન નીચલા સ્ત્રોકને છેડે આવવા અગાઉ પીસ્તન પોતે એકઝૉસ્ટ પૉર્ટ ખોલી નાખે છે, જેથી વપરાયલી ગૅસ એકઝૉસ્ટમા જાય છે.

**ટુ સાઈકલ ડીઝલ એનજીનના ફાયદા** એ છે કે એમા જોઇતા પાવર માટે ફોર સાઇકલ માટે જેટલા ડાયામેટરનુ સીલીનડર જોઇએ તે કરતા ઓછા ડાયામેટરનુ સીલીનડર જોઇએ છે, અને એની ચાલ ફોર સાઇકલ એનજીન કરતા વધારે નિયમીત રહે છે, પણ એમા બળતણનો ખપ લગાર વધુ થાય છે



**ચિત્ર નાં૦ ૨૭૮.**

**બીઅરલીસ ડીઝલ એનજીન.**

**ડીઝલ એનજીનની બનાવટ** (Construction of Diesel Engine) હયાં આપેલાં ચિત્રો નાં૦ ૨૮૪ અને ૨૮૫ ઉપરથી સમજ પડશે. એ એનજીનું ઘણુ ખરૂં હમેશાંજ વરટીકલ બનાવવામાં આવે છે, અને એના સીલીનડરને મથાળે ચાર જુદા જુદા વાલ્વ હોય છે, જેઓ બાજુમાં મુકેલી એક કૅમ શાફ્ટ H ઉપર રાખેલી ચાર જુદી જુદી કૅમ (cam) ની મદદથી ચાલે છે. સીલીનડરને મથાળે ત્રણુ વાલ્વ એક લાઇનમાં છે, જે જુદાં ચિત્ર નાં૦ ૨૭૯ માં ખુલ્લા બતાવ્યા છે એમાંનો પહેલ્વો ડાબા હાથનો વાલ્વ- ઍર વાલ્વ, વચલો ફ્યુએલ વાલ્વ અને જમણા હાથ તરફનો એકઝૉસ્ટ વાલ્વ છે. ચોથો વાલ્વ જે સ્તારટીંગ વાલ્વ કહેવાય છે તે ફ્યુએલ વાલ્વની બાજુમાં ચિત્ર નાં૦ ૨૮૪ માં V આગળ બતાવ્યો છે એ બધા વાલ્વો સાધારણુ ડીસ્ક વાલ્વ જેવા હોય છે, જેઓ સ્પ્રીગની મદદથી ખેચાઇને હમેશાં બંધ રહે છે, અને કૅમ સાથે ચાલતા લીવરોની મદદથી દબાઇને ઉઘડે છે. એનજીનમા બળતુ બળતણુ અથવા ફ્યુએલ એનજીન રૂમની અંદર એક બાજુએ દિવાલ ઉપર મૂકેલા ફ્યુએલ ફીલ્ટરમાં થઇને સીલીનડરને મથાળે મૂકેલા વાલ્વમાં જાય છે ચિત્ર નાં૦ ૨૮૪ મા જમણા હાથ ઉપર ત્રણુ કમ્પ્રેસ્ડ ઍરની ટાંકીઓ બતાવી છે, જેમાંની બે મોટી ટાકીઓમાં એનજીન ચાલુ કરવા માટે અને વચલી નાની ટાંકીમાં ચાલુમાં એનજીનનાં સીલીનડરમાં કમ્પ્રેસન વખતે તેલનો છટકાવ કરવા માટે દાખેલી હવા ૭૦૦ થી ૮૦૦ પાઉન્ડના પ્રેશ-




ચિત્ર નાં૦ ૨૭૯.
ડીઝલ એનજીનના વાલ્વ.

રની ભરી રાખવામાં આવે છે એ કામ માટે એનજીન સાથેજ એક ઍર કમ્પ્રેસર જોડેલો હોય છે એનજીન સીંગલ એક્ટીંગ હોવાથી બીજી જાતનાં ઑઇલ એનજીનો માફક એનું સીલીનડર નીચલી તરફ ઉઘાડું રહે છે, અને પીસ્તન પોકળ ટ્રન્ક જાતનો હોવાથી તેમાંજ કનેકટીંગ રૉડ પાધરો જોડેલો હોવાથી એમા ક્રોસહેડ કે ગાઇડ બારની જરૂર રહેતી નથી



ચિત્ર નાં૦ ૨૮૦.

ઓઝ્મે કોટન મીલનું ૪૦૦ બ્રેક હૉર્સ પાવરનું ડીઝલ ઑઇલ એનજીન

**ફ્યુએલ વાલ્વ અને પલવરાઈઝર (Fuel Valve and Pulveriser)** ચિત્ર નાં૦ ૨૭૯ માં બતાવેલા મીઅરલીસ બાઉરતન એન્ડ કેનાં ડીઝલ એનજીનના વાલ્વો માંહેલો વચલો વાલ્વ ફ્યુએલ વાલ્વ છે એ વાલ્વના સ્પીનડલની આસપાસ ફરતી જગામાંથી કમ્પ્રેસ્ડ હવા દાખલ થાય છે, જ્યારે તેલ એક નાના છેદ મારફતે એ જગામાં દાખલ થાય છે. વાલ્વની નીચલી બાજુએ ચાર રીંગો ચહડાવેલી હોય છે, જેઓમાં આસરે અરધા દોરાના

બારીક છીદ્રો હોય છે. એ રીગો વચ્ચે પડદા હોય છે, અને વાલ્વને નીચલે છેડે લગાડેલા એક ટુકડામાં ફરતા આસરે અરધો દોરો ઉંડા ખાચા હોય છે. એને પલવરાઇઝર કહે છે વાલ્વના કેસીંગમા દાખલ થયલા તેલને દાબેલી હવા પલવરાઇઝરની એ રીગોના છીદ્રોમાં ઘણી જોરથી ફુંકીને તેને બારીક ઝાંકલના આકારમાં ભાંગી નાંખે છે, જેથી સીલીનડરમાં તેલનો છટકાવ બધે ફરતો ઘણીજ બારીક રજકણોના આકારમાં ઘણા જોરથી થાય છે

**ડીઝલ એનજીનનો સ્તારટીંગ વાલ્વ** (**Starting Valve**) છૂટો ચિત્ર નાં૦ ૨૮૧ મા બતાવ્યો છે, જે મીઅરલીસ, બીકરતન એન્ડ ડે (**Mirrlees, Bickerton & Day**) નો છે એ એનજીનને ચાલુ કરવા માટે શુરૂઆતમા ફકત દબાયલી હવાનો ઉપયોગ કરવામા આવે છે, જે માટે કમ્પ્રેસ્ડ ઍરની બે મોટી ટાકીઓ સ્ટારટીગ વાલ્વ સાથે જોડવામાં આવેલી હોય છે. શુરૂઆતમાં એનજીનને બાર કરી તેની ક્રેન્કને ડેડ સેન્ટર પસાર કરાવી થોડીક આગળ સ્ટારટીંગ પોઝીશનમા મૂકવામાં આવે છે, અને સ્ટારટીગ વાલ્વનું લીવર ચિત્ર નાં૦ ૨૮૧ માં ડૉટેડ લાઇનથી બતાવ્યા મૂજબ આડું રાખવામાં આવે છે. ત્યાં એવી ગોઠવણ કીધેલી હોય છે કે જ્યારે સ્ટારટીંગ લીવર આડુ સ્ટારટીંગ (**starting**) પોઝીશનમાં મૂકવામાં આવે ત્યારે ફ્યુએલ વાલ્વનું લીવર ફ્યુએલ વાલ્વની કૅમથી દુર થઇ જાય છે, અને તેને લાગુ




**ચિત્ર નાં૦ ૨૮૧.**
ડીઝલ સ્ટારટીંગ વાલ્વ

રહેતુ નથી. પણ એનજીન ચાલુ થતાંજ જ્યારે સ્તારટીગ વાલ્વનું લીવર ચિત્ર નાં૦ ૨૮૪ મા બતાવ્યા મુજબ ઉભું યાને રનીંગ (running) પોઝીશનમાં મુકવામા આવે ત્યારે સ્તારટીગ વાલ્વનું લીવર તેની કૅમથી અલગ થઇ જઇ ફ્યુએલ વાલ્વનુ લીવર તેની કૅમ સાથે લાગુ થાય છે એનજીન ચાલુ કરવા અગાઉ ફ્યુએલ વાલ્વ હાથ વડે ચલાવી તેની પાઇપમા તેલ ભરેલુ રાખવામા આવે છે, તથા વચલી નાની હવાની ટાકીનો વાલ્વ ખુલવામાં આવે છે, જેથી ફ્યુએલ વાલ્વ ચાલુ થતાજ સીલીનડરમા તેલનો છટકાવ થાય એ વચલી ટાકીનો સબધ ફ્યુએલ વાલ્વ સાથેજ હોય છે આવી રીતે રાખ્યા પછી દાબેલી હવાની મોટી ટાંકીનો વાલ્વ ખોલતાંજ એનજીન ફ્કત દાબેલી હવાની મદદથી (જાણે સ્ટીમ એનજીન હોય તેમ) ચાલુ થાય છે અને બે ચાર રેવોલ્યુશન્સ ફર્યા પછી સ્તારટીગ વાલ્વનુ લીવર ઉભુ રનીગ પોઝીશનમા મુકતાજ સ્તારટીગ વાલ્વ કેમથી ચાલતો બધ પડી જઇ ફ્યુએલ વાલ્વ ઉઘડવા માંડે છે, જેથી તેલ ઉપર એનજીન ચાલુ થઇ જાય છે, અને ચાલુમા નાની ટાકીમાથી જેમ જેમ હવા ખપતી જાય છે તેમ તેમ ઍર કમ્પ્રેસર તેમાં હવા દાબીને ભર્યો જાય છે નવા એનજીનોમાં મેકરો એ ટાકીઓમાં હવા તૈયાર ભરીને મોકલે છે



ચિત્ર નાં૦ ૨૮૨.
ડીઝલ એકઝૉસ્ટ વાલ્વ.

**ડીઝલ એનજીનનો એકઝૉસ્ટ વાલ્વ** (Exhaust Valve) ઉપલાજ મેકરનો ચિત્ર ના૦ ૨૮૨ માં બતાવ્યો છે એમાં લીવર અખંડ નહી બનાવતાં બે ટુકડે બનાવેલું છે, જેથી જ્યારે એકઝૉસ્ટ વાલ્વ કહાડવો પડે ત્યારે લીવરનો આગળો ટુકડો છોડી નાખવાથી વાલ્વ સહેલાઇથી કાહડી શકાય છે.

**ફ્યુએલ પમ્પ અને ગવરનીંગ** (Fuel Pump and Governing)—ચિત્ર નાં૦ ૨૮૩ માં મેસર્સ મીઅરલીસ બીકરતન એન્ડ ડે (Mirrlees, Bickerton and Day) મેકરનો ડીઝલ એનજીનનો ફ્યુએલ પમ્પ અને ગવરનર બતાવ્યો છે. એ મેકરનાં એનજીનમા ગવરનર ફ્યુએલ પમ્પના સકશન વાલ્વ ઉપર કાબુ રાખે છે ફ્યુએલ પમ્પ સાધારણ જાતનો પ્લન્જરવાળો ફૉર્સ પમ્પ હોય છે. ધારો કે એ પમ્પ દર સ્ટ્રોકે એક કયુબીક ઇંચ તેલ ખેચીને આપે છે હવે જો પમ્પનો સકશન વાલ્વ પોતાની સીટ ઉપર નીચે પડવાને બદલે ઉઘાડોજ રહી જાય તો પમ્પે સકશન સ્ટ્રોક વખતે ખેચેલુ તેલ ડીલીવરી વાલ્વ ઉઘાડીને આગલ જઇ શકે નહી. જો સકશન વાલ્વ બંધ થાય તોજ તે ડીલીવરી વાલ્વ ઉચકી શકે જો સકશન વાલ્વ અરધો બંધ થાય ને અરધો ઉઘાડો રહી જાય તો દર સ્ટ્રોકે એક કયુબીક ઇંચને બદલે અરધો કયુબીક ઇંચ તેલ સીલીનડરમા જાય હવે ચિત્રમા જોવાથી માલમ પડશે કે જયારે ગવરનર એનજીનની ચાલ વધવાથી ઉચકાય છે, ત્યારે ગવરનરના સ્લાઇડીગ કૉલર સાથે જોડેલો એક રૉડ ઉચકાઇને પમ્પના પ્લનજરનાં તળીઆંમા રાખેલા તેના સકશન વાલ્વને ઉચકેલો રાખે છે, જેથી પમ્પે ખેચેલુ તેલ બધુંજ જમણી બાજુનો ડીલીવરી વાલ્વ ઉઘાડી જઇ શકતું નથી, પણ થોડુ જાય છે. તેજ પ્રમાણે જયારે લોડ વધવાથી ગવરનર નીચે બેસે ત્યારે પમ્પનો સકશન વાલ્વ બરાબર આખો બંધ થઇ જાય છે, ને બધું તેલ ડીલીવરી વાલ્વમાં થઇને સીલીનડરમા જાય છે. બીજા કેટલાક મેકરો કૅમ શાફ્ટ ચલાવનારી વરટીકલ શાફ્ટ (જે હેલીકલ વ્હીલોની મદદથી ક્રેન્ક શાફ્ટથી ચાલે છે તે) ઉપર એક શાફ્ટ ગવરનર અને બે એકસેન્ટ્રીકો રાખે છે. ઉપલી એકસેન્ટ્રીક એક ફ્યુએલ પમ્પને ચલાવે છે, અને તેની નીચેની એકસેન્ટ્રીક



ચિત્ર નાં૦ ૨૮૩.
ડીઝલ ફ્યુએલ પમ્પ
અને ગવરનર.

શાફ્ટ ઉપર છૂટી હોય છે, પણ ગવરનર સાથે જોડેલી હોય છે. એ નીચલી એકસેન્ત્રીક ફ્યુએલ પમ્પના સકશન વાલ્વ ઉપર ઉપર લખ્યા મુજબ કાબુ રાખે છે એટલે જ્યારે લોડ ઘટવાથી એનજીન ફાસ્ટ જવા માડે ત્યારે શાફ્ટ ગવરનર નીચલી એકસેન્ત્રીકનો થ્રો યાને ચાલ વધારે છે, જેથી તે એક નાનાં લીવરની મદદથી ફ્યુએલ પમ્પના સકશન વાલ્વને ઉચકેલો રાખે છે, અને સીલીનડરમાં જતા તેલનો જથ્થો ઓછો કરે છે

**ડીઝલ એનજીનનો તેલનો કટઑાફ** (Cut off of Fuel) સ્ત્રોકના $\frac{1}{7}$ થી $\frac{1}{10}$ મે ભાગે થાય છે જેથી એના ડાએગ્રામની પ્રેસર લાઇન એતમસફેરીક લાઇનની સમાતરે (parallel) પડે છે જ્યારે સાધારણ ઑાઇલ એનજીનમા સ્ત્રોકને છેડે એકાએક એક્ષપ્લોઝન થતુ હોવાથી સ્ત્રોકની શુરૂઆતમાંજ તેમાં પ્રેસર ઉત્પન્ન થઇ તુરતજ વેપરનુ' એક્ષપાનસન થવા માડે છે, જેથી ડાએગ્રામની ઉપલી ટોંચ અણીઆળી પડે છે ડીઝલ એનજીનમા ફ્યુએલ વાલ્વ સ્ત્રોકના $\frac{1}{7}$ થી $\frac{1}{10}$ મે ભાગ સુધી ઉઘાડો રહેવા પછીજ બધ થાય છે જેથી પીસ્તનની પાછળ એટલો વખત સુધી એકસરખો પ્રેસર (constant pressure) જળવાઇ રહે છે

**ડીઝલ એનજીનમાં એક્ષપ્લોઝન થતુ' નથી** તેથી એમા પ્રી-ઇગ્નીશન થવાનો પણ સભવ હોતો નથી કમ્પ્રેસન વખતે ફક્ત હવાજ એમા દબાતી હોવાથી અને હવા સાથે જેમ સાધારણ ઑાઇલ એનજીનોમા તેલની વેપર ભેળવામા આવે છે તેમ ડીઝલ એનજીનમા નહી થતુ હોવાથી કમ્પ્રેસન વખતે એક્ષપ્લોઝન થાયજ નહી વળી એક્ષપ્લોઝન થવાથી સાધારણ ઑાઇલ એનજીનોમાં ઘણી સખ્ત ટેમ્પરેચર પેદા થાય છે, કે જેમ એક્ષપ્લોઝનની ગેર-હાજરીને લીધે ડીઝલ એનજીનમા થતુ નથી, તેથી સીલીનડરનુ' લુબ્રીકેશન સારી હાલતમા રહે છે, અને કશી તકલીફ આપતુ' નથી વળી એક્ષપ્લોઝન થવાથી સાધારણ ઑાઇલ એનજીનોમાં સખ્ત આચકો આવે છે, પણ ડીઝલ એનજીનમાં તેલ કમ્પ્રેસનથી દબાયલી હવાની ગરમીને લીધે ધીમેથી સળગે છે, જેથી એની ચાલ સાધારણ ઑાઇલ એનજીન કરતાં વધારે નિયમીત રહે છે.

**ડીઝલ એનજીનની સંભાળ** (Care of Diesel Engine)—ડીઝલ એનજીનમાં પાણીનુ સરકયુલેશન સાધારણ ઑઇલ એનજીનોની માફક રાખવામા આવે છે, પણ બનતાં સુધી પાણી કોઇ ઉચે મુકેલી ટાંકીમાથી સીલીનડરના જેકેટમા આવે તેમ ગોઠવણ કરવી જોઇએ તેમજ પાણીનો આઉટલેટ (outlet) નજર સામે દેખાતો રાખવો જોઇએ, જેથી પાણીની ટેમ્પરેચર અવારનવાર હાથ વડે તપાસી શકાય બાહેર પડતા પાણીની ટેમ્પરેચર ૧૨૫ થી ૧૩૫ સુધી રહે છે, પણ ઘણે ઠેકાણે એ ૧૮૦ સુધી વધી જવા છતા ઘણી તકલીફ પડતી નથી ઇનલેટ કરતાં આઉટલેટ પાણીની ટેમ્પરેચર જો ૧૦ ડીગ્રી વધે તો દર કલાકે દર બ્રેક હૉર્સ પાવર દીઠ આસરે ૪ ગ્યાલન પાણી ખપવુ જોઇએ, જોકે ઠડા મુલકોમાં એથી પણ ઓછુ પાણી ખપે છે

**એકઝૉસ્ટમાંથી ધુમાડો** નિકળતો જો જણાય તો એકઝૉસ્ટ વાલ્વ સાફ કરવો જોઇએ એ માટે કેટલાક મેકરો ફાલતુ વાલ્વ અને સીટ મોકલે છે, જે ઝડપથી કાહડી બદલી શકાય છે મહીનામાં એક બે વખત એકઝૉસ્ટ વાલ્વ કાહડી ફાલતુ સાફ અને ગ્રાઇન્ડ કરી રાખેલો વાલ્વ નાખવો જોઇએ

**ફ્યુએલ વાલ્વ** પણ દર પખવાડીએ કાહડીને સાફ કરવો જોઇએ, તેમજ અવારનવાર ફ્યુએલ પમ્પ ઉખેડી તેના વાલ્વ ગ્રાઇન્ડ કરવા જોઇએ

**ગળતા વાલ્વ** ને લીધે અથવા સીલીનડર અને સીલીનડર હેડ વચ્ચેનો જૉઇન્ટ ગળવાથી અથવા પીસ્તન ગળવાથી જો પુરતી કમ્પ્રેસન નહી મળે તો સીલીનડરમા બળતણનું કમ્બસશન બરાબર સપૂર્ણ થતુ નથી અને ઘણો પાવર વ્યર્થ જાય છે એકઝૉસ્ટ વાલ્વ ખાસ કરીને ઘણી વખત ગળી ઉઠે છે જો ફ્યુએલ વાલ્વ ગળે તો હવાનું કમ્પ્રેસન પૂરૂં થવા અગાઉ તેમા તેલ દાખલ થવાથી એનજીનમા બળતણનો ખપ વધવા સાથે તેનો પાવર ઘટશે, તેમજ સીલીનડરમાં ચાલુમાં અવાજ (knock) થશે. ઘણી વખત એ વાલ્વનો સ્પીન્ડલ ઢીલો પડી જવાથી વાલ્વ ગળે છે. માટે ગળતર શાથી થાય છે તે સભાળથી શોધી કાહડી તેનો ઉપાય કરવો જોઇએ ફ્યુએલ વાલ્વ અને

તેનો સ્પીનડલ અથવા નીડલ ( needle ) ઘણાં નાનાં અને નાજુક હોય છે, માટે તેઓને કાહડતાં મૂકતાં ઘણી સભાળ રાખવી જોઇએ કે જેથી તેઓ મરડાઇને વાંકાં થાય નહી એ સ્પીનડલ અથવા નીડલ ઉપર એક લૉક નટ હોય છે તે છોડવા અગાઉ તે ઉપર એક મારકો કરી રાખવો કે જેથી તે પાછો તેની અસલ જગામાંજ બેસાડી શકાય. એનુ સેટીગ ઘણુ જ બારીક છે, જે એ નટને સેહજ ફેર-વવાથી મળી રહે છે જો એ વાલ્વને ગ્રાઇન્ડ કરવાથી નીડલની લંબાઇ ટુકી થઇ હોય તો તેને ફરીથી સેટ કરવાની અગત્ય છે. એ માટે પહેલ્લા ફ્યુએલ વાલ્વના ઍર ઇનજેકશન પાઇપમાં કમ્પ્રેસ્ડ ઍર થોડી ભરી લેવી પછી હાથ વડે લીવર દબાવી એકાઝ્સ્ટ વાલ્વ ઉઘાડો રાખી ધીમેથી એનજીનનુ ફ્લાઇ વ્હીલ બાર કરાવવુ. જેવી ફ્યુએલ વાલ્વની કૅમ તેના લીવરને ઉચકશે, તેવીજ કમ્પ્રેસ્ડ ઍર ફ્યુએલ વાલ્વમાંથી સીલીનડરમાં દાખલ થઇ એકઝૉસ્ટમાંથી નિકળતી સભળાશે જે ઉપરથી માલમ પડશે કે ફ્યુએલ વાલ્વ વેહલો ઉઘડે છે કે મોડો એ વાલ્વ ઉઘડવાનો વખત ક્રેન્ક ડેડ સેન્ટર ઉપર આવવા પેહલ્લા ૪ યા ૫ ડીગ્રી બાકી હોય તેવી રીતે રાખવામા આવે છે

**ફ્યુએલ વાલ્વની નીડલ** ઘણી વખતે ચોટી બેસે છે જ્યારે પાણીનુ સરક્યુલેશન બરાબર નહી હોય ત્યારે સીલીનડર હેડ ગરમ થઇ જાય છે, જેથી કમ્બસશન બરાબર થતુ નહી હોવાથી નીડલના ચેમબરમા મેશ બાઝે છે કોઇ વખત કમ્પ્રેસ્ડ ઍર સા બાહેરનો કચરો અદર ખેચાઇ આવ્યો હોય તે નીડલના ચેમ્બરમા ચોટી બેસે છે, અથવા તો કમ્પ્રેસરમા ઘણુ લુબ્રીકેટીંગ ઑઇલ વાપરવાથી તે હવાની સાથે ભેળાઇને ફ્યુએલ વાલ્વમાં આવે છે તેથી પણ નીડલ અટકે છે

**પીસ્તનની રીંગો** માહેલી ઉપલી બે ત્રણ રીગો હમેશા વધારે જલ્દી ખરાબ થાય છે, માટે તેઓને વારંવાર બદલવી પડે છે.

**ડીઝલ એનજીનમાં કલીઅરન્સ** ઘણીજ ઓછી રાખવામા આવે છે, કારણકે એમાં કમ્પ્રેસન ઘણુ કરવુ પડે છે. માટે કનેકટીગ રૉડની બેરીગોનાં બ્રાસ ઘસાવાથી જયારે એ કલી-અરન્સ વધે છે ત્યારે કમ્પ્રેસન પ્રેસર ઓછો થવાથી એનજીનની ઇફીશીઅન્સી ઘટે છે. માટે અવારનવાર ડાએગ્રામ લઇ કમ્પ્રેસન




ચિત્ર નાં૦ ૨૮૪.
ડીઝલ ઑઇલ એનજીન




ચિત્ર નાં૦ ૨૮૫.
ડીઝલ ઑઇલ એનજીન.

પ્રેસર ઓછો માલમ પડતાંજ કનેકટીગ રૉડને નીચલે છેડે લાઇનર મૂકી રૉડની લબાઇ વધારવી જેથી કલીઅરન્સ ઓછી થાય અને કમ્પ્રેસન વધે જે તેલની ફ્લેશીગ પૉઇન્ટ ઓછી હોય તેને કમ્પ્રેસન પ્રેસર ઓછો આપવો પડે છે જેમકે પેટ્રોલ વાપરવા માટે કમ્પ્રેસન પ્રેસર ૧૦૦ પાઉન્ડ ચાલી શકે છે.

**ડીઝલ એનજીનમાં ઓવર લોડ** (Over-loading a Diesel Engine)—ડીઝલ એનજીન ઘણુા ઓવર લોડથી બરાબર ચાલી શકતુ નથી. એક સ્ટીમ એનજીનમાં તો અસલ કરતાં લગભગ ૫૦ ટકા વધારે ઓવર લોડ આપી ચલાવી શકાય છે, પણ એક ડીઝલ એનજીનમા ૧૦ ટકા પણ ઓવર લોડ આપવાની ભલામણ કરવામા આવતી નથી ત્રણ ચાર સીલીનડરોનુ ડીઝલ એનજીન હોય તો કોઇવાર એક સીલીનડરમા ઓછુ તેલ જવાથી બીજા સીલીનડરો ઉપર આશરે ૧૦-૧૫ ટકા વધારે લોડ આવી પડે તે બનવા જોગ છે, પણ એ પ્રમાણે બે ત્રણ કલાકથી વધારે વાર ચાલવા દેવુ નહી જોઇએ. એ માટે વારંવાર ડાએગ્રામ લઇને દરેક સીલીનડર ઉપર આવતો લોડ એક સરખો રાખવો જોઇએ. એ માટે ફ્યુએલ ઇનલેટ પાઇપ ઉપર ફ્યુએલ વાલ્વ અને ફ્યુએલ પમ્પની વચ્ચે એક નાનો સ્ક્રુ વાલ્વ હોય છે, જેથી મદદથી સીલીનડરમા જતો તેલનો જથો ઓછો વધતો કરી પાવર ઓછો વધતો કરી શકાય છે

**ડીઝલ એનજીનમાં લુબ્રીકેટીંગ ઑાઇલનો ખરચ** (Consumption of Lubricating Oil) ૨૫૦ બ્રેક હૉર્સપાવરના એનજીનમા ૧૨ કલાકમાં આસરે ૩ ગ્યાલન થાય છે, જેમા સીલીનડર ઑાઇલ તથા બીજા બધા ચાલુ ભાગો માટે જોઇતુ તેલ આવી જાય છે. જો વપરાયલુ તેલ ફીલટર કરી પાછુ વાપરવામા આવે તો એ ખરચ ઘણો ઓછો થઇ શકે છે.

**ગૅસ એનજીન** (Gas Engine)—એક ગૅસ એનજીનની બનાવટ એક ઑાઇલ એનજીનને ઘણીક રીતે મળતી આવે છે. ફરક ફ્કત ગૅસને સળગાવવાની ઇગ્નીશનની ગોઠવણુમાં હોય છે. એક ઑાઇલ એનજીનમાં તેલને ફીડ કરવાની ગોઠવણુ અને તે તેલની ગૅસ બનાવવાનુ વેપરાઇઝર હોય છે, પણ એક ગૅસ એનજીનમાં ગૅસનો

ઇનલેટ સ્ટૉપ કૉક અને ગૅસને સીલીનડરમાં સળગાવવાની યાને ઇગ્નીશન કરવા માટે એક ઇગ્નીશન ટયુબ, ઇલેકટ્રીક બેટરી કે ઇલેકટ્રીક મેગનેટો મશીન હોય છે ગૅસ એનજીન માટે જોઇતી ગૅસ કોલસામાંથી કે તેલમાથી અથવા તેલના કચરામાથી અથવા શહેરના રસ્તાના કચરામાંથી પણ બનાવી શકાય છે. શેહેરમા રોશની કરવા માટે વપરાતી તાઉન ગૅસ જો મળી શકતી હોય તો તેથી પણ ગૅસ એનજીન ચલાવી શકાય છે, નહી તો ગૅસ એનજીન પાસે ગૅસ પ્રોડયુસર ઉભા કરી તેમાં ગૅસ બનાવવામાં આવે છે ગૅસ એનજીનો પણ ઑટો અથવા ફોર સાઇકલ પ્રીનસીપલ ઉપર ચાલે છે તાઉન ગૅસ ઉપર ચાલવા માટે બનાવેલુ ગૅસ એનજીન પ્રોડયુસર ગૅસ ઉપર ચલાવતા સેકડે ૧૫ થી ૨૦ ટકા ઓછો પાવર ઉત્પન્ન કરે છે પ્રોડયુસર ગૅસ સાથે ચાલતા એનજીનોમા ગૅસ મીટર કે ગૅસ બૅગ રાખવાની કશી જરૂર નથી

**હૉરીઝૉન્ટલ ગૅસ એનજીન** (Horizontal Gas Engine) સીગલ તેમજ ડબલ એકટીગ પણ બની શકે છે, પણ ડબલ એકટીગ એનજીનો ઘણા ગુચવાડા ભરેલા હોવાથી સીગલ એકટીગ એનજીનો ઘણા વપરાય છે સીગલ એકટીગ એનજીનો બે સાઇડ બાઇ સાઇડ સીલીનડરોના તેમજ તેનડમ પણ બનાવવામાં આવે છે સાઇડ બાઇ સાઇડ સીલીનડરોવાળુ ૩૬૦ બ્રેક હૉર્સ પાવરનુ કૅમ્પબેલ ગૅસ કું૦ નુ એક ગૅસ એનજીન ચિત્ર નં૦ ૨૮૬ મા બતાવયુ છે એમા બન્ને સીલીનડરોની ક્રેન્ક જોકે એકજ તરફ રાખેલી છે તે છતાં જયારે એક સીલીનડરનો પીસ્તન પેહલ્લા સકશન સ્ટ્રોકે બાહેર આવતો હોય ત્યારે બીજા સીલીનડરનો પીસ્તન ત્રીજા એક્ષપ્લોઝન સ્ટ્રોકથી બાહેર નિકળતો હોય છે આથી દરેક રેવોલ્યુશન (બે સ્ટ્રોક) દીઠ ગૅસના એક્ષપ્લોઝનનો આચકો (impulse) એક યા બીજા સીલીનડરમાં થવા પામે છે, જેથી એ એનજીનની સ્પીડ એક સીલીનડરના એનજીન કરતા વધારે નિયમીત રહે છે તૅનડમ એનજીનમા પણ એક્ષપ્લોઝનના ઇમ્પલ્સની ગોઠવણ એવીજ રીતે રાખેલી હોય છે



ચિત્ર નાં૦ ૨૯૬.
પમિવ ગૅસ ઍનજીન

**વરટીકલ ગૅસ એનજીન** (Vertical Gas Engine)–ગૅસ એનજીનો વરટીકલ અને વરટીકલ ટેનડમ પણ બનાવવામાં આવે છે. સીમ્પલ વરટીકલ ચાર સીલીનડર અને ચાર ક્રેન્કવાળા, અને ટેનડમ વરટીકલ આઠ સીલીનડર અને ચાર ક્રેન્કવાળા બનાવવામાં આવે છે. બ્રીટીશ વેસ્ટીંગ હાઉસ (British Westinghouse) નામના મેકરનું ૭ સીલીનડર અને ત્રણ ક્રેન્કનું વરટીકલ ટેનડમ ગૅસ એનજીન ૭૫૦ બ્રેક હૉર્સપાવરનું ચિત્ર નાં૦ ૨૮૭ માં બતાવ્યું છે, જે રોપ ડ્રાઇવીંગની મદદથી એક મીલ ચલાવે છે. એક કરતાં વધારે સીલીનડરો વાપરવાથી જોકે એનજીન જરા ગુચવાડા ભરેલું બને છે તોપણ સીલીનડરો નાના અને સ્ટ્રોક પણ નાનો રહેવાથી એનજીન હાઇસ્પીડ બને છે, અને તેની ચાલ ઘણીજ નિયમીત બને છે. એક



**ચિત્ર નાં૦ ૨૮૭.**

વેસ્ટીંગહાઉસ વરટીકલ ૬ સીલીનડરોનું ગૅસ એનજીન.

દાખલો લેવાથી એ સ્પષ્ટ સમજ પડશે આસરે ૨૦૦ હૉર્સપાવરનુ એક સીંગલ સીલીનડર ગૅસ એનજીન મીનીટે ૧૫૦ રેવોલ્યુશન ફરે છે, અને ફોર સાઇકલની રીતે દર બે રેવોલ્યુશને તેમા એક એક્ષપ્લોઝન થતુ હોવાથી ૧૫૦ રેવોલ્યુશનમા દર મીનીટે તેમા ૭૫ એક્ષપ્લોઝન થાય છે, જેથી પીસ્ટનને દર મીનીટે ફકત ૭૫ પાવર ઇમ્પલ્સ (power impulse) મળે છે હવે એટલાજ પાવરનુ ૭ સીલીનડરનું ત્રણ ક્રેન્કવાળુ વેસ્ટીંગહાઉસ ટેનડમ ગૅસ એનજીન દર મીનીટે ૩૨૫ રેવોલ્યુશન્સ ફરે છે એની ક્રેન્ક ૧૨૦ ડીગ્રીએ રાખેલી હોય છે, અને સીલીનડરો ટેનડમ હોવાથી દરેક રેવોલ્યુશને દરેક ટેનડમ સીલીનડર એક્ષપ્લોઝનનુ એક એક ઇમ્પલ્સ આપે છે, જેથી દરેક રેવોલ્યુશને એનજીનની ક્રેન્ક શાફટને ત્રણ ઇમ્પલ્સ મળે છે, અને મીનીટમા ૩૨૫×૩=૯૭૫ ઇમ્પલ્સ મળે છે વળી વરટીકલ ગૅસ એનજીનનો ક્રેન્ક ચેમ્બર તદ્દન બંધ કરી તેમા ફૉર્સ્ડ લુબ્રીકેશન આપી શકાય છે, જે ઘણુ સગવડભરેલુ છે, અને તેથી એનજીનની જીંદગી તથા મિકેનિકલ ઇફીશીઅન્સી વધે છે

**ગૅસ એનજીનમાં ગૅસનો ખપ** (Consumption of Gas)—તાઉન ગૅસ ઉપર ચાલતા એનજીનોમા તાઉન ગૅસનો ખપ દર કલાકે દર એક હૉર્સ પાવર દીઠ ૧૪ થી ૨૦ કયુબીક ફીટ થાય છે જેમ એનજીન મોટુ તેમ ગૅસનો ખપ ઓછો થાય છે ૨૦–૨૫ થી ઓછા હૉર્સ પાવરના એનજીનોમા ગૅસનો ખપ ૨૨ કયુબીક ફીટ સુધી જાય છે પ્રોડયુસર ગૅસ ઉપર એનજીન ચલાવતા એક ગૅસ એનજીન સેકડે ૧૫ થી ૨૦ ટકા ઓછો પાવર ઉત્પન્ન કરે છે, અને દર હૉર્સ પાવર દીઠ દર કલાકે ૬૦ થી ૭૦ કયુબીક ફીટ ગૅસ ખપાવે છે, કારણકે તાઉન ગૅસ કરતાં પ્રોડયુસર ગૅસ ઘણી નબળી (weak) હોય છે એટલે કે તાઉન ગૅસની કેલોરીફીક વેલ્યુ જ્યારે ૫૦૦ થી ૭૦૦ બ્રીટીશ થરમલ યુનીટ હોય છે, ત્યારે પ્રોડયુસર ગૅસની ૧૩૦ થી ૧૫૦ હોય છે એક ગૅસ એનજીન જ્યારે અનડરલોડેડ હોય છે ત્યારે દર હૉર્સ પાવર દીઠ તેમા ખપતી ગૅસનો ખપ સેકડે ૧૫ થી ૨૦ ટકા સુધી વધી જાય છે, માટે એક ગૅસ એનજીન હમેશા પૂરેપૂરા પાવરે ચલાવવાની જરૂર છે

**ઇગ્નીશન ટેમ્પરેચર** (Ignition Temperature) ગૅસ એનજીનોમાં આસરે ૩૦૦૦ ડીગ્રી હોય છે

**એક્ષ્પ્લોઝન પ્રેસર** ( Explosion Pressure ) ગૅસ એનજીનોમા ૨૫૦ થી ૩૫૦ પાઉન્ડ જેટલો હોય છે

**ગૅસ બનાવવા માટે બળતણુ** (Fuel for Gas)—ગૅસ બનાવવા માટે સ્ટીમ કોલ, ચારકોલ, કોક, તથા એન્થ્રેસાઇટ કોલ વપરાય છે સાધારણુ જાતના સકશન પ્રોડયુસરમા ચારકોલ, કોક કે એન્થ્રેસાઇટ ઠીક કામ આપે છે, પણુ સ્ટીમ કોલમાથી ગૅસ બનાવવા માટે "બિટયુમીનસ–કોલ ગૅસ પ્રોડયુસર" બનાવવામા આવે છે વળી લાકડાના છોળયા અને વેહેર (sawdust), ઘાસ, સુકા પાત્રા, કોઇબી જાતનુ તેલ, ભાતના છલા, કપામીઆ, તેલના બીઆનો ખોળ, અને તેલનો કચરો, ચામડા પકાવ્યા પછી બાકી વધેલી છાલનો કુચો કે શેહરના રસ્તાનો કચરો પણુ ગૅસ બનાવવાના કામમા આવી શકે છે, જે માટે ખાસ જાતના પ્રોડયુસર વપરાય છે કારબાઇડ ઑફ કેલમીઅમ (carbide of calcium) માથી બનાવેલી રોશની માટે વપરાતી એસીટીલીન (acetylene) ગૅસથી પણુ ગૅસ એનજીનો ચલાવી શકાય છે તેમજ કાસ્ટ આયર્ન ગાળવાની ભઠ્ઠી (cupola) માથી નિકળતી બ્લાસ્ટ ફરનેસ ગૅસ (blast furnace gas) ની મદદથી પણુ ગૅસ એનજીન ચાલી શકે છે અમેરીકાના કેટલાક દેશોમા જમીનમાથી નિકળતી કુદરતી ગૅસ ગૅસ એનજીન ચલાવવાના કામમા વપરાય છે એન્થ્રેસાઇટ કોલમાથી ગૅસ બનાવવાનુ ઘણુ સસ્તુ અને સહેલ પડે છે, પણુ હિન્દુસ્તાનની કોલસાની ખાણોમાથી હજી સુધી સપૂર્ણ એન્થ્રેસાઇટ (anthracite) જાતનો કોલસો હાથ લાગેલો જણાયો નથી એન્થ્રેસાઇટ કોલ કોક જેવો સખ્ત ચલકાટ વગરનો હોય છે, અને તેમા સેકડે ૯૦ થી ૯૨ ટકા કારબન હોય છે, જેટલુ મોટુ કારબનનુ પ્રમાણુ કોઇબી હીદી કોલસામાં માલમ પડયુ નથી એન્થ્રેસાઇટ કોલને બદલે લાકડાનો ચારકોલ કે કોક પ્રોડયુસરમાં બળી શકે છે વળી સારા ગૅસ બનાવવા લાયક એન્થ્રેસાઇટ કોલમાં ૩ થી ૪ ટકા રાખ અને ૫ થી ૮ ટકા સળગી ઉઠે તેવા (volatile) પદાર્થ હોય છે હિદી કોલસો બિટયુમિનસ ( bituminous) જાતનો હોય છે, જેમાં ૨૫ થી ૪૦ ટકા સળગી ઉઠે તેવા પદાર્થ હોય છે આથી એવો કોલસો ગૅસ પ્રોડયુસરમા બાળતાં તેમાં કોલતાર (coaltar) છૂટો પડે છે, જે અગારને ફાયર

ગ્રેટ ઉપર જામ કરી નાખે છે માટે બિટ્યુમિન્સ કોલસો બાળીને ગૅસ બનાવવા માટેનાં પ્રોડ્યુસરો સાથે કોલતાર છૂટો પાડી કાહડી નાખવા માટેની અથવા કગ્નેસમાજ બાળી નાખવાની ખાસ ગોઠવણ હોય છે, જેથી એ પ્લાન્ટ લગાર ગુચવાડા ભરેલો થાય છે જો ગૅસની સાથે કોલતાર એનજીનમા જાય તો સીલીનડરની અંદરના ભાગો ખરાબ થવા ઉપરાંત તે સીલીનડરમા સળગી ઉઠીને પ્રી-ઇગ્નીશન કરે જેથી ગંભીર અકસ્માત થવાનો સંભવ રહે છે ગૅસ બનાવવા લાયક કોકમા ૮૦ થી ૮૫ ટકા કારબન અને ૮ થી ૧૬ ટકા રાખ હોય છે તે છતા એન્થ્રેસાઇટ કોલ સાથ સરખાવતા કોકમાથી તાર વધારે નિકળે છે, જેથી કોક બાળતી વખતે ગૅસને સારી રીતે ફીલટર કરવાની વધારે જરૂર છે લાકડા કાપવા માટેની સો મીલોમા લાગતો બધો પાવર તે મીલમાથી નિકળતા લાકડાના છોળયા, વેહેર વગેરે માથીજ મેળવી શકાય છે, તેમજ ઑઇલ મીલો ચલાવવા માટે જોઇતો બધો પાવર તેલ કાહડી લેવા પછી બાકી વધેલા તેલના બીઆના કુચામાથી ગૅસ બનાવી મેળવી શકાય છે

## પ્રોડ્યુસર ગૅસ એનજીનમાં બળતણનો ખપ

**(Consumption of Fuel in Gas Plants)**—ગૅસ પ્રોડ્યુસર સાથના ગૅસ એનજીનોમા દર બ્રેક હૉર્સપાવર દીઠ દર કલાકે ૧ પાઉન્ડ ઇગ્લીશ એન્થ્રેસાઇટ કોલ, ૧$\frac{1}{2}$ પાઉન્ડ કોક, ૧$\frac{1}{2}$ પાઉન્ડ ચાર-કોલ, ૩$\frac{1}{2}$ પાઉન્ડ લાકડાના છોળ્યા અને વેહર, અને ૧$\frac{1}{2}$ પાઉન્ડ બંગાલ કોલ (બિટયુમિનસ) ખપે છે જો લાકડાંના છોળ્યા અને વેહર તદન સુક્કાં હોય તો બળતણનો ખપ ૨$\frac{1}{2}$ પાઉન્ડ સુધી થાય છે, અને એ જાતનુ બળતણ એક સ્ટીમ બૉઇલરમા બળતા જે પાવર ઉત્પન્ન કરી શકાય, તે કરતા ૪-૫ ગણો વધારે પાવર બળતણનો તેટલોજ જથ્થો ગૅસ પ્રોડ્યુસરમા બાળી ગૅસ એનજીન ચલાવતા મળે છે મોટા ગૅસ એનજીનોમા $\frac{3}{4}$ પાઉન્ડ ઇગ્લીશ એન્થ્રેસાઇટ કોલ દર બ્રેક હૉર્સપાવર દીઠ દર કલાકે બળે છે, અને તેનાજ પ્રમાણમા બીજી જાતનાં બળતણનો ખપ પણ ઓછો થાય છે ચામડા કેળવવા માટે વપરાતી બાવળની છાલનો ચામડાં પકાવ્યા પછી બાકી રહેતો કુચો જે વ્યર્થ સમજી ફેકી દેવામા આવે છે, તેમાંથી ગૅસ બનાવી દર ત્રણથી ચાર પાઉન્ડ દીઠ એક હૉર્સપાવર ઉપજાવી શકાય છે

**તાઉન ગૅસ એનજીન** (Town Gas Engine)—મોટાં શેહરોમા રોશની માટે વપરાતી કોલસાની કે તેલની ગૅસની મદદથી ગૅસ એનજીન ચલાવી શકાય છે અને એવી રીતે તૈયાર મળતી ગૅસ એનજીનમા વાપરવાનુ કેટલાકો પસદ કરે છે, જો કે સ્કશન ગૅસ પ્રોડયુસરમા ગૅસ બનાવી તેની મદદથી એનજીન ચલાવવાનો ખરચ ઘણો ઓછો આવે છે (જુવો પાનુ— ૯૦૨) તાઉન ગૅસ એનજીન સાથે હમેશા એક ગૅસ મીટર હોય છે, જેમા એનજીનમા ખપતી ગૅસનો જથ્થો મપાય છે તાઉન ગૅસ ઉપર હૉરીઝૉન્ટલ કરતા વરટીકલ એનજીનો વધારે સારી રીતે કામ કરતા જણાવવામા આવે છે, જેઓમા ફૉર્સ્ડ લુબ્રીકેશન અને હાઇ તેનસન (high tension) ના મેગનેટો ઇગ્નીશનની ગોઠવણ હોય છે

**ગૅસ મીટર** (Gas Meter) બે જાતના આવે છે એક જાતના મીટરમા પાણી ભરવામા આવે છે જેને વૅટ (wet) મીટર કહે છે, બીજામા પાણી ભરવામ આવતુ નથી, જેને ડ્રાઇ (dry) મીટર કહે છે તાઉન ગૅસ સાથે હમેશા ડ્રાઇ મીટર વાપરવાની ભલામણ કરવામા આવે છે જેનુ કદ એનજીનના કદ ઉપર આધાર રાખે છે

**ગૅસ એનજીનનાં પાઇપ કનેકશન** (Pipe Connections)—તાઉન ગૅસની મેન પાઇપમાથી એક જોઇતી સાઇઝનો પાઇપ જોડી લાવી તે ગૅસ મીટરને લગાડવામા આવે છે ગૅસ મીટરમાથી નિકળતો પાઇપ એક ગૅસ બૅગ (gas bag) ને જોડવામા આવે છે, અને ગૅસ બૅગમાથી નિકળતો પાઇપ સીલીનડર ઉપરના સ્ટૉપ કૉક સાથે જોડવામા આવે છે ગૅસ બૅગ અને એનજીન વચ્ચેના પાઇપ કરતા મીટર અને ગૅસ બૅગ વચ્ચેનો પાઇપ એક સાઇઝ વધારે મોટો રાખવો, એટલે પેહલો બે ઇંચનો પાઇપ હોય તો બીજો અઢી ઇંચનો નાખવો બધા ખૂણા આગળ લાંબા બેન્ડ જોડવા કેાેણી એલ્બો જોડવા નહી બનતા સુધી પાઇપ લાંબા રાખવા નહી પણ જો લાંબા રાખવા પડે તો એકને બદલે બે સાઇઝ મોટા રાખવા એટલે ઉપલા કેસમા અઢીને બદલે ત્રણ ઇંચનો નાખવો મીટરમાંથી બાહેર પડતા આઉટલેટ પાઈપ ઉપર એક સ્ટૉપ કૉક મુકવો, અને એક બીજો સ્ટૉપ કૉક ગૅસ બૅગમાં દાખલ થતા ઇનલેટ પાઇપ ઉપર ગૅસ બૅગની પડોશમા મૂકવો અને જયારે એનજીન બધ હોય ત્યારે



ચિત્ર નાં૦ ૨૮૮.
કેમ્પબેલ સકશન ગૅસ પ્રોડયુસર

એ કૉક બંધ રાખવો આ કૉક અને મીટરમાથી બાહેર પડતા આઉટલેટ વચ્ચે એક રીડયુસીંગ ટી જોડીને તેમાથી એક પાઇપ ઇગ્નીશન ટયુબના બરનર માટે લઇ જવો અને બરનરની નજદીકમા એક કૉક મુકવો એ પાઇપ સાથે એક બીજો નાનો આસરે ½ ઇંચનો પાઇપ જોડી તેની સાથે ગૅસનો પ્રેસર ગેજ જોડવો ગૅસ બૅગ અને એનજીન વચ્ચે બને તેટલો ટુંકો અને સીધો પાઇપ રાખવો અને તે ઉપર બનતા સુધી કોઇપણ કૉક રાખવો નહી એનજીનના સ્ટૉપ કૉક ઉપર એક પેટ કૉક (pet cock) નહી હોય તો એ પાઇપમાથી એક અરધા ઇંચની બ્રાન્ચ લઇ તે ઉપર એક કૉક મૂકવો, જે ચાલુ કર્યા અગાઉ ખોલીને પાઇપોમા ભરાએલી હવા બાહેર કાહડી નાખી શકાય

**ગૅસ બૅગ** (Gas Bag) કાસ્ટ આયર્નનો બનાવેલો હોય છે, જેની એક બાજુએ રબરશીટ જડેલો હોય છે, જે ગૅસના પ્રેસરથી ફુલે છે ગૅસ બૅગ ઘણો ખરો ગોળાકાર હોય છે, જેની પાછળ સ્થિતિસ્થાપક (elastic) રબરનો શીટ એક રીંગ અને બોલ્ટો અથવા સ્ક્રુથી જોડવામા આવે છે ગૅસ બૅગને દિવાળની નજદીક જોડતી વખતે બૅગની પાછળનુ રબર સગવડથી ફુગી શકે તે માટે આસરે ૪–૫ ઇંચ જેટલી જગા રાખવી

**ગૅસ પ્રેસર ગવરનર** (Gas Pressure Governor)—જ્યા ટાઉન ગૅસનો પ્રેસર હેરફેર થવાનો સભવ હોય ત્યા ગૅસ પ્રેસર ગવરનરની ગોઠવણ રાખવી જોઇએ, અને તેને ગૅસના ઓછામા ઓછા પ્રેસર ઉપર ગોઠવી રાખવો, જેથી પ્રેસર ઓછો થાય ત્યારે તકલીફ પડે નહી. એ ગવરનર નહી રાખેલો હોય ત્યારે ગૅસના પ્રેસરને અનુસરીને એનજીન ઉપરનો ઇનલેટ સ્ટૉપ કૉક ઘડી ઘડી ઓછો વધતો ઉઘાડયા કરવો પડે છે

**મુંબઈની ટાઉન ગૅસ** (Bombay Town Gas)—મુબઇમા જે કોલસાની ગૅસ રોશની માટે બનાવવામા આવે છે, તેજ ગૅસ એનજીનમા પાવર ઉત્પન્ન કરવા માટે પણ વપરાય છે એ ગૅસનુ સ્પેસિફિકેશન નીચે આપ્યુ છે, જે એનજીનમેકરને આપવાથી એ જાતની ગૅસને અનુસરતુ એનજીન તેઓ બનાવી મોકલે છે જૂદા જૂદા શેહરોની ગૅસ જૂદા જૂદા પ્રકારની હોય છે, માટે એનજીન મેકરને કઇ જાતની ગૅસ ઉપર એનજીન ચલાવવાનુ છે, તે જણાવવાની અવશ્ય જરૂર છે—

| | |
|---|---|
| કેલોરીફિક વેલ્યુ (દર કયુબીક ફુટ દીઠ) | ૪૯૦ બ્રીટીશ થરમલ યુનીટ. |
| સ્પેસિફિક ગ્રેવીટી .. | ૬૬૦ |
| કેનડલ પાવર (દર કયુબીક ફુટ દીઠ)... | ૧૬.૦ |
| પ્રેસર ... ... ... ... | ૨½=૨ ઇંચ પાણી. |
| સી ઓ ટુ ($CO_2$) | ૪ ૫ |
| ઓક્ષીજન (O.) | ૦.૨ |
| સી ઓ (CO) . | ૯૦ |

**ગૅસ પ્રોડયુસર** (Gas Producer) ઘણી જાતના આવે છે, પણ તેઓને બે મૂખ્ય વર્ગમા વેહચી નાખી શકાય એક વર્ગ પ્રેસર પ્રોડયુસર કહેવાય છે, તથા બીજો સકશન પ્રોડયુસર કહેવાય છે

**પ્રેસર ગૅસ પ્રોડયુસર** (Pressure Gas Producer) મા પખા અથવા સ્ટીમ જેટની મદદથી ડ્રાફ્ટ આપી, ને બળતણુ બાળીને ગૅસ બનાવવામા આવે છે આથી સાધારણુ સ્ટીમ કોલ (બિટયુમિનસ) તથા સસ્તો ખરાબ જાતનો કોલસો અને કોલસાનો ભૂકો પણુ બળતણુ તરીકે વાપરી શકાય છે ઘણા ખરા એવા પ્લાન્ટોમા એક સ્ટીમ બૉઇલર પણુ હોય છે, જેમા સ્ટીમ ઉત્પન્ન કરી તે પ્રોડયુસરમા આપવામા આવે છે કેટલાક પ્રેસર પ્લાન્ટ ઘણા ગુચવાડા ભરેલા હોય છે, અને ગૅસમા સહેજ પ્રેસર હોવાથી એવા પ્રોડયુસરો તદન ખુલ્લી જગામા મૂકવા પડે છે, કારણુકે કોલસાની ગૅસ ઘણીજ ઝેરી હોવાથી તે જ્યારે ગળે ત્યારે તેનુ દમમા જવુ પ્રાણુઘાતક નિવડે છે

**મોન્ડ પ્રેસર ગૅસ પ્રોડયુસર** (Mond Pressure Gas Producer)—આ જાતનો ગૅસ પ્રોડયુસર ઘણા હલકામા હલકી જાતના કોલસા (બિટયુમિનસ) અને કોલસાના ભૂકા (slack) માથી ગૅસ બનાવવા માટે વપરાય છે, અને ઓછામા ઓછા ૧૦૦ થી વધારેમા વધારે ૨૦૦૦ હૉર્સપાવર સુધીના પ્લાન્ટ બનાવવામા આવે છે. એ પ્રોડયુસરની ખાસ ખુબી વળી એ છે કે એ કોલસામાંથી સલફેટ ઑફ એમોન્યા (sulphate of ammonia) તથા કોલતાર છૂટાં પાડે છે, જે વેચવાથી અને હલકી કીમતનો કોલસો બાળવાથી ઘણાજ સસ્તા ખરચે પાવર ઉત્પન્ન કરી શકાય છે. એક ટન કોલસામાંથી ૮૦ થી ૯૦ પાઉન્ડ એમોન્યા નિકળે છે, અને આસરે

૧૨ ગ્યાલન અથવા ૧૪૦ પાઉન્ડ કોલતાર નિકળે છે એમોન્યા મેળવવા માટેનો પ્લાન્ટ વધારે કીમતનો થવા સાથે તે વધારે ગુચવાડા ભરેલો બને છે, અને તેનો ચાલુ ખરચ પણ વધે છે માટે જ્યા દરરોજ ૨૦ થી ૩૦ ટનથી ઓછા કોલસાનો ખપ હોય ત્યા એમોન્યા મેળવવાની કડાકુટમા ઉતરવાની ભલામણ કરવામા આવતી નથી. એ માટે એમોન્યા રીકવરી (ammonia recovery) વગરના પ્લાન્ટ પણ બનાવવામા આવે છે જ્યાં કોલસાનો ભૂકો આશરે દશ રૂપીએ ટન મળી શકતો હોય ત્યા એક હજાર હૉર્સપાવરના પ્લાન્ટ ઉપર દર એક ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ દર કલાકે બળતણ, મજુરી, મરામત, સ્ટોર્સ, થાપણ ઉપર વ્યાજ વગેરે બધુ ગણતા અને એમોન્યાનો નફો બાદ કરતા કુલ ખરચ આશરે એક પાઇથી દોહડ પાઇ આવતો જણાવવામા આવે છે વિલાયતમા ૬ શીલીંગે (૪॥ રૂપીએ) ટન કોલસાનો ભૂકો બાળતા એમોન્યા રીકવરી સાથે દર કલાકે દર ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ મોન્ડ ગૅસ ઉપર ચાલતા એનજીનનો કુલ ખરચ એમોન્યાના નફા સાથે ફક્ત ¼ પાઇ, અને એમોન્યાના નફા વગર ½ પાઇ આવતો જણાવવામા આવે છે!

**સકશન ગૅસ પ્રોડયુસર** (Suction Gas Producer)–ગૅસ એનજીનનો પીસ્તન પેહલા સકશન સ્ટ્રોક વખતે જે વૅક્યુમ પેદા કરે છે તેની મદદથી ફરનેસમા ડ્રાફ્ટ ખેચી (બૉઇલરના ઇન્ડયુસ્ડ ડ્રાફ્ટની માફક) કોલસો ભુજીને તેની ગૅસ બનાવવાની ગોઠવણ સકશન ગૅસ પ્રોડયુસરમા હોય છે ગૅસ પ્રોડયુસરમા કોલસાને એકદમ બાળીને ભસમ કરવામા આવતો નથી, પણ તેને જાણે ધુખરાવવામા આવે છે, અને કમ્બસશન ઘણુ જ ધીમુ ચાલે છે, જે માટે હવાની સાથે પાણીની વેપર અથવા સ્ટીમ ભેળીને તે ફરનેસમા ડ્રાફ્ટ તરીકે ખેચવામા આવે છે, જેવી ફાયર બાર ઉપર કોલસો બળતા કારબોનીક એસીડ ગૅસ સીઓટુ ($CO_2$) જે ઉત્પન્ન થાય છે. તે કોલસાના ઢગલા-માંથી થઇને ઉપર ચહડતા કારબોનીક ઑક્ષાઇડ ગૅસ સીઓ (CO) થઇ જાય છે (જુવો પાનુ—૮૧) એકદમ બધો કોલસો બળીને ભસમ નહી થઇ જાય તે માટે ફાયર બાર ઉપર કોલસાની ઉચાઇ ખાસ ઘણી વધારે (આસરે બે ફીટ અથવા વધુ) રાખવામા આવે છે કોલસાની એ મોટી ઉચાઇને ચાર તબક્કાઓમા વેહચી નાખી શકાય, જે ચાર તબક્કાઓમા જૂદી જૂદી ક્રિયા ચાલે છે. ફાયર બાર ઉપરનું

પહેલુ પડ કોલસાની રાખનું બનેલુ હોય છે તેની ઉપરનાં બીજા પડમા કમ્બસશન (combustion) યાને કોલસાનુ બળવુ થાય છે, જેથી કોલસો બળીને તેમાથી કારબોનીક એસીક ગૅસ સીઓતુ નિકળી ઉપર ચહડે છે એ ગૅસમા કારબન એક ભાગ અને ઑક્ષીજન બે ભાગ હોવાથી તે સળગી શકતી નથી, અને તેને ગૅસ એનજીનમા સળગીને બળે તેવી બનાવવા માટે તેમા એક ભાગ કારબનનો વધારવો જોઇએ જે ક્રિયા કમ્બસશનના તબક્કાની ઉપરના ત્રીજા તબક્કામા થાય છે, જેને રીડકશન (reduction) કહે છે એ રીડકશનના તબક્કામા ઉપર ચહડતી ગૅસમા કારબન વધારે ઉમેરાવાથી ગૅસમા કારબન અને ઑક્ષીજન સરખે ભાગે થઇ જઇને સીઓતુની સીઓ ગૅસ થાય છે એ સીઓ ગૅસ ઉપર ચહડીને ચોથા તબક્કા યાને કોલસાના સર્વેથી ઉપલા પડમા દાખલ થાય છે જે તબક્કાને ડીસટીલેશન (distillation) કહે છે જ્યારે નવો કોલસો ફરનેસમા ઉપરથી નાખવામા આવે છે, ત્યારે તે પહેલા ગરમ થતાજ તે ભુંજાઇને તેમાથી સળગી ઉઠે તેવી (volatile) ગૅસ નિકળે છે, યાને કોલસો ગળાઇને તેનો ગૅસ રૂપે અર્ક નિકળે છે આ તબક્કામા કોલસામા સમાએલી હાઇડ્રોજન ગૅસ તથા કેટલોક કારબન છૂટા પડે છે, જે નીચેથી ઉપર ચહડતી સીઓ ગૅસ સાથે ભેળાઇને તેને વધારે સ્ટ્રોગ (strong) બનાવે છે ડીસટીલેશનની ક્રિયા વખતે કોલસામાથી જે ગૅસ છુટી પડે છે, તે જો એ તબક્કાની ટેમ્પરેચર ઓછી હોય તો આગળ જતા કનડેનસ્ડ થઇને કોલતાર અને મેસના આકારમા જમા થાય છે પણ જો ટેમ્પરેચર સારી હોય તો એ ગૅસ નીચેથી ઉપર આવતી સીઓ ગૅસ સાથે સારી રીતે ભેળાઇ જાય છે આ કારણ થકી ડીસટીલેશનના તબક્કામા કોલસાને લાબો વખત સુધી ઉચી ટેમ્પરેચરે રહેવા દેવો જોઇએ, જેથી બધી ગૅસ છૂટી પડી કોલસાનો કોક (coke) બની જઇ તે કોક રીડકશનના તબક્કામા નીચે ઉતરે રીડકશનના તબક્કામા કોલસાનો સારો જથ્થો રાખવો જોઇએ, જેથી નીચેથી ઉપર ચહડતી ગૅસને પુરતા જથ્થામા તેમાથી કારબન મળી શકે હવા સાથે પાણીની વેપર ભેળીને આપવાની ખાસ મતલબ એ છે કે ફરનેસમા ખાસ કરીને કમ્બસશન ઓછી ટેમ્પરેચરે કરીને કોલસાને ધુખરાવવો

**ગૅસ જેનરેટર** (Gas Generator)—ચિત્ર નાં૦ ૨૮૮ મા કેમ્પબેલ ગૅસ કંપની (Campbell Gas Co.) નો સકશન ગૅસ પ્રોડયુસીંગ પ્લાન્ટ બતાવ્યો છે, જેમા ડાબા હાથ ઉપર ગૅસ જેનરેટર છે એ જેનરેટરમા તળે ફાયર ગ્રેટ છે, જેની ઉપર કોલસાનો મોટો ઢગલો કરવામા આવે છે જેનરેટરને મથાળે હૉપર (hopper) છે, જેમા બે ત્રણ કલાક ચાલે તેટલા કોલસા ભરી રાખવામા આવે છે, અને જેમ જેમ કોલસો ફાયર ગ્રેટ ઉપર બળતો જાય છે તેમ તેમ ઉપરના હૉપરમાથી કોલસો નીચે ઉતરતો જાય છે હૉપરની ઉપરનુ કવર ચાલુમા હમેશા બંધ રાખવામા આવે છે, પણ જો કોલસો બળતી વખતે ગંઠાઇ ગયો હોય તો એ ઢાકણુ ઉઘાડી સીક મારી કોલસો હલાવી શકાય છે, જેથી તે બરાબર નીચે ઉતરે જેનરેટરમા અંદરની બાજુએ ફાયર બ્રીકનુ અસ્તર ( lining ) કરવામા આવે છે, અને તેને મથાળે કાસ્ટ આયર્નના હૉપરના નીચલા ભાગની આસપાસ ફરતો V આવા આકારનો ગાળો છે, જેને બૉઇલર અથવા ઇવૅપોરેટર (evaporator) કહે છે એ બૉઇલરમા થોડુ થોડુ પાણી બાહેરથી આવ્યા કરે છે, જે જેનરેટરની ગરમીથી ગરમ થઇ તેમાથી પ્રેસર વગરની વેપર બને છે ફરનેસમા જોઇતી હવા હૉપરની ડાબી બાજુમા બતાવેલા બેન્ડ પાઇપમાથી (એનજીનના પીસ્તનના સકશનની મદદથી) ખેચવામા આવે છે, જે હવા બૉઇલરના પાણીમાથી તૈયાર થયલી વેપર પણ પોતાની સાથે ફરનેસમા ખેચી લઇ જાય છે પાણી બે ભાગ હાઇડ્રોજન ગૅસ અને એક ભાગ ઑક્સીજન ગૅસ ($H_2O$) નુ બનેલુ હોવાથી એ બન્ને ગૅસ કોલસાની ગૅસ સાથે ભેળાવાથી કોલસાની ગૅસ ઘણી સ્ટ્રોંગ બને છે હાઇડ્રોજન સખ્ત ગરમી પેદા કરી આપે છે, અને ઑક્સીજન કારબન સાથે ભેળાઇને કમ્બસશનને ટેકો આપે છે હવા સાથે પાણીની વેપર જેનરેટરની જમણી બાજુએ રાખેલા ઍર પાઇપમાથી થઇને ફાયર ગ્રેટની નીચેના ઍશપીટમા કેવી રીતે જાય છે તે ચિત્રમા તીરની નિશાનીથી બતાવ્યુ છે એ ઍર પાઇપની આસપાસ મોટા ડાયામેટરની ગૅસ પાઇપ છે, જેમાથી થઇને જેનરેટરમા પેદા થયલી ગૅસ સ્ક્રબરમા જાય છે, અને તે ગૅસ ગરમ હોવાથી ઍર પાઇપ માહેલી હવાને ગરમ કરે છે, અને ગૅસ પોતે થોડીક ઠંડી થાય છે કોલસાના ટુકડાઓ ½ થી ૧ ઇંચ સુધીનાજ મોટા હોવા જોઇએ, અને કોલસાને ½ ઇંચના છીદ્રો

વાળી ચાળણીમાથી ચાળીને વાપરવો સારો છે, જેથી તે માહેલો બધો ભૂકો અને નાના ટુકડા છૂટા પડે એ ભૂકો તથા ½ ઇચ કરતાં નાનાં ટુકડા આગને જામ કરી નાખે છે કેટલાક મેકરો ઍશપીટનાં તળીઆમા થોડુક પાણી ભરી રાખવાની ગોઠવણ રાખે છે, જેથી તેમાથી ઉત્પન્ન થતી સ્ટીમ ફાયર ગ્રેટમા ચહડતી વખતે ફાયર બાર ઠડા રહે અને બળી નહી જાય.

**કોક સ્ક્રબર** (Coke Sorubber)—ગૅસ જેનરેટરમાંથી ગૅસ ચિત્ર ના૦ ૨૮૮મા વચ્ચે મૂકેલા કોક સ્ક્રબર અથવા કુલરમા તળેથી દાખલ થાય છે એ સ્ક્રબરનુ કામ ગૅસને ઠડી કરવા ઉપરાત તેને ફીલટર કરવાનુ હોય છે એમા ગૅસ ઠડા પાણીથી ધોવાઇને તેની સાથે બારીક કોલસાની જે રજકણો ઉડી આવી હોય તે છૂટી પડી જાય છે, અને ગૅસ સ્વચ્છ બને છે ગૅસને એ પ્રમાણે જો બરાબર ધોવામા નહી આવે તો કોલસાની એ રજકણો સીલીનડરમા જઇને તેને કાતરી નાખે એ સ્ક્રબરમા કોકના કકડા આસરે ૨ ઇચ મોટા ભરવામા આવે છે, અને મથાળે થોડોક ભાગ ખાલી રાખી તેમાં પાણીની એક ઝારી (rose) એક પમ્પ અથવા વૉટર સરવીસના પાઇપ સાથે જોડવામા આવે છે, જેમાથી ઠડુ પાણી છત્રીની માફક ફેલાઇને સ્ક્રબરમા પડે છે, જેથી સ્ક્રબરમા નીચેથી ઉપર ચહડતી ગૅસ ધોવાય છે સ્ક્રબરમા ગૅસ ધોવાઇને ઠડી થવા પછી તે ચિત્રમા જમણી બાજુએ મૂકેલા ગૅસ બૉક્ષમા આવે છે, જે માત્ર એક ખાલી બૉક્ષ છે, જેમા ગૅસનો કેટલોક જથ્થો જમા થાય છે, જ્યાથી તે એનજીનમા ખેચવામા આવે છે યાદ રાખવુ કે ગૅસમા કાઇ પ્રેસર હોતો નથી અને તે પોતાના પ્રેસરથી કાઇ એનજીનમા જતી નથી, પણ પીસ્તન પોતે પેહલ્લા સકશન સ્ટ્રોક વખતે ગૅસને ગૅસ બૉક્ષમાથી, સ્ક્રબરમાથી અને જેનરેટરમાથી થઇને વૅક્યુમથી ખેચે છે, જેથી જેનરેટરની ફરનેસને ડ્રાફ્ટ મળે છે (બૉઇલરના ઇન્ડયુસ્ડ ડ્રાફ્ટ માફક) સ્ક્રબરમા ભરવા પેહલ્લા કોકના કકડા સારી રીતે ધોવા જોઇએ

**ફેન બ્લોઅર** (Fan Blower)—ચિત્રમા જેનરેટરની ડાબી બાજુમા ફરનેસની નીચે ઍશપીટ સાથે એક પખો જોડવામાં આવ્યો છે, જે પખો જ્યારે એનજીન બધ હોય ત્યારે હાથ વડે ચલાવીને જેનરેટરમાં ડ્રાફ્ટ આપી કોલસો સળગાવવામા આવે છે, અને કોલસો

સળગ્યા પછી એનજીન ચાલુ થતાંજ ચાલુમાં પંખો ચલાવવાની અગત રહેતી નથી, પણ ઉપર કહ્યું તેમ પીસતનના સકશનથીજ ફરનેસમાં હવા ખેંચાઇને કોલસો બળ્યા કરે છે જ્યારે એનજીન બંધ હોય અને પંખો ચાલતો હોય ત્યારે જેનરેટર અને સ્ક્રબર વચ્ચેના પાઇપને મથાળે ઉભા મૂકેલા બ્લોઑફ પાઇપનો કૉક ખોલવામાં આવે છે, જેથી જેનરેટરમાંથી શુરૂઆતમાં નિકળતો ધુમાડો બાહેર નિકળી જાય છે. કોલસો સળગીને બળવા માડે ત્યાસુધી પંખે ચાલુ રાખવામા આવે છે, અને તેટલો વખત પાણીની વેપરનો વાલ્વ બંધ રાખવામાં આવે છે.

**બ્લો ઑફ પાઈપ** (Blow-off Pipe)—સેપરેટરને ઉપરનો બ્લોઑફ પાઇપ જેને વેસ્ત (waste) પાઇપ અથવા વેન્ટ (vent) પાઇપ પણ કહે છે તે ૩૦ ફીટથી ઓછો ઉચો રાખવામ આવતો નથી, કારણકે જ્યારે એનજીન ચાલુ નહી હોય અને પંખે ચલતો હોય ત્યારે ધુમાડો અને શુરૂઆતમા ઉત્પન્ન થતી નબળી ગૅસ કાહડી નાખવા માટે એ ચીમનીની ગરજ સારે છે બનતા સુધી એ પાઇપમા કદીબી બેન્ડ રાખવો નહી ઉચી પાઇપ રાખવાથી શુરૂઆતમા આગ સળગાવતી વખતે ડ્રાફ્ટ સારો પકડે છે, અને કોલસો જલ્દી સળગે છે

**હાઈડ્રોલીક બૉક્ષ** (Hydraulic Box)—સ્ક્રબર અને જેનરેટર વચ્ચેના ગૅસ પાઇપને તળે એક કાસ્ટ આયર્નનો ઉઘાડો બૉક્ષ પાણી ભરેલો મૂકવામા આવે છે, જેને હાઇડ્રોલીક બૉક્ષ કહે છે સ્ક્રબરને તળે જે ગૅસનો ઇનલેટ પાઇપ E છે તેનુ મોહડુ હમેશાં આસરે ½ ઇંચ જેટલુજ પાણીમા ડુબેલુ રહે તેટલુ પાણી સ્ક્રબરને તળે ભરાઇ રહેવા પછી બાકીનુ પાણી એ હાઇડ્રોલીક બૉક્ષમા એક ડ્રેન પાઈપ મારફતે વહી જવુ જોઇએ સ્ક્રબરની નીચે આ વૉટર સીલ (water seal) રાખવાની મતલબ એ છે કે જયારે એનજીન બંધ હોય ત્યારે સ્ક્રબરમાથી થઇને જેનરેટરમા હવા દાખલ થાય નહી, જેમ જો થાય તો જેનરેટરમા જમા થયલી થોડીક ગૅસ હવાના સંબંધમા આવતાજ સળગીને ફાટે યાને એક્ષપ્લોઝન કરે.

**સેપરેટર** (Separator)—હાઇડ્રૉલીક બૉક્ષમાં જે પાઇપનો નીચલો છેડો ડુબેલો છે તે પાઇપને સેપરેટર કહે છે, કારણકે એ પાઇપમાથી પસાર થતી વખતે ગૅસમા જો કોઇ કોલતાર, કોલસાનો ભુકો અને ધુળ (dust) જેવો ભારી પદાર્થ ભેળાયલો હોય તો તે છુટો પડી નીચે પડે છે એ સેપરેટરની વચ્ચે ઍર પાઇપ છે, જેથી ગરમ ગૅસની ગરમીથી હવા ફરનેસમા જવા પહેલ્લા ગરમ થાય છે

**ઓપન હાર્થ સકશન ગૅસ પ્રોડયુસર** (Open Hearth Suction Gas Producer)—ચિત્ર ના૦ ૨૮૯ મા ક્રૉસ્લેલ ગૅસ કં૦ નો જે સકશન ગૅસ પ્લાન્ટ બતાવ્યો છે, તેનો ચૂલો અથવા ફરનેસ ખુલ્લો અને અલાહેદો છે આ પ્લાન્ટમા ખરાબ જાતનો એન્થ્રેસાઇટ, ચારકોલ, અથવા તો સાધારણ સ્ટીમ બૉઇલરની ફરનેસના ઍશપીટની ગરમમાથી મળતો ચાળેલો કોલસો બાળી શકાય છે કોલસાને ¾ ના છીદ્રોવાળી ચાળણીમાથી ચાળી કાહડીને તેના ટુકડાઓ ⅞ થી ૧ ઇંચ સુધીનાજ રાખવા જોઇએ એમા ફરનેસ છુટી પેડાઓ ઉપર રાખેલી હોવાથી તે બાહેર ગબડાવી લઇ ચાલુમા સાફ કરી શકાય છે જેથી આગ સાફ કરવા માટે ગૅસ પ્લાન્ટ અને એનજીનને થોડોવાર પણ બધ રાખવા પડતા નથી એમા જેનરેટરને મથાળે ઉપર B છે, અને તળે A બૉઇલર અથવા ઇવૅપોરેટર છે જેનરેટરની નીચે છુટી ફરનેસ છે સેપરેટરમા ગૅસ પાઇપની આસપાસ પાણીનુ જેકેટ રાખવામા આવ્યુ છે, જેથી ગૅસ ઠડી થાય છે, અને ગરમ થયલુ પાણી બૉઇલરમા જાય છે ચાલુ કરતી વખતે શુરૂઆતમા ડ્રાફ્ટ આપવા માટે એમા ફૉર્સ્ડ ડ્રાફ્ટનો પખો જેનરેટરની નીચે મૂકવાને બદલે ઇન્ડયુસ્ડ ડ્રાફ્ટ સીસટમથી એક એકઝૉસ્ટ ફૅન ગૅસ બૉક્ષ ઉપર મૂકયો છે.




ચિત્ર નં૦ ૨૮૯
ડબલ ઝોન ડાઉ સકશન ગૅસ પ્રોડ્યુસર

**બિત્યુમીનસ કોલ સકશન ગૅસ પ્રોડ્યુસર** (Bituminous Coal Suction Gas Producer)—સ્ટીમ બૉઇલરમા બળતો સાધારણ સ્ટીમ કોલ બાળીને તેની ગૅસ બનાવવા માટે આ પ્રોડ્યુસર વપરાય છે એમા જેનરેટરમા તળે તથા ઉપર બન્ને તરફ હવા આપવામા આવે છે, અને જેનરેટરના લગભગ મધ્ય ભાગમાથી ગૅસ ખેચવામા આવે છે આથી આગનો ઉપલો ભાગ ઉંધો બળે છે અન એવી જાતના કોલસાની ગૅસ સાથે જે કોલતારનો જથ્થો

ભેળાયલે હાય તે નીચે ઉતરી પાછો બળી જાય છે. એ ઉપરાંત કેટલાક મોટા બિત્યુમીનસ પ્લાન્ટમાં ગૅસમાંથી કોલતાર છૂટો પાડવા માટે એક સેન્ટ્રીફ્યુગલ તાર એક્ષત્રેકતર (Centrifugal Tar Extractor) હાય છે એ એક્ષત્રેકતર સેન્ટ્રીફ્યુગલ પમ્પ જેવોજ હાય છે, પણ એની અંદરના પંખાના પાણા વાંકદારને બદલે ઘણાખરાં સીધા હાય છે, જે જોરથી ફરવા સાથે ગૅસમા ભેળાયલો તાર સેન્ટ્રીફ્યુગલ ફૉર્સથી ઉડીને એક્ષત્રેકતરના કેસીંગ સાથે ચોંટી જાય છે. એ એક્ષત્રેકતર એનજીન અને સ્ક્રબર વચ્ચેના ગૅસ પાઇપ સાથ જોડવામા આવે છે, અને એક્ષત્રેકતર સાથે પાણીના પાઇપ જોડવામાં આવે છે, જેથી બધો તાર ધોવાઇને બાહેર નિકળી જાય છે એ ઉપરાત ગૅસને વધારે સ્વચ્છ કરવા માટે એક સાધારણ કોક સ્ક્રબર ઉપરાત બીજો વધારાનો ઉડ સ્ક્રબર (wood scrubber) પણ હાય છે, જેમા લાકડાના છોલ્યા (wood wool) ભરેલા હાય છે, જેમાંથી ગૅસ પસાર થતા તે ફીલ્ટર થઇ સ્વચ્છ થઇને એનજીનમા જાય છે.



ચિત્ર નાં૦ ૨૯૦.
કેમ્પબેલ બિટ્યુમિનસ કોલ સકશન ગૅસ પ્રોડ્યુસર.

# પ્રકરણ—૪૮.

## ઇલેકટ્રીક લાઇટ.

## ELECTRIC LIGHT.

**ઇલેકટ્રિસિટિ** (Electricity)—વીજલી કાંઇ પદાર્થ નથી એ એક જાતની શક્તિ (energy) છે એ અદૃશ્ય છે, અને એનું કાંઇ રૂપ, રંગ કે વજન નથી વીજલીની શક્તિ યાત્રિક શક્તિ (mechanical energy) મા તેમજ ગરમીની શક્તિ (heat energy) મા ફેરવી શકાય છે (જુવો પાનુ—૧)

**વીજલીની અસર** (Effects of Electricity)—વીજલીની હાજરી પદાર્થો ઉપર થતી તેની જૂદી જૂદી અસરો ઉપરથી માલમ પડે છે, જે મૂખ્ય કરીને ચાર છે—ગરમીની અસર, લોહચુબકીક અસર, રસાયણી અસર, અને શારીરિક અસર

**ગરમીની અસર** (Heating Effect)—જ્યારે વીજલી કોઇ પદાર્થમા દાખલ થાય છે ત્યારે તેને તે ગરમ કરે છે ધાતુના કોઇ સળિયામા વીજલી દાખલ થતાજ તે ગરમ થાય છે, અને વીજલીનો પ્રવાહ જો ઘણો સખ્ત હોય તો તે પિગળી પણ જાય છે જે પદાર્થો પોતામાથી વીજલી પસાર કરવાનો ગૂણ ધરાવતા નથી, તે પદાર્થોમાથી ઘણા થોડા પ્રવાહ (current) ની વીજલી પસાર કરતાજ તે ગરમ થાય છે, પણ ધાતુઓ અને બીજા વીજલી પસાર કરવાનો ગૂણ ધરાવતા પદાર્થોને ગરમ કરવા માટે વીજલીનો પ્રવાહ ઘણો જોઇએ છે, અને જો તેઓને ગરમ કીધા વગર તેઓમાથી વીજલી પસાર કરવી હોય તો તેઓનો સેકશનલ એરીઆ (sectional area) કરન્ટના પ્રમાણમા મોટો રાખવો પડે છે.

**લોહચુંબકીક અસર** (Magnetic Effect)—લોખડના એક સળિઆ ઉપર ધાતુનો તાર વિટાળીને તે તારમાથી વીજલીનો કરન્ટ પસાર કરતાજ તે સળિઓ લોહચુબક બની જાય છે (જુવો પાનુ ૧૦૧૦), અને સાધારણ લોહચુબક માફક તે લોખડના કકડાઓ પોતાની તરફ ખેચે છે.

**રસાયણી અસર** (Chemical Effect)—પાણીમાંથી વીજલીનો કરન્ટ પસાર થતાજ પાણી ($H_2O$) જે બે મૂળતત્વો

હાઇડ્રોજન અને ઑક્સીજનનુ બનેલુ છે, તેઓ છૂટાં પડી જાય છે વીજલીની મદદથી હલકી ધાતુઓ ઉપર સોના ચાંદીનો ઢોળ (gild) ચહડાવવાનુ કામ જાણીતુ છે

**શારીરિક અસર** (Physiological Effect)—કોઇ પ્રાણીના શરીરમાથી વીજલી પસાર થતાજ તેને સખત આચકો લાગે છે, અને જો વીજલીનો પ્રવાહ સખત હોય તો તે પ્રાણીનુ મૃત્યુ પણ નિપજે છે જો વીજલીના સખત કરન્ટવાળો તાર ભુલમા પકડવામા આવે છે તો વીજલીની અસરથી હાથના આગળાઓના માસના લોચાઓ (muscles) સકોચાઇ જવાથી હાથમાથી તાર છોડી દઇ શકાતો નથી આ કારણ થકી વીજલીના સખ્ત કરન્ટવાળા તાર અને મશીનરી ઉપર કામ કરતી વખતે હાથમા રબરના મોજા પેહરવામા આવે છે, કારણકે રબરમાથી વીજલી પસાર થઇ શકતી નથી તેજ માટે વીજલીની ઘણીક ચાવીઓ ઉપર રબરના હેન્ડલ ચહડાવેલા હોય છે

**ઇલેક્ટ્રો-મોટીવ ફોર્સ** (Electro-Motive Force)-જેમ સ્ટીમનો અથવા પાણીનો પ્રેસર હોય છે, તેમ વીજલીનો પણ પ્રેસર હોય છે, જેને ઇલેક્ટ્રો-મોટીવ ફૉર્સ કહે છે વીજલીનો એ પ્રેસર સ્ટીમ અથવા પાણીના પ્રેસરને તદ્દન મલતો હોય છે, એટલે કે જેમ વધારે પ્રેસરની સ્ટીમ ઓછા પ્રેસરની સ્ટીમથી ભરેલા કોઇ વાસણમા દાખલ થઇ શકે છે, અથવા ઉચી સપાટી ઉપરનુ પાણી નીચી સપાટી ઉપર વહી આવે છે, તેમ વીજલીનો પ્રેસર પણ કરે છે એટલે જો એક જગાએ વીજલીનો વધારે પ્રેસર હોય અને બીજી જગાએ ઓછો યા નહી હોય અને એ બન્ને જગા વચ્ચે ધાતુના તારથી સબધ હોય તો વધારે પ્રેસરની વીજલી ઓછા પ્રેસરની જગા તરફ ધસડાઇ જશે એ ઇલેક્ટ્રો મોટીવ-ફૉર્સને **વોલટેજ** (voltage) અથવા ટુકમા **વોલ્ટ** (volt) કહે છે, અને એના ગેજને વોલ્ટ મીટર કહે છે

**પૉઝીટીવ અને નેગેટીવ** (Positive and Negative Electricity)—વીજલીનો પ્રેસર જે તરફ વધારે હોય તેને + અથવા પૉઝીટીવ કહે છે, અને જે તરફ ઓછો હોય તેને – અથવા નેગેટીવ કહે છે જેમ એક લાબી પાઇપમાથી પસાર થતા સ્ટીમ અથવા પાણીનો પ્રેસર ઓછો થતો જાય છે, તેમ એક લાબા તારમાંથી

પસાર થતા વીજલીનો પ્રેસર પણ ઓછો થતો જાય છે જેમ પાણી અથવા સ્ટીમને વહેવા માટે પાઇપ જોઇએ છે તેમ વીજલીને વહેવા માટે ધાતુનો તાર જોઇએ છે.

**ઇલેકટ્રીકલ કરન્ટ** (Electrical Current)—જેમ સ્ટીમના કે પાણીના પ્રેસર ઉપરાંત તેનુ કદ અથવા જથ્થો હોય છે, તેમ વીજલીના પ્રવાહનો પણ જથ્થો હોય છે, જેને ઇલેકટ્રીકલ કરન્ટ કહે છે એ પ્રવાહનો જથ્થો માપવાના માપને **એમપીઅર** (ampere) કહે છે, અને તે માપનાર ગેજ અથવા યંત્રને એમપીઅર મીટર કહે છે

**ઇલેકટ્રીકલ રીઝીસટન્સ** (Electrical Resistance)—જેમ સ્ટીમ અથવા પાણીને એક પાઇપ માહેથી વહેતા પાઇપમા થતા ફ્રીકશન યાને ઘસાડાથી અટકાવ નડે છે, તેમ વીજલીને પણ એક તારમાથી પસાર થતા અટકાવ નડે છે, જેને ઇલેકટ્રીકલ રીઝીસટન્સ કહે છે એ અટકાવ માપવાના માપને **ઓહમ** (ohm) કહે છે

**પ્રેસર, કરન્ટ અને રીઝીસટન્સ** એ ત્રણ ચીજોમાની બે આપી હોય તો ત્રીજી શોધી કહાડવા માટેનો ફૉર્મ્યુલા અથવા ગણતરી નીચે મુજબ છે –

$$C=\frac{E}{R} \qquad R=\frac{E}{C} \qquad E=R\times C$$

C=ઇલેકટ્રીકલ કરન્ટ એમપીઅરમા

E=ઇલેકટ્રીકલ પ્રેસર વોલ્ટમા

R=ઇલેકટ્રીકલ રીઝીસટન્સ ઓહમમા

**વોલ્ટમાં પડતી ઘટ** (Drop in Voltage)—તારની લાંબી લાઇનમાથી પસાર થતા ઇલેકટ્રીક પ્રેસર (વોલટેજ) કમી થાય છે એટલે જો ડાઇનેમોથી કોઇ લૅમ્પ યા મોટર ઘણે દૂર હોય તો તે લૅમ્પ યા મોટરને ડાઇનેમોના પૂરેપૂરા વોલ્ટેજ મળતા નથી, તેથી તે લૅમ્પ ઝાખો બળે છે, યા મોટરની ઝડપ ઓછી થાય છે એ ડ્રૉપ અથવા ઘટ ખરેખરી કેટલી પડે છે તે ઉપર આપેલા ફૉરમ્યુલાથી શોધી કાહડી શકાય છે ગણતરીમા પોઝીટીવ અને નેગેટીવ બન્ને તારની સામટી લબાઇ લેવી

**દાખલો**—એક ડાઇનેમોથી લૅમ્પ ૨૦૦ વાર દૂર છે કરન્ટ ૨૦ એમ્પીઅર છે, તારનુ નબર ૭/૧૪ છે, જેનો રીઝીસ્તન્સ કોઠા— ૫૩ પ્રમાણે ૭ ઓહમ છે, તો કેટલા વોલ્ટ ઘટ ( drop ) પડશે ?

E=C× R ૧૦૦૦ વારે જો ૭ ઓહમ તો (૨૦૦×૨૦૦)=૪૦૦ વારે ૨૮ ઓહમ, માટે ૨૦×૨૮=૫૬ વોલ્ટ ડ્રૉપ પડશે (જવાબ)

**સરકીટ** (Circuit)—વીજલીની કોઇ બેટરી અથવા ડાઇનેમો મશીનના પૉઝીટીવ છેડામાથી તાર લઇને ગમે તેટલો દુર લઇ જઇ લાવ્યા પછી તેનો બીજો છેડો નેગેટીવ છેડા સાથે જો જોડી નાખવામા આવે તોજ વીજલીક પ્રવાહ તેમાથી વહેવા માડે છે, અને ત્યારેજ તેને વહેવા માટેનો રસ્તો અથવા સરકીટ સપુર્ણ થયલો કહેવાય છે જ્યારે બે તાર વચમા કેડે અકસમાતથી જોડાઇ જાય ત્યારે તેને શૉર્ટ સરકીટ (short circuit) કહે છે એ સરકીટ બે જાતના હોય છે, એક સીરીઝ અને બીજો પેરેલલ અથવા શન્ટ (shunt) સરકીટ કહેવાય છે.

**સીરીઝ સરકીટ** (Series Circuit) મા ચિત્ર નાં૦ ૨૯૧ માં બતાવ્યા પ્રમાણે (+) પૉઝીટીવ છેડામાથી એક તાર કહાડી તેજ તારમા વચ્ચે વચ્ચે બતીઓ લગાડતા જઇ છેલ્લે તેજ તારનો છેડો પાછો લાવી (−) નેગેટીવ છેડા સાથે જોડી દેવામા આવે છે.




**ચિત્ર નાં૦ ૨૯૧.**
સીરીઝ સરકીટ

એ જાતના સરકીટમા રીઝીસ્તન્સ વધારે હોય છે, અને પ્રેસર (વોલટેજ) બધા લૅમ્પો વચ્ચે વેહચાઇ જાય છે, પણ કરન્ટ (એમ્પી-અરેજ) દરેક લૅમ્પમા એકજ સરખો રહે છે જેમ કે ઉપલા ચીત્રમા ૬ લૅમ્પ સીરીઝમા જોડેલા બતાવ્યા છે, અને ધારો કે દરેક લૅમ્પને ૫૦ વોલ્ટ અને ૫ એમ્પીઅર જોઇએ છે તો ૫૦×૬=૩૦૦ વોલ્ટનો ડાઇનેમો એ માટે જોઇશે જે ફકત ૫ એમ્પીઅર ઉપર એ આખો સરકીટ ચલાવી શકશે

**પેરેલલ સરકીટ** ( Parallel Circuit ) મા ચિત્ર નાં૦ ૨૯૨ માં બતાવ્યા પ્રમાણે પૉઝીટીવ અને નેગેટીવ બન્ને છેડામાથી એક એક તાર કહાડીને જ્યા જ્યા બતીઓ લગાડવી હોય ત્યા ત્યા જુદી જુદી શાખાઓ કહાડી તેઓ સાથે લૅમ્પ જોડવામાં આવે છે, યાને બતીનો એક તાર + સાથે ને બીજો તાર – સાથે જોડવામા આવે છે. એ સરકીટમા રીઝીસ્તન્સ ઓછો હોય છે, અને વોલટેજ દરેક લૅમ્પ માટે એકસરખો રહી કરન્ટ વહેચાઇ જાય છે. જેમકે નીચલા ચિત્રમા પેરેલલ સરકીટમા ચાર લૅમ્પ જોડેલા બતાવ્યા છે, અને ધાગો કે ઉપલોજ ૩૦૦ વોલ્ટ અને ૫ એમ્પીઅરનો ડાઇનેમો એ સરકીટ ચલાવવાને કામે લાગેલો છે તો દરેક લૅમ્પ ૩૦૦ વોલ્ટ અને ૫–૪=૧ ૨૫ એમ્પીઅર કરન્ટ ખાશે




**ચિત્ર નાં૦ ૨૯૨.**
પેરેલલ સરકીટ

**ઇલેકટ્રીકલ સરકીટ**મા વોલ્ટેજ માપવાનો ગેજ વોલ્ટ મીટર પેરેલલ રીતે અને એમ્પીઅર માપવાનો ગેજ એમ્પીઅર મીટર સીરીઝ રીતે ઘણુ ખરૂં નેગેટીવ તાર સાથે જોડવામા આવે છે

**ઇલેકટ્રીક ડ્રાઇવમાં વ્યર્થ જતો પાવર** (Power lost in Electric Drive)–મોટી સાઇઝના ૫૦ થી ૨૦૦ હૉર્સ પાવરના ઇલેકટ્રીક ડાઇનેમો અને મોટરની મિકેનિકલ ઇફીશીઅન્મી ૯૦ થી ૯૪ ટકા હોય છે, એટલે એ મશીનો પોતાના ફ્રીકશનમા સેકડે ૧૦ થી ૬ ટકા પાવર ખાય છે જો એક ડાઇનેમો હાઇ સ્પીડ સ્ટીમ એનજીનની ક્રેન્ક શાફ્ટ સાથ પાધરો જોડયો હોય તો ઇલેકટ્રીક ડ્રાઇવમા વ્યર્થ જતો પાવર એનજીનમા ૧૦ ટકા, ડાઇનેમોમાં ૬ ટકા, મોટરમા ૬ ટકા અને કેબલ (તાર)મા ૧ ટકો મળીને લગભગ સેકડે ૨૩ થી ૨૫ ટકા થવા જાય છે જો શાફ્ટીગ પુલી અને પટાની મદદથી ડાઇનેમો ચાલતા હોય તો એમાં બીજા ૧૫ ટકા ઉમેરતાં કુલ વ્યર્થ જતો

પાવર લગભગ ૪૦ ટકા થવા જાય છે નાની સાઇઝના ડાઇનેમો અને મોટરો (૧ થી ૫૦ બ્રેક હૉર્સ પાવર)ની ઇફીશીઅન્સી ૭૫ થી ૮૫ ટકા હોય છે

**ઇલેક્ટ્રીકલ પાવર** (Electrical Power)—વોલ્ટ અને એમ્પીઅરનો સાથે ગુણાકાર કરવાથી જે આવે તેને ઇલેક્ટ્રીકલ પાવર અથવા વૉટ (watt) કહે છે જેમ કે ૧૦૦ વોલ્ટ અને ૫૦ એમ્પીઅરનો ડાઇનેમો હોય તો તેનો પાવર ૧૦૦×૫૦=૫૦૦૦ વૉટ થયો **કીલોવૉટ** (kilo-watt) એટલે એક હજાર વૉટ ૧૦૦૦૦૦ વૉટ ઉત્પન્ન કરનારો ડાઇનેમો હોય તો તેને "૧૦૦ કીલો વૉટનો ડાઇનેમો" કહે છે એક કીલોવૉટ ૧ ૩૪ ઇલેક્ટ્રીકલ હૉર્સ પાવરની બરાબર હોય છે, જે લગભગ ૧ ૫ બ્રેક હૉર્સ પાવરની બરાબર થવા જાય છે ૭૪૬ વૉટનો એક ઇલેક્ટ્રીકલ હૉર્સ પાવર ગણવામા આવે છે એટલે કે જો એક મોટર ૧૦૦ વોલ્ટનો હોય અને ૫૦ એમ્પીઅર ખપાવતો હોય તો ૧૦૦×૫૦=૫૦૦૦ વૉટ થયા, અને ૫૦૦૦÷૭૪૬=૬ ૭ ઇલેક્ટ્રીકલ હૉર્સ પાવર થયા હવે જો એ મોટરની મિકેનિકલ ઇફીશીઅન્સી સેકડે ૯૦ ટકા હોય તો એ મોટર ૬ ૭ હૉર્સ પાવર પોતાના ફ્રીકશનમા ખાઇને ૬ ૭- ૬ ૭=૬ ૦૩ બ્રેક હૉર્સ પાવર ઉત્પન્ન કરી આપશે એક બીજો દાખલો લઇએ —

**દાખલો**—૩૦૦ હૉર્સપાવર ખાનારી મશીનરી ચલાવનારૂ કારખાનુ ઇલેક્ટ્રીક ડ્રાઇવથી ચલાવવુ છે—માટે સ્ટીમ એનજીન કેટલા ઇન્ડીકેટેડ હૉર્સ પાવરનુ લેવુ ?

| | | |
|---|---|---|
| મશીનરી | ૩૦૦ | હૉ પા |
| શાફ્ટીંગ, પટા, પુલી વગેરે (૧૫ ટકા) | ૪૫ | ,, |
| ૩૪૫ બ્રે હૉ પા નો મોટર (૬ ટકા) | ૨૦ ૭ | ,, |
| ૩૬૫ બ્રે હૉ પા ખાનારો ૨૭૨ કીલો વૉટનો ડાઇનેમો (૬ ટકા) . | ૨૧ ૯ | ,, |
| ૩૮૭ બ્રે. હૉ પા નુ વરટીકલ હાઇ સ્પીડ એનજીન (૧૦ ટકા) . | ૩૮ ૭ | ,, |
| એનજીનના ઇન્ડીકેટેડ હૉર્સ પાવર | ૪૨૬ ૩ | |

એ મુજબ ૩૦૦ હૉર્સ પાવરની મશીનરી ઇલેક્ટ્રીક ડ્રાઇવથી ચલાવવા માટે ૪૨૬ હૉર્સપાવરનું એનજીન જોઇશે, જેમાં કેવલ

(તાર) વગેરેમાં વ્યર્થ જતો થોડોક પાવર ઉમેરતા ૪૩૦ ઇન્ડીકેટેડ હૉર્સપાવરનું એનજીન જોઇશે

**ઇલેક્ટ્રીક ડ્રાઈવીંગ** (Electric Driving)—કારખાનાથી પાવર પ્લાન્ટ ગમે તેટલો દૂર હોય તે છતા એનજીનની મદદથી ડાઇનેમો ચલાવીને તેના તાર થાબલાઓ ઉપરથી અથવા જમીનમા નાખેલી નળીઓમાથી લઇ આવી કારખાનામા મૂકેલા ઇલેક્ટ્રીક મોટરને જોડવાથી તે મોટર ચાલે છે, જેનાથી મશીનરી ચલાવી શકાય છે એ ડ્રાઇવીંગના ફાયદાઓ અને ખરચ વગેરે સબધી વધારે વિગતો આ પુસ્તકને પાને ૯૦૭ મા આપવામા આવી છે

**બૉર્ડ ઑફ ટ્રેડ યુનીટ** (Board of Trade Unit)—એમ્પીઅરને વોલ્ટ વડે ગુણવાથી વૉટ (watt) મળે છે એવા ૧૦૦૦ વૉટ એક કલાક વાપરીએ તો એક યુનીટ વીજલી વાપરેલી કહેવાય છે, જે યુનીટ દીઠ વીજલીનો કરન્ટ પુરી પાડનારી કંપનીઓ પોતાનું દામ લીએ છે એક યુનીટ એક કલાકે ૧ ૩૪ હૉર્સપાવરની બરાબર છે

**કનડકટર અને નૉન કનડકટર** (Conductor and Nonconductor)—દુનિઆમા એવી કોઇ ચીજ જણાયલી નથી કે જેમાથી વીજલી બીલકુલ પસાર નહી થઇ શકે દરેક ચીજમાથી વીજલી પસાર થઇ શકે છે, પછી કોઇમાથી થોડી અને કોઇમાથી વધુ જે ચીજોમાથી વીજલી સારી રીતે પસાર થઇ શકે છે તેને કનડકટર કહે છે, અને જે ચીજોમાથી વીજલી ઘણી સેહેજ યા નહીં જેવી પસાર થઇ શકે છે તેને નૉનકનડકટર કહે છે કાચ, કોડી, લાકડું, એબોનાઇટ, રબર વગેરે ચીજોમાથી વીજલી ઘણીજ મુશકેલીથી પસાર થઇ શકે છે, માટે તેઓ નૉનકનડકટર કહેવાય છે પણ બધી જાતની ધાતુઓ, કારબન, પાણી વગેરે ચીજોમાથી વીજલી સેહલથી પસાર થઇ શકે છે, માટે તેઓ કનડકટર કહેવાય છે ચાદીમાથી વીજલી ઘણીજ સહેલાઇથી પસાર થઇ શકે છે બીજે નબરે ત્રાબું આવે છે, જે આજકાલ એવું સ્વચ્છ બનાવવામા આવે છે કે તેના તાર લગભગ ચાદીના તાર જેટલોજ વીજલી પસાર કરવાનો ગુણ ધરાવે છે માણુસ જાત તથા પૃથવી પણ ઘણા સારા કનડકટરો કહેવાય છે, જેથી કોઇ માણુસનો હાથ વીજલીના કોઇ તારને લાંગતાંજ તેને સખ્ત ઝટકો

લાગે છે, અને જો વીજલીનો પ્રેસર આસરે ૩૦૦ વોલ્ટથી વધુ હોય તો એવો અકસમાત પ્રાણુઘાતક નિવડે છે વીજલીનો તાર કોઇ વીજલી પસાર કરનારી ચીજની મારફતે જમીનના સબંધમાં આવતાંજ તાર માહેલી વીજલી જમીનમા ચાલી જાય છે ઘણે ઠેકાણે ખામી-ભરેલા જોડાણોને લીધે જમીનમાં વીજલીની ગળતર ચાલુ રહે છે, જે ગૅલવેનોમીટર ( galvanometer ) નામના યત્ર વડે તપાસ કરી પકડી શકાય છે

**વાયર અને કેબલ** (Wire and Cable)—વીજલી માટે વપરાતા ત્રાબાના તાર હમેશા સ્ટેન્ડર્ડ વાયર ગેજથી માપવામા આવે છે એ તાર ઉપર જ્યારે રબર, ગતાપરચા, કાગળ વગેરેનુ પડ ચીંચેલુ હોય છે ત્યારે તેને ઇન્સ્યુલેટેડ વાયર કહે છે જ્યારે કેટલાક તાર સામટા વળ દઇ તેઓ ઉપર એવું રબર વગેરેનુ પડ ચહડાવેલુ હોય ત્યારે તેને કેબલ કહે છે ફ્લેક્ષીબલ (flexible) વાયરમા ઘણાજ ઝીણા સખ્યાબધ તારો હોય છે જેઓ ઉપર રબર અને સણ અથવા રેશમનુ પડ ચહડાવવામા આવે છે, જેથી એ તાર સાધારણ દોરી જેવા નરમ અને જેમ વાળીએ તેમ વળે તેવા હોય છે કેબલના નબરો આ પ્રમાણે લખવામા આવે છે—૭/૨૦, ૭/૧૮, ૧૯/૧૬ વગેરે એમાના પેહલ્લા આકડા તારની સખ્યા બતાવે છે, અને બીજા તારના નબર બતાવે છે જેમકે ૧૯/૧૬ એટલે ૧૬ નબર (સ્ટેનડર્ડ વાયર ગેજ) ના ૧૯ તારનુ બનાવેલુ દોરડુ યાને કેબલ સાદા ઇન્સ્યુલેશન વગરના તારને બૅર વાયર (bare wire) કહે છે પૉઝીટીવ અને નેગેટીવ બન્ને તારોને જૂદા જૂદા ઇન્સ્યુલેટેડ કરી પછી તેઓને ભેગા કરી તેઓ ઉપર પાછુ બીજુ ઇન્સ્યુલેશન ચહડાવી એક કરવામા આવે છે, જેને ટવીન વાયર (twin wire) કહે છે સ્ટેનડર્ડ વાયર ગેજના ૧૮ નબરથી ઓછા નબરના તાર કદી પણ કનડકટર તરીકે વાપરવામા આવતા નથી, પણ કનડકટર સાથે લૅમ્પ અથવા બીજા ફીટીગ્સ જોડવા માટે એથી ઓછા નબરના તાર જોઇતા કરન્ટના પ્રમાણમા ચાલી શકે. જોઇતા કરન્ટ માટે કોઠા ના૦ ૫૩ માથી કોઈ કનડકટરની સાઇઝ મુકરર કરતી વખતે તેની લબાઇના પ્રમાણમા એવી સાઇઝ પસદ કરવી કે જેમાથી વીજલીનો કરન્ટ પસાર થતી વખતે તેમા બીજે છેડે કરન્ટના વોલટેજમાં સેકડે ૨ ટકા + ૧ થી વધુ ઘટ પડે નહી. કરન્ટના પ્રમાણમાં જો તાર પાતળો

હોય તો તેમા વોલટેજનો ડ્રૉપ ઘણો પડે છે, અને તેથી તાર ગરમ થાય છે, જે ઘણુ વાધાભરેલુ છે, (જુવો પાનુ—૧૦૦૫) કોઠા—૫૩ મા જુદા જુદા નબરના તારમાથી ચોક્કસ એમ્પીયરનો કરન્ટ પસાર કરતા એક વોલ્ટના ડ્રૉપ અથવા ઘટ માટે પૉઝીટીવ અને નેગેટીવ બન્ને તારની સામટી કેટલી લબાઇ ચાલી શકે છે તે આપ્યુ છે. ધારો કે ૬૦ એમ્પીઅરનો અને ૨૨૦ વોલ્ટનો કરન્ટ ૭૫ વાર દુર લઇ જવાનો છે વોલટેજમા ડ્રૉપ સેકડે ૨ ટકા પ્રમાણે ૨૨૦ વોલ્ટ ઉપર ૪૪ વોલ્ટ+૧=૫૪ વોલ્ટ ડ્રૉપથી વધુ ડ્રૉપ પડવો નહી જોઇએ હવે કોઠા-- ૫૩ પ્રમાણે ૬૦ એમ્પીઅર કરન્ટ માટે ૭/૧૪ નબરનો રબર ઇન્સ્યુલેટેડ તાર મળે છે, જે વાપરવાથી દર ૨૩ વાર લબાઇ દીઠ ૧ વોલ્ટની ઘટ પડશે માટે ૭૫+૭૫=૧૫૦ વાર લબાઇમા ૬૫ વોલ્ટ ઘટ પડશે, માટે બીજા કોઇ નબરનો એવો તાર પસદ કરવો કે જે વાપરવાથી ૫૪ વોલ્ટથી વધુ ઘટ પડે નહી માટે જો ૧૯/૧૬ નબરનો તાર પસદ કરીએ તો દર ૨૯ વાર લબાઇ દીઠ ૧ વોલ્ટ ઘટ પ્રમાણે ૧૫૦ વાર લબાઇમા આસરે ૫૧ વોલ્ટ ઘટ પડશે ઇલેક્ટ્રીક લાઇટના કેબલ પસદ કરતી વખતે તેમા પડતી વોલ્ટેજની ઘટ એ પ્રમાણે ગણતરીમા લેવાની અગત્ય છે, નહીતો દૂરના લૅમ્પ ઘણા ઝાખા બળે છે પણ ઇલેક્ટ્રીક પાવર માટે વોલટેજમા ડ્રૉપને બદલે તારની ટેમ્પરેચર ગણતરીમા લેવી જોઇએ એટલે કે રબર ઇન્સ્યુલેટેડ કેબલની ટેમ્પરેચર પહેલા કરતા ૨૦ ડીગ્રી અને પેપર અથવા ફાઇબર ઇન્સ્યુલેટેડ કેબલ માટે ૫૦ ડીગ્રીથી વધારે વધવી નહી જોઇએ

**તારની ટેમ્પરેચરમાં વધારો** (Permissible Rise in Temperature of Cables)—કોઠા— ૫૩ મા જૂદા જૂદા નબરના તારમા વધારેમા વધારે કેટલો કરન્ટ (એમ્પીઅર) આપી શકાય તે આપ્યુ છે, પણ એ કરન્ટ જે ઠેકાણે હવાની ટેમ્પરેચર ૧૦૦ ડીગ્રીથી વધુ નહી હોય તે ઠેકાણે આપવામા આવે છે ઉત્તર હીદુસ્તાનમા ગરમીના દિવસોમા હવાની ટેમ્પરેચર ૧૧૦ થી ૧૨૦ ડીગ્રી થઈ જાય છે, તેમજ બૉઇલર હાઉસ વગેરે જગાઓમા પણ ટેમ્પરેચર ઘણી વધારે રહે છે, માટે તેવે ઠેકાણે એ કોઠામા રબર ઇન્સ્યુલેટેડ તાર માટે આપેલા કરન્ટમા ઘટતી છુટ નીચે પ્રમાણે રાખવી જોઇએ —

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૫ | ડીગ્રી | ટેમ્પરેચર | માટે | કોઠામા | આપેલા | કરન્ટનો ૯૦ | ટકા | કરન્ટ |
| ૧૧૦ | ,, | ,, | ,, | ,, | ,, | ૭૯ | ,, | ,, |
| ૧૧૫ | ,, | ,, | ,, | ,, | ,, | ૬૮ | ,, | ,, |
| ૧૨૦ | ,, | ,, | ,, | ,, | ,, | ૫૫ | ,, | ,, |
| ૧૨૫ | ,, | ,, | ,, | ,, | ,, | ૪૦ | ,, | ,, |

રબર ઇન્સ્યુલેટેડ તારની વધારેમા વધારે ટેમ્પરેચર ૧૩૦ ડીગ્રી અને પેપર અથવા ફાઇબર ઇન્સ્યુલેટેડની ૧૭૬ ડીગ્રીથી વધારે થવા દેવામા આવતી નથી

## કોઠો--૫૩. ઇલેકટ્રીક લાઇટ અને પાવર માટેના તારમાંથી પસાર કરી શકાતો કરન્ટ.

| તારની સંખ્યા અને નંબર સ્ટાનડર્ડ વાયર ગેજ નહીતો ઈંચ | રબર ઇન્સ્યુલેટેડ કેબલ | | પેપર ઇન્સ્યુલેટેડ કેબલ | | રીઝીસ્તન્સ દર ૧૦૦૦ વાર લંબાઇ દીઠ, ઓહમ |
|---|---|---|---|---|---|
| | વધુમા વધુ કરન્ટ એમ્પીઅર | વોલટેજમા ૧ વોલ્ટ ઘટ માટે લંબાઇ, યાર્ડ | વધુમા વધુ કરન્ટ એમ્પીઅર | વોલટેજમા ૧ વોલ્ટ ઘટ માટે લંબાઈ, યાર્ડ | |
| ૩/૨૫ | ૩ ૭ | ૧૦ | ૩ ૭ | ૧૦ | ૨૬ ૦૧ |
| ૩/૨૪ | ૪ ૫ | ૧૦ | ૪ ૫ | ૧૦ | ૨૧ ૫૦ |
| ૩/૨૩ | ૫ ૩ | ૧૦ | ૫ ૩ | ૧૦ | ૧૮ ૦૭ |
| ૧/૧૮ | ૭ ૨ | ૧૦ | ૭ ૨ | ૧૦ | ૧૩ ૨૯ |
| ૩/૨૨ | ૭ ૨ | ૧૦ | ૭ ૨ | ૧૦ | ૧૩ ૨૭ |
| ૭/૨૫ | ૮ ૬ | ૧૦ | ૮ ૬ | ૧૦ | ૧૧ ૧૨ |
| ૩/૨૧ | ૯ ૫ | ૧૦ | ૯ ૫ | ૧૦ | ૧૦ ૧૬ |
| ૧/૧૭ | ૯ ૮ | ૧૦ | ૯ ૮ | ૧૦ | ૯ ૭૬ |
| ૭/૨૪ | ૧૦ ૪ | ૧૦ | ૧૦ ૪ | ૧૦ | ૯ ૧૯ |
| ૩/૨૦ | ૧૨ ૦ | ૧૦ | ૧૨ ૦ | ૧૦ | ૮ ૦ |
| ૭/૨૩ | ૧૨ ૪ | ૧૦ | ૧૨ ૪ | ૧૦ | ૭ ૭૨ |
| ૧/૧૬ | ૧૨ ૯ | ૧૦ | ૧૨ ૯ | ૧૦ | ૭ ૪૭ |
| ૩/૧૯ | ૧૪ ૮ | ૧૦ | ૧૪ ૮ | ૧૦ | ૬ ૫૦ |
| ૧/૧૫ | ૧૬ ૩ | ૧૦ | ૧૬ ૩ | ૧૦ | ૫ ૯૦ |
| ૭/૨૨ | ૧૭ ૦ | ૧૦ | ૧૭ ૦ | ૧૦ | ૫ ૬૭ |
| ૧/૧૪ | ૧૯ ૦ | ૧૦ | ૨૦ ૧ | ૧૦ | ૪ ૭૮ |
| ૩/૧૮ | ૨૦ | ૧૧ | ૨૧ ૨ | ૧૦ | ૪ ૫૧ |
| ૭/૨૧ | ૨૧ | ૧૧ | ૨૨ ૧ | ૧૦ | ૪ ૩૪ |
| ૭/૨૦ | ૨૪ | ૧૨ | ૨૮ | ૧૦ | ૩ ૪૩ |
| ૭/૧૯ | ૨૮ | ૧૨ | ૩૪.૬ | ૧૦ | ૨ ૭૭ |
| ૭/૧૮ | ૩૪ | ૧૪ | ૫૦ | ૧૦ | ૧.૯૩ |
| ૭/૧૭ | ૪૦ | ૧૭ | ૬૫ | ૧૦ | ૧ ૪૧ |
| ૧૯/૨૦ | ૪૩ | ૧૮ | ૬૯ | ૧૧ | ૧.૨૬ |
| ૭/૧૬ | ૪૬ | ૧૯ | ૭૫ | ૧૧ | ૧ ૦૮ |
| ૧૯/૧૯ | ૪૭ | ૧૯ | ૭૬ | ૧૨ | ૧ ૦૨ |
| ૭/ ૦૬૮" | ૫૦ | ૨૦ | ૮૧ | ૧૨ | .૯૬ |
| ૭/૧૫ | ૫૩ | ૨૧ | ૮૬ | ૧૨ | ૮૫ |
| ૧૯/૧૮ | ૫૯ | ૨૩ | ૯૬ | ૧૩ | .૭૧ |
| ૭/૧૪ | ૬૦ | ૨૩ | ૯૭ | ૧૩ | .૬૯ |

## કોઠો—૫૩. (ચાલુ). ઇલેકટ્રીક લાઈટ અને પાવર માટેના તારમાંથી પસાર કરી શકાતો કરન્ટ.

| તારની સંખ્યા અને નંબર સ્તાન્ડર્ડ વાયર ગેજ નહી તો ઇંચ | રબર ઇન્સ્યુલેટેડ કેબલ. | | પેપર ઇન્સ્યુલેટેડ કેબલ. | | રીઝીસ્તન્સ દર ૧૦૦૦ વાર લંબાઈ દીઠ, ઓહમ |
|---|---|---|---|---|---|
| | વધુમાં વધુ કરન્ટ એમ્પીઅર | વોલટેજમા ૧ વોલ્ટ ઘટ માટે લંબાઇ, યાર્ડ | વધુમાં વધુ કરન્ટ એમ્પીઅર | વોલટેજમા ૧ વોલ્ટ ઘટ માટે લંબાઈ, યાર્ડ | |
| ૧૯/૧૭ | ૭૦ | ૨૬ | ૧૧૪ | ૧૫ | .૫૨ |
| ૭/ ૦૯૭" | ૭૪ | ૨૭ | ૧૨૦ | ૧૬ | .૪૭ |
| ૧૯/ ૦૫૮" | ૭૪ | ૨૭ | ૧૨૦ | ૧૬ | .૪૮ |
| ૧૯/૧૬ | ૮૩ | ૨૯ | ૧૩૫ | ૧૭ | .૪૦ |
| ૧૯/ ૦૭૨" | ૯૭ | ૩૧ | ૧૫૭ | ૧૮ | ૩૧ |
| ૧૯/૧૪ | ૧૧૩ | ૩૩ | ૧૮૩ | ૧૯ | ૨૫ |
| ૧૯/ ૦૮૩" | ૧૧૮ | ૩૪ | ૧૯૧ | ૨૦ | ૨૩ |
| ૩૭/૧૬ | ૧૩૦ | ૩૬ | ૨૧૦ | ૨૧ | ૨૦ |
| ૧૯/ ૦૯૨" | ૧૩૪ | ૩૭ | ૨૧૯ | ૨૧ | ૧૯ |
| ૩૭/ ૦૭૨" | ૧૫૨ | ૩૯ | ૨૪૬ | ૨૩ | .૧૬ |
| ૧૯/ ૧૦૧" | ૧૫૨ | ૩૯ | ૨૪૬ | ૨૩ | ૧૬ |
| ૩૭/૧૪ | ૧૭૨ | ૪૨ | ૨૭૫ | ૨૪ | ૧૩ |
| ૩૭/ ૦૮૩" | ૧૮૪ | ૪૩ | ૨૯૬ | ૨૫ | ૧૨ |
| ૩૭/ ૦૯૨" | ૨૧૪ | ૪૭ | ૩૪૩ | ૨૭ | ૦૯૯ |
| ૩૭/ ૧૦૪" | ૨૪૦ | ૫૦ | ૩૮૫ | ૨૯ | ૦૭૮ |
| ૩૭/ ૧૧૨" | ૨૬૪ | ૫૩ | ૪૨૫ | ૩૧ | ૦૬૭ |
| ૬૧/ ૦૯૨" | ૨૮૮ | ૫૫ | ૪૬૪ | ૩૨ | ૦૬૦ |
| ૬૧/ ૦૯૭" | ૩૧૦ | ૫૮ | ૫૦૨ | ૩૪ | ૦૫૪ |
| ૬૧/ ૦૧૦૪" | ૩૩૨ | ૬૦ | ૫૪૦ | ૩૫ | .૦૪૭ |
| ૬૧/ ૦૧૦૮" | ૩૫૭ | ૬૧ | ૫૮૩ | ૩૬ | ૦૪૩ |
| ૬૧/ ૧૧૨" | ૩૮૪ | ૬૨ | ૬૨૪ | ૩૬ | ૦૪૦ |
| ૬૧/ ૧૧૮" | ૪૧૦ | ૬૩ | ૬૬૨ | ૩૭ | ૦૩૬ |
| ૯૧/ ૦૯૮" | ૪૩૪ | ૬૪ | ૭૦૦ | ૩૮ | ૦૩૫ |
| ૯૧/ ૧૦૧" | ૪૬૧ | ૬૫ | ૭૩૮ | ૩૮ | ૦૩૩ |
| ૯૧/ ૧૦૮" | ૪૮૮ | ૬૫ | ૭૭૬ | ૩૯ | ૦૨૯ |
| ૯૧/ ૧૧૨" | ૫૪૦ | ૬૬ | ૮૫૫ | ૩૯ | ૦૨૭ |
| ૯૧/ ૧૧૮" | ૫૯૫ | ૬૭ | ૯૩૨ | ૪૦ | ૦૨૪ |
| ૧૨૭/ ૧૦૧" | ૫૯૫ | ૬૭ | ૯૩૨ | ૪૦ | ૦૨૪ |

**ઇનસ્યુલેશન** (Insulation)—વીજલીના એક તાર યાને કનડકટરમાંથી વીજલી બાહેર નિકળી નહી જાય તે માટે તે ઉપર રબર, ગતાપરચા, દામર, સણ, વગેરેનુ પડ ચહડાવવામા આવે છે, જેને ઇનસ્યુલેશન કહે છે, અને એવા તારને ઇનસ્યુલેટેડ વાયર કહે છે જયારે વીજલીનો કરન્ટ પસાર કરનારો એવો કોઇ તાર દિવાલ, થાબલા કે બીજી કોઇ ચીજના સમાગમમાં આવવાનો હોય, યાતો જ્યા આદમીઓનો હાથ એવા તારને લાગવાનો સભવ હોય ત્યા એવા ઇનસ્યુલેટેડ વાયર વાપરવામા આવે છે, મકાનની બાહેર જ્યા એવી કોઇ અડચણ નહિ હોય ત્યા ખુલ્લા (bare) ત્રાબાના તાર વાપરવામા આવે છે, જેઓને થાબલા અથવા દિવાલ સાથે બાધતી વખતે તાર અને તેની વચે કાચ અથવા કોડીના પ્યાલા જેવા ઇનસ્યુલેટરોનો ઉપયોગ કરવામા આવે છે, કારણ કે કાચ અને કોડીમાથી વીજલી પસાર થઇ શકતી નથી હાલમા કાગળ તથા કોઇ જાતના વનસ્પતીના રેસા (fibre)નુ પડ ચહડાવેલા ઇન્સ્યુલેટેડ કેબલ પણ બનાવવામા આવે છે, જેઓ રબરના પડવાળા તાર કરતા વધારે ઇલેકટ્રીક કરન્ટ પોતામાથી પસાર કરી શકે છે, (જુવો કોઠો—૫૩), પણ તેઓને ભિનાશવાળી જગાથી દુર રાખવા જોઇએ ભિનાશવાળી જગા માટે હમેશા રબરના ઇન્સ્યુલેશનવાળા તાર પસદ કરવામા આવે છે ત્રાબાના તારને પહેલ્લા કલ્લાઇ કરી તે ઉપર ઇન્સ્યુલેશન ચહડાવવામા આવે છે કલ્લાઈ ચહડાવવાની મતલબ તારને કિટાઇ જતો અને જગાલ લાગતો અટકાવવાની છે કાગળના ઇન્સ્યુલેશનવાળા તારની બાહેર સીસાનુ પડ ચહડાવેલુ હોય છે, જેથી ભિનાશની અસર તે ઉપર થાય નહી, અને એવી જાતના તારના ઉઘાડા રહેતા છેડાને પણ બરાબર બધિઆર કરવો જોઇએ, કે જેથી તે રસ્તે ભિનાશ તારના ઇન્સ્યુલેશનમા દાખલ થાય નહી એવા તારના છેડા બધ કરવા માટે ખાસ ફીટીગ આવે છે રબરના પડવાળા તારને ૧૩૦ ડીગ્રી અને કાગળના પડવાળા તારને ૧૭૬ ડીગ્રીથી વધારે ગરમ થવા દેવા જોઇએ નહી

**તારના સાંધા** (Jointing) સાદા ઇન્સ્યુલેશન વગરના બૅર વાયરના છેડા જોડવા માટે તેઓના છેડા આસરે ૨½ ઇચ સુધી ઓખવી સાફ કરીને તેઓના છેડા થોડા થોડા વાકા કરવામા આવે

છે, તથા બન્ને છેડા ઉપર કાણુસ વડે ફ્લેટ પાડી એક બીજા ઉપર મેલી ત્રાબાના બારીક તાર વડે સફાઇથી બાંધી સાધાને ચોખ્ખી કલ્લાઇ પાવામાં આવે છે ઇન્સ્યુલેટેડ વાયરનો સાધો કરવા માટે તેઓના છેડા ઉપરથી આસરે ૩ ઇચ સુધીનુ ઇન્સ્યુલેશનનુ પડ કહાડી નાખવામાં આવે છે પછી તે છેડાઓને તીક્ષણુ ચાકુ વડે સારીપેઠે ઓખવી સાફ ત્રાબુ દેખાય તેવા ચલકતા કરવામા આવે છે પછી બન્ને છેડા આસરે દોહડ ઇચ જેટલા એક બીજા ઉપર મેલી એક છેડો એક તરફ ને બીજો છેડો બીજી તરફ અમળાવીને તાર ઉપર વીટાળવામા આવે છે પછી એ સાંધાને સારીપેઠે કલ્લઈ પાવામા આવે છે કલ્લઇ પાવા માટે એક લોહડાના ટુકડામા ખાચો પાડી, તેને ગરમ કરી, ખાચામા તાવેલી કલ્લઇ ભરી તેમા સાધો ડુબાડવાથી સાધો ઘણી સારી રીતે કલ્લઇ પી સગીન બને છે સાધાને કલ્લઇ પાતી વખતે સાધા ઉપર કોઇબી જાતનો તેજાબ કે એસીડ નહી લગાડતા રાજન (resin) જરૂર લગાડવી સાધાને કલ્લઇ પાવા પછી તે ઉપર રબરની ટેપ વીટાળીને તે ઉપર પાછી કાળા કપડાની ખાસ બનાવેલી ટેપ વીટાળવામા આવે છે વીજલીના તારના સાધા કરવામાં ખાસ અનુભવ અને ચાલાકીની જરૂર છે, નહિ તો સાધામા ખામી રહી જવાથી પાછળથી એ જગા ગરમ થઇ આગ લાગવાનો સભવ રહે છે.

**વાયરીંગ સીસતમ** (Wiring System)—અગાઉ ડાઇનેમોમાથી બે જાડા તાર કાહડી તેમાથી જૂદાં જૂદા ખાતાઓ માટેની શાખાઓ, અને તે શાખાઓમાથી વળી બીજી શાખાઓ એમ એક મોટા ઝાડની ડાખલીઓ, માફક તારોનુ જોડાણુ અને વેહચણી કરવામા આવતી હતી, અને દરેકે દરેક જોડાણુની પાસે કોઇબી જગાએ ખૂણે ખટોળે એક એક ફ્યુઝ મૂકવામાં આવતી હતી, જેને ત્રી સીસતમ (tree system) કહેતા હતા આથી જો કોઇ ખૂણે મૂકેલી ફ્યુઝ પિગળી જતી તો તે શોધી કાહડવુ ઘણુ મુશકેલ થઇ પડતુ હતુ, અને વળી સળગી ઉઠે તેવા પદાર્થની નજદીકમા એવી ફ્યુઝ આવવાથી આગ લાગવાના જોખમ ઓછા થવાને બદલે વધતા હતા હાલમા એ જૂની રીત કાહડી નાખી નવી ડીસ્ત્રીબ્યુશન સીસતમ (distribution system) પ્રમાણે તારોની વેહચણી કરવામા આવે છે, જેથી ડાઇનેમો પાસેજ મેન સ્વીચ બૉર્ડ મુકી કારખાનાંમાં જેટલા ખાતાં હોય તેટલા

ખાતાની શાખાઓ તેમાથી લઈ જવામાં આવે છે, જે દરેક શાખા માટે એક એક સ્વીચ અને એક એક ફ્યુઝ હોય છે દરેક ખાતામા તેનો જૂદો બ્રેન્ચ સ્વીચ બૉર્ડ રાખવામાં આવે છે, જે ઉપર તે ખાતામા ગયલી જૂદી જૂદી શાખાઓની સ્વીચ અને ફ્યુઝ ગોઠવવામા આવે છે

**કેસીંગ અને કૉનડીટ** (Casing and Conduit)—વીજલીના કેબલ કેટલેક ઠેકાણે લાકડાના કેસીગમા બેસાડવામાં આવે છે, જો કે હાલમા ઘણી જાતના સ્ટીલના બનાવેલા પાઇપ જેવા કૉનડીટ એ કામ માટે ઘણા વપરાય છે એવી રીતે કેસીગ અથવા કૉનડીટમા કેબલ બેસાડવાથી કેબલને નુકસાન થવાનો સભવ રહેતો નથી અને કામ ઘણુ સફાઇભરેલુ થાય છે. લાકડાના કેસીગમા બે ગ્રુવ અથવા ગાળા હોય છે, તેમા કેબલ ફીટ બેસે છે, અને તે ઉપર લાકડાની પાતળી પટી ઢાકી પીતળના સ્ક્રુથી બધ કરવામા આવે છે એ સ્ક્રુ બન્ને કેબલની વચ્ચે નહી પણ બાહેરની બાજુએ બેસાડવા જોઇએ દેવદાર કરતા સાગનુ લાકડુ વીજલી માટે વધારે સારૂ નૉનકનડકટર હોય છે. બલકે દેવદાર કરતા સાગ ચાર ગણુ વધારે અસરકારક છે, માટે દેવદારને બદલે સાગલી કેસીગ વાપરવા વધારે સારા છે જૂદી જૂદી સાઇઝના કેબલ માટે લાકડાના કેસીગના માપ નીચે આપ્યા છે કૉનડીટમા કેબલ બેસાડવાનુ કામ લગાડ ગુચવાડાભરેલુ અને અઘરુ છે, અને તે માટે અનુભવની જરૂર છે પણ કેસીગ કરતા કૉનડીટનુ કામ વધારે સારૂ અને ભરોસો રાખવા લાયક બને છે, અને હવે દરેક અગત્યના કામ માટે કૉનડીટ સીસતમજ પસદ કરવામા આવે છે કેસીગનો ખાસ ગેરફાયદો એ છે કે જો તાર યા તેનો સાધો કોઈ ઠેકાણે ચાલુ ગરમ થયા કરે તો તે ઠેકાણે કેસીગનુ લાકડુ બે તાર વચ્ચેની જગામા ધીમે ધીમે બળીને કેટલોક વખત પછી કોયલો યાને કારબન બની જાય છે, જે કારબનમાથી વીજલી સારી રીતે પસાર થઇ શકતી હોવાથી તે ઠેકાણે શૉર્ટ સરકીટ થઇને કોઇ વેળા કેગીગ સળગી ઉઠી આગ લાગે છે તેજ પ્રમાણે લાકડુ ભીનાશ ચુશી લઇને ઘણીક વીજળી ગળી જવા દીએ છે

## કોઠો—૫૪. વીજલીના કેબલ્સ માટે લાકડાંના કેસીંગ.

| કેબલના નંબર | ગુવની પોહળાઇ | બે ગુવ વચ્ચે ની જગા | કેસીંગની પોહળાઇ. |
|---|---|---|---|
| ૧૮ | ૧/૪ | ૧/૨ | ૧ ૧/૨ |
| ૧૬ | ૩/૧૬ | ૫/૮ | ૧ ૫/૮ |
| ૩/૨૦ | ૫/૧૬ | ૫/૮ | ૧ ૭/૮ |
| ૭/૨૦ | ૫/૧૬ | ૩/૪ | ૨ |
| ૭/૧૮ | ૩/૮ | ૭/૮ | ૨ ૧/૪ |
| ૭/૧૬ | ૧/૨ | ૧ | ૨ ૩/૪ |
| ૭/૧૪ | ૫/૮ | ૧ | ૩ |
| ૧૯/૧૬ | ૩/૪ | ૧ ૧/૮ | ૩ ૧/૨ |
| ૧૯/૧૪ | ૭/૮ | ૧ ૧/૪ | ૪ |
| ૧૯/૧૩ | ૧ | ૧ ૧/૨ | ૪ ૧/૨ |

**કટ આઉટ અથવા ફ્યુઝ** (Cut-out or Fuse)—વીજલીની બતી માટે વપરાતા ત્રાંબાના જુદી જુદી જાડાઇના તાર પોતામાથી વીજલીનો ચોક્કસ જથ્થો પસાર કરી શકે છે જો એક ચોક્કસ જાડાઇના તારમાંથી જોઇએ તે કરતા વધારે વીજલીનો જથ્થો પસાર કરવામા આવે તો તે ગરમ થઇ જાય છે, અને ઘણીકવાર એટલો બધો ગરમ થઇ જાય છે કે તે પીગળી જાય છે, અને આસપાસ કાઇ સળગી ઉઠે એવી ચીજ હોય તો તે સળગી ઉઠે છે ત્રાંબાના જુદા જુદાં નબરના તાર સહેલાઇથી પોતામાથી વીજલીનો કેટલો જથ્થો પસાર કરી શકે છે તે કોઠા નાં૦ ૫૩ મા આપ્યુ છે હવે કોઇ વેળા જોઇતા નબરનો તાર નાખવા છતાંબી સરકીટમા કેઠે શૉર્ટ સરકીટ થવાથી યા બીજા કારણોને લીધે વીજળીનો અસાધારણ જથ્થો પસાર થઇ તે તારને ગરમ કરી આગ લગાડે છે તેના અટકાવ તરીકે કટઆઉટ અથવા સેફ્ટી ફ્યુઝ વપરાય છે, જે એવી વખતે

સરકીટનો તાર ગરમ થઇ પીગળી જાય તે પહેલાં પોતે પીગળી જઇને વીજલીને તેમાથી પસાર થતી કાપી નાખે છે એવા કટઆઉટ ડાઇનેમોની પાસે સ્વીચ બોર્ડ ઉપરની દરેક લાઇન સાથે એક એક રાખેલા હોય છે અગાઉ ઘણે ઠેકાણે દરેક બતીઓ આગળ તથા તારના દરેક સાધા અને શાખા તારના કનેકશન આગળ રાખવામા આવતા હતા, પણ હવે નવી રીત પ્રમાણે વાયરીગ કરવામા આવતુ હોવાથી બધી ફ્યુઝ એક ઠેકાણે લાવી મૂકવામા આવે છે ઘણીક વાર તારોનો સાધો બરાબર નહી કરેલો હોવાથી તેમાથી વીજલીને પસાર થતા ઘણો અટકાવ નડે છે જેથી સાધો ગરમ થઇ આગ લાગે છે માટે દરેક એવા સાધા આગળ કટઆઉટ જરૂર જોઇએ એ કટઆઉટની બનાવટ ઘણી સાદી હોય છે એમા ઘણુ ખરૂ કલ્લઇ અથવા સીસાંનો તાર હોય છે, જે ગરમ થવાથી ત્રાબા કરતા જલ્દી પીગલી જઇ સરકીટ તોડી નાખે છે જો બની શકે તો કલ્લઇ અથવા સીસાના તારને બદલે પાતળો ત્રાબાંના તારનોજ ફ્યુઝ નાખ્યો હોય તો તે વધારે ભરૂસો રાખવા લાયક હોય છે એ ફ્યુઝ કમીમા કમી ૧ ઇચથી ઓછી લબાઇનો નહી હોવો જોઇએ એવા કટઆઉટ હમેશા કોઠીના ખોક્ષમા બધ રાખવામા આવે છે, જેથી તેના સબધમા આવતી કોઇ ચીજ સળગી ઉઠે નહી, જોકે સ્વીચ બોર્ડ ઉપરના કટઆઉટ ખુલ્લા હોય છે એક જાડા તારની ફ્યુઝને બદલે કેટલાક પાતળા તારો સાથે બાધી બનાવેલી ફ્યુઝ વધારે પસદ કરવા જોગ છે બાઇમેટલ ફ્યુઝ ( Bimetal ) મા ત્રાબાના તાર ઉપર સીસાનુ ખોલુ ચહડાવેલુ હોય છે, જે સર્વેથી વધારે સારી ફ્યુઝ કહેવાય છે.

**કોઠા નાં૦ ૫૫ માં** જુદી જુદી ધાતુના જુદા જુદા નબરના તાર કેટલા એમપીઅર કરન્ટ આપવાથી પીગળી જાય છે તે આપ્યુ છે, જેમાથી સલામત કરન્ટ માટેની ઘટતી છુટ રાખીને કોઇ ફ્યુઝ વાયર પસદ કરી લેવો

**કોઠો—૫૫. જુદી જુદી ધાતુના તારને પીગળાવી નાખવા માટે જોઈતા કરન્ટ (એમપીઅરમાં.)**

| સ્ટાનડર્ડ વાયરગેજ નબર | ત્રાંબાના તાર માટે કરન્ટ | એલ્યુમીનીઅમ તાર માટે કરન્ટ. | કલ્લઇના તાર માટે કરન્ટ | સાસાંના તાર માટે કરન્ટ. |
|---|---|---|---|---|
| ૧૪ | ૨૩૧ | ૧૭૧ | ૩૭ | ૩૧ |
| ૧૬ | ૧૬૫ | ૧૨૨ | ૨૬ | ૨૨ |
| ૧૮ | ૧૦૭ | ૭૯ | ૧૭ | ૧૪ |
| ૨૦ | ૭૦ | ૫૧ | ૧૧ | ૯ |
| ૨૨ | ૪૮ | ૩૫ | ૭ | ૬ |
| ૨૪ | ૩૪ | ૨૪ | ૫ | ૪ |
| ૨૬ | ૨૪ | ૧૮ | ૪ | ૩ |
| ૨૮ | ૧૮ | ૧૩ | ૩ | ૨ ૫ |
| ૩૦ | ૧૪ | ૧૦ | ૨ ૨ | ૧ ૯ |
| ૩૨ | ૧૧ | ૮ | ૧ ૮ | ૧ ૫ |

**સરકીટ બ્રેકર** (Ciroult Breaker)—એક ફ્યુઝ પોતે પિગળી જઇને જોઇએ તે કરતા વધારે ઇલેક્ટ્રીક કરન્ટને તારમાથી પસાર થતો અટકાવે છે, પણ સરકીટ બ્રેકર એક જાતની સ્વીચ છે, જે જયારે કરન્ટ વધી જાય છે, ત્યારે પોતાની મેળે ઉઘડી જઇને તારનુ જોડાણુ તોડી નાખે છે ફ્યુઝ કરતા આવા સરકીટ બ્રેકર જો કે કીમ્મતમા વધારે હોય છે, તોપણ કામ કરવામા વધારે સલામત અને ભરોસો રાખવા લાયક હોય છે

**કેનડલ પાવર** (Candle Power)—એક કેનડલ પાવર એટલે ⅞ ઇચ ડાયામેટરની અને ⅙ પાઉન્ડ વજનની સ્પર્મ વ્હેલ (sperm whale) નામની માછલીમાથી નિકળતી સ્પરમેસિટિ (sper-

maceti) નામની ચરબીમાંથી બનાવેલી મીનબત્તી દર કલાકે ૧૨૦ ગ્રેનને હિસાબે બળતા જેટલી રોશની આપે તેટલી રોશની. એક લૅમ્પના કેનડલ પાવર ઉપરથી તે એવી કેટલી મીનબત્તીની બરાબર રોશની આપી શકે છે તે કહેવામાં આવે છે બ્રીટીશ કેનડલ પાવર સાથ સરખાવતાં જરમન કેનડલ પાવર ૯ જેટલો હોય છે, જેમકે ૧૪.૪ બ્રીટીશ કેનડલ પાવર ૧૬ જરમન હેફનર (Hefner) કેનડલ પાવર જેટલો હોય છે

**ફુટ કેનડલ** (Foot Candle)—ઉપર વર્ણવેલી એક બ્રીટીશ સ્ટાન્ડર્ડ મીનબત્તી કોઇ ચીજથી એક ફુટને તફાવતે જેટલી રોશની ફેકી શકે તેટલી રોશનીને ફુટ કેનડલ કહેવામા આવે છે એ ઉપરથી જૂદા જૂદા કામો માટે તેમજ જૂદી જૂદી જગ્યાઓ માટે કેટલા ફુટ-કેનડલ રોશનીની જરૂર પડે છે તે કહી શકાય છે જે નીચે આપ્યુ છે એની મતલબ એ છે કે જો કોઇ કામ માટે ૪ ફુટ કેનડલ રોશની જોઇતી હોય તો તે કામથી ૧ ફુટને તફાવતે ૪ કેનડલ પાવરની અથવા ૪ ફીટને તફાવતે ૧૬ કેન્ડલ પાવરની બત્તી મૂકવી

| | | |
|---|---|---|
| રહેવાના મકાન | ૧ થી ૨ | ફુટ-કેનડલ |
| વાચવા લખવા માટે (ઑફીસ) . | ૩ થી ૪ | ,, |
| મિકેનિક શૉપ | ૨ થી ૩ | ,, |
| સ્ટોર રૂમ, ગોડાઉન | ૧ થી ૨ | ,, |
| જીનીંગ, પ્રેસ, બ્લોરૂમ ... | ૧ થી ૨ | ,, |
| કાર્ડીંગ અને ડ્રૂઇંગ ફ્રેમ | ૨ થી ૩ | ,, |
| રોવીંગ ફ્રેમ | ૩ થી ૪ | ,, |
| સ્પીનીંગ, વીવીંગ ... | ૪ થી ૫ | ,, |

**રોશનીની વેંહેંચણી** (Distribution of Light)—બત્તીઓની ગોઠવણ એવી રીતે રાખવી જોઇએ કે રોશની બધે એક સરખી વેહેચાઇને પડે, અને કોઇ ઠેકાણે બત્તી આંખની સામે આવે નહી મીલો અને ફેકટરીઓમા ૧૬ કેનડલ પાવરની બત્તીઓ ૭ થી ૮ ફીટ ઉંચાઇએ ટાગવામા આવે છે ૭ ફીટની ઉંચાઇએ એવો લૅમ્પ ૮૦ સ્કવેર ફીટ, અને ૮ ફીટની ઉંચાઇએ ૬૦ સ્કવેર ફીટ જમીન ઉપર ઠીક રોશની ફેકી શકે છે ૧૬ કેનડલ પાવરનો લૅમ્પ ૭ ફીટની ઉંચાઇએ ટાંગતાં જૂદી જૂદી જગ્યાઓ માટે નીચે પ્રમાણેનો એરીઆ ગણતરીમાં લેવો—

| | | | |
|---|---|---|---|
| ઑફીસ અથવા વાંચવા લખવાના ઓરડા માટે | ૫૦ | ચોરસ | ફીટ |
| સાધારણ ફેકટરીઓ માટે ... | ૧૦૦ | ,, | ,, |
| સુવાના ઓરડા માટે ... ... ... .. | ૧૫૦ | ,, | ,, |
| વરન્ડા અને ગલીઓ માટે.. .. ... ... | ૨૦૦ | ,, | ,, |
| ગોડાઉન અને સ્ટોર્સ માટે | ૨૫૦ | ,, | ,, |

**કાચના ગ્લોબ** (Glass Globes)—પારદર્શક કાચનો ગ્લોબ વગર ગ્લોબની બતી કરતા સેકડે ૫ થી ૧૦ ટકા ઓછી રોશની આપે છે પાતળા ગ્રાઉન્ડ (બેહરા) ગ્લાસનો ગ્લોબ ૩૦ ટકા, જાડા ગ્રાઉન્ડ ગ્લાસનો ગ્લોબ ૫૦ ટકા, અને સફેદ દુધ્યા રંગનો ઓપાલ (opal) ગ્લોબ ૫૦ થી ૬૦ ટકા ઓછી રોશની આપે છે

**આર્ક લેમ્પ** (Arc Lamp)—એ જાતની વીજલીની બત્તીઓમા કારબનની બનાવેલી બે લાકડીઓના છેડા સામ સામે રાખી તેઓમાથી વીજલીનો પ્રવાહ પસાર કરવાથી એ બે છેડાઓ વચ્ચે વીજલીનુ એક બળતુ આર્ક અથવા આર્કુ થાય છે. દરેક જાતના આર્ક લેમ્પની બનાવટની મુખ્ય ખુબી એ હોય છે કે પહેલા કારબનના છેડાઓને એક બીજા સાથે લગાડી તેઓમાથી વીજલીનો કરન્ટ પસાર કરતાજ તેઓ લાલચોળ થાય કે તુરત તેઓને એક બીજાથી થોડા દૂર કરવા, જેથી તેઓ વચ્ચે કારબનની વેપર (vapour) સળગી ઉઠીને આર્ક થાય, અને પછી જેમ જેમ કારબન બળતા જાય તેમ તેમ તેઓ એક બીજાની પાસે પોતાની મેળે આવતા જાય, તે માટેનુ યંત્ર એવા લૅમ્પમા ગોઠવેલુ હોય છે કેટલીક જાતના આર્ક લૅમ્પોમા કારબનો એક બીજાની ઉપર નીચે ઉભા ગોઠવેલા હોય છે, જયારે કેટલાકોમા એક બીજાની જોડમા આવી \/ રીતે આડકત્રા ૧૦ થી ૨૦ ડીગ્રીના એન્ગલે મૂકેલા હોય છે. ઉભા મૂકેલા કારબનોમા ઉપલો કારબન + પૉઝીટીવ અને નીચલો – નેગેટીવ હોય છે ડાયરેકટ કરન્ટ સાથે નીચલા કારબન કરતાં ઉપલો પૉઝીટીવ કારબન બમણો ખપે છે, માટે નેગેટીવ કારબન કરતા પૉઝીટીવ કારબનની જાડાઈ (સેકશનલ એરીઆ) બમણી રાખવામા આવે છે. બળતી વખતે ઉપલો કારબન ઉંધા મૂકેલા પ્યાલા જેવો ⌒ થઇ જાય છે, જેથી રોશનીનો મોટો ભાગ એજ કારબન જમીન ઉપર નાખે છે. વળી એ ઉપલા પૉઝીટીવ કારબનની બળતી વખતે ટેમ્પરેચર લગભગ

૭૦૦૦ F હોય છે, જ્યારે નીચલા નેગેટીવની આસરે ૪૫૦૦ F હોય છે બળતી વખતે આર્ક કારબનની કિનારી ઉપર દોડયા કરે છે, તેથી રોશની વાર વાર ઝાખી પડયા કરે છે આના ઉપાય તરીકે કારબનની લાકડીઓ બનાવતી વખતે તેઓની વચ્ચે સેન્ટરમા નરમ કારબનનો ગર ભરવામા આવે છે, જે વહેલો બળતો હોવાથી બળતાનુ આર્ક વચ્ચોવચમા રાખે છે એને કોર્ડ કારબન (cored carbon) કહે છે. ઑલટરનેટીંગ કરન્ટ સાથે બન્ને કારબનો એક સરખા બળે છે અને ખપે છે અને રોશની વધારે સારી રીતે પથરાયલી રહે છે, કારણકે બન્ને કારબનો એક સરખી ટેમ્પરેચરે બળતા હોવાથી એક સરખી રોશની ફેંકે છે આર્ક લૅમ્પો પેરેલલ તેમજ સીરીઝ સરકીટમા જોડવામા આવે છે, પણ સીરીઝમા આર્ક લૅમ્પ જોડવાની રીત વધારે કરકસરભરેલી છે મેગેઝીન (magazine) આર્ક લૅમ્પમા કેટલાક કારબન ભરેલા હોય છે, અને એવી ગોઠવણ હોય છે કે એક કારબન બળી ગયા પછી બીજો કારબન પોતાની મેળે તેની જગ્યા લ્યે છે

**આર્ક લૅમ્પ સીરીઝમાં** (Arc Lamps in Series) જોડેલા હોય ત્યારે સરકીટ ઉપર ડાઇનેમોની નજદીકમા હમેશા એક એમ્પીઅર મીટર હોવો જોઇએ, જેમા એક સરખા એમ્પીઅરનો કરન્ટ દેખાયા કરે એવી રીતે ડાઇનેમોને રેગ્યુલેટ કરવામા આવે છે જેમ કરવા માટે જો ડાઇનેમો સીરીઝ વાઉન્ડ હોય તો મેન સરકીટનો રીઝીસ્તન્સ, અને જો શન્ટ વાઉન્ડ હોય તો ફીલ્ડ મેગનેટનો રીઝીસ્તન્સ ઓછો વધતો કરવામા આવે છે

**આર્ક લૅમ્પ પેરેલલમાં** (Arc Lamps in Parallel) જોડેલા હોય તો સરકીટમા એક વોલ્ટ મીટર જરૂર હોવો જોઇએ, જેમા એક સરખા વોલ્ટનો પ્રેસર દેખાયા કરે તેવી રીતે ડાઇનેમોને રેગ્યુલેટ કરવામા આવે છે, જે તેની ઝડપ ઓછી કરવાથી થઇ શકે છે

**ઓપન આર્ક લેમ્પ** (Open Arc Lamp) મા કારબનો ખુલ્લી હવામા બળતા હોવાથી તેઓ ઘણા જલ્દી બળી જાય છે અને ઘણા ખપે છે કાચના ગ્લોબમા પણ હવા આવજાવ કરી શકે છે એમા ૧૦ થી ૨૦ કલાક પછી નવા કારબન નાખવા પડે છે એવી જાતના લૅમ્પ ૪૦૦ થી ૧૨૦૦ કેન્ડલ પાવરના આવે છે, અને તેઓ

ડી સી કરન્ટ સાથે ફકત ૪૦ થી ૪૫ વોલ્ટ ઉપર દર એક કેનડલ પાવર દીઠ ૧ થી ૧½ વૉટ પાવર ખાય છે, અને એ સી. કરન્ટ સાથે ૩૫ વોલ્ટ ઉપર ૧½ થી ૨ વૉટ દર કેન્ડલ પાવર દીઠ પાવર ખાય છે એવા લૅમ્પ ડી સી કરન્ટ સાથે જમીનથી ૧૫ થી ૨૦ ફીટની ઉચાઇએ, અને એ સી સાથે ૨૦ થી ૩૦ ફીટની ઉચાઇએ ટાગવામા આવે છે એમા કારબનનો ખપ દર કલાકે ૧ થી ૧૨ ઇચ હોય છે

**એન્કલોઝડ આર્ક લેમ્પ** (Enclosed Arc Lamp) મા કાચના ગ્લોબમા હવા આવજાવ નહી કરી શકે તેવા ઍર ટાઇટ બધિઆર હોય છે, જેથી કારબન જલ્દી બળી જતા નથી, અને એવા લૅમ્પોમા ૫૦ થી ૧૫૦ કલાક સુધી કારબન નવા નાખવા પડતા નથી એ લૅમ્પ ૭૦ થી ૮૦ વોલ્ટ ઉપર કામ કરતા હોવાથી વધારે કરકસરભરેલા કહેવાય છે, અને ૪૦૦ થી ૯૦૦ કેન્ડલ પાવરના બનાવવામા આવે છે, જેઓ દર કેન્ડલ પાવર દીઠ ૧ થી ૨ વૉટ પાવર ખાય છે એ જાતના લૅમ્પમા બે કાચના ગ્લોબ હોય છે, અને અદરના ગ્લોબ ઉપર કારબનની વેપર કન્ડેન્સ્ડ થઇ તેનો કાચ ઝાખો નહી કરે તે માટે જૂદા જૂદા મેકરો જાત જાતની ગોઠવણ કરે છે કેટલાક બધ આર્ક લૅમ્પ થોડીક મીનીટ સળગાવીને જો બુજાવી નાખવામા આવે તો તેના ગ્લોબમા જે કારબોનીક એસીડ ગૅસ (સીઓ૨) થઇ રહેલી હોય છે, તેમા થોડીક બાહેરની હવા ચુશાતા તે કારબોનીક ઑક્ષાઇડ ગૅસ (સીઓ) બની જાય છે (જુવો પાના ૮૧–૮૨), અને પછી પાછો તુરત લૅમ્પ સળગાવતા એ ગૅસ સળગીને ફાટવાથી કાચનો ગ્લોબ ફાટી જાય છે આમ થતુ અટકાવવા માટે કેટલાક મેકરો એવા લૅમ્પો ઉપર રીલીફ વાલ્વ મૂકે છે બધ આર્ક લૅમ્પમા કારબનનો ખપ દર કલાકે આસરે ૦૫ થી ૧ ઇચ જેટલો થાય છે એક સરખા કેન્ડલ પાવર માટે ઓપન આર્ક કરતા બધ આર્ક આશરે ૫૦ થી ૬૦ ટકા વધુ પાવર ખાય છે

**ફ્લેમ આર્ક લેમ્પ** ( Flame Arc Lamp )—આ જાતના આર્ક લૅમ્પમા વપરાતા કારબનની બનાવટમા ખાસ જાતની રસાયણી મેળવણીઓ ભેળેલી હોય છે, જેથી એમા વપરાતા કારબન કીમ્મતમા ઘણુા મોઘા હોય છે, પણ એની રોશની બીજી બધી જાતની

રોશનીઓ કરતાં અતિશય તેજસ્વિ અને ઉત્તમ હોય છે એ જાતના લૅમ્પ મોટા પાયા ઉપર ખુલ્લી જગામા રોશની કરવા માટે વપરાય છે વળી કારબનની બનાવટમા વપરાયલા જૂદા જૂદા રસાયણી પદાર્થ મુજબ એ લૅમ્પો જૂદા જૂદા રંગની રોશની આપે છે. એમા ઘણુ-ખરૂ કારબનો આવી \/ રીતે મુકવામા આવે છે ઓપન ફ્લેમ આર્ક લૅમ્પ ૩૫ થી ૪૫ વોલ્ટ ઉપર અને એનકલોઝડ (બંધ) ફ્લેમ આર્ક લૅમ્પ ૫૦ થી ૧૦૦ વાલ્ટ ઉપર ચાલી શકે છે, અને ૬૨ કેનડલ પાવર દીઠ ઓપન ફ્લેમ માત્ર ૨ થી ૩ અને એનકલોઝડ ફ્લેમ ૨ વૉટ પાવર ખાય છે. ઓપન ફ્લેમમા ૧૦ થી ૨૦ કલાક કારબન ચાલે છે, જયારે એનકલોઝડમા ૬૦ થી ૮૦ કલાક ચાલે છે, અને એ જાતના લૅમ્પો ૨૦૦૦ થી ૪૦૦૦ કેન્ડલ પાવર યા વધુના મળી શકે છે

**આર્ક લૅમ્પની સંભાળ** (Care of Aro Lamps)–આર્ક લૅમ્પના યંત્રમા તેલ કદીબી નાખવામા આવતુ નથી જૂદા જૂદા મેકરોના લૅમ્પ જૂદી જૂદી જાતના યંત્રો ધરાવતા હોવાથી લૅમ્પને વપરાસમા લેવા અગાઉ તેનો ઘટતો અભ્યાસ કરવો જોઇએ આર્ક લૅમ્પમા નવા કારબન નાખતી વખતે તેઓને એમરી પેપર વડે કદીબી ઘસીને સાફ કરવા નહી, પણ ફકત સુક્કા નરમ લુગડા વડેજ સાફ કરવા પૉઝીટીવ તાર હમેશા ઉપલા કારબન સાથે જોડવો; જો તે ભુલમા નીચલા કારબન સાથે જોડાશે તો રોશનીનાં કિરણો ઉપલી તરફ ફેંકાશે–તેમ જો જણાય તો તુરત કનેકશન ઉલટાવી નાખવાં બન્ને કારબનોની અણીઓ તદન સિધી લાઇનમા રહેવી જોઇએ, અને બે અણીઓ વચ્ચેની જગા એકથી દોહડ દોરો રહેવી જોઇએ.

**ઇન્કેન્ડેસન્ટ લૅમ્પ** (Incandescent Lamp)—એ જાતની વીજલીની બતીઓ ઘણીજ સલામત અને ભયથી નિરાળી હોય છે એ બતીના ગ્લોબ અથવા ગોળામાંથી હવા કાહડી નાખીને વૅકયુમ કીધેલુ હોય છે, જે ગ્લોબ ભાગી જતાજ બતી પોતાની મેળે બુજાઇ જાય છે, કારણકે એ બતી માહેલા તારનુ ગુચ્છળું વૅકયુમમાજ સળગીને સફેદ તેજસ્વી થાય છે, અને હવાના સબંધમાં આવતાંજ તે બળી જાય છે એ ગ્લોબમાંથી ઘણીજ સંભાળથી બધી

હવા કાહડી નાખી જેટલુ બને તેટલુ સપૂર્ણ વૅકયુમ કરવામાં આવે છે. એ ગ્લોબ માહેલા તારનાં ગુંછળાને ફીલામેન્ટ (filament) કહે છે. એ લૅમ્પો ૮ થી ૨૦૦૦ કેન્ડલ પાવર સુધીના બનાવવામા આવે છે, પણ મીલો અને કારખાનાઓમા ૧૬ કેન્ડલ પાવરના લૅમ્પો વાપરવાનુ સાધારણ થઇ પડયુ છે. ૧૦૦ વોલ્ટનો એક લૅમ્પ જો ૧૬ કેન્ડલ પાવરનો હોય તો તે ૧૦૨ વોલ્ટ ઉપર બળતા ૧૮ કેન્ડલ પાવર આપે છે. આથી માલમ પડશે કે ૨ ટકા વોલ્ટેજ વધારવાથી લૅમ્પનો કેન્ડલ પાવર ૧૨ ટકા વધે છે, પણ લૅમ્પની જીદગી તેથી લગભગ ૫૦ ટકા ટુકી થાય છે.

**કારબન ફીલામેન્ટ લૅમ્પ** (Carbon Filament Lamp)—આ જાતના લૅમ્પો હવે ઘણી જૂની ઢપના કહેવાય છે, કારણકે એ લૅમ્પ નવી ઢપના મેટલ ફીલામેન્ટ લૅમ્પ કરતા ઘણો વધારે પાવર ખાય છે એમા સળગતા ગુછળાનો તાર રૂના સુતરને ચોક્કસ જાતની રસાયણી મેળવણીઓ સાથે ભેળાને તૈયાર કરવામા આવે છે, જેથી કારબનનો તાર બની જાય છે, જેમાંથી ઇલેકટ્રીક કરન્ટ પસાર કરતાંજ તે લાલચોળ થઇ રોશની આપે છે. એ કારબનના તારને આવી ⍵ રીતે વાળીને તેના બે છેડા પ્લેટીનમ નામની સખ્ત ધાતુના બે તાર સાથે જોડી તે પ્લેટીનમના તારના છેડાઓ કાચના ગ્લોબમાં જડી લેવામા આવે છે. પ્લેટીનમના તાર ગ્લોબમા જડી લેવાની મતલબ એ છે કે પ્લેટીનમ ધાતુ કાચ જેટલીજ ગરમીથી એક્ષપાન્ડ થાય છે, માટે જો કોઇ બીજી ધાતુ વાપરવામા આવે અને તે કાચ કરતા વધારે એક્ષપાન્ડ થાય તો કાચનો ગ્લોબ ભાગી નાખે, અથવા ઓછી એક્ષપાન્ડ થાય તો તાર ગ્લોબમા ઢીલા પડી જઇ બાહેરની હવા ગ્લોબમા દાખલ કરી ગ્લોબની અદરનુ વૅકયુમ બિગાડી નાખે. એ જાતનો લૅમ્પ ૮૦૦ થી ૧૦૦૦ કલાક સુધી ચાલે છે, અને જેમ જેમ જુનો થતો જાય છે તેમ તેમ ઝાંખો થતો જાય છે, અને તેનો કેન્ડલ પાવર ઓછો થતો જાય છે. એ જાતના લૅમ્પ ૮ થી ૩૦૦ કેન્ડલ પાવર સુધીના અને ૨૫ થી ૩૦૦ વૉલ્ટ સુધીના મળી શકે છે, અને દર એક કેન્ડલ પાવર દીઠ ૩½ થી ૪ વૉટ પાવર ખાય છે

**મેટલ ફીલામેન્ટ લૅમ્પ** (Metal Filament Lamp)–એ જાતના લૅમ્પોમાં કારબનના તારના ગુંછળાંને બદલે તન્ગસ્તેન

(tungsten), ટેન્ટેલમ (tantalum) વગેરે નવીન ધાતુઓના તારનાં બનાવેલા ગુચ્છળા વપરાય છે એ ધાતુઓનો ઇલેક્ટ્રીક રીઝીસ્ટન્સ ઘણોજ ઓછો હોવાથી કારબનના તાર કરતા એ ધાતુના તારો વધારે પાતળા બનાવવા પડે છે અને તેઓની લબાઇ પણ વધારે રાખવી પડે છે, જેથી એના ગુચ્છળાને આવી રીતે WW ઝુમખા રૂપી બનાવી તેઓને ઘણે ઠેકાણે ટેકાવવામા આવે છે, કારણકે તેમ જો નહી કરવામા આવે તો તે ઘણા નાજુક હોવાથી ચાલુમા ધ્રુજીને ભાંગી જાય છે તન્ગસ્તેનના ખેંચેલા (drawn) તારના સારા મેકરના લૅમ્પ ૨૦ થી ૧૦૦૦ કેન્ડલ પાવરના અને ૨૦૦૦ કલાક ચાલે તેવા મળી શકે છે, જેઓ કેન્ડલ પાવર દીઠ .૮ થી ૧ ૪ વૉટ પાવર ખાય છે ઘણા વધારે કેન્ડલ પાવરના તન્ગસ્તન ડ્રૉન વાયર લૅમ્પ દર કેન્ડલ પાવર દીઠ ૬ વૉટ પાવર ખાય છે, જેઓ "અરધા વૉટના લૅમ્પ" (half-watt lamp) કહેવાય છે

**નર્ન્સ્ટ લૅમ્પ** ( Nernst Lamp )—એ જાતનો લૅમ્પ પણ ઇન્કેનડેસન્ટ લૅમ્પોના વર્ગમા ગણવામા આવે છે, પણ એના ગ્લોબમા વૅકયુમ હોતુ નથી એમા એક જાતની રસાયણી મેળવણીનો તાર આસરે $\frac{1}{25}$ ઇંચ જાડો અને વોલ્ટેજના પ્રમાણમાં અરધાથી એક ઇંચ જેટલી લબાઇનો હોય છે, જે ગરમ થઇ સફેદ ઇન્કેનડેસન્ટ રોશની આપે છે જેને ગ્લોઅર (glower) કહે છે, અને તેને ગરમ કરવા માટે પ્લેટીનમના તારનો એક કોડી (porcelain) ના તાર ઉપર વિંટાલેલો હીટીંગ કૉઇલ (heating coil) હોય છે, એ લૅમ્પની ચાવી દબાવતા તે એકદમ સળગતો નથી પણ ગ્લોઅરને અગાઅર ગરમ કરતા અરધીથી એક મીનીટ લાગે છે, જે પછીજ લૅમ્પ તેજસ્વી થાય છે એ જાતના લૅમ્પ ૫૦ થી ૨૫૦ વોલ્ટના, અને ૫૦ થી ૬૦૦ કેન્ડલ પાવરના મળી શકે છે, જે દર એક કેન્ડલ પાવર દીઠ ૧$\frac{1}{2}$ વૉટ પાવર ખાય છે એ લૅમ્પની જીંદગી આશરે ૪૦૦ થી ૮૦૦ કલાકની હોય છે, અને જેમ જેમ જૂનો થતો જાય છે, તેમ તેમ એ ઘણો ઝાંખો બળે છે, જે વખતે એમાંનો ગ્લોઅર કાઢીને બદલી શકાય છે એ લૅમ્પના પૉઝીટીવ + તાર સાથેજ સરકીટનો પૉઝીટીવ તાર જોડવો જોઇએ, નહી તો લૅમ્પ સળગતો નથી.

**લોહચુંબક** (Magnet)—વીજલીને લોહચુંબક સાથે ઘણો અતલગનો સબંધ છે. લોહચુંબક અથવા મેગનેતના બે છેડા માહેલા એકને નૉર્થ પોલ (north pole) અથવા ઉત્તર ધ્રુવ, અને બીજાને સાઉથ પોલ (south pole) અથવા દક્ષીણ ધ્રુવ કહે છે. મેગનેતના એ બન્ને છેડામાથી લોહચુંબકીક પ્રવાહ ચાલુ નિકળ્યા કરે છે એ લોહચુંબકીક પ્રવાહ નૉર્થ પોલ માહેથી નિકળીને સીધી લાઇનોના રૂપમા સાઉથ પોલમા જતો ધારવામા આવે છે લોહચુંબકની નજ-દીકમા એ પ્રવાહની લાઇનો ઘટ યાને પાસે પાસે હોય છે, અને તેનેથી દુર એ લાઇનો ઓછી થતી જાય છે જેમ જેમ એ લાઇનો ઘટ હોય તેમ લોહચુમકીક પ્રવાહ વધુ જોરવર હોય છે, એટલે કે એક મેગનેતની છેક નજદીકમા તેનુ મેગનેતીઝમ વધારે હોય છે લોહચુંબકીક ગુણ ફકત લોખડમા અને તેને લગતી ધાતુઓમાજ હોય છે, એટલે એક મેગનેટ લોખડના, બીડના કે સ્ટીલના ટુકડાને પોતાની તરફ ખેચી શકે છે, પણ એ શીવાય બીજી ધાતુને ખેચતો નથી પણ કોઇબી ધાતુના એક તારમાથી જયારે વીજલીક પ્રવાહ પસાર કરવામા આવે છે ત્યારે તે તારમા લોહચુબકીક ગુણ પ્રગટ થાય છે, અને તે લોખડને કે મેગનેતને પોતાની તરફ ખેચે છે લોખડમાં કુદરતીજ મેગનેટીઝમ થોડુ ક ભરેલુ હોય છે

**ઈલેક્ટ્રો મેગનેટ** (Electro Magnet)—એજ પ્રમાણે જયારે એક લોખડના સળિઆ કે બારની આસપાસ તાર વીટાળીને તે તારમાથી વીજલીનો પ્રવાહ પસાર કરવામા આવે, ત્યારે તે સળિઓ યા બાર ઘણો જોરાવર ઇલેક્ટ્રો મેગનેત (electro magnet) બની જાય છે અને ફકત ખાલી તારનુજ સ્પ્રીંગની માફક ગુચળુ વાળીને તેમાથી ઇલેક્ટ્રીક કરન્ટ પસાર કરતા તેમાં જેટલો લોહચુબકીક ગુણ પ્રગટ થાય છે, તે કરતા લગભગ ૨૦૦૦ ગણુ વધારે જોરાવર મેગ-નેતીઝમ તેજ ગુછળાની વચમા લોખડનો એક સળિઓ મુકવાથી પ્રગટ થાય છે લોખડની આ ખાસિયતનો લાભ વીજલી ઉત્તપન કરવાનાં મશીન ડાઇનેમો બનાવવામાં ખાસ લેવામા આવે છે, બલકે ડાઇનેમો મશીનની બનાવટનો મુખ્ય પાયો એનીજ ઉપર રચાયલો છે જો લોખડના એક ટુકડા યા બારમા વીજલીની મદદથી યા બીજા મેગનેત વડે એક વખત મેગનેતીઝમ દાખલ કરવામાં આવે

તો તે મેગનેતીઝમ તેમાં વરસો સુધી કાયમ રહે છે, અને તેને તે બારમાથી તદ્દન કાહડી નાખવાનુ કામ લગાર મુશકેલ છે. બલકે એવુ કહેવામા આવે છે કે સેહેજસાજ મેગનેતીઝમ તેમા જાયુકનું રહી જાય છે. એ મેગનેતીઝમ લોખડના તે બારમા કેટલુ અને કેટલો વખત ટકી રહે છે તે લોખડની જાત ઉપર આધાર રાખે છે સારી રીતે નરમ કીધેલુ યાને એનીલ (anneal) કીધેલા રૉટ આયર્નમા મેગનેતીઝમ ઘણુ થોડુ રહી શકે છે પણ જે રૉટ આયર્નમા કારબનનો ભાગ વધુ હોય યાને સખત હોય, અથવા હથોડા વડે ખુબ ઘડેલુ યા દબાવેલુ હોય, તેમજ સ્ટીલ અને કાસ્ટ આયર્નમા એ મેગનેતીઝમ ઘણુ રહે છે, અને ઘણો લાબો વખત ટકી રહે છે જયારે ઇલેકટ્રો મેગનેટ આવા ∩ આકારનો હોય છે ત્યારે તે હૉર્સ શુ (horse shoe) મેગનેટ કહેવાય છે, પણ જયારે એક રીગની અદર કેટલાક બાર જડી લઇ તે ઉપર તારના ગુછળા વિટાળીને ઇલેકટ્રો મેગનેટ બનાવેલો હોય ત્યારે તે મલ્ટી પોલર ( multi polar ) મેગનેટ કહેવાય છે હાલમા ઘણાખરા ડાઇનેમો અને મોટરો મલ્તી પોલર જાતના હોય છે

**ડાઇનેમો મશીન** (Dynamo)—ત્યારે એક મેગનેતને U ના આકારમા વાળીને તેના બે છેડા એક બાજુની સામે લાવવામા આવે છે, ત્યારે તેના નૉર્થ પોલમાથી લોહચુબકીક પ્રવાહ સીધી લીટીઓમા નીકલીને સાઉથ પોલમા જતો ધારવામા આવે છે લોહચુબકીક પ્રવાહની એ સીધી લીટીઓ કાપતા જો એક કન્ડકટર અથવા ધાતુનો સળિયો ફરતો રહે તો તે કન્ડકટરમા વીજલી પેદા થાય છે આ ઉપરથી ડાઇનેમો મશીન બનાવવામાં આવે છે મેગનેતના બન્ને છેડાની વચ્ચેની એ જગા કે જેમાથી લોહચુબકીક પ્રવાહ પસાર થાય છે તે જગાને મેગનેતીક ફીલ્ડ (magnetic field) કહે છે. સાદા ડાઇનેમો મશીનમા મેગનેતના બન્ને છેડા ઉભા રાખી તેઓ વચ્ચે એવુ મેગનેતીક ફીલ્ડ બનાવવામા આવે છે, અને તે ફીલ્ડમા એક શાફ્ટીગ ઉપર બાધેલા ત્રાબાના કન્ડકટરો ફરે છે તેથી એ ફીલ્ડ માહેલી લોહચુબકીક પ્રવાહની અણદીઠ લાઇનો કપાતા તે કન્ડકટરોમા વીજલી પેદા થાય છે કન્ડકટરોમા પેદા થયલી વીજલી શાફ્ટીગમા નહી ચાલી જાય તે માટે કન્ડકટરો અને

શાફ્ટીંગ વચ્ચે રબર યા વલકેનાઇટ યા અબરખ જેવી નૉન કન્ડક્ટીંગ ચીજનો બુશ ( bush ) મુકવામાં આવે છે, તથા કન્ડકટરો ઉપર રબરનુ પડ કરી તેઓને પણ એક બીજાથી જૂદા રાખવામા આવે છે મેગનેતીક ફીલ્ડમા ફરતા કન્ડકટરોના એ જથ્થાને **આરમેચર** (armature ) કહે છે આરમેચરમાથી એ ત્રાબાના કન્ડકટરોના છેડા એક તરફ લાવી તેજ શાફ્ટીંગ ઉપર એક ચોક્કસ જાતની કલેમ્પમા સીકડી રાખેલા હોય છે, જેને **કૉમ્યુતેટર** ( commutator ) કહે છે કૉમ્યુતેટરમાં કન્ડકટરના છેડાઓને એક બીજાથી અલગ રાખવા માટે વચ્ચે વચ્ચે અબરખની પટીઓ મૂકેલી હોય છે, પણ ઉપરની બાજુએ એ છેડાઓ ઉઘાડા રાખીને કૉમ્યુતેટરને લેથમા ટર્ન કરી અચ્છી રીતે પૉલીશ કરવામા આવે છે આરમેચરમા ઉત્પન્ન થયલી વીજલી કૉમ્યુતેટરમા આવે છે, અને એ કૉમ્યુતેટરમાથી વીજલી બહાર કાહડવા માટે તેની ઉપર અને નીચે એ ત્રાબાની પટીઓ કે કારબનના ટુકડાઓ લાગેલા રાખવામા આવે છે, જેઓને **બ્રશ** (brush) કહે છે જ્યારે આરમેચરની સાથે કૉમ્યુતેટર ફરે છે, ત્યારે એ બ્રશો તે કૉમ્યુતેટરની ડાયામેટરની લાઇનમા નીચે અને ઉપર કૉમ્યુતેટર ઉપર ઘણી સફા બેરીંગમા લાગુ રાખવામા આવે છે, અને એ બ્રશો સાથે બાંધેલા તારોમા એક બ્રશમાથી પૉઝીટીવ (+) અને બીજામાથી નેગેટીવ (−) વીજલી નીકળે છે

**એ. સી. અને ડી. સી ડાઇનેમો** (A C & D C Dynamo)—ડાઇનેમો મશીનમાથી બે જાતના ઇલેકટ્રીક કરન્ટ મેળવી શકાય છે, જેનો આધાર આરમેચરમા કરેલી કન્ડકટરોની ગોઠવણ ઉપર હોય છે એ સી અથવા ઑલટરનેટીંગ કરન્ટ (alternating current) ના મશીનમા આરમેચર માહેલા કન્ડકટરોની જોડવણ એવી રીતે રાખેલી હોય છે કે તેઓમા એક રેવોલ્યુશનમા એક વખતે એક તરફ અને બીજી વખતે બીજી તરફ ઇલેકટ્રીક કરન્ટ વહે છે, જ્યારે ડી સી અથવા ડાયરેકટ કરન્ટ (direct current) ના મશીનમા ઇલેકટ્રીક કરન્ટ હમેશા એકજ તરફ વહે એવી રીતે આરમેચરમા કન્ડકટરોની ગોઠવણ કીધેલી હોય છે ઑલટરનેટીંગ કરન્ટના ડાઇનેમોમા કૉમ્યુતેટર હોતુ નથી, પણ તેને બદલે બે અથવા વધુ રીંગો હોય છે, જેઓને સ્લીપ રીંગ (slip rings) કહે છે, અને જેઓમાથી તાર જોડીને સરકીટમા લઇ જવામાં આવે છે.

**ડાઇનેમોના ફીલ્ડ મેગનેત** (Field Magnet) માં આગમજથી થાડુ મેગનેતીઝમ ભરેલુ તો હોય છે, પણ ચાલુમા તેને વધુ તેજ રાખવા માટે તેમજ તે માહેલુ મેગનેતીઝમ ટકાવી રાખવા માટે એક બ્રશમાથી નિકળતા તારને એ મેગનેતની આસપાસ થોડા આટા વીટાળીને પછી આગળ લઇ જવામા આવે છે, જેથી તે ઇલેકટ્રો મેગનેત બની જાય છે, એવી જાતના ડાઇનેમોને સેલ્ફ-એક્ષાઇટેડ (self-excited) ડાઇનેમો કહે છે કોઇ વાર મોટા ડાઇનેમોમા ફીલ્ડ મેગનેટને તેજ બનાવવા માટે એક જુદો નાનો ડાઇનેમો વાપરવામા આવે છે એવા ડાઇનેમોને "સેપરેત્લી એક્ષાઇટેડ" (separately excited) ડાઇનેમો કહે છે જે ડાઇનેમોમા બે પોલ હોય તેને બાઇ-પોલર (bi polar) ડાઇનેમો કહે છે, અને જેમાં ચાર યા વધુ પોલ હોય તેને મલતી પોલર (multi-polar) ડાઇનેમો કહે છે

**ડાઇનેમો ત્રણ જાતના** આવે છે સીરીઝ વાઉન્ડ, શન્ત વાઉન્ડ, અને કમ્પાઉન્ડ વાઉન્ડ

**સીરીઝ વાઉન્ડ ડાઇનેમો** (Series-wound Dynamo) ચિત્ર નાં૦ ૨૯૩ મા બતાવ્યો છે એમા બ્રશમાથી નિકલેલો જાડો તાર અથવા સીરીઝ વાયર ફીલ્ડ મેગનેટ ઉપર થોડા આટા વી ટાળ્યા પછી બહાર કાહડવામા આવે છે, જ્યારે બીજા બ્રશનો તાર પાધરોજ લઇ જવામા આવે છે આથી ઉત્પન્ન થયલો વીજલીનો બધો પ્રવાહ (કરન્ટ) ફીલ્ડ મેગનેટની આસપાસ ચકરાવો લઇને પછી આગળ વધે છે આથી મેગનેત ઘણો તેજ બની જાય છે એવા સીરીઝ વાઉન્ડ ડાઈનેમો વીજલીની બતીના કામમા ઝાઝા વપરાતા નથી (શિવાય કે ફકત આર્ક લેમ્પ માટે), કારણકે એમા જયારે સરકીટ તદ્દન સપુર્ણ બધ થયલો હોય ત્યારેજ ડાઇનેમોના મેગનેટમા વીજલી આવે છે, તેમજ એના વૉલટેજમા ફરક પડયા કરે છે, કારણકે સરકીટમા જેટલા એમપીઅર કરન્ટ ઓછો વધતો થયા કરે તેના પ્રમાણમા એના વોલટેજમાબી વધઘટ થયા કરે છે એ ડાઇનેમોમાથી નીકળતી વીજલી બધી એના ફીલ્ડ મેગનેટની આસપાસ ચકરાવો લીધા પછીજ આગળ વધતી હોવાથી એમ બને છે



**ચત્ર નાં૦ ૨૯૩.**
સીરીઝ ડાઈનેમો.

## શન્ટ વાઉન્ડ ડાઈનેમો (Shunt-wound Dynamo)

ચિત્ર નાં૦ ૨૯૪ માં બનાવ્યો છે એમા બ્રશમાથી નીકળતા સરકીટ વાયર ફીલ્ડ મેગનેટની આસપાસ લપેટવામાં આવતા નથી, પણ એક બ્રશમાંથી એક પાતળો શાખા તાર જેને શન્ટ વાયર કહે છે તે કહાડી ફીલ્ડ મેગનેટની આસપાસ વીંટાળીને બીજાં બ્રશમા જોડી નાખવામા આવે છે, જેથી એ ફીલ્ડ મેગનેટને તેજ કરવા માટેનો એક તદન અલાહેદો સરકીટ બને છે, અને મેન સરકીટ વાયરમાં વીજળી જતી હોય યા નહી હોય તોપણ ડાઇનેમોનો મેગનેટ તેજ રહે છે એ શન્ટ વાયર માહેલો કરન્ટ ઘણા મોટી સાઇઝના ડાઇનેમોમા પણ ૧૦–૧૨ એમપીઅરથી વધુ હોતો નથી એ શન્ટ વાઉન્ડ મશીનમા એ ખુબી હોય છે કે ચાલુમા જયારે બહારનો સરકીટ ખુલ્લો હોય (યાને બતીઓ બધ હોય) ત્યારે એના શન્ટ સરકીટમાજ કરન્ટ ફરતો રહે છે, તેથી ડાઇનેમોનો મેગનેટ ઘણો તેજ રહે છે, પણ જેવો બાહેરનો સરકીટ બધ કરવામા આવે યાને તેમા વીજલીનો પ્રવાહ ચાલુ કરવામા આવે તેવોજ એના શન્ટ સરકીટ માહે જતો કરન્ટ ઓછો



ચિત્ર નાં૦ ૨૯૪.
શન્ટ ડાઇનેમો

થતો જાય છે, અને જેમ જેમ બાહેરના સરકીટ મારફતે વધુને વધુ વીજલીનો ઉપયોગ કરવામા આવે તેમ તેમ એના શન્ટ સરકીટમા જતો કરન્ટ નબળો પડતો જતો હોવાથી અને ડાઈનેમોની ઝડપ એકજ સરખી રહેવાથી ડાઇનેમોના વોલટેજ ઘટતા જાય છે, અને આખરે ઘટી ઘટીને ૦ થઇ જાય છે, જે વખતે ડાઇનેમોમા કશી વીજલી પેદા થતી નથી. એટલા માટે એ જાતના શન્ટ ડાઇનેમો વીજલીની બતી માટેના ઉપયોગમા ઝાઝા આવતા નથી, પણ જયા કરન્ટનો ચોક્કસ વધુમા વધુ જથ્થો એક્કી વારે જોઇતો હોય ત્યા એવા ડાઇનેમો વપરાય છે, જેમકે વીજલી ભરી રાખવાના એકયુમ્યુ-લેટર (accumulator) મા વીજલી ભરવા માટે, અથવા, ગીલીટ ચહડાવવાના કામ માટે, અથવા મોટરની મદદથી મશીનરી ચલાવવા માટે એ ડાઇનેમો વપરાય છે.

**સીરીઝ અને શન્ટ ડાઇનેમો વચ્ચે સરખામણી** ટુકમાં આ રીતે થઇ શકે—

**સીરીઝ ડાઈનેમો સાથે જો બતીઓ લગાડી હોય** તો જેટલા એમપીઅરનો ડાઇનેમો હોય તેટલા એમપીઅર બધા ખાઇ શકે તેટલી બતીઓ નાખવી પડે હવે જો તેમાંની થોડીક બતીઓ બુજાવી નાખવામાં અથવા સ્વીચ ઑફ (switch off) કરવામા આવે તો સરકીટમા કરન્ટ ઓછો જાય, અને સરકીટનાજ તાર એ ડાઇનેમોના ફીલ્ડ મેગનેટને તેજ રાખવા વપરાતા હોવાથી ફીલ્ડ મેગનેટ નબળા પડી જાય યાને ડાઇનેમોના વોલ્ટેજ ઘટી જાય, જેથી બતીઓ ઝાખી બળે

**શન્ટ ડાઇનેમો સાથે બતીઓ** લગાડી હોય તોપણ જેટલા કરન્ટનો ડાઇનેમો બનાવેલો હોય તેટલાજ કરન્ટ ખાય તેટલી બતીઓ તે ઉપર રાખવી જોઇએ જો થોડી બતીઓ બુજાવી નાખવામા આવે અને ડાઇનેમોની ચાલ એકજ સરખી રહે તો શન્ટ સરકીટમા જતો કરન્ટ વધી જવાથી ડાઇનેમોના ફીલ્ડ મેગનેટ૰વધુ તેજ બની જાય, તેથી તેના વોલટેજ ઘણુ વધી જાય, અને બતીએ' ઘણીજ તેજ બળે યાતો તદન બળી જાય, ગા તાર પીગળી જાય ટુકમા સીરીઝ ડાઇનેમો કરતા શન્ટ ડાઇનેમો તદન ઉલટીજ રીતે વરતે છે

**કમ્પાઉન્ડ વાઉન્ડ ડાઈનેમો** (Compound-wound Dynamo)—ઇલેકટ્રીક લેમ્પ, મોટર વગેરે વીજલીના ચોક્કસ પ્રેસરે (વોલટેજ) કામ કરી શકે તેવી રીતે બનાવેલા હોય છે, માટે તેઓને ચાલુ રાખવા માટે ડાઇનેમોમા ચોક્કસજ પ્રેસર એક સરખો રાખવો જોઇએ, કે જેમા ઝાઝી વધઘટ થાય નહી સરકીટ માહેલા થોડાક લેમ્પ કે મોટર બધ કરવામા આવે તોપણ ડાઇનેમોના વોલ્ટ ઘટે કે વધે નહિ તેવી રીતે ડાઇનેમો ચાલવો જોઇએ, કે જે કામ માટે ઉપર કહેલા સીરીઝ કે શન્ટ વાઉન્ડ ડાઇનેમો અનુકુળ નથી. એ માટે કમ્પાઉન્ડ ડાઇનેમો બનાવવામા આવે છે, જેની રચના ચિત્ર ના૰ ર૯પ માં બતાવી છે એમા સીરીઝ અને શન્ટ બન્ને સરકીટો છે એક બ્રશમાથી જાડો તાર લઇ ડાઇનેમોના ફીલ્ડ મેગનેટની આસપાસ ફકત થોડા આટા વીટાળીને બહાર લઈ જવામા આવે છે, જેને સીરીઝ સરકીટ

કહે છે; અને બીજા બ્રશનો તાર પાધરોજ બાહેર બતીઓ તરફ લઇ જવામા આવે છે. પણુ શન્ટ સરકીટનો પાતળો તાર એક બ્રશમાંથી કાહડી ફીલ્ડ મેગનેટ ઉપર ઘણા આટા વીટાળીને તેજ તાર બીજા બ્રશ સાથે અથવા બીજા બ્રશમાથી નિકળતા કન્ડકટર સાથે જોડી નાખવામા આવે છે એવા ડાઇનેમોમા જ્યારે બતીઓ બધ હોય અને ડાઇનેમો ખાલી ચાલતો હોય ત્યારે શન્ટ સરકીટનો ફરતો કરન્ટ તેના ફીલ્ડ મેગનેટને પુરતો તેજ રાખશે અને વોલ્ટેજ પુરા રહેશે, કે જેમ રાખવા માટે એ શન્ટ સરકીટ ખાસ ડીઝાઇન કીધેલો હોય છે પરતુ જ્યારે ડાઇનેમો ઉપર લોડ વધશે યાને બધી બતીઓ ચાલુ કરવામા આવશે ત્યારે શન્ટ સરકીટમા જતો કરન્ટ ઘટી જશે, પણ તેજ વખતે સીરીઝ સરકીટમા જતો કરન્ટ વધવાથી ડાઈનેમોના વોલ્ટેજમા વધઘટ થશે નહી, કારણુ કે સીરીઝ સરકીટ પણ ફીલ્ડ મેગનેટની આસપાસ થોડે વીટાળેલો હોય છે જો લોડ વધવાથી ડાઇનેમોની ચાલ ધીમી પડી જાય તો અલબતા તેના વોલ્ટેજ ઘટી જશે, પણ જેટલા રેવોલ્યુશન માટે એક કમ્પાઉન્ડ ડાઇનેમો બનાવેલો હોય તેટલાજ રેવોલ્યુશને તે ચાલ્યા કરે તો ઓછા વધતા લોડથી તેના વોલટેજમા વધઘટ થવી નહી જોઇએ




ચિત્ર નાં૦ ૨૯૫.
કમપાઉન્ડ ડાઇનેમો

**સીરીઝ વાઉન્ડ ડાઇનેમો** ઇલેકટ્રાપ્લેટીગ યાને ગીલીટ કરવાના કામ માટે કદીબી વાપરવામાં આવતો નથી, કારણકે એમા એની પોલેરીટી ઘડી ઘડી બદલાઇ જવાનો સભવ રહે છે- એટલે કે એમા કોઇ વેળા એકાએક પૅાઝીટીવનો નેગેટીવ અને નેગેટીવનો પૅાઝીટીવ થઇ જાય છે

**શન્ટ વાઉન્ડ ડાઈનેમો** વીજલીની બતી માટે જ્યારે વાપરવામા આવે છે ત્યારે તેના શન્ટ સરકીટમા એક રીઝીસટન્સ બૅાક્ષ રાખવામાં આવે છે, જેની મદદથી તેના શન્ટ સરકીટમાં જતો

કરન્ટ ઓછો વધતો કરીને ડાઇનેમોના વોલ્ટેજ તેના લોડના પ્રમાણમાં એકસરખા રાખી શકાય છે

**રીઝીસ્ટન્સ બૉક્ષ** (Resistance Box) માં લોહડાના અથવા જરમન સીલવરના તારના ગુચ્છળાઓ હોય છે, અને એવી ગોઠવણ કીધેલી હોય છે કે એક યા વધુ ગુચ્છળામાથી કરન્ટ પસાર કરી શકાય છે, જેથી કરન્ટમા ઓછો વધતો રીઝીસ્ટન્સ પેદા થાય છે. ચોક્કસ ડાયામેટરના ત્રાબાના તાર કરતા તેટલીજ ડાયામેટરના લોહડાના તારમાથી વીજળીનો કરન્ટ પસાર કરતા ઘણો રીઝીસ્ટન્સ યાને અટકાવ પેદા થાય છે, કારણકે ત્રાબા કરતા લોહડુ ઓછી સહેલાઇથી પોતામાથી વીજળી પસાર કરે છે, અને એ કરતા વધારે રીઝીસ્ટન્સ જરમન સીલ્વરના તારમા પેદા થાય છે રીઝીસ્ટન્સ બૉક્ષ માહેલા તારમા એ પ્રમાણે ઘણો રીઝીસ્ટન્સ પેદા થવાથી તેઓ ઘણાજ ગરમ થાય છે, માટે એવા બૉક્ષ સળગી નહી ઉઠે તેવી ચીજોના બનાવવામા આવે છે એ બૉક્ષને શન્ટ રેગ્યુલેટર પણ કહે છે.

**સીરીઝ ડાઇનેમોને ચાલુ કરવાની રીત**—એ ડાઇનેમો ચાલુ કરતી વખતે એની મેન સરકીટની સ્વીચ બધ રાખવી, અને ડાઇનેમો બધ કરતી વખતે એ સ્વીચ ઉઘાડી નાખવી નહી, પણ ડાઇનેમો બધ થવા પછીજ સ્વીચ ઉઘાડવી

**શન્ટ ડાઇનેમોને ચાલુ કરવાની રીત**—એ ડાઇનેમો ચાલુ કરતી વખતે પહેલા મેન સ્વીચ ઉઘાડવી, અને શન્ટ રેગ્યુલેટર અથવા રીઝીસ્ટન્સ બૉક્ષનુ લીવર પહેલા નબર ઉપર રાખવુ, જેથી શન્ટ સરકીટમા બધો રીઝીસ્ટન્સ દાખલ થશે જ્યારે ડાઇનેમોની ચાલ વધીને ફુલ સ્પીડે ચાલે ત્યારે શન્ટ રેગ્યુલેટરનુ લીવર જમણી બાજુએ હળવે હળવે એવી રીતે ખસાડતા જવુ કે વોલ્ટ મીટરમા જોઇતા વોલ્ટેજ મલી રહે જયારે એ પ્રમાણે વોલ્ટેજ પુરા મલી રહે ત્યારે ઝડપથી મેન સ્વીચ બધ કરી નાખવી, અને કરન્ટને મેન સરકીટમા જવા દેવો ડાઇનેમો બધ કરવા પહેલા ઝડપથી મેન સ્વીચ ઉઘાડી નાખવી, અને પછી હળવે હળવે શન્ટ રેગ્યુલેટરનુ લીવર ડાબી બાજુએ ખસાડતા જઇને વોલ્ટેજ હળવે હળવે ઓછા થવા દેવા.

**કમપાઉન્ડ ડાઈનેમોને ચાલુ કરવાની રીત** શન્ટ ડાઇનેમોને ચાલુ કરવાની બરાબર છે એમા પણ પહેલા મેન સ્વીચ ઉઘાડી રાખવી અને જ્યારે વોલ્ટ મીટરમા વોલ્ટેજ પુરા આવી રહે કે ઝડપથી મેનસ્વીચ બંધ કરવી, તેમજ ડાઇનેમો બંધ કરવા પહેલા મેન સ્વીચ ઉઘાડી નાખવી

**પટા અને રસાથી ચાલતા ડાઇનેમો** (Belt & Rope Driven Dynamo) હમેશા સ્લાઇડીંગ બેડ પ્લેટ ઉપર બેસાડવા જોઇએ, કે જેથી જ્યારે પટો યા રસા ઢીલા પડે ત્યારે ખુદ ડાઇનેમોને તેની બેડ પ્લેટ ઉપર પાછળ હડાવી તેઓને પાછા ટાઇટ કરવાને બની આવે પટાથી ચાલતા ડાઇનેમો માટે પટાનો સાંધો સાધારણ રીતે યાને એક છેડા ઉપર બીજો છેડો ચહડાવી "લૅપ" કરીને લેસથી જોડવામા આવતો નથી, કારણકે તેમ કરવાથી પટાનો સાંધો જ્યારે ડાઇનેમોની પુલી ઉપરથી પસાર થાય છે ત્યારે ઝટકો મારે છે તેથી રોશની હમેશા હાલ્યા કરે છે એ માટે પટાના બન્ને છેડા તેપર છોલી કહાડી સાથે સીવીને પાકો અને એકસરખો સાંધો કરવામા આવે છે, જેથી સાંધાની જગાએ પટાની જાડાઇ વધે નહી

**ડાઇનેમોની બેરીંગ** (Dynamo Bearings) મા તેલની સંભાળ રાખવાની જરૂર છે એ બેરીંગોમા કદીબી વનસ્પતિનુ તેલ વાપરવું નહી, પણ ખણીજ તેલજ વાપરવુ સાધારણ સ્પીનડલ ઑઇલ ડાઇનેમોની બેરીંગો માટે ઘણુ પાતળુ હોય છે, માટે લગાર ઘાડુ સ્પીનડલ ઑઇલ અથવા જેને "હેવી સ્પીનડલ ઑઇલ" કહે છે તે એમા વાપરવુ સારૂ છે

**બ્રશનું સેટીંગ** (Setting of Brushes)—ડાઇનેમોમાથી ચાલુમા આગની ચિગારી નહી પડયા કરે તે માટે એના બ્રશને બરાબર રીતે સેટ કરવાની ઘણી જરૂર છે, અને બ્રશના એ સંભાલ ભરેલા સેટીંગ ઉપર ડાઇનેમોની જીંદગી અને તેમાથી નીપજતા કામનો મોટો આધાર છે બ્રશ બે જાતના આવે છે—"કૉપર બ્રશ" અને "કારબન બ્રશ"

**કૉપર બ્રશ** (Copper Brush) ના સેટીંગમા ઘણી સંભાળ રાખવાની જરૂર છે એ જાતના બ્રશ ત્રાંબાના તારની ગુંદેલી

જાલીનાં અથવા ત્રાબાની પાતળી પટીઓના બનાવવામાં આવે છે અને હવે એવાં બ્રશ ફક્ત જુની જાતના મશીનોમાજ જોવામાં આવે છે એને સેટ કરવા માટે કૉમ્યુટેટરના કૉલર ઉપર સામસામને બે મારકા કીધેલા હોય છે બે પોલના ડાઇનેમોમા બે બ્રશ હોય છે, જયારે ચાર પોલના ડાઇનેમોમા ચાર બ્રશ હોય છે જો બે પોલના ડાઇનેમોમા બ્રશ ગોઠવવાના મારકા ભુસાઇ ગયા હોય તો કૉમ્યુટેટરના ઘેરાવાના બે સરખા ભાગ કરી ડાયામેટરની લાઇનમા આવે તેવી રીતે બે મારકા કરી લેવા એ પ્રમાણે જેટલા બ્રશ હોય તેટલા એકસરખા ભાગ કૉમ્યુટેટરના ઘેરાવામા કરી ત્યા મારકા કરી લેવા એ મારકાની લાઇનમા બ્રશની ધાર રહે તેવી રીતે બ્રશ સેટ કરવામા આવે છે ઉપરનું બ્રશ મારકા મુજબ સેટ કરી કૉમ્યુટેટર ફેરવવુ નહી, પણ તેજ હાલતમા રાખી નીચેનુ બ્રશ તેના મારકાની લાઇનમા ગોઠવી કલેમ્પ તાઇટ કરી લેવા

**કૉપર બ્રશની બેરીંગ** કૉમ્યુટેટર ઉપર એક સરખી લાગવી જોઇએ કૉપર બ્રશની કૉમ્યુટેટર ઉપર લાગતી ધાર ઘણી પોહળી પણ નહી હોવી જોઇએ તેમ તે ઘણી સાકડી પણ નહી જોઇએ બ્રશની બેરીંગની પોહળાઇ કૉમ્યુટેટર ઉપર એટલી હોવી જોઇએ કે તેમા ચિત્ર નાં૦ ૨૯૬ મા બતાવ્યા પ્રમાણે કૉમ્યુટેટરનો એક આખો સેગમેન્ત, વચ્ચેના એક ઇન્સ્યુલેશનની કાળી પટી, અને બીજા સેગમેન્ટનો ¼ મો ભાગ સમાઇ જાય એટલે કે બ્રશની બેરીંગની પોહળાઇ કૉમ્યુટેટર ઉપર કૉમ્યુટેટરના સવા સેગમેન્તની બરાબર હોવી જોઇએ જો લાબો વખત ચાલ્યા પછી બ્રશ ઘસાઇને તેની બેરીંગ પોહળી થઇ જાય તો બ્રશની આગલી ધાર કાણસ વડે ઘસી નાખી બુઠ્ઠી કરી નાખવી જોઇએ જો કૉમ્યુટેટરની પોહળાઇ કરતા બ્રશની સામટી પોહળાઇ થોડીક કમી હોય તો ઉપલા બ્રશ એક તરફ અને નીચલા બીજી તરફ એવી રીતે બાધવા કે જેથી કૉમ્યુટટરની આખી પોહળાઇમા બ્રશ લાગુ રહે



ચિત્ર નાં૦ ૨૯૬.

કૉપર બ્રશ.

**કૅાપર બ્રશને કાણુસ મારવા માટે** ડાઇનેમોના મેકરો ખાસ કલેમ્પ મશીનની સાથેજ મોકલે છે તે કલૅમ્પમા બ્રશને પકડીને તેમા રાખેલા ખુણા મુજબ બ્રશની ધાર ઘસી નાખવાથી બ્રશ તેના ખરા એન્ગલ (angle) માં કૅામ્યુટેટર ઉપર બેસે છે એ એન્ગલ અથવા ખુણુ ઘણુ ખરૂ ૪૫ ડીગ્રીનુ હોય છે બ્રશને કાણુસ મારવા માટે કલેમ્પમા પકડીને તે કલેમ્પને વાઇસમા પકડવામા આવે છે, અને પછી નવી સ્મુથ ફાઇલ વડે હાથના એકવડા સ્ત્રોકથી ફાઇલ મારવામા આવે છે, યાને બ્રશ ઉપર ફાઇલ પાછળ ઘસવામા આવતી નથી પણ ફાઇલનો સ્ત્રોક આગળી બાજુએ મારીને ફાઇલ બ્રશ ઉપરથી ઉચકી લઇ પાછો તેવોજ સ્ત્રોક મારી ઘસવામાં આવે છે એવી રીતે ઘસતા સભાળ રાખવી જોઇએ કે બ્રશની ધાર બધી બાજુએ એકસરખી પોહળાઇની રહે તેમજ આગળી ધાર કાણુસવડે કાપી નાખી બુઠ્ઠી કરી નાખવી જોઇએ, અને જયારે બ્રશ કૅામ્યુટેટર ઉપર પાછુ બાધવામા આવે ત્યારે તેની આખી પોહળાઇ કૅામ્યુટેટર ઉપર લાગુ રહેલી હોવી જોઇએ

**કૅામ્યુટેટર ઉપર બ્રશનું દબાણ** ઘણુ પડવુ નહી જોઇએ બ્રશની સ્પ્રીગો ઘણી તાઇટ રાખવાથી કૅામ્યુટેટર તથા બ્રશ જલ્દી ઘસાઇ જાય છે, તથા કૅામ્યુટેટરમા ખાડા પડી જવાથી ચિગારીઓ ઘણી પડે છે, તેમજ એ સ્પ્રીગ ઘણી ઢીલી રાખવાથી બ્રશ કૅામ્યુટેટર ઉપર બરાબર લાગુ રહેતુ નથી પણ વારવાર ધ્રુજયા કરે છે, જેથી પણ ઘણી ચિગારી પડે છે એ માટે એ સ્પ્રીગ મધ્યમ રીતે તાઇટ રાખવી જોઇએ બ્રશને એકજ જગાએ હમેશા બાધી નહી રાખતા તેઓને એક છેડેથી બીજે છેડે ખસાડ્યા કરવા જોઇએ કે જેથી કૅામ્યુટેટર બધી બાજુએ ફરતુ એકસરખુ ઘસાય અને તેમા એકજ ઠેકાણે ખાડો (ગ્રુવ) પડી જાય નહી

**કારબન બ્રશ** (Carbon Brush) – કૅાપર બ્રશ કરતા વધુ પસદ કરવા જોગ છે કારણકે એ વાપરવાથી કૅામ્યુટેટર ઘસાતુ નથી પણ ફકત બ્રશજ ઘસાય છે, જે સહેલાઇથી બદલી શકાય છે. વળી કારબન બ્રશને કૅાપર બ્રશની માફક અવારનવાર કાહડીને કાણુસ મારવી પડતી નથી એક વખત એના મારકા ઉપર કારબન બ્રશ સેટ કીધા પછી લાખો વખત તેઓ ચાલે છે, અને ઘસાઇ જવા

છતા મારફાથી બહાર નીકળી જતા નથી એ કારબન બ્રશ કારબનના નાના ચોરસ ટુકડાઓના બનાવવામા આવે છે, જેઓને ત્રાબા અથવા પીત્તળના બ્રશ હોલડરમા પકડવામા આવે છે, જ્યારે નવા કારબન નાખવાના હોય ત્યારે કૉમ્યુટેટરની ગોળાઇની બરાબરની ગોળાઇ કારબન ઉપર રાખવી જોઇએ, જે માટે સર્વથી સહેલ રીત એ છે કે કૉમ્યુ-ટેટર ઉપર રફ એમરી પેપર ઉધુ પકડી ને ઉપર કારબન બ્રશ તેના હોલડરમાજ તાઇટ પકડેલુ ને દાબેલુ રાખી એમરી પેપર આગળ પાછળ ખેચ્યા કરવુ, જેથી કૉમ્યુટેટરની ગોળાઇની બરાબર કારબન બ્રશનુ તળિયુ ઘસાઇ જઇને ગોળ થઇ જશે યાતો રફ એમરી પેપર કૉમ્યુટેટર ઉપર ઉધુ (એટલે એમરીવાળી બાજુ ઉપર આવે તેમ) બાધી તે ઉપર કારબન બ્રશ દાબેલુ રાખી ડાઇનેમોને ધીમે ધીમે ફેરવવો

**કૉપર બ્રશને બદલે કારબન બ્રશ** વાપરવા હોય તો તે માટે કૉમ્યુટેટરની લબાઇ વધુ રાખવી પડે છે કારણકે ચોક્કસ કરન્ટ ખેચવા માટે કૉપર કરતા કારબનની સપાટી વધુ જોઇએ છે નરમ કારબન માટે દર ૫૦ એમપીયર દીઠ એક સ્કવેર ઇચ કારબન બ્રશની બેરીગ કૉમ્યુટેટર ઉપર લાગવી જોઇએ જે ડાઇનેમોમા કૉપર બ્રશથી ઘણીજ ચિગારીઓ પડતી હોય તેમા કારબન બ્રશ નાખવાથી ઘણો ફાયદો થાય છે પણ કારબન બ્રશ નાખવા અગાઉ કૉમ્યુટેટરને લેથ ઉપર ચહડાવી તર્ન કરી તેમા પડેલા બધા ખાડા કાહડી નાખી તેને તદન સાફ અને સીધુ તથા ત્રુ કરવાની અગત છે એક મોટો પુરાનો ડાઇનેમો કે જેનુ કૉમ્યુટેટર ઘસાઇ જઇને ડાયામેટરમા એક ઇચ ઓછુ થઈ ગયુ હતુ તેમા કૉપર બ્રશ હોવાથી પુશકળ ચિગારીઓ પડતી હતી, જેથી આ લખનારે કૉપર બ્રશ કાહડી નાખીને તેને બદલે કારબન બ્રશ નાખવાથી ચિગારી બીલકુલ બધ થઇ ગઇ અને કૉમ્યુટેટર જે ઘસાઇને તેની શાફ્ટીગના કૉલરની બરાબર થઇ ગયુ હતુ તે બીજા ઘણા વરસો સુધી ચાલ્યુ જો કારબન બ્રશ નહી નાખવામા આવતે તો થોડા મહીનામા કૉમયુટેટર બદલી નવુ નાખવાની ફરજ પડતે, કારણકે રોજ તે વધુને વધુ ઘસાતુ જતુ હતુ અને હવે વધુ તર્ન કરવાની તેમા ગુજાશ રહી હતી નહી.

**એ કારબન બ્રશનો ડીઝાઈન** એવો કર્યો હતો કે જેથી ડાઇનેમોના બ્રશ હોલડરમા કાઇબી ફેરફાર કરવો પડયો હતો નહીં. એ ડીઝાઇન ચિત્ર નાં૦ ૨૯૭ મા બતાવ્યો છે જે કલેમ્પમા કૉપર વાયરના જાળીદાર બ્રશ પકડવામા આવતાં હતા, તેજ કલેમ્પમા એ કારબન બ્રશના હોલ્ડર પણ પકડયા, જે માટે એ કારબન બ્રશ હોલ્ડર કૉપર વાયર બ્રશની સાઇઝનાજ લબાઇ પોહળાઇ અને જાડાઇમા બનાવ્યા, એટલે અગાઉ ૨ ઇચ પોહળા અને ⅞ ઇચ જાડા કૉપર વાયરના બ્રશ વપરાતા હતા માટે ૨×⅞ ઇચની ત્રાબાની પ્લેટ ઢાળીને તેને એક છેડે કારબન બ્રશના ટુકડા પકડવા માટે ડવતેલ (dove tail) ખાચો રાખ્યો, જે દરેકમા એક ઇચ લાબા અને ⅞ ઇચ પોહળા બે કારબનના ટુકડા સ્ક્રુ વડે પકડી તાઇટ કીધા, અને કૉપર બ્રશ પકડવાની કલેમ્પમાંજ હમેશ મુજબ બેસાડયા

**કારબન બ્રશનો અવાજ**—ચાલુમા કારબન બ્રશ કૉમ્યુ-ટેટર ઉપર ઘસાતાં ઘણી વેળા ચુ ચુ અવાજ કરે છે, તે દુર કરવા માટે કારબનના ટુકડાઓને હોલડરમા બેસા-ડવા અગાઉ ધીમી આગમા લાલ રગે ગરમ કરી સ્પીનડલ ઑઇલમા ડુબાડી ઠડા કરવા અને પછી કામમા લેવા



ચિત્ર નાં૦ ૨૯૭.
કારબન બ્રશ

**બ્રશની લીડ** (Lead of the Brushes)–ડાઇનેમો ચાલુ કીધા પછી જો કૉમ્યુટેટરમાથી ઘણી ચિ ગારીઓ પડતી હોય તો બ્રશ હોલડરનો હેન્ડલ પકડીને બ્રશોને આગળ યા પાછળ સહેજ ફેરવી એવી જગાએ રાખવામા આવે છે કે જેથી ચિ ગારી બીલકુલ નહી પડે, યા ઘણીજ થોડી પડે આને બ્રશની લીડ કહે છે એ લીડ શોધી કાહડવાની સહેલ રીત એ છે, કે જો ચિ ગારી (spark) ઘણી પડતી હોય તો જે તરફ કૉમ્યુટેટર ફરતુ હોય તે તરફ બ્રશ હોલડર સહેજ ફેરવી જોવુ ને જે જગ્યાએ ચિ ગારી બીલકુલ નહી પડે યા ઘણી ઓછી પડે તે જગાએ રાખીને હેન્ડલ તાઇટ કરી લેવું. જો આગળી બાજુએ હોલડર ફેરવતા ચિ ગારી વધુ પડવા માડે તો પાછલી બાજુએ ફેરવી જોવુ, અને એ પ્રમાણે આગળ કે પાછળ જે જગામા ચિ ગારી થોડી પડે તે જગામા કાયમ રાખવુ

**કૉમ્યુટેટર ઉપર તેલની** કાંઇબી જરૂર નથી તે છતાં જો કૉપર બ્રશ ત્રાંબાની પટીઓના બનાવેલાં હોય અને કૉમ્યુટેટરમા ખાડા પડતા હોય તો વેસેલીન (vaseline) અથવા સારી જાતનુ સ્પીનડલ ઑઇલ સહેજ વાપરવુ. એ માટે એક સાફ મલમલનાં કપડા ઉપર થોડાં ટીપાં તેલ અથવા વેસેલીન લગાડીને તે કપડાનો કુચો કરી કૉમ્યુટેટરને ચાલુમા લગાડવો, અને પછી બીજા સાફ કપડા વડે તુરત નુછી નાખવુ એ કામ માટે કોઇબી જાતનુ વનસપતીનુ કે જાનવરનુ તેલ વાપરવુ નહી. જે ફેકટરીઓમા આટો, ખાંડ, ચુનો, વગેરે પીસવામા આવતા હોય ત્યા ડાઇનેમો ચાલુ કરવા અગાઉ કૉમ્યુટેટરને થોડાક ટીપા બેનઝોલીન (benzolene) થી પહેલ્લા સાફ કરી પછી ૦ નંબરના સેન્ડ પેપરથી પૉલીશ કરવુ કૉમ્યુટેટર સાફ કરવા માટે સુતરના વેસ્તનો કુચો વાપરવો નહી પણ કપડુ જ વાપરવુ

**ડાઇનેમોની પોલૅરીટી** (Polarity of Dynamo)—ડાઇનેમોની બનાવટની બાબતમા આગળ જણાવ્યુ છે કે ડાઇનેમોના મેગનેટમા સાઉથ પોલ અને નૉર્થ પોલ નામના બે પોલ હોંય છે કોઇ વખતે એ પોલની પોલૅરીટી પોતાની મેળે બદલાઇ જવાથી સાઉથ પોલનો નૉર્થ પોલ થઇ જાય છે, જેથી પૉઝીટીવનો નેગેટીવ અને નેગેટીવનો પૉઝીટીવ થઇ જાય છે આર્ક લૅમ્પ, નર્નસ્ટ લૅમ્પ, મોટર, એકયુમ્યુલેટર વગેરેને ડાઇનેમો સાથ જોડતી વખતે ડાઇનેમોનો કયો તાર પૉઝીટીવ અને કયો નેગેટીવ છે તે પહેલ્લા ચોક્કસ રીતે જાણુવાની ઘણી જરૂર છે, જે શોધી કહાડવાની રીત નીચે આપી છે—

કાચ, કોઠી યા પથ્થરના એક વાસણમા સીસાની સાફ પલેટના બે ટુકડા મુકવા અને તેમા પાણીમા મેળવેલી સલફ્યુરીક એસીડ નાખવી એ બે પ્લેટની વચ્ચે લાકડાનો એક ટુકડો કે પાટિયુ મેળાને તેઓને જુદા રાખવા એમાની એક પ્લેટને ત્રાબાના તાર વડે ડાઇનેમોના એક તાર સાથે જોડવી બીજી પ્લેટને ત્રાંબાના એક તાર વડે એક ઇન્કેન્ડેસન્ટ લૅમ્પના હોલડરના એક તાર સાથે જોડી તે લૅમ્પનો બીજો તાર ડાઇનેમોના બીજા તાર સાથે જોડવો પછી ડાઇનેમો થોડીક મીનીટ ચલાવી બન્ને પ્લેટો તપાસી જોવી એ બે પ્લેટો માહેલી જે પ્લેટનો રગ તપખીરિઆ થઇ ગયો હોય તે પ્લેટ સાથે જોડેલો ડાઇનેમોનો તાર પૉઝીટીવ સમજવો.

**કૉમ્યુટેટરને તર્ન** (Turning of Commutator) કરવાની જરૂર પડે તો ડાઇનેમોની શાફ્ટીંગને સભાળથી બાહેર કહાડી તેના આરમેચર ઉપર મજબુત કાગળ અને કપડુ સફાઈથી વીટાળીને બાધી લેવુ કે જેથી તર્ન કરતી વખતે ત્રાબાની રજકણો તેમા જાય નહી આરમેચરના કોઇબી તાર ઉપરનુ ઇન્સ્યુલેશન અથવા રબરનુ પડ કેઠે ઘસારો લાગવાથી ઓખવાઇને નિકલી નહી જાય તેની સભાળ રાખવી પછી ઘણા અણિઆળા તુલવડે લેથમાં બારીક કટ લેવી એ માટે ગોળ પોહળી ધારનુ તુલ કદી વાપરવુ નહી જ્યારે કૉમ્યુટેટરમા પડેલા ખાડા નિકલી રહે અને તે બરાબર ત્રુ થઇ રહે ત્યારે પહેલ્લા સ્મુથ ફાઇલ વડે અને ત્યારપછી 0 નબરના બારીક સેન્ડ પેપર વડે ખુબ પૉલીશ કરવુ પછી કાગળ તથા કપડુ છોડી નાખી હાથની ઢમણથી હવા ફુકી આરમેચરના તારોની વચ્ચેની જગામા ભરાયલો કચરો, ધુળ વગેરે ઉડારી નાખવો, અને જે જગાએ આરમેચરના તારના છેડા કૉમ્યુટેટર સાથે સોલડરથી જોડેલા હોય છે તે જગા ઉપર લાખનુ બનાવેલુ (shellac) વારનીશ લગાડવુ કૉમ્યુટેટરને વારવાર તર્ન કરવુ પડતુ હોવાથી તે તર્ન કરવા છતાબી કામ આપી શકે તે માટે પહેલ્લાથીજ તેની ડાયામેટર ½ ઇચથી ૧ ઇચ વધારે રાખેલી હોય છે

**ડાઇનેમોનુ ઈરેકશન** (Erection of Dynamo)—ડાઇનેમો મશીન ઘણાખરા તો તૈયાર જોડેલા આવે છે કોઇ કોઇ ઘણા મોટા કદના ડાઇનેમોના ભાગ છુટા આવે છે, જેઓને જોડવાનુ કામ કાઇ કઠણ નથી કારણકે એમા થોડાજ ભાગો હોય છે ડાઇનેમો માટે પાયો ઘણો મજબુત હોવો જોઇએ કારણકે ડાઇનેમો હમેશાં ઘણી ઝડપી ચાલે ચાલે છે, માટે તે ચાલુમા બીલકુલ ધુજવો નહી જોઇએ ચાલુમા ડાઇનેમો જો ધુન્જ્યા કરે તો બ્રશમાથી ઘણી ચિગારી પડયા કરે છે, જેથી કૉમ્યુટેટર જલદી ઘસાઇ જાય છે ડાઇનેમો હમેશા ઘણી સુકી જમીનમા બેસાડવા જોઇએ ભીનાશવાળી જગામા ડાઇનેમો બેસાડવાથી ડાઇનેમો ઠીક ચાલતા નથી, અને ભીનાશથી કરીને ઘણો કરન્ટ જમીનમા એચાઇ વ્યર્થ જાય છે મીલના એનજીન રૂમની નીચે ડાઇનેમો બેસાડવાનુ બીલકુલ ભુલભરેલુ છે કારણકે ત્યા સ્ટીમ અને પાણીનો ઘણો ભીનાશ હોવા ઉપરાત ગરમી પણ હોય

છે, જેથી ડાઇનેમોના તારો ઉપરનુ રબર વગેરેનુ પડ નરમ પડી ઉખડી જાય છે

**ઇલેકટ્રીક મોટર** (Electric Motor)—મોટર અને ડાઇનેમોમા કાઇપણ ફરક હોતો નથી એક મોટર ડાઇનેમો તરીકે અથવા એક ડાઇનેમો મોટર તરીકે સહેજ ફેરફાર કરીને વાપરી શકાય છે મશીનરી ચલાવનારા મોટર લોડ વધુ હોય યા ઓછો હોય તો છતા એકસરખી ચાલે ફરવા જોઇએ એ માટે શન્ટ વાઉન્ડ મોટર સારૂ કામ બજાવે છે સીરીઝ વાઉન્ડ મોટર એકસરખી સ્પીડ આપતો નથી કારણકે લોડ ઓછો થવાથી તેની ચાલ વધી જાય છે મોટરો બધ તથા ખુલ્લા આવે છે જે જગ્યામા સળગી ઉઠે તેવી ચીજો મોટરની નજદીકમા હોય તે જગ્યામા બધ મોટર વપરાય છે ખુલ્લા મોટરો ૬ કલાક ફુલ લોડે ચાલ્યા પછી તેની ટેમ્પરેચર બાહેરની હવાની ટેમ્પરેચર કરતા ૭૦ ડીગ્રીથી વધારે થવી નહી જોઇએ, અને બધ મોટરની ૯૦ ડીગ્રીથી વધારે થવી નહી જોઇએ સાધારણ મોટરો તેઓના શન્ટ રીઝીસ્તન્સની મદદથી સેકડે ૧૦ ટકા ઓછી વધતી ઝડપે ચલાવી શકાય છે, પણ જ્યા ઝડપમા વધારે ફરક જોઇતો હોય ત્યા વેરીએબલ સ્પીડ (variable speed) મોટરો વપરાય છે મોટરો ડાયરેકટ કરન્ટ માટેના તેમજ ઑલટરનેટીગ કરન્ટ માટેના આવે છે ઑલટરનેટીગ કરન્ટ સાથે વપરાતા મોટરો ઇન્ડકશન (induction) મોટર કહેવાય છે

**ડાઇનેમોને મોટર તરીકે ચલાવવાની રીતો** નીચે આપી છે—

**સીરીઝ વાઉન્ડ ડાઇનેમોને સુલટી** ચાલે મોટર તરીકે ચલાવવા માટે બ્રશના કનેકશન ઉલટાવી નાખવા

**શન્ટ વાઉન્ડ ડાઇનેમોને સુલટી** ચાલે મોટર તરીકે ચલાવવા માટે કાઇબી ફેરફાર કરવાની જરૂર નથી

**કમ્પાઉન્ડ વાઉન્ડ ડાઇનેમોને સુલટી** ચાલે મોટર તરીકે ચલાવવા માટે પહેલા શન્ટનો પાતળો તાર એક બ્રશમાથી છોડી બીજા બ્રશ સાથે જોડવો, પછી તેજ પ્રમાણે સીરીઝનો જાડો

તાર પણ એક બ્રશમાંથી છોડી બીજા બ્રશ સાથે જોડવો એટલે શન્ટ અને સીરીઝના કનેકશનો ઉલટાવી નાખવા

**ડાઇનેમોને મોટર તરીકે ઉલટી ચાલે** ચલાવવા માટે પહેલા બ્રશ છોડીને બીજી તરફ ઉલટાવી નાખવા (હમેશાં કૉમ્યુટેટર જે તરફ ફરતુ હોય તેજ તરફ કાપર બ્રશનુ ઢળાણ યાને સ્લોપ જોઇએ) તે પછી નીચે પ્રમાણે કરવુ --

સીરીઝ ડાઇનેમો હોય તો **ઉલટી** ચાલ માટે કનેકશનમા કાઇપણ ફેરફાર કરવો નહી

શન્ટ ડાઇનેમો હોય તો **ઉલટી** ચાલ માટે કનેકશન ઉલટાવી નાખવા

કમ્પાઉન્ડ ડાઇનેમો હોય તો **ઉલટી** ચાલ માટે ફકત શન્ટના પાતળા તારનુ કનેકશનજ ઉલટાવી નાખવુ

**ડાઇનેમોમાં ઉત્પન્ન થતી ખામીઓ** (Defects in Dynamo) માહેલી મુખ્ય નીચે મુજબ હોય છે

વીજલી ઉત્પન્ન નહી થવી.
બ્રશમાથી પુષ્કલ ચિગારી પડવી
ડાઇનેમોનુ ગરમ થઇ જવુ
વોલટેજમા વધઘટ થયા કરવી

**ડાઇનેમોમાં વીજલી નહી ઉત્પન્ન થવાનાં કારણ**

મા પહેલુ તો બ્રશ બરાબર તેઓના મારકા ઉપર ગોઠવેલા નહી હોવાનુ છે એ માટે બ્રશોને જૂદી જૂદી જગામા ફેરવતા જઇ તપાસ કરવી એક ચોક્કસ જગામા બ્રશો ગોઠવીને ડાઇનેમોને આસરે ૪-૫ મીનીટ ચાલુ રાખી જોવો જો તેથી વીજલી નહી પકડે તો વળી બીજી જગાએ બ્રશનુ હેન્ડલ ફેરવી જોઇ તપાસ કરવા માટે ૪-૫ મીનીટ થોભી જોવુ

**ડાઇનેમોમાં વીજલી નહી ઉત્પન્ન થવાનુ બીજુ કારણ** તે મશીનના જૂદા જૂદા તારોના જોડાણ યાને કનેકશનમા કેઠે ખામી રહી જવાનુ હોય છે. એ માટે બ્રશો સાથે જોડેલા સીરીઝ તથા શન્ટના તારના કનેકશન તપાસી જોવા. જો કનેકશનમાં તેલ યા કાઇ કચરો લાગેલો હોય તો કનેકશન છોડીને તેના તારના. છેડાઓ

એમરી પેપર વડે પૉલીશ કરી પાછા જોડવા, ને ખુબ તાઇટ કનેકશન કરવુ એ કનેકશનના સબધમા આવતા કોઇબી બોલ્ટ કે નતને કદીબી તેલ લગાડી તાઇટ કરવા નહી પણ સુક્કાજ રહેવા દેવા કનેકશન ખોટા કીધા નહી હોય તે તપાસી જોવુ.

**ડાઇનેમોમાં વીજલી નહી ઉત્પન્ન થવાનુ ત્રીજુ કારણુ** તેની ચાલ ઓછી હોવાનુ હોય છે જેટલા રેવોલ્યુશન માટે ડાઇનેમો બનાવેલો હોય તેટલાજ રેવોલ્યુશન તે બરાબર કરે તોજ તેમા વીજલી ઉત્પન્ન થાય છે ખાસ કરીને શન્ટ અને કમ્પાઉન્ડ વાઉન્ડ મશીનોમા એક ચોક્સ ચાલે ડાઇનેમો ચાલવાથીજ વીજલી પકડે છે ઘણીક વેળા પટા કે દોરડા પુલીઓ ઉપરથી સરી જવાથી ડાઇનેમોને જોઇતી સ્પીડ મળી શકતી નથી

**ડાઇનેમોમાં વીજલી નહી ઉત્પન્ન થવાનુ ચોથુ કારણુ** તેના ફીલ્ડ મેગનેટના સીરીઝ યા શન્ટ તારના કૉઇલ (coil) અથવા ગુછળા માહેલો કોઇ તાર તુટી ગયો હોય યા કે શાર્ટ સરકીટ થયો હોય એ ખામી કયા છે તે શોધી કાહડવુ ઘણુ કઠણ છે કારણકે રબરના પડ અથવા ઇનસ્યુલેશનને લીધે બાહેરથી તાર આખો દેખાય જયારે અદરથી તે ટુટી ગયલો હોય એ માટે એક નાની બેટરી અને ગૅલવેનોમીટર (galvanometer) નામના યત્રથી તે કૉઇલની તપાસ કરવી ઘટે છે ફીલ્ડ મેગનેટના કૉઇલમા યા મેગનેટ અને ડાઇનેમો ફ્રેમની વચ્ચે કે શૉર્ટ સરકીટ થયો નહી હોય તેની તપાસ કરવી બ્રશ હોલડર અને તેના લીવર વચ્ચે ત્રાબાની બારીક રજકણો જમા થવાથી પણ શૉર્ટ સરકીટ થાય છે

**ડાઇનેમોમાં વીજલી નહી ઉત્પન્ન થવાનું પાચમુ કારણુ** જોઇએ તે કરતા વધુ લોડ મશીન ઉપર આપવાનુ હોય છે શન્ટ વાઉન્ડ મશીન જો ઓવરલોડ કરવામા આવે તો તેની બધી વીજલી તેના સીરીઝ સરકીટમા ખેચાઇ જવાથી તેના ફીલ્ડ મેગનેટના શન્ટ સરકીટમા કાઇબી વીજલી જઇ શકતી નથી તેથી ડાઇનેમો વીજલી પકડતો નથી એ માટે થોડીક બતીઓ બધ કરવી જોઇએ કે જેથી લોડ ઓછો થાય

**ડાઇનેમોમાં વીજળી નહી ઉત્પન્ન થવાનું છઠું કારણ** તેના ફીલ્ડ મેગનેટમા રહેતુ મેગનેનીઝમ ઓછુ થવાને લીધે હોય એને "રેઝીડ્યુઅલ મેગનેટીઝમ" (residual magnetism) કહે છે જો ડાઇનેમોના મેગનેટ કાસ્ટ આયર્નના બનાવેલા હોય તો આવી ખામી જવલ્લેજ ઉત્પન થાય છે જ્યારે ડાઇનેમો નવો હોય યા ઘણા વરસ વપરાસ વગર પડી રહયો હોય યા તેના મેગનેટ મરામત વાસ્તે ખોલી નાખ્યા હોય ત્યારે આવી ખામી પેદા થાય છે એ ખામી દુર કરવા માટે કોઇ બીજા ડાઇનેમો યા બેટરી મારફતે તેના મેગનેટમા પાછી વીજળી ભરવી જોઇએ. એ કામ માટે લેકલાનચી (Leclanche) અથવા ડ્રાઇ બેટરીના થોડાક સેલ (cell) પુરતા થઇ પડશે એ માટે પહેલ્લા ડાઇનેમોના + પૉઝીટીવ બ્રશનુ ફીલ્ડ મેગનેટના કૉઇલ સાથનુ જોડાણ છોડી નાખવુ, અને એ પૉઝીટીવ બ્રશ સાથે બેટરીનો નેગેટીવ અથવા જસતની પ્લેટવાળો તાર જોડવો, પછી ફીલ્ડ મેગનેટના છોડી નાખેલા કનેકશનના છેડા સાથે બેટરીનો + પૉઝીટીવ યાને કારબનવાળો તાર જોડવો, પછી ડાઇનેમો ચાલુ કરવો જ્યારે વોલ્ટ મીટરમા વોલટેજ વધતા માલમ પડે ત્યારે ડાઇનેમોના પૉઝીટીવ બ્રશનો તાર બેટરીનુ કનેકશન છોડયા અગાઉ બાહરો બહારથી બીજા કાલતુ તારના ટુકડા વડે અગાઉની માફક ફીલ્ડ મેગનેટના છુટા કીધેલા તાર સાથે જોડી દેવો, કે જે માટે આગમજથી ગોઠવણ કરી રાખવી જોઇએ ત્યારપછીજ બેટરીના કનેકશન છોડી નાખવા

**બ્રશમાંથી પુશકળ ચિંગારી પડવાનાં કારણ** ઘણાં હોય છે મુખ્ય તો એ હોય છે કે બ્રશો બરાબર તેઓના મારકા ઉપર ગોઠવ્યા નહી હોય, યાતો કૉમ્યુટેટરમા પુશકળ ખાડા પડી ગયા હોય અને તે આઉટ ફરતુ હોય કૉમ્યુટેટરમા પડેલા ખાડા તેને લેથ ઉપર ચહડાવી તર્ન કીધા વગર નિકળી શકતા નથી, માટે જો એ કારણ થકી ચિંગારીઓ પડતી હોય તો ઉપર લખ્યા મુજબ કૉમ્યુટેટર તર્ન કરી લેવુ એ ઉપરાંત દરરોજ ચાલુ કીધા અગાઉ કૉમ્યુટેટરને ૦ નબરના સેન્ડ પેપરથી પૉલીશ કરવાની અગત્ય છે, જેમ કરતી વખત બ્રશ ઉચકેલા રાખવા જો કૉપર બ્રશ હોય તો તેઓની ધાર કલેમ્પમાં પકડીને ફાઇલવડે શુદ્ધી કરી નાખવી, અને બ્રશ જેમ જેમ ઘસાતુ

જાય તેમ તેમ રોજ તેને તેના મારકા ઉપર રાખવા માટે તેના હોલડરમાં આગળ ખસેડતા જવુ જો કારબન બ્રશ હોય તો કૉમ્યુટેટર ઉપ કારબનનો બારીક ભુકો મેશની માફક ચોટી બેસશે, માટે કૉમ્યુટેટરને દરરોજ ચાલુ કીધા અગાઉ પૉલીશ કરવુ જો ચાલુમા કૉમ્યુટેટરમાથી ઘણી મોટી અને તેજસ્વી ચિ ગારીઓ નીકળે તો તુરત ડાઇનેમો બ ધ કરી કૉમ્યુટેટર સાફ કરી બ્રશોને પાછા સેટ કરી ચાલુ કરવો નહી તો કૉમ્યુટેટર ઘણો ગરમ થઇ જવાથી આરમેચરના તાર ઉપરનુ તેમજ ફીલ્ડ મેગનેટનુ રબર ઇન્સ્યુલેશન બળી જશે, તેમજ ખુદ કૉમ્યુટેટરમા ખાડા પડી જશે, માટે વધુ નુકસાન થતા ટુ કમાજ અટકાવવુ જોઇએ વળી બ્રશ એકની એકજ જગાએ કૉમ્યુટેટરને ઘસી નહી નાખે તેની સભાળ રાખવી, અને બ્રશો અવારનવાર એવી રીતે સેટ કરવા કે ઉપરના બ્રશ કૉમ્યુટેટર ઉપર એક તરફ રહે તો નીચલા બીજી તરફ રહે, અને કૉમ્યુટેટર આખી લબાઇ વચ્ચે કાઇબી ખાડો કે ટેકડો થવા વગર એકસરખુ ઘસાય એ માટે ઘણા ડાઇનેમોની આરમેચર શાફ્ટમા (end play) એન્ડ પ્લે રાખેલી હોય છે, જેથી શાફ્ટ તેની બેરીગોમા આગળ પાછળ સેહેજ ચાલ્યા કરે છે કારબન બ્રશની નીચે ત્રાબાની રજકણો ચોટી બેસે છે તે ઓખવી કાટવી જોઇએ

## બ્રશમાંથી ચિ ગારી પડવાનુ બીજુ કારણ

ડાઇનેમો ઓવર લોડેડ થવાનુ હોય છે ડાઇનેમોમાથી જો તે જેટલા કરન્ટ અને વોલ્ટેજ માટે બનાવ્યો હોય તે કરતા વધુ કરન્ટ અથવા વોલ્ટ લેવામા આવે તો બ્રશમાથી ચિગારી પડવી શરૂ થાય છે જો વોલટેજ વધેલા માલમ પડે તો ડાઇનેમોની ચાલ ઓછી કરવી, અને જો એમપીઅર મીટરમા કરન્ટ વધુ દેખાડે તો થોડા લૅમ્પ બ ધ કરવા જો કેઈ શૉર્ટ સરકીટ થવાથી યા જમીનમા વીજલીની ગળતર થવાથી ઓવરલોડ થતો હોય તો તે કારણ સભાળથી શોધી કહાડી ને દુર કરવુ જમીનમા વીજળીની થતી ગળતર શોધી કહાડવા માટે એક સહેલ રીત એ છે કે ડાઇનેમોના એક બ્રશ સાથે ઇન્સ્યુલેટેડ વાયરનો એક ટુકડો જોડી તે વાયરનો બીજો છેડો જમીનમા દાટેલી ધાતુની કોઇ ચીજ જેવી કે વૉટર પાઇપ યા ડાઇનેમોના ફાઉનડેશન બોલ્ટ વગેરેને લગાડી જોવો જો એ છેડા લગાડતાની સાથેજ વીજળીની ચિ ગારી યા બળતુ (flash) નિકળે તો જાણવુ કે સરકીટના

તારમાથી વીજળી જમીનમા કેકે ગળી જાય છે એ પ્રમાણે અવાર-નવાર બન્ને બ્રશમાથી તાર જોડી તપાસ કરી જોવી વળી બ્રશોમાથી સરકીટના તાર છોડી નાખીને પણ ઉપર મુજબ તપાસ કરી જોવી, જો તેમ કરવાથી પણ ચિગારી પડે તો જાણવુ કે ખુદ ડાઇનેમોમાથી વીજળી જમીનમા ગળી જાય છે આવી રીતની ગળતર ઘણીક વખતે એમપીઅર મીટર ઉપરથી પણ માલુમ પડતી નથી

## બ્રશમાંથી ચિંગારી પડવાનું ત્રીજું કારણ

બ્રશના કોઇ કનેકશનો કેકે ટીલા થઇ જવાનુ હોય છે જયારે એ કનેકશનો માહેલુ કોઇ ઘણુજ ટીલુ થઇ ગયલુ હોય છે ત્યારે તે તે કનેકશનમાથી પણ ચિગારીઓ પડે છે

## બ્રશમાંથી ચિંગારી પડવાનું ચોથું કારણ

આરમેચરનો કોઇ તાર તુટી જવાનુ યાતો આરમેચરના કોઈ તારનો કૉમ્યુટેટર સાથનો સાધો ઉખડી જવાનુ હોય છે આથી પુ'કળ ચિગારીઓ પડે છે, ને જો એ ખામીનો તુરત નિકાલ કરવામા નહી આવે તો કૉમ્યુટેટરમા ખાડા પડી જાય છે ડાઇનેમો ઉખેડી આરમેચર દરૂસ્ત કરવાનો વખત નહી મળતો હોય તો કામચલાઉ રીતે એ ચિગારીઓ ઓછી કરવાનો ઉપાય થોડા વખત માટે થઇ શકે તેમ છે એને માટે જો ડાઇનમોના બ્રશ એક નીચે અને એક ઉપર હોવાને બદલે બે યા વધુ ઉપર અને બે યા વધુ નીચે હોય તો તેઓ માહેલુ એક ઉપરનુ (+) અને એક નીચેનુ (–) બ્રશ તેની કલેમ્પમા ટીલુ કરી બીજા બ્રશો કરતા થોડુ આગળ ખસેડી લેવુ. પણ જો એક એકજ બ્રશ નીચે ઉપર હોય તો ત્રાબાના એક જાડા તારનો ટુકડો બ્રશ હોલડરમા પકડી તેનો બીજો છેડો બ્રશની ધારથી થોડો આગળ વધેલો રાખી તે પણ કૉમ્યુટેટર ઉપર ઘસાતો ચાલે તેમ કરી લેવુ એ પ્રમાણે બન્ને બ્રશોમા કરવુ આરમેચરના અથવા મેગનેટના કૉઇલમા કેકે શૉર્ટ સરકીટ થઇ જવાથી પણ ઘણી ચિગારીઓ પડે છે આરમેચરમા યા મેગનેટના કૉઇલમા પાણીનો ભીનાશ દાખલ થવાથી પણ શૉર્ટ સરકીટ થાય છે

**ડાઇનેમો ગરમ થઈ જવાનાં કારણો**—ચાલુમા ડાઇનેમોના ફીલ્ડ મેગનેટ ઉપર હાથ લગાડી તપાસી જોવુ કે તેઓ ઘણા ગરમ થયા નહી હોય ડાઇનેમો ઘણો ગરમ થઇ જવાથી તેના

જુદા જુદા કૉઇલના ઇન્સ્યુલેશનનુ રબર રંગ યા વારનીશ બળવા માંડે છે, જેથી ઘણો વાસ ફેલાય છે, અને તેનો તુરત ઉપાય નહી કરવામા આવે તો ડાઇનેમો રદ થઇ જાય છે બ્રશમાથી ચિનગારી પડવાના ઉપર લખેલા બધા કારણો ડાઇનેમોને ગરમ કરે છે કોઇ વેળા ડાઇનેમોનો ડીઝાઇન ખરાબ હોવાથી તેના આરમેચરમા ચાલુમા એક તરેહનો વીજલીનો વંટોળ્યો (eddy currents) "ઇડી કરન્ટ" થાય છે તેથી પણ આરમેચર ઘણુ ગરમ થઇ જાય છે એ ખામી શોધી કહાડવા માટે બન્ને બ્રશો કૉમ્યુટેટર ઉપરથી ઉચકેલા રાખી કોઇ બેટરીમાથી ફીલ્ડ મેગનેટના શન્ટ કૉઇલમા કરન્ટ દાખલ કરી ડાઇનેમો થોડો વખત ચાલુ રાખવો, જેથી જો તેમા ઇડી કરન્ટ થતા હશે તો થોડા વખતમાજ તેનુ આરમેચર ઘણુ ગરમ થઇ જશે એના ઉપાય તરીકે કેઇ સારી બનાવટનુ નવુ આરમેચર ખરીદ્યા શિવાય છુટકો નથી વળી જે જુની ટપના ડાઇનેમોમા મેગનેટ U આવી રીતે મુકેલો હોય અને આરમેચર ઉપલા ભાગમા હોય, તેમા મેગનેટ આરમેચરને પોતાની તરફ નીચે ખેચે છે, તથા ખુદ આરમેચરનુ વજન પણ નીચેજ પડે છે, તેથી આરમેચર શાફટની બેરીંગો ઘણીજ ગરમ થયા કરે છે એવા ડાઇનેમોમા મેગનેટના આરમેચર રેહવાના ખાચામા આરમેચર સહેજ ઉચો રાખવો, એટલે આરમેચર અને મેગનેટના ખાચા વચ્ચે જે ફરતી ખાલી જગા રહે છે તે નીચેની તરફ વધુ ને ઉપરની બાજુ ઓછી રાખવી—જેમકે જો આરમેચર અને મેગનેટના ખાચાની વચ્ચે બધે ફરતી ૧ દોરાની જગા હોય તો શાફટની બેરીંગોની નીચે લાઇનરો મુકીને નીચેની બાજુએ દોહડ દોરો અને ઉપરની બાજૂએ અરધો દોરો જગા રહે તેમ કરી લેવુ આવી આરમેચરની ઉપલી બાજુ મેગનેટની વધુ નજદીક રહેવાથી આરમેચર ઉપરની બાજુએ વધુ ખેચાઇ સહેજ ઉચકાશે, પણ તેનુ પોતાનુ વજન તેને નીચે ખેચી રાખશે, તેથી આરમેચર બરાબર બેલન્સમા ફરતુ રહેશે, અને બેરીંગાપર અસાધારણ દબાણુ પડશે નહી સારા મેકરના ડાઇનેમોમા મેગનેટ ∩ આવી રીતે મુકેલો હોય છે, જેથી મેગનેટ આરમેચરને ઉપર ખેચે અને આરમેચરનુ વજન તેને નીચે ખેચે, તેથી તે બરાબર બેલન્સમા ફરે તેમજ ⊂O⊃ આવી રીતે મુકેલા મેગનેટમા પણ આરમેચર બરાબર બેલન્સમા ફરે છે નવી ટપના બે કરતા વધારે મેગનેટના મલટી પોલર ડાઇનેમોમા આવી ખામીઓ હોતી નથી

**વોલટેજમાં વધઘટ થવાનાં કારણો**—ડાઇનેમેને યા રસા સરી જવ થી યા એનજીનની ચાલ સહેજ ઓછી વધતી કરવાથી ડાઇનેમેના વેલટેજમા સહેજ ફરક પડયા કરે છે. પણ વોલટેજમા ઘણો ફરક પડયા કરે તો તેનુ કારણ ગોધી કાહડવાની જ છે કમ્પાઉન્ડ ડાઇનેમોમા કોઇ વેળા એમ બને છે કે ચાલુ વખતે ડાઇનેમોમા વીજલી તો બરાબર ઉત્પન્ન થાય છે પણ જેમ બતીઓ સળગતી જાય તેમ તેમ તેના વોલ્ટેજ ઘટના છે આનુ કારણ ડાઇનેમોની "પોલેરીટી" (polarity) બ જવાનુ હોય છે એટલે કે ડાઇનેમોના મેગનેટનો સાઉદ પોલ ઇને નૉર્થ પોલ થઇ જાય છે એમ ખરેખર બન્યુ છે કે તેની તપાસ કરવા માટે ડાઇનેમોના સીરીઝ કૉઇલના બન્ને શૉર્ટ સરકીટથી જોડી ડાઇનેમો ચલાવી જોવો જો વોલટેજ વ જાણવુ કે પેલૅરીટી બદલાઇ છે, જેના ઉપાય તરીકે સીરીઝ લના કનેકશનની ફેરબદલી કરી નાખવી—એટલે જે અગાઉ + સાથે હતો તે હવે — સાથે જોડવો, અને અગાઉ જે — હતો તે સાથે જોડવો

**ઇલેકટ્રીક એકયુમ્યુલેટર** (Electric Accumulat
એનજીનની મદદથી ડાઇનેમો ચલાવી જે વીજલી ઉત્પન્ન થ એકયુમ્યુલેટર નામની બેટરીઓમા ભરી રાખવામા આવે છે, જયારે એનજીન બધ હોય અને ડાઇનેમો ચાલી શકતો નહી ત્યારે પણ એકયુમ્યુલેટરમાથી જોઇએ તેટલી વીજલીનો પ્રવાહ શકાય છે એકયુમ્યુલેટરનુ કદ એટલુ હોવુ જોઇએ કે તે પુલ ૭ થી ૮ કલાક કરન્ટ આપી શકે

**એકયુમ્યુલેટરની બનાવટ** સાદી હોય છે એમા ક અથવા સખત કીધેલા રબરના એક વાસણમા સીસાની બના પ્લેટો હોય છે પ્રૉઝીટીવ પ્લેટ સીસા અને સીદુરની બનાવટ બનાવેલી હોય છે તે લગાર તપખીરિઆ રગની હોય છે ને પ્લેટ નરમ સીસાની બનાવેલી હોય છે તેનો રગ સ્લેટના જે સહેજ આસમાની હોય છે એમા ચોખ્ખી સલફયુરીક એ (sulphuric acid)ને ચોખ્ખા પાણીમા મેળવીને નાખવામા છે સલફયુરીક એસીડ અને પાણીનુ એ મીશ્રણ હાઇડ્રૉમ

માપીને ૧૧૭૦ થી ૧૧૮૦ સ્પેસિફીક ગ્રેવીટીનુ રાખવામા આવે છે, જે એકયુમ્યુલેટર ચાર્જ કર્યા પછી ૧૨૨૦ થવુ જોઇએ પ્લેટની ઉપર આસરે અર્ધા ઇચ સુધી એ પાણી રેડવુ જોઇએ. એ મીશ્રણ અથવા સોલ્યુશન (solution) બનાવતી વખતે તે ગરમ થઇ જાય છે માટે તેને બરાબર ઠડુ પડવા દીધા પછી થોડા કલાક રહીને એકયુમ્યુલેટરમા નાખવુ જેવુ એ સોલ્યુશન એકયુમ્યુલેટરમા નાખ્યુ કે તુરત તેમા વીજલી ભરવાનુ કામ ચાલુ કરવુ જો એમ નહી કરવામા આવશે તો બેટરીમા સીસાનો ખાર જમી જશે જેથી ઘણી હેગનગની ખમવી પડશે એસીડ નરમ કરવા માટે બનતા સુધી તેમા સ્વચ્છ ડીસ્તીલ્ડ વૉટર (distilled water) નાખવુ જોઇએ પાણી ભેળ્યા વગરની એસીડ ૧૮૪૦ સ્પેસીફીક ગ્રેવીટીની હોવી જોઇએ સોલ્યુશન બનાવતી વખતે પાણીમા ઘણી ધીમે ધીમે એસીડ નાખવી એસીડમા પાણી નાખવુ નહી ઘણુખરૂ એક ભાગ એસીડમા આસરે ૫ ભાગ પાણી નાખવાથી જોઇતી સ્પેસિફીક ગ્રેવીટીનુ સોલ્યુશન બને છે દરેક સેલ (cell)મા ૩, ૫, યા ૭ એ પ્રમાણે પ્લેટોની સખ્યા હોય છે, અને પૉઝીટીવ કરતા નેગેટીવ પ્લેટ એક વધારે હોય છે

**એકયુમ્યુલેટરને વીજલી ભરવા વગરનુ** કદીબી રાખી મુકવુ નહી જો એકયુમ્યુલેટરનુ કામ નહી હોય અને બે ત્રણ મહીના બધ રાખવુ હોય તો તેમા પુરેપુરી વીજલી ભરીને રાખી મુકવુ. જો વધુ લાબો વખત રાખી મુકવુ હોય તો પ્લેટો એકયુમ્યુલેટરમાથી બાહેર કહાડી અચ્છી તરેહ ધોઇને સુકવવી, અને દરેક પ્લેટને છુટી છુટી તેલના કાગળમા બાધી દાબીને મુકી રાખવી એકયુમ્યુલેટર પાસે જેમ વધારે સખત કામ કરાવવામા આવે અને ઓછી આસાએશ આપવામા આવે તેમ તે સારી હાલતમા રહે છે

**એકયુમ્યુલેટરમાં વીજલી ભરવા માટેનો ડાઇનેમો** શન્ટ વાઉન્ડ જોઇએ, અને તેના વોલ્ટેજ એકયુમ્યુલેટરના દરેક સેલ (cell) યાને વાસણ દીઠ ૨ ૬ વોલ્ટ હોવા જોઇએ તમજ તેના એમપીઅરેજ પૉઝીટીવ પ્લેટના દર સ્કવેર ફુટ દીઠ ચારથી આઠ એમપીઅર જોઇએ કોઇજ દાખલામા એ ૧૨ એમ્પીઅર સુધી લઇ જઇ શકાય છે પૉઝીટીવ પ્લેટની બન્ને બાજુનો સામટો એરીઆ ગણતરીમા લેવામા આવે છે મેકરોએ જે ચાર્જ કરતી વખતના કરન્ટ આપ્યો હોય તેના કરતા જેટલો કરન્ટ ચાર્જ કરતી વખતે રાખવો જોઇએ.

**એકયુમ્યુલેટરમાંથી વીજલી** કોઇબી કારણસર બિલકુલ કહાડી નાખવી નહી, પણ તેમા ¼ ભાગ જેટલી વીજલી હમેશાજ રહેવા દેવી, અને જ્યારે તેના દર સેલ (cell) દીઠ વોલ્ટ ૧.૭ યા ૧.૮ દેખાડે ત્યારે તેમા પાછી વીજલી ભરી લેવી જો કોઇ કારણસર વીજલી બિલકુલ નિકળી ગઇ હોય તો તેમા પાછી ભરતી વખતે યાને તેને ચાર્જ (charge) કરતી વખતે તેમા સેકડે ૩૦ ટકા જેટલો કરન્ટ શુરૂઆતમા ઓછો રાખી ધીમે ધીમે ચાર્જ કરવુ

**એકયુમ્યુલેટરમાં વીજલી ભરવાનું** એક વખત શુરૂ કીધા પછી તેમા ઓછામા ઓછા ૧૦ થી ૧૨ કલાક સુધી ચાલુ ભર્યાજ જવુ કોઇબી કારણસર બનતા સુધી એટલા અરસામા ડાઇનેમો બંધ કરવો નહી જ્યારે એકયુમ્યુલેટર માહેલી એસીડ દુધના રંગની (milky) થઇ જાય ત્યારે જાણવુ કે તેમા વીજલી પુરી ભરાઇ રહી, કે જેમ થતા લગભગ ૩૦ કલાક થશે ડાઇનેમો ફુલ સ્પીડમા આવ્યા પછી તેનુ એકયુમ્યુલેટર સાથે કનેકશન કરવુ, અને વીજલી ભરાઇ રહયા પછી ડાઇનેમો બંધ કીધા અગાઉ તેનુ કનેકશન છોડી નાખવુ જેમ જેમ વીજલી ભરાતી જશે તેમ એસીડની સ્પેસિફીક ગ્રેવીટી વધીને લગભગ ૧૨૦૦ યા ૧૨૧૦ થશે નવા એકયુમ્યુલેટરમા વીજલી પેહલી ભરતા ૩૬ થી ૪૦ કલાક થશે પેહેલા ૧૨ કલાક સુધીમા ડાઇનેમો કદીબી બંધ કરવો નહી પણ ચાલુજ રાખવો ચાર્જ શુરૂ કરતી વખતે દર સેલ દીઠ ૨.૨ વોલ્ટ રાખી ધીમે ધીમે ૨.૬૫ વોલ્ટ સુધી લઇ જવા

**એકયુમ્યુલેટર માહેલી એસીડનું પાણી** જ્યારે સુકાઇને કમી થાય ત્યારે તેમા ફકત નિર્મળ પાણી નામવુ કદીબી એસીડ યા એસીડવાળુ પાણી નામવુ નહી

**એકયુમ્યુલેટરમાં સફેદ ખાર** (sulphates) જમી જતો અટકાવવા માટે નીચલો ઉપાય અજમાવવો —

વૉશીંગ સોડા (Washing Soda) ને એક બાટલી પાણીમા પીગળાવી તેનુ સ્ટ્રોંગ સોલ્યુશન બનાવવુ, અને તેમાં હળાવી હળાવીને ૧૨ આઉસ સખ્ત સલફ્યુરીક એસીડ નામવી એકયુમ્યુલેટરમા નાખવા માટેનુ સલફ્યુરીક એસીડનુ જે પાણી બનાવ્યુ હોય તેના દર ૨૫ ભાગ દીઠ એક ભાગ એ સોડાનું સોલ્યુશન તેમા ભેળવુ

**એકયુમ્યુલેટરમાં સલફેટ નામના ખાર જમા થવાનાં કારણો**—જયારે એકયુમ્યુલેટરમા ઘણુ સ્ત્રોંગ એસીડનુ પાણી નાખ્યુ હોય, અથવા જયારે તેમાથી વીજલી બધી કહાડી લેવામા આવી હોય, યા ઘણી ધીમે ધીમે અને લાંબો વખત સુધી થોડી થોડી વીજલી તેમાથી કહાડી લેવામા આવતી હોય, અથવા અઠવાડિઆઓ સુધી બેટરી વગર કામ કરવે નાખી રાખવામા આવી હોય, ત્યારે તેમા એ પ્રમાણે ખાર પેદા થઇ જમી જાય છે એનો સર્વેથી સરસ ઉપાય એ છે કે એમા ઘણીજ થોડી થોડી પણ લાંબો વખત સુધી વીજલીનો પ્રવાહ ભરવો બીજો ઉપાય ઉપર આપ્યો છે




**ચિત્ર નાં૦ ૨૯૮.**

સ્વીચ બોર્ડ

**સ્વીચ બોર્ડ** (Switch Board)—ડાઇનેમોમાંથી પૉઝીટીવ તથા નેગેટીવ તારો એક સ્વીચ બોર્ડ ઉપર લાવીને જોડવામા આવે છે. એ બોર્ડ સ્લેટ, પથ્થર અથવા એવીજ સળગી નહી ઉઠે અને

પોતામાથી વીજલીને પસાર થવા નહી દયે એવી ચીજનુ બનાવેલુ હોય છે, જે ઉપર ડાઇનેમોના તારો જોડીને તેઓમાથી જુદા જુદા ખાતાની જુદી જુદી શાખાઓના કનેકશન કીધેલા હોય છે એ દરેક શાખા માટે એક એક ચાવી યાને સ્વીચ તથા જુદા ફ્યુઝ વાયર હોય છે વળી એ બોર્ડ ઉપર એમપીઅર મીટર તથા વોલ્ટ મીટર પણ મુકેલા હોય છે, અને અકસ્માત વખતે બધી બતીઓ બુજાવી નાખવા માટે એક મેન સ્વીચ (main switch) અને એક મેન ફયુઝ પણ હોય છે એક સાધારણ કદની મીલનુ સ્વીચ બોર્ડ કેવી રીતે ગોઠવેલું હોય છે તે ચિત્ર ના૦ ૨૯૮ જોવાથી સહેલાઇથી સમજ પડી જશે એની સમજ નીચે મુજબ છે

AM=એમપીઅર મીટર

VM=વોલ્ટ મીટર

$L_1L_2$=બતી માટે જતા તાર

S=જુદી જુદી શાખાઓની સ્વીચ.

F=જુદી જુદી શાખાઓની ફ્યુઝ

એ બોર્ડમા ત્રાબાની પટીઓના કનડકટર બનાવી તેઓને બોર્ડની વચ્ચે આડા જડી લીધેલા છે ડાઇનેમોનો — નેગેટીવ તાર પાધરો લઇ જઇ એમપીઅર મીટર સાથે સીરીઝ સરકીટમા જોડેલો છે, અને એમપીઅર મીટરના બીજા છેડાનો તાર મેન સ્વીચની મારફતે બોર્ડના — નેગેટીવ કનડકટર સાથે જોડયો છે. ડાઇનેમોનો + પૉઝીટીવ તાર મેન સ્વીચ અને ફ્યુઝ મારફતે બોર્ડના નીચલા + પૉઝીટીવ કનડકટર સાથે જોડયો છે વોલ્ટ મીટરનુ કનેકશન પૅરેલલ સરકીટમા કેવી રીતે કીધુ છે તે ખુલ્લુ બતાવ્યુ છે નેગેટીવ અને પૉઝીટીવ મેન સ્વીચો વચમા એકજ હેન્ડલ સાથે જોડેલી હોય છે, જેથી તેઓ બન્ને એકકી વખતે ઉઘાડ બધ થઇ શકે છે જૂદા જૂદા ખાતાઓની જૂદી જૂદી નાની સ્વીચો ઉપલા નેગેટીવ કનડકટર સાથે જોડી તે દરેકમાથી વળી એક એક ફ્યુઝ વાયર જોડી તે તાર L1 મીલમા લઇ જવામા આવ્યો છે, અને તેની સામેનાજ પૉઝીટીવ કનડકટરમાથી ફ્યુઝ વાયર જોડીને તે L2 તાર ઉપલા નેગેટીવ તારની જોડમા તેજ ખાતામા લઈ જવામા આવે છે એવી રીતે દરેક ખાતા માટે એક ઉપલા કનડકટરમાથી અને એક નીચલા કનડકટરમાંથી તારો કહાડી લઇ જવામાં આવે છે

---

# પ્રકરણ—૪૯.

## ઈમારત કામ.

## BUILDING CONSTRUCTION.

**કારખાનાં માટે જગ્યાની પસંદગી** (Selection of site) ઘણી સભાળથી કરવી જોઇએ કે જેથી પાછળથી કાંઇ હરકત નહી આવે કારખાના માટેની જગ્યા બનતા સુધી આસપાસની બીજી જમીન કરતા સહેજબી ઉચી જોઇએ કે જેથી વરસાદનુ પાણી કારખાનાના કમ્પાઉન્ડમા જમાવ થાય નહી વળી અસલ જમીન નીચી હોય અને તેમા ભરતી કીધી હોય તો તે જમીન બીલકુલ ભરોસો રાખવા લાયક હોતી નથી. જોકે એવી રીતે ભરતી અથવા પુરણી કીધા પછી ઘણે વરસે તે જમીનમા ઉડો પાયો ખોદી ઇમારત બાધવામા આવે તો કશો જોખમ નથી તે છતા જમીન પસદ કરતી વખતે બે ત્રણ ઠેકાણે ખાડા ખોદાવી તપાસ કરી જોવી જોઇએ એવા ખાડા આસરે ૭–૮ ફીટ ઉડા ખોદાવી તપાસ કરવી કે તે માહેલી માટી કેવા પ્રકારની નિકળે છે જો બીલકુલ નરમ છુટી રેતી જેવી માટી નિકળે તો તે જમીન નકામી છે, તેથી ઉલટુ સખ્ત જમીન અને પક્કી માટી નિકળે તો તે સારી સમજવી કોઇ ઠકાણે એવો ખાડો ખોદી તપસતા ઉપર ઉપરની માટી નરમ નિકળ્યા પછી જો સખ્ત માટી નિકળી આવે તોપણ તે ઉપર ભરોસો નહી રાખતા વધુ ને વધુ ઉડુ ખોદી તપાસ કરવી કે એવી સખ્ત માટીનુ પડ કેટલુ જાડુ છે માટી અને રેતી ભેળાયલી નિકળે તો તે પણ ઠીક નથી એવી જમીનમા ઇમારત બાધી શકાયજ નહી એવુ કાંઇ નથી જો પાયાની મનમાનતી જોડવણ કરી તેની મજબુતી જોઇએ તેટલી રાખી હોય તો નરમ જમીનમા પણ ઇમારત બાધી શકાય છે ખરી. પણ બનતા સુધી એવી વખતે કોઇ અનુભવીની સલાહ લેવી ઠીક થઇ પડશે વળી કારખાના માટે પાણીનો સવાલ મુખ્ય હોય છે, માટે જે જમીન પસદ કરવામા આવે તે જમીનમા પાણી પુરતુ મળશે કે નહી તેની પણ તપાસ થવી જોઇએ

**પાયો** (Foundation)—પાયાની બાબત વિશે આ પુસ્તકમા **"ચીમનીના બાંધકામ"** વાળા પ્રકરણમા પાને ૧૫૪ થી ૧૫૯ સુધી વિગતવારે લખવામા આવ્યુ છે, જે ફરીથી અત્રે લખવાની

જરૂર નથી જો પાયો મજબુત નહી હોય તો ઇમારત પોતાના વજનને લીધે જમીનમા બેસી જાય છે યાને ગર્ક થાય છે એ પ્રમાણે ઇમારત જો બધી બાજુએ એકજ સરખી બેસી જાય તો ઝાઝી ચીતા નહી, પણ જો કોઇ તરફ પાયાની જમીન વધારે નરમ હોય તો તે તરફ ઇમારત વધુ ગર્ક થાય છે જેથી આખરે દિવાલો ફાટી જાય છે, યા વધુ નુકસાન થાય છે ઘણી સખત ખડક જેવી જમીન ઉપર ઇમારતનુ વજન દર ચોરસ ફુટ દીઠ ૩ થી ૮ ટન સુધી ગણવામા આવે છે, જોકે નરમ અને ભરોસો નહી રાખવા લાયક જમીન ઉપર એક ટનથી વધારે વજન રાખવાની ભલામણ કરવામા આવતી નથી જો જમીન ઘણી નરમ હોય અને છુટી માટી સાથે રેતી ભેળાયલી હોય તો દર ચોરસ ફુટ દીઠ ૮ ટન યાને આસરે ૧૮૦૦ પાઉન્ડ વજન રાખવુ માટી ચીકણી, ભીની અને સગીન હોય તો ૧ થી ૧½ ટન ગણવુ, અને સુકી હોય તો ૨ થી ૩ ટન રાખવુ ઇમારતની દિવાલનુ વજન નક્કી કરતી વખતે તેમા વસ્તા માણસો, મશીનરી વગેરેનુ તેમજ અકસમાત વેળાએ જમા થતા માણસોની ભીડનુ કુલ વજન ગણતરીમ લેવુ જોઇએ જો કોઇ જમીનમા પુરાણા વખતની ઇમારતના પાયા નિકળી આવે તો બનતા સુધી તે ખોદાવી કાહડવા જોઇએ, કારણકે જો તેમ નહી કરવામા આવે તો ઇમારત બધી બાજુએ એક સરખી સેટ (set) થશે નહી યાને બેસશે નહી જો જમીન સગીન હોય પણ રેતીવાળી હોય તો પાયાની પહોળાઇ વધારે રાખવી મોટા કારખાનાઓની ભારી દિવાલો માટે મજબુત જમીનમા પાયાની પહોળાઇ જમીન ઉપર આવતી દિવાલની જાડાઇ કરતા ૨ થી ૩ ગણી અથવા આસરે ૬ થી ૭ ફીટ રાખવામા આવે છે, અને ઉડાઇ જમીન જ્યાં સુધી સખત મળે ત્યા સુધી ખોદી જવામા આવે છે સાધારણ જમીનમા આસરે ૭ થી ૮ ફીટ ઉડુ ખોદતા ઠીક સખત જમીન હાથ લાગે છે, તે છતા એ કામ અનુભવી હાથેજ થવુ જોઇએ એક બીન અનુભવી મિકેનિકલ એનજીનીઅરે એક ચાર માળ ઉચી ફ્લૉર મીલની દિવાલ બાધવા માટેનો પાયો જમીન નરમ હોવા છતા ફકત ૩ ફીટ પહોળો અને ૩ ફીટ ઉડો લીધો હતો! અલબતા એ ભુલ ઇમારત બાધવા અગાઉ સુધારવામા આવી હતી પાયાના ખાડામા કોઇ ઠેકાણે પોલાણ નહી હોય તેની સભાળ રાખવી એ માટે પાયાના ખાડામા થોડુ પાણી

ભરી જોવાથી જયાં જગ્યા પોળી હશે ત્યાં એકદમ માટી ધસી જઇને પાણી અંદર ઉતરી પડવાથી તે તુરત પકડાઇ આવશે એનજીનના પાયા માટે "એનજીન ઇરેકશન"ના પ્રકરણમાં લખવામાં આવ્યું છે પાયાની ઉંડાઇ કરતાં તેની પહોળાઇ ઉપર ઇમારતની મજબુતીનો વધારે આધાર રહે છે.

**ખડક ઉપર પાયો** લેતી વખતે પહેલા સુરંગની મદદથી ખડક (rock) ને ફોડીને તેનું પડ કેટલું જાડું છે તે તપાસી જોવું ત્યાર પછી ખડકને ફોડી લેવલ કરવો જો બધી બાજુએ એકસરખો લેવલ નહી થઇ શકતો હોય તો પગથિઆઓ કાપીને લેવલ કરવો જો ખડકમાં ખાડા ખાડા હોય તો તેમાં કૉનક્રીટ ભરવી, અને ખુબ કુટાઇ કરાવવી જો કોઇ મોટા ને ઘણા ઉંડા ખાડા નિકળી આવે કે જેઓમાં કૉનક્રીટ કરી શકાય તેમ નહી હોય તો તેઓ ઉપર મજબુત આર્ચ મારી લેવા ઘણોજ સંગીન અને સખ્ત અને ભરોસેદાર ઉંડાઇનો ખડક (trap) દર સ્કવેર ફુટ દીઠ ૨૦૦ ટન સુધી વજન ખમી શકે છે, પણ ખડકની ઉંડાઇ જમીનમાં કેટલી છે તે જાણવું મુશકેલ હોવાથી તે ઉપર ૯ થી ૧૦ ટકા વજન રાખવામાં આવે છે ચુંનાખડીના પથર (lime stone) અને રેતીના પથરા (sand stone) વાળા ખડક પણ તેઓ ઉપર બાંધી શકાય તેટલું બાંધકામનું વજન સલામતી સાથ ખમી શકે છે

**કૉન્ક્રીટ ઉપર પાયાનું વજન** (Load on Concrete Foundation) જો સીમેન્ટ કૉન્ક્રીટ હોય તો ૨૫ થી ૩૫ ટન દર સ્કવેર ફુટ ઉપર અને જો ચૂનાની કૉન્ક્રીટ હોય તો ૬ થી ૭ ટન રાખવામાં આવે છે

**ઇંટ-ચુનાના બાંધકામ ઉપર પાયાનું વજન** ૩ થી ૫ ટન દર સ્કવેર ફુટ દીઠ રાખવામાં આવે છે

**સખ્ત માટી ઉપર પાયો** લેતી વખતે જો તે ચીકણી માટી હોય તો બનતા સુધી પાયાનો ખાડો ખોદાવા પછી તુરતાતુરત કૉનક્રીટ કરાવવી, અને ખાડાને હવામાં ખુલ્લો રાખવો નહી

**પાયા માટે ખોદકામ** કરવાના કામ ઉપર એક મજુર આખા દિવસમાં ૫૦ કયુબીક ફીટ નરમ જમીન ખોદી શકે છે, પણ જો જમીન સખત હોય તો ૩૦ કયુબીક ફીટ ખોદી શકે છે.

**કૉન્ક્રીટ** (Concrete)—કૉનક્રીટ બનાવવા માટે ભાંગેલા પથરા, ભાંગેલાં ઇટ, બૉઇલરના કોલસામાંથી નિકળેલી રાખ વગરની ધોયલી ખગર અથવા જાંગડ, ભાંગેલાં નળિયાં, અને સાફ ધોયલી કાકરી ચાલી શકે છે નદી યા દરિઆમાંથી મેળવેલી ગોળ અને સુવાળી કાકરી એ કામ માટે અનુકૂળ નથી, કારણકે તે ચૂના કે સીમેન્ટને બરાબર પકડતી નથી મોટા પથરાને ખાસ ભગાવીને બનાવેલી ખડી સર્વેથી સરસ હોય છે, જેના કકડાઓનુ કદ વધારેમા વધારે ૨ થી ૨½ ઇચ ડાયામેટરની રીગમાંથી બધી બાજુએથી જઇ શકે તેટલુ હોવુ જોઇએ, પણ બધા પથરા એકજ કદના નહી, પણ અરધા ઇચથી ચહડતા અઢી ઇચ સુધીના એમ ભેળસેલ હોવા જોઇએ, જેથી મોટા કકડાઓ વચ્ચેના ખૂણાં ખાચાઓ (interstices) મા નાના કકડાઓ ભરાવાથી સીમેન્ટ ઓછો ખપે અને કૉનક્રીટનો ગઠ્ઠો ઘણો સગીન થાય. તાજા ભાગેલા પથરાઓની ખડી ઘણી સારી હોય છે, પણ જો ખડી પુરાની હોય અને તે ઉપર માટી વળગેલી હોય તો ખડીને સારી પેઠે ધોવાડીને વાપરવી જોઇએ. સીમેન્ટ કૉનક્રીટ બનાવવાનુ પ્રમાણ ૧ ભાગ પૉર્ટલેન્ડ સીમેન્ટ, ૨ ભાગ સાફ રેતી, અને ૫ ભાગ ખડી છે રેતીનુ પ્રમાણ ઓછુ કરવાથી મજબૂત વધશે, પણ સીમેન્ટ વધારે ખપશે. સીમેન્ટ ભરોસેદાર જાતનો નહી હોય તો એક ભાગ સીમેન્ટમાં બે ભાગ રેતી મેળવવી, અને ખડીનું પ્રમાણ ઘટાડવુ ચોક્કસ જાતની ખડીમાં સીમેન્ટ–રેતી કેટલી ખમશે તે જાણવા માટે બરાબર એક કયુબીક ફુટના માપમા ખડી ભરી તે માપ ભરાઇ જાય તેટલુ પાણી માપીને તેમા નામવુ, અને પાણીનું પ્રમાણ મળે તેની બરાબર સીમેન્ટ–રેતીનો બનાવેલો ચૂનો વાપરવો. એટલે કે જો ૧૭૨૮ કયુબીક ઇચ ખડીમાં આસરે ૧૧૫૦ ઇચ પાણી સમાઇ શકે તો તેનું પ્રમાણ ૧ ૧½ થયુ–માટે એક માપ સીમેન્ટ–રેતીના બનાવેલા તૈયાર ચૂના દીઠ ૧½ માપ ખડી વાપરવી. ચુનાની કૉન્ક્રીટ માટેનો ચૂનો ૧ ભાગ કળી ચૂનો અને ૨ ભાગ રેતી ભેળીને બનાવવામાં આવે છે, જેમા ૫ થી ૬ ભાગ નાની મોટી સાઇઝની ખડી ભેળીને કૉનક્રીટ બનાવવામાં આવે છે, જે ઇમારતોના પાયા માટે વાપરવામાં આવે છે. સીમેન્ટની કૉન્ક્રીટ એનજીનના અને બીજી કીમતી મશીનરીના પાયા માટે વાપરવામાં આવે છે, જેમાં સીમેન્ટનું પ્રમાણ થોડુંક વધારે રાખવામાં આવે છે. ઇમારતના

પાયામાં નાખવા માટેની ચૂનાની કૉન્ક્રીટ બનાવવા દર ૧૦૦ કયુબીક ફીટ દીઠ નીચે પ્રમાણે માલ જોઇએ છે—

ખડી ........ ......... ......૧૦૦ કયુબીક ફીટ
ચૂનો. .......... ...... ...... . . . .. ૨૩ ,, ,,
રેતી અથવા સુરખી (ઇટનો બારીક ભુકો) ૪૬ ,, ,,

**કૉન્ક્રીટનાં થર** ૬ ઇંચથી વધારે રાખવામા આવતાં નથી, અને તેઓને લાકડા કે લોહડાના રૅમરથી તુરતાતુરત તાજા તાજા ખુબ ઠોકવામાં આવે છે કૉન્ક્રીટ પાયાના ખાડામા ઉંચેથી ફેંકવી નહી જોઇએ, કારણકે તેથી ખડી અને ચૂનો છૂટા પડી જઇ ખડી નીચે બેસી ચુનો ઉપર તરી આવે છે કૉન્ક્રીટમા પાણીનો જથો એટલો હોવો જોઇએ કે જે પહેલા તો નાખતી વખતે સૂકી દેખાય, પણ પાયામા નાખી તે ઉપર ક્રોબો કર્યા પછી બધુ પાણી ઉપર તરી આવેલુ દેખાય ભિનાશવાળી જમીનના પાયાના ખાડામા નાખવાની કૉન્ક્રીટમા $\frac{1}{10}$ ભાગ સીમેન્ટ મેળવવો, અથવા બને તો કંકરનો બનાવેલો ચૂનો, અને રેતીને બદલે ઇટનો બારીક ભૂકો (સુરખી) વાપરવો. ભાગેલી ઇટના કકડાઓની પણ કૉન્ક્રીટ બનાવવામા આવે છે, પણ તે પથ્થરના કકડાઓની કાન્ક્રીટ જેટલી મજબૂત થતી નથી એમા ૧ ભાગ ચૂનો, ૧ ભાગ રેતી અથવા સુરખી, અને ૪ ભાગ ભાગેલી ઇટ ભેળવામા આવે છે કૉન્ક્રીટનુ થર કેટલુ જાડુ કરવું તે જમીનની જાત અને હાલત ઉપર અને ઇમારતના પાયાની મજબૂતી ઉપર આધાર રાખે છે કેટલાકો બેથી ત્રણ ફીટનુ જાડુ થર પૂરતુ ધારે છે, જ્યારે કેટલાકો પાયાનો આખો ખાડો કૉન્ક્રીટથી ભરી લેવાનુ પસંદ કરે છે. કૉન્ક્રીટનું એક થર ક્રોબો કગાવ્યા પછી બીજુ થર તે ઉપર કરવા અગાઉ પહેલ્લા થરને સારીપેઠે પાણીથી તર કરાવવુ. કૉન્ક્રીટનુ ઉપલુ થર તૈયાર થવા પછી બધી બાજુએ લેવલમાં રહેવુ જોઇએ જો જમીન ઘણી નરમ હોય તો પાયાની પોહળાઇ વધારી વધારે મોટા વિસ્તાર ઉપર કૉન્ક્રીટ કરવામા આવે છે, જેથી પાયાનો એરીઆ વધવાથી દર ચોરસ ફુટ ઉપર પડતો બોજો ઓછો થાય ભિનાશવાળી જમીનમાં કૉન્ક્રીટ કરવા અગાઉ પહેલ્લાં સુકા પથરા કે ઇટના ટુકડાઓનુ પડ કરવુ, અને પછી તે ઉપર કૉન્ક્રીટ નાખવી સીમેન્ટ કૉન્ક્રીટ અથવા સીમેન્ટના ભેળવાળી ચૂનાની કૉન્ક્રીટ જેટલી જોઇએ

તેટલી તાજી તાજી બનાવી તૂરત પાયામા નાખી કુટાવવી એવી કૉન્ક્રી-ટમા પાણી ભેળ્યા પછી બે ત્રણ કલાકથી વધુ રાખવી નહી, અને વધેલી કૉન્ક્રીટ બીજે દિવસે ઉપયોગમા લેવી નહી પણ રદ કરવી.

**સીમેન્ટ કૉન્ક્રીટની મજબુતી** (Safe Load on Cement Concrete)—જૂદા જૂદા પ્રમાણમા સીમેન્ટ અને રેતી તથા ખડી ભેળીને બનાવેલી કૉન્ક્રીટ નીચે પ્રમાણે દર સ્કવેર ફુટ દીઠ સલામત વજન સેફ લોડ ખમવાને લાયક હોય છે—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ભાગ સીમેન્ટ, | | ૧ ભાગ રેતી, | | ૩ ભાગ ખડી | ... | ૩૫ | ટન |
| ૧ | ,, | ૨ | ,, | ૪ | ,, | ૩૨ | ,, |
| ૧ | ,, | ૨½ | ,, | ૫ | ,, | ૨૯ | ,, |
| ૧ | ,, | ૩ | ,, | ૬ | ,, | ૨૫ | ,, |
| ૧ | ,, | ૪ | ,, | ૮ | ,, | ૨૦ | ,, |

**ભરતી** (Earth filling)—કૉનક્રીટ થઇ રહેવા પછી ચણાઇ શુરૂ કરવામા આવે છે, અને જેમ જેમ ચણતર ઉપર ચહડતુ જાય તેમ તેમ પાયાની દિવાલ અને ચણતર વચ્ચેના ખાડામા માટીની ભરતી કરવામા આવે છે માટીની ભરતી કરતી વખતે થોડી થોડી માટી નાખી સાથે પાણી નામી ખુબ કુટાવવુ જોઇએ, કે જેથી કોઇ ઠેકાણે પોળાણુ રહી જાય નહી. જમીનથી ઇમારતની બેઠક અથવા પ્લીન્થ (plinth) જેટલી ઉચી રાખવી હોય તેટલુ ઉચુ બાંધકામ થવા પછી તેમા માટીની ભરતી કરાવવી, અને વરસાદના દિવસો હોય તો પાયાની દિવાલ વચ્ચે પાણી ભરાઇ નહી રહે તે માટે જગે જગે દિવાલમાં છેદ રાખી પાણી બાહેર નિકળી જાય તે માટે પુરતો બદોબસ્ત રાખવો

**ચૂનો** (Lime)—હિન્દુસ્તાનમાં ચૂનો બે જાતનો બનાવવામા આવે છે કકરનો ચૂનો અને પથ્થરનો અથવા કળી ચૂનો કકરનો ચૂનો ભિનાશવાળી જગાઓ અને પાણીના કામમાં વાપરવાનો સારો છે કારણકે એ પાણીના સબધમા આવતા જલ્દી ઠરી સખ્ત અને મજબૂત થાય છે ચૂનાને ⅛ ઇચ છીદ્રોવાળી ચાળણીમાંથી ચાળીને વાપરવામાં આવે છે, અને વાપરવા પહેલ્લા એકથી બે અઠવાડીઆ સુધી તેને પાણીમા ભીજાવવામાં આવે છે. કંકરના ચૂનાને હાઇડ્રોલીક લાઇમ (hydraulic lime) કહે છે.

**પૉર્ટલૅન્ડ સીમેન્ટ** (Portland Cement)—એ સીમેન્ટ બનાવવા માટે સાધારણ ચાક અને એક જાતની માટીને ભેગી દળીને પકવવામાં આવે છે, જે પછી તેનો બારીક પાઉડર કરવાથી એ સીમેન્ટ બને છે. એ સીમેન્ટને ભિનાશથી નિરાળો રાખવો જોઇએ, અને એવી હાલતમા લાંબો વખત રાખવાથી તે વધારે સારો થાય છે. જેમ સીમેન્ટને ઠરતા વધુ વખત લાગે તેમ સીમેન્ટ વધારે સારો. સારી જાતનો સીમેન્ટ રગમા ભુરો ભુરુ જેવો હોય છે તપખીરિઆ અથવા માટીના જેવા રગનો સીમેન્ટ જલ્દી ઠરી જાય છે, પણ તે ઘણી હલકી જાતનો અને નબળો હોય છે, માટે જે સીમેન્ટ જલ્દી ઠરે તે સારો એવો વિચાર ભૂલભરેલો છે. સીમેન્ટનુ બાંધકામ સ્થિર પાણીમા ઠરવા દીધાથી તે વધારે મજબુત બને છે. સીમેન્ટમા બનતા સુધી ઓછુ પાણી ભેળીને કાળવવો જોઇએ રેતી ભેળેલા સીમેન્ટ કરતા તદન ચોખ્ખા સીમેન્ટનુ બાધકામ વધારે મજબુત બને છે ગરમ પાણી વાપરવાથી સીમેન્ટ લગાર જલ્દી ઠરી જાય છે, પરતુ બનતાં સુધી ઠડુ પાણી વાપરવુ વધારે સારૂ છે પૉર્ટલૅન્ડ સીમેન્ટ કરતા રોમન સીમેન્ટ ઘણી હલકી જાતનો અને મજબુતીમાં ⅓ જેટલો ઉતરતો છે

**ખરચી ચૂનો** (Mortar) સાધારણ બાંધકામ માટે ૨ માપ રેતી અને ૧ માપ કળી ચૂનો ભેળીને ઘાણીમા ખુબ પીસીને બનાવવામા આવે છે. પણ ઘણા સાગ કામ માટે રેતી ૧½ માપ લેવામા આવે છે ઘાણીનો પથ્થર ઘણો ખરો ૩૦ ઇંચ ડાયામેટરનો અને ૧૨ ઇંચ જાડો હોય છે, અને ઘાણીની ડાયામેટર ૨૮ થી ૩૦ ફીટ હોય છે સારો ચૂનો બનાવવાની રીત એ છે કે પેહલ્લાં ઘાણીમાં બુજાવેલો કળી ચૂનો અને થોડુ પાણી નામી ૧૮૦ ચક્કર (રેવોલ્યુશન્સ) ફેરવવાં. પછી ધોયલી અને ભાની રેતી તેમાં ઉમેરી બીજા ૧૮૦ ચક્કર ફેરવવા ચૂનો તૈયાર થવા પછી તાજો તાજો વાપરવો જોઇએ, અને બનતા સુધી ૭૨ કલાકથી વધારે વખત વાપર્યા વગર રહેવા દેવો નહી જોઇએ ઘણા અગત્યના કામ માટે સીમેન્ટનો ચૂનો બનાવવામાં આવે છે, જેમા કળી ચૂનાને બદલે પોર્ટલૅન્ડ સીમેન્ટ એક માપ અને રેતી ૪ થી ૬ માપ ભેળવામાં આવે છે. સીમેન્ટને ચૂનો ઘાણીમા પીસવામાં આવતો નથી, પણ બન્ને સુક્કાં ભેળી

પાણીમાં કાળવી તુરતાતુરત વાપરવામા આવે છે. સીમેન્ટનો ચૂનો જો બે ત્રણ કલાક વાપર્યા વગર રાખ્યો હોય તો ઠરીને નકામો થઇ જાય છે સીમેન્ટનાં ચૂનાનુ બાધકામ ૭–૮ દિવસો સુધી પાણીથી ખુબ તર રાખવું જોઇએ.

**રેતી** (Sand)—ચૂનો બનાવવાની રેતી બનતાં સુધી મીઠા પાણીની અને ગોળ દાણાદાર નહી પણ તિક્ષણ (sharp) હાથમાં તે દાબતાં ભોકાય તેવી લેવી જોઇએ ખારા પાણીની રેતી વાપરવાથી તે હવામાંનો ભિનાશ ચુસ્યા કરવાથી બાધકામ જલ્દી ઠરતુ નથી, પણ સીમેન્ટના ચૂના માટે ખારા પાણીની રેતી વાપરવાથી બાધકામ વધારે મજબૂત થાય છે, કારણકે સીમેન્ટ જેમ જલ્દી નહી સુકાય તેમ સારૂ. સાધારણ ચૂના માટે ઘણી બારીક રેતી વાપરવામા આવતી નથી રેતી જાડી હોય તો એક ઇચમા ૧૪ છીદ્રો (meshes) વાળી ચાળણીમાથી તે ચાળી કાહડી વાપરવી જોઇએ કોઇ ઠેકાણે રેતી નહી મળી શકવાથી નરમ પથરાઓને ગ્રાઇન્ડીગ મશીનમાં પીસીને તેની રેતી બનાવી વાપરવામાં આવે છે, જેનો ચૂનો ઘણો સારો બને છે બૉઇલરમાથી નિકળતી કોલસાની ભાગડ પણ પીસીને ચૂનો બનાવવાના કામમા રેતીને બદલે ભેળવામા આવે છે

**સુરખી** (Surkhi)—જ્યા રેતી નહી મળી શકતી હોય ત્યા ભાગેલી લાલ સારી રીતે પકવેલી ઇટ, નળિઆ, જમીન ઉપર જડવાના તાઇલ્સ વગેરેને છૂદી અથવા મશીનમા પીસીને સુરખી બનાવવામા આવે છે, અને પછી ૧૪ મેશીસની ચાળણીમાથી ચાળી કાહડી વાપરવામા આવે છે

**ઇંટ** (Bricks)—સારી પકવેલી લાલ લોહી જેવા ઘેરા રગની ઇટોને હાથમા ઝુલતી પકડી ઠોકવાથી ધાતુના ગણકારા જેવો અવાજ કરે છે સારી ઇટોમા ફાટ, ટેકડા, કે સફેદ રગની ચુના ખડીની કાકરીઓ હોવી નહી જોઇએ, અને સારી ઇટો ૨૪ કલાકમાં પોતાના વજનના ૫ મા કે ૬ ઠા ભાગ કરતા વધુ પાણી પીતી નથી હલકી જાતની ઇટોને ૨૪ કલાક સુધી પાણીમા બોળી રાખતા પોતાનાં વજનના લગભગ $\frac{1}{3}$ ભાગ જેટલું પાણી પી જાય છે. સારી લાલ ઇટ ઉપર દર ચોરસ ઇચ દીઠ ૮૦૦ રતલનો બોજો મૂકવાથી કચડાઇને ભૂકો થઇ જાય છે વધારે પાકીને બળી ગયલી કાળી ઇટો દિવાલના

ચણતરને લાયકની હોતી નથી, કારણ કે એવી ઇંટોને ચૂનો પકડતો નથી ખારા પાણીની નજદીકમાથી લીધેલી માટીમાથી પકવેલી ઇંટ સારી હોતી નથી તેબલ બ્રીકનુ માપ ૯"×૪½"×૨½" હોય છે, અને તેઓના ખૂણા સાફ સીધા ભાગયા વગરના હોય છે

**ઇંટોનાં જોડાણ** (Brick Bonds)–એક કરતા વધુ ઇંટોની જાડાઇના બાધકામનુ જોડાણ મુખ્ય કરીને બે રીતે થાય છે એક રીત એવી છે કે દરેક થરમા એક ઇંટ (stretcher) આડી (પાટી) તો તેની પાસેની બીજી ઇંટ ( header ) ઉભી (તોડા) રચવામા આવે છે બીજા થર વખતે નીચલા થરની આડી ઇંટ ઉપર ઉભી ઇંટ આવે, અને ઉભી ઉપર આડી આવે, એ જાતના જોડાણને **ફ્લેમીશ બૉન્ડ** ( Flemish bond ) કહે છે એ બૉન્ડ અથવા જોડાણનો દેખાવ ઠીક લાગે છે, પરતુ એમા ઇંટોને ઘણી ભાગવી પડે છે, તેમજ એ જોડાણ ઘણુ મજબુત ધારવામા આવતુ નથી બીજી રીત એ છે, કે એક આખુ થર આડી ઇંટોનુ તો તેની ઉપરનુ બીજુ થર ઉભી ઇંટોનુ રચવામા આવે છે એ જોડાણ **ઇંગલીશ બૉન્ડ** ( English bond ) નામે ઓળખાય છે, અને તે ફ્લૅમીશ બૉન્ડ કરતા વધારે મજબુત છે બાધકામની મજબુતી વધારવા માટે બાધકામમા લાકડુ ચણવાને બદલે દર બે ચાર થરે રૂની પાકી ગાસડી બાધવા વપરાય છે તેવી છરની પટી અથવા હુપ આર્યન લાબી ને લાબી મુકી ચણી લેવામા આવે છે, જેથી બાધકામ ફાટી જતુ નથી મુખ્ય કરીને ગરમ જગ્યાઓમા આવેલી દિવાલોના ચણતરમા એવી પટીઓ ચણી લેવાની વધારે અગત્ય છે લાકડુ લાબા વખત પછી કદાચ સડી જાય, પરતુ આ પટીઓ વખતના વહેવા સાથે બાધકામમા કિટાઇ જઇને વધારે મજબુતીથી ચોટી બેસે છે, માટે એ પટીઓ પહેલ્લાથીજ સહેજ કીટાએલી હોય તો વધારે સારૂ ઇંટનુ બાધકામ ધીમે ધીમે ચણવામા આવે તેમ સારૂ, તથા બાધકામ થતી વખતે પાણીની કસર કરવી નહી જોઇએ ઇંટોની સાંધમાં ચૂનો ઘણોજ પાતળો વાપરવો જોઇએ ચૂનો સારી રીતે ઘાણીમા પીસેલો હોવો જોઇએ ઇંટો કામમા લેવા અગાઉ બાર કલાક આગમજ પાણીમા ભીજવી રાખવી જોઇએ, અને દિવાલનો ઓસાર જો મોટો હોય તો દરેક થર વખતે ચાર બાજુ ઇંટ લગાડી વચમાં પાતળો

કીધેલો ચૂનો નામી રગડો (gouting) કરવો, અને પછી તેમા ઇંટો બિછાવવી, જેથી બાધકામની દરેક સાધમા ચૂનો ઉતરી પડી કામ ઘણુંજ સગીન થશે જોઇએ તે કરતા વધુ પાણી નામવાથી ચૂનો બાજુએથી વહી જાય છે તથા દિવાલ જો ઝડપથી ઉચકવામાં આવની હોય તો તે ઓલબામાથી એક તરફ લચી પડવાનો સભવ રહે છે જો એક બે દીવસ કામ બધ રાખવુ પડે તો દિવાલના ઓસારની ચારે તરફ ચૂનાની પાળ બાધી તેમાં પાણી ભરી રાખવું જોઇએ ૧૦૦ કયુબીક ફીટ બાધ કામ માટે નીચે પ્રમાણે માલ જોઇએ —

| | |
|---|---|
| ઇંટ ૯"×૪½××૨½".. .. | ...નગ ૧૫૦૦ |
| ચૂનો ..... ..... ... | .....કયુબીક ફીટ ૧૬ |
| રેતી ..... .. ... .. | ........... ,, ,, ૨૪ |

**સીમેન્ટની ભોંય** (Cement Flooring) બનાવવા માટે સારી જાતનો સીમેન્ટ, જાડી રેતી, અને મરડયા કાકરી ભેળસેળ જાતની મીક્ષ કરી પાણીમા કાળવીને જમીન ઉપર પાથરી ધીમે ધીમે કુટવામા આવે છે એ પાથરવા માટે કેટલાકો લોહડાના ચોકડા આસરે દોહડથી બે ઇંચ ઉચા બનાવી તેમા એ કાકરી ભરી એકસરખી થાપીને બીછાવે છે, અને સીમેન્ટ ઠરવા પછી ચોકડુ કહાડી લઇ તેની પાસે બીછાવવામા આવે છે એવી રીતે જાણે હસ્તકૃત (artificial) પથ્થરના ચોસલા ભોય ઉપર જમાવવામા આવે છે એ કાકરી ઠરવા પછી તે ઉપર સીમેન્ટ અને રેતી સરખે ભાગે ભેળીને આસરે અરધા ઇંચનુ પ્લાસ્ટર કરવામા આવે છે એવી ભોય લગભગ ૧૦ દીવસ સુધી પાણીથી તદન તર રાખવી જોઇએ, અને તે ઉપર છાટવામા આવતુ પાણી વહી જઇને કોઇ જગા સૂકી પડી નહી જાય તે માટે તે ઉપર થોડા દિવસ ભીની રેતી યા ભીનુ ઘાસ બીછાવી ગખવુ જોઇએ, જે ઉપર પાણી રેડયા કરવુ જોઇએ સારી રીતે બનાવેલી એવી સીમેન્ટની ભોય કાળા પથ્થર જેવી સખ્ત અને ટકાઉ બને છે મોટા રેલવે સ્ટેશનો ઉપર એવી ભોય વારવાર જોવામા આવે છે સાધારણ કામ માટે અરધા ઇંચથી એક ઇંચ સુધીની ભાંગેલી ખડી ૬ ભાગ, રેતી ૩ ભાગ અને સીમેન્ટ ૧ ભાગ કાળવીને કૉન્ક્રીટની માફક થાપી કોબો કરી વાપરવામા આવે છે, અને કૉન્ક્રીટ

તદન સુકાઇને ઠરી રહયા પછી (૧૦-૧૨ દિવસ બાદ) તે ઉપર સીમેન્ટનુ પાતળુ પ્લાસ્તર કરી ઘુટવામાં આવે છે. જ્યાં ખડી યા કાકરી નહી મળી શકતી હોય ત્યાં બૉઇલરમાંથી નિકળતી કોલસાની ખગર અથવા જાગડ ધોઇને વાપરવામા આવે છે

**ઈમારતી પથ્થર** (Building Stones)—મુબઇ ઇલાકામા કાળો અથવા ઘેરો ભૂરો (dark blue) પથ્થર ઘણો મળે છે, જેને બૅઝોલ્ટ (basalt) અથવા ટ્રેપ (trap) કહે છે સારી જાતનો પથ્થર ઠોકતા ધાતુ જેવો અવાજ કરે છે, સફાઇથી ભાગે છે, અને ચલકતા રગનો સખ્ત હોય છે, અને દર કયુબીક ફુટે ૧૮૭ પાઉન્ડ વજનનો હોય છે ખુલ્લા રગનો પથ્થર ઘેરા રગના પથ્થર કરતા મજબૂતીમાં ઓછો અને નરમ હોય છે. ઘેરા રગનો પથ્થર દર સ્કવેર ઇચે ૧૦૦૦૦ પાઉન્ડનાં વજનથી કચડાઇને ભુકો (crushed) થઇ જાય છે, ત્યારે ખુલ્લા રગના પથ્થર ૫૦૦૦ પાઉન્ડના વજનથી ભાગી જાય છે એ ઉપરાત મુબઇની પાસે કુરલા અને મલાડ તરફ પીળો બૅઝોલ્ટ પથ્થર મળે છે, તે ઇમારત કામ માટે સારો કહેવાય છે, અને કાળા અથવા ઘેરા બ્લુ પથ્થર કરતા મજબૂતીમા સહેજ ઉતરતો હોય છે ગ્રેનાઇટ (granite) પથ્થર દક્ષિણ મરાઠા પ્રાતમાથી મળી આવે છે, જે મજબૂતીમા બીજી બધી જાતના પથ્થરો કરતા સર્વેથી વધારે હોય છે, કારણકે તે દર સ્કવેર ઇચે ૨૬૦૦૦ થી ૩૨૦૦૦ પાઉન્ડના વજન (ultimate strength) થી ભાગી જાય છે આ પથ્થર ઘડવામા ઘણોજ સખ્ત હોય છે, અને એમા જયારે અબરખ (mica) ની છાટ ઘણી હોય ત્યારે એ પથ્થર અગત્યના કામ માટે વાપરવા લાયક હોતો નથી પોરબદરનો જાણીતો પથ્થર ઘણો નરમ અને મજબૂતીમા ઓછો હોય છે, કારણ કે તે દર સ્કવેર ઇચે ૨૦૦૦ પાઉન્ડના વજનથી ભાંગી જાય છે એ જાતના પથ્થરમા કાળી છાટ અથવા લિટીઓ હોવી નહી જોઇએ, તેમજ ઘણા ઝીણા દાણાનો હોવો જોઇએ ધ્રાગધ્રાનો પથ્થર પોરબદરના પથ્થરથી મજબૂતીમા વધારે હોય છે, કારણકે તે ૫૬૦૦ પાઉન્ડના વજને ભાગે છે શાહાબાદ અને તાદૂરથી આવતો પથ્થર ચૂનાનો લાઇમ સ્ટોન (lime stone) કહેવાય છે, જે ઘણુ ખરૂ ફરસબદી કરવાના કામમા વપરાય છે. દેશી મારબલ (marble)

અથવા સગેમરમર પણ લાઇમ સ્તોન હોય છે, અને તે ૫૫૦૦ પાઉન્ડનાં વજને ભાંગે છે લેટરાઇટ ( laterite ) અથવા લાલ માટીનો પથ્થર બેલગામ, ધારવાર, રતનાગીરી, કનારા વગેરે જીલ્લાઓ-માંથી મળે છે. એમાં લોખંડની ધાતુ ભેળાયલી હોય છે એ પથ્થર ઘણો નરમ હોય છે, અને અગત્યનાં કામ માટે ઘણો ભરોસો રાખવા લાયક હોતો નથી ખાનમાથી ખોદી કાહડવા પછી એ પથ્થર લાંબો વખત હવામાં રાખવા પછીજ વાપરવો જોઇએ

**પથ્થરનું બાંધકામ** (Stone Masonry)—પથ્થરનુ બાધકામ ઘણીક રીતે થાય છે સર્વેથી ઉમદા કામ ઘડેલી ખાનકી અથવા ઍશલર (ashlar)નુ કહેવાય છે, જેમા પથ્થરો બધી બાજુએથી છીણીથી ઘડી સ્કવેર કીધેલા વાપરવામા આવે છે, અને તેઓની બધી સાધોમા એક દોરાથી વધારે ચૂનો વાપરવામા આવતો નથી. સારા કામ માટે પથરા ૧૨"×૧૨"×૨૪" ના રાખવામાં આવે છે, અને બાધકામનાં દરશણ (facing)મા દરેક થરમા એક ઉભો હેડર (તોડો) તો તેની પાસે એક આડો સ્ત્રેચર (પાટી) એમ ચણવામા આવે છે બીજા નબરના ખાનકીના કામમા માત્ર દરશણમાજ પથરા સફાઇથી ઘડેલા હોય છે, પણ ચણતરની બાજુએ રફ ઘડેલા હોય છે કોઇ વખત દરશણમાં પથ્થરાની ચારે બાજુએ અરધા ઇચથી એક ઈચ પોહળાઇ સુધીની કિનારી સફાઇથી ઘડીને વચલો ભાગ ખડબચડો રાખવામા આવે છે, અને દરેક થરની ઉચાઇ ૭ થી ૮ ઇચ રાખવામા આવે છે ઘડેલા પથ્થરના ચણતરમા પથ્થરની પોહ-ળાઇ ઉચાઇ કરતા બમણી હોવી જોઇએ. જયારે દરશણમા પથ્થ-રોની ચારે કિનારી ઘડેલી હોય અને વચલો ભાગ (bush) ખડક જેવો ઘણો ખડબચડો અને ૧ થી ૧½ ઇચ બાહેર ઉપસી આવેલો રાખવામા આવે ત્યારે તેને રૉક (rock) અથવા રસ્તીક (rustic) ઍશલર અથવા બુચની ખાનકી કહે છે બ્લૉક ઇન કૉર્સ (block in course)ના ચણતરમા ખાનકી બધી બાજુએ (દરશણમા પણ) રફ રાખવામાં આવે છે, અને થરની જેટલી ઉચાઇ હોય તેટલી ઉડાઇ સુધી પથરા ઘડયા પછી તેની બાકીની લબાઇ ચણતરની ભરતીમાં અસલ જેવી હોય તેવી વગર ઘડેલી રાખવામા આવે છે. એટલે કે જો ૭ ઇચ ઉચા પથરા હોય તો ૭ ઇચની ઉડાઇ સુધી પથરા રફ ઘડતામા આવે

છે એવા ચણતરમા દર પાચ પાચ ફીટને તફાવતે દરેક થરમાં દિવાલની આખી જાડાઇ જેટલી લબાઇના હેડર ચણવામા આવે છે જો દિવાલની જાડાઇ ર૩ ફીટથી વધુ હોય તો દિવાલની બન્ને બાજુએથી એવા ર૩ ફીટ લાબા હેડરો પાંચ પાચ ફીટને તફાવતે મૂકવામા આવે છે રબલ (rubble) અથવા ડબરનાં ચણતરમા પથરા વગર ઘડેલા વાપરવામા આવે છે કૉર્સ્ડ રબલ ( coursed rubble ) મા ફકત હથોડા વડે પથરાઓની દરશણવાળી બાજુઓ ૧૩ થી ૩ ઇચ ઉંડાઇ સુધી સ્કવેર કરી એકસરખી ૬ થી ૭ ઇચ જાડાઇના થર ચણવામા આવે છે, અને દરશણની પાછળ ભરતીમા ગમે તેવા માફકસરના વાકા ટીકા પથરા જાડા ચૂણામા ભરવામા આવે છે, અને ઉપર લખ્યા મુજબ દર પાચ પાચ ફીટે હેડરો મૂકવામા આવે છે રેનડમ રબલ ( random rubble ) ના ચણતરમા દરશણમા પણ વાકા ટીકા પથરાઓ વાપરવામા આવે છે, તેઓને ચણતી વખતે છીણી અથવા હથોડા વડે ઘટતા ઘાટના બનાવી આજુબાજુના પથરાઓ વચ્ચેના ખૂણામા એવી રીતે ગોઠવીને ચણવામા આવે છે, કે જૉઇન્ટ બે ત્રણ દોરાથી વધારે જાડો દેખાય નહી દર ચોરસ વાર દરશણ દીઠ એક એક હેડર દિવાલની આખી જાડાઇ જેટલો લાબો ચણવામા આવે છે ૧૦૦ કયુબીક ફીટ રબલ વર્ક માટે નીચે પ્રમાણે માલ જોઇએ છે –

| | | |
|---|---|---|
| હેડર, અથવા દિવાલની જાડાઇ જેટલા લાબા પથરા | નગ | ૨૦ |
| મોટા રબલ અથવા ડબર . | કયુબીક ફીટ | ૫૦ |
| નાના રબલ અથવા ડબર | „ | ૭૦ |
| ચૂનો | „ | ૨૦ |
| રેતી | „ | ૩૦ |

**ઇમારતી લાકડાં** (Timber)—જે લાકડાંના સાખા બારીક, સીધા અને નજદીક નજદીક હોય તે લાકડુ સારૂ કહેવાય છે એકજ જાતના અને એકજ માપના ટુકડાઓમા જે વજનમા વધારે ભારે હોય તે વધારે મજબુત સમજવો સારા લાકડાને કાપતી વખતે તેનો વહેર કરવતીના દાતાઓમા ચોટવો નહી જોઇએ, તથા કાપેલી સપાટી રૂવાંદાર નહી પણ સાફ ચમકદાર હોવી જોઇએ જે લાકડામાથી તેલ અથવા ગુદર નિકળતો જણાય તે લાકડુ ઇમારતી કામ માટે સારૂ કહેવાતુ

નથી લાકડાંને જોઇતાં માપમાં ચીરવા પછી તે જેમ જુનુ થયુ હોય તેમ વધારે સારૂ લાકડામા ગાઠવાળો ભાગ—ખાસ કરીને જે ગાડમાં સુરાખ હોય તે ભાગ સારો કહેવાતો નથી, તેમજ જે લાકડાને ચીરવા પછી તેનો કોઇક ભાગ વધારે ખુલ્લા રગનો યા સુફેદ દેખાય તે લાકડુ પણ સારૂ સમજવુ નહી, કારણકે એ ભાગ કાચો હોવાથી તેને સર્વથી પહેલ્લાં ઉધાઇ ખાઇ જાય છે જેમ લાકડાનો રગ ઘેરો હોય તેમ તે વધારે મજબુત કહેવાય છે, જેમકે પીળા રગના સાગ કરતા ઘેર તપખીરિઆ રગનુ સાગનુ લાકડુ વધારે મજબુત હોય છે ઝાડ કાપ્યા પછી લાકડુ તેના અસલ વજન કરતા ⅓ વજન સુકાઇને ઓછુ થાય ત્યારે તે વહેરવા લાયક કહેવાય છે, અને ½ જેટલુ વજન સુકાઇને ઓછુ થવા પછી તે પાકુ સીઝન થયલુ અને ઘડવા લાયક કહેવાય છે લાકડાને એવી રીતે સુકાવવાની યાને સીઝન કરવાની મતલબ એ છે કે અસલ લાકડામા જે કુદરતી રસ (sap) હોય તે સૂકાઇને નિકળી જાય, નહી તો એ રસવાળા લાકડા ઉપર રગ કે વારનીશ મારવાથી તે રસ લાકડાની અદર રહી જઇ લાકડાને કોહવાડી નાખે છે વળી લાકડુ જેમ જેમ સુકાતુ જાય છે તેમ તેમ તે કદમાં સકોચાતુ પણ જાય છે લાકડુ જો રગવા વગરનુ રાખવામા આવે તો લાબા વખતે તે સડી જઇને તેમાથી લાકડાના વેહેર જેવો ભૂકો નિકળે છે, માટે લાકડા ઉપર તેલનો રગ, વારનીશ, કે કોલતાર વારવાર લગાડવો જોઇએ

**ઈમારતી લાકડાંનું માપ** (Measurement of Timber)—આપણા દેશમા ઇમારતી લાકડામા કેટલા ઘન અથવા કયુબીક ફીટ સમાએલા છે તે નીચલી સહેલ રીતથી અડસટવામા આવે છે જો લાકડુ વાકુ ટીકુ અને ટેપર હોય તો બે ચાર ઠેકાણે તેનો ઘેરાવો અથવા સરકમફરન્સ માપી તેનો સરેરાસ ઘેરાવો લેવો

$$\frac{\text{ફીટમાં ઘેરાવો}}{૪} \times \text{ફીટમા ડાયામેટર} \times \text{ફીટમા લબાઇ} = \text{કયુબીક ફીટ}$$

લાકડુ (આસરે) ૧૨½ કયુબીક ફીટ=૧ ખાડી ૪ ખાડી=૧ તન

. **સાગનુ લાકડુ** (Teak Wood) દક્ષિણ હિંદુસ્તાન, મલબાર, અને બરમાથી આવે છે મલબારી સાગ સર્વથી મજબુત અને ઘેરા રગનુ હોય છે, પણ એમા વારવાર ફાટ અને ચીરા જોવામા આવે

છે મોલમીન (બરમા)નુ સાગ પણુ ઘણું સારૂ હોય છે, પણુ સર્વેથી વધારે મજબૂત અને વજનમા ભારે સાગ જોહોરથી આવે છે સાગના લાકડામા એક જાતનુ સુગધી તેલ હોવાથી તેને ઉધાઇ લાગતી નથી એ વજનમા દર કયુબીક ફુટે ૪૨ પાઉન્ડ હોય છે, અને એનું આડુ જોર (transverse strength) દર સ્કવેર ઇચે ૬૮૩ પાઉન્ડ હોય છે

**સીસમનું લાકડું** (Black Wood)—એ ઝાડની બાહેરનુ પડ સફેદ પણુ અદરનુ કાળુ હોય છે, જે કાળો ભાગ સીસમના લાકડાં તરીકે ફરનીચર બનાવવા માટે ઘણો વપરાય છે એ સાગ જેટલુજ મજબૂત હોય છે, અને પાણીમાં ઘણુ સારૂ રહે છે, પણ અવારનવાર ભીનુ અને સુકુ થવાથી જલ્દી સડી જાય છે. એનુ વજન દર કયુબીક ફુટ દીઠ ૬૦ પાઉન્ડ હોય છે

**બાવળનું લાકડું** (Babul Wood) ઘણે ઠેકાણે મળી આવે છે એ લાકડુ ઘણુ સખ્ત અને વજનમા ભારે હોય છે, પણ બરડ હોવાથી ઇમારતી કામ માટે ઝાઝુ વપરાતુ નથી બાવળના ઝાડના થડનો વચલો કાળો ભાગ ખાસ કરીને ઘણો સખ્ત અને મજબુત હોય છે એ દર કયુબીક ફુટે વજનમાં ૫૪ પાઉન્ડ હોય છે

**અંજનનું લાકડું** (Aujan Wood) લાબુ અને સીધુ મળી શકે છે એ સુકાતા મરડાઇ જતુ (warp) નથી, માટે એના થાંભલા બનાવવામા આવે છે, પણુ એ બરડ હોવાથી બીમ માટે વાપરવાનુ સારૂ નથી એ વજનમા દર કયુબીક ફુટે ૮૨ પાઉન્ડ થાય છે

**ખેરનું લાકડું** (Khair Wood) વજનમા ઘણુજ ભારે અને ઘણુ મજબૂત હોય છે, પણુ એનુ ઝાડ ઘણુ મોટુ થતુ નથી એનુ વજન દર કયુબીક ફુટે ૭૦ પાઉન્ડ હોય છે એની ઉપર પૉલીશ સારી રીતે ચઢે છે, અને એને ઉધઇ લાગતી નથી

**આંબાનું લાકડું** (Mango Wood) અગત્યનાં ઇમારતી કામ માટે વાપરવાનુ સારૂ નથી, કારણકે એને ઉધઇ ઘણી લાગે છે તોપણુ ગામડાઓમા એ ઇમારતી કામ માટે અને સાદા ફરનીચર માટે ઘણુ વપરાય છે એ ઘણુ બરડ હોય છે, માટે એના બીમ કદીબી બનાવવા નહી જોઇએ એ વજનમા દર કયુબીક ફુટે ૪૨ પાઉન્ડ થાય છે

**આમલીનું લાકડું** (Tamarind Wood) ઘણુ સખ્ત, ચીવ્વત અને મજબૂત હોય છે, માટે એ હથિયારના હાથાઓ, મોગરી, મશી-

નનાં રોલરો વગેરે બનાવવા માટે વપરાય છે. એ વજનમા દર ક્યુબીક ફુટે ૭૯ પાઉન્ડ થાય છે

**દિવાલ (Wall)**—દિવાલ કેટલી જાડી રાખવી તે ઇમારતની ઉચાઇ અને લબાઇ ઉપર આધાર રાખે છે સારી રીતે પકવેલી ઇટ હોય તો તે દર ચોરસ ઇચે ૮૦૦ પાઉન્ડના બોજાથી કચડાઇને ભુકો થઇ જાય છે. એ હીસાબે તો ગમે તે જાડાઇની ૯૬૦ ફીટ ઉચી દિવાલ હોય તોજ તેની તળેની ઇંટો કચડાઇ જાય ! અને સલામતી માટે ઉચાઈ ૧૨ ગણી ઓછી રાખીએ તો ૮૦ ફીટ ઉચી દિવાલ ગમે તેટલી પાતળી બાધવા છતા સલામત રહી શકે ! માટે દિવાલની જાડાઇનો વિચાર કરતી વખતે દિવાલના બોજાથી તળેની ઇટો કચડાઇ જવાના સભવનો ખ્યાલ કરવામા આવતો નથી, પણ તે દિવાલ ઉઠલાઇ પડવાના ભયનો ખ્યાલ કરવામા આવે છે મધ્યમ ઉચાઇ માટે દોઢ ઇટ જાડી (૧૪ ઇચ) દિવાલ હરેક કામ માટે પુરતી મજબુત ધારવામા આવે છે માટે સર્વથી ઉપલા મજલાની દિવાલની જાડાઇ દોઢ ઇટ રાખવી એ પ્રમાણે ઇમારતની સર્વથી ઉચી દિવાલની જાડાઇ મુકરર કરીને ઉપરથી નીચે ઉતરતા દરેક મજલા દીઠ અરધી ઇટ યાને ૪ાા ઇચ જાડાઇ વધારતા જવુ જેમકે ચાર મજલાની ઇમારત હોય તો સર્વથી ઉપલા યાને ચોથા મજલાની દિવાલની જાડાઇ ૧૩ાા ઈચ, ત્રીજા મજલાની ૧૮ ઇચ, બીજા મજલાની ૨૨ાા ઇચ અને પહેલ્લાની ૨૭ ઇચ રાખવી જ્યા ઇમારત ઘણી ભારે હોય અને મજલાઓની ઉભરણી ઉચી હોય ત્યા એ કાયદા પ્રમાણે દિવાલની જાડાઇ રાખવામા આવે છે મીલો અને ઉચી ફેકટરીઓની દિવાલને પણ એ કાયદો લાગુ પડે છે, જોકે ઘણીક મીલોમા સર્વથી ઉપરના મજલાની દિવાલ ૧½ ફુટ થી ઓછી જાડી રાખવામા આવતી નથી. જેમ દિવાલની લબાઇ વધારે તેમ તેની જાડાઇ વધુ રાખવી જોઇએ દિવાલની લબાઇ કાંઇ ઇમારતની લબાઇ ઉપરથી નહી, પણ બે આડી દિવાલો અથવા પરદા દિવાલો (partition wall) અથવા પીલરોની વચ્ચેની લબાઇ સમજવી નીચી ઉભરણીનાં ઘરો માટે દર બે મજલા દીઠ એવી રીતે અરધી ઇટ જેટલી દિવાલની જાડાઇ ઘટાડતા જવામા આવે છે, અને સર્વથી ઉચા મજલાની દિવાલ ૯ ઇચ રાખવામા આવે છે. ઇમારત લાબી હોવા છતાં વચ્ચે વચ્ચે આડી દિવાલોના

પરદા હોય ત્યા દિવાલની જાડાઇ ઓછી રાખેલી ચાલી શકે વચ્ચેની પરદા દિવાલોની જાડાઇ જો તેઓ મધ્યમ લબાઇની હોય તો બાહેરની દિવાલોની જાડાઇના ⅔ ભાગ જેટલી રાખવી, પણ ૯ ઈચથી કદીબી ઓછી રાખવામા આવતી નથી પાયાની અદર કૉનક્રીટને મથાળે દિવાલની જાડાઈ જમીન ઉપર જેટલી જાડાઇ રાખવી જોઇએ તે કરતા દોઢડીથી બમણી રાખવી, અને ઇટના દરેક થરે બન્ને બાજુએ આશરે ત્રણ ત્રણ ઇચના પગડિઆ (footings) છોડીને કમી કરતા આવવુ જમીનની ઉપર દિવાલની જેટલી જાડાઇ હોય તેટલીજ ઉચાઇમા એ પગડિઆઓ બન્ને બાજુએ એકસરખા બનાવી પૂરા કરી નાખવા દાખલા તરીકે દિવાલની જાડાઇ જમીન ઉપર ઇમારતની બેઠક અથવા પ્લીન્દમા ૨½ ફીટ રાખવી છે તો પાયાની અદર કૉનક્રીટને મથાળે પેહલ્લા ૨½×૨=૫ ફીટનો ઓસાર લેવો એ પાચ ફીટનો ઓસાર ૨½ ફીટ યાને ૩૦ ઇચની ઉચાઇમા ઘટાડીને ૨½ ફીટ કરવા માટે દર બએ થરે બન્ને બાજુએ ત્રણ ત્રણ ઇચના પગડિઆં છોડતા જવુ, અથવા બીજા બોલોમા બોલીએ તો દર ૬ ઇચ ઉચાઇએ ૬ ઇચ ઓસાર ઘટાડતા જવુ

કોઠા ના૦ ૫૬ મા રેહવાના ઘરોની દિવાલની જાડાઇ આપવામા આવી છે ફેકટરી યા મીલ માટે એમા આપેલી જાડાઇમા અરધી ઇટ જેટલી જાડાઇ (આસરે ૪॥ ઇચ) ઉમેરવી

કોઠા ના૦ ૫૭ મા ગોડાઉનો અને ફેકટરીઓની દિવાલની જાડાઇ આપી છે ૬૦ ફીટથી વધુ ઉચી ફેકટરીઓ અને ગોડાઉનો અથવા જાહેર ઇમારતોમા દિવાલની લબાઇ જો ૪૫ ફીટથી વધુ હોય તો સર્વથી ઉપલા મજલાની દિવાલની જાડાઇ ૧૮ ઇચથી ઓછી લેવી નહી. જ્યાં × આવી નીશાની છે ત્યા દિવાલની લબાઇ ગમે તેટલી સમજવી પ્લીન્ડ અથવા બેઠકની દિવાલની જાડાઇ પેહલ્લા મજલાની જાડાઇ કરતાં અરધી ઇટ જેટલી વધુ રાખવી દિવાલની લબાઇ કોઇબી બે પારટીશન અથવા આડી દિવાલો વચ્ચેની અથવા બે જાડા ઓસારના પીઅર (pier) અથવા પીલરો વચ્ચેની સમજવી.

## કોઠો—૫૬. ઘરોની દિવાલની રાખવી જોઇતી જાડાઇ (ઓસાર) ઇંચમાં.

( × =ગમે તેટલી )

| ઉંચાઇ, ફીટમા | લંબાઇ, ફીટમા | મજલા | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ થી ૧૦ | ૧ થી × | ૯ | | | . | | | |
| ૧ થી ૧૫ | ૧ થી × | ૧૪ | ૯ | | . | | . | |
| ૧૫ થી ૨૫ | ૧ થી ૩૦ | ૧૪ | .. | . | . | | | ... |
| ૧૫ થી ૨૫ | ૩૦ થી × | ૧૮½ | ૧૪ | ... | .. | ... | .. | . . |
| ૨૫ થી ૩૦ | ૧ થી ૩૫ | ૧૮½ | ૧૪ | ૧૪ | | | .. | . . |
| ૨૫ થી ૩૦ | ૩૫ થી × | ૧૮½ | ૧૮½ | ૧૪ | | ... | . | ... |
| ૩૦ થી ૪૦ | ૧ થી ૩૫ | ૧૮½ | ૧૮½ | ૧૪ | ૧૪ | .. | | ... |
| ૩૦ થી ૪૦ | ૩૫ થી × | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | . | .. | . |
| ૪૦ થી ૫૦ | ૧ થી ૩૫ | ૧૮½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | . . | | ... |
| ૪૦ થી ૫૦ | ૩૫ થી × | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | . | ... |
| ૫૦ થી ૬૦ | ૧ થી ૪૦ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | . | . |
| ૫૦ થી ૬૦ | ૪૦ થી ૫૦ | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | .. | |
| ૫૦ થી ૬૧ | ૫૦ થી × | ૨૮½ | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ... | . |
| ૬૦ થી ૭૦ | ૧ થી ૪૦ | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | ... |
| ૬૦ થી ૭૦ | ૪૦ થી × | ૨૮½ | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | ... |

## કોઠો—૫૭. મીલો, ફેકટરીઓ અને ગોડાઉનોની દિવાલની રાખવી જોઈતી જાડાઈ (ઓસાર) ઈંચમાં.

( x = ગમે તેટલી )

| ઉંચાઇ, ફીટમા | લબાઇ, ફીટમા | મજલા | | | | |
|---|---|---|---|---|---|---|
| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ થી ૧૫ | ૧ વી x | ૧૪ | ... | ... | ... | ... |
| ૧૫ થી ૨૫ | ૧ વી x | ૧૮½ | ૧૮½ | . | .. | .. |
| ૨૫ થી ૩૦ | ૧ વી ૪૫ | ૧૮½ | ૧૪ | ... | ... | ... |
| ૨૫ થી ૩૦ | ૪૫ થી x | ૨૩½ | ૧૮½ | ૧૪ | ... | ... |
| ૩૦ થી ૪૦ | ૧ થી ૩૦ | ૧૮½ | ૧૪ | ... | ... | ... |
| ૩૦ થી ૪૦ | ૩૦ થી ૬૦ | ૨૩½ | ૧૮½ | ૧૪ | ... | ... |
| ૩૦ થી ૪૦ | ૬૦ વી x | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૪ | ... |
| ૪૦ થી ૫૦ | ૧ થી ૪૦ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | ... |
| ૪૦ થી ૫૦ | ૪૦ થી ૭૦ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ |
| ૪૦ થી ૫૦ | ૭૦ વી x | ૩૩½ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૪ |
| ૫૦ થી ૬૦ | ૧ થી ૩૫ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ | . |
| ૫૦ થી ૬૦ | ૩૫ થી ૫૦ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૪ | ... |
| ૫૦ થી ૬૦ | ૫૦ થી x | ૩૩½ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૪ |
| ૬૦ થી ૭૦ | ૧ થી ૩૦ | ૨૩½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ |
| ૬૦ થી ૭૦ | ૩૦ થી ૪૫ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૮½ | ૧૪ |
| ૬૦ થી ૭૦ | ૪૫ થી x | ૩૩½ | ૨૮½ | ૨૩½ | ૧૮½ | ૧૪ |

**ઈંટોની કમાન અથવા આર્ચ** (Arch)—જ્યાં એક ફુટના વધુ ઇંટની કમાન અથવા આર્ચ મારવામાં આવે છે, ત્યાં મજબુતીને ખાતર આર્ચના થરો એક બીજામાં નહી જોડતા એક બીજા ઉપર તદન છુટા રીંગ અથવા શેરોની માફક રાખવામાં આવે છે. આથી ઇંટો વચ્ચેની સાંધ ઘણી પાતળી રાખી શકાય છે હમેશા એકજ સરખું વજન જયા પડતુ હોય ત્યા એવુ આર્ચ મારવુ જોઇએ, પણ જયા વજન ઓછુ વધતુ થયા કરે યા બદલાયા કરે યા ઇમારત ધ્રુજતી રહેતી હોય ત્યા તો આર્ચના થરો એક બીજા સાથે જોડીને બૉન્ડ (bond) મા રચવા જોઇએ જયા ૩૦ ફીટથી વધારે સ્પૅન (span) અથવા પહોળાઇનુ આર્ચ હોય ત્યાં એવી રીતે રીંગનુ આર્ચ નહી મારતા બૉન્ડનુ આર્ચ મારવુ જોઇએ, અથવા જો રીંગનું આર્ચ મારવામા આવે તો થોડે થોડે તફાવતે રીંગોના બધા થરો એક બીજાં સાથે બૉન્ડમા જોડી નાખવા જોઇએ મોટા આર્ચમાં રીંગો ઓછી વધતી સેટ થવાથી એક બીજીથી છુટી પડી જાય છે, તેથી ઘણીક વેળા બધુ વજન આર્ચની સામટી જાડાઇ ઉપર નહી પડતા ફક્ત ઉપલી એકજ રીંગ ઉપર પડે છે, જેથી તે ભાંગી જાય છે, અને તે ભાગવાથી નીચેની રીંગો પણ એક પછી એક ભાગી જઇ આર્ચ પડી જાય છે

**આર્ચની જાડાઈ**—મથાળે આર્ચની જાડાઇ કેટલી રાખવી તેની સહેલ ગણુતરી નીચે આપી છે —

આર્ચની જાડાઈ ફીટમા $= C \times \sqrt{\text{આર્ચની રેડીઅસ ફીટમા}}$.

C= ૩ ઘડેલા પથર માટે C= ૪ ઇંટ માટે C= ૪૫ રૂબલવર્ક માટે સાધારણ કદના બારી બારણા ઉપરના આર્ચ ૧½ ઇંટ જેટલાં યાને ૧૪ ઇંચ જાડા બનાવેલા પુરતા છે બે ઇંટનુ યાને ૧૮ ઇંચ જાડું આર્ચ ૩૫ ફીટના સ્પૅન સુધી પુરતુ મજબુત કહેવાય છે ૩૫ ફીટથી વધુના સ્પૅન માટે દર આઠ ફીટ વધુ સ્પૅન દીઠ અરધી ઇંટ જેટલી આર્ચની જાડાઇ વધારવી બનતા સુધી આર્ચની જાડાઇ વચ્ચે જેટલી રાખી હોય તે કરતા બન્ને બાજુએ ઉપર વધારે રાખવી. ફાયર પ્રુફ સીસ્ટમ મુજબ બાંધવામા આવતી મીલો અને ફેક્ટરીઓમા લોખંડ અથવા સ્ટીલના ગરડરોની નીચલી ફ્લૅન્જો ઉપર

આર્ચ મારવામા આવે છે. ૫ યા ૬ ફીટ સુધીના સ્પૅન માટે અરધી ઇટ જાડુ આર્ચ પુરતુ છે, પણ ૧૦ યા ૧૨ ફીટનાં સ્પૅન માટે આર્ચની જાડાઇ બન્ને બાજુએ આસરે ૩ યા ૪ ફીટ સુધી ૯ ઇચ અને વચ્ચે ૪૩/૪ ઇચ રાખવામાં આવે છે, અને તે ઉપર બારીક કૉનક્રીટનુ એક થર થાપવામા આવે છે.

**આર્ચની મજબુતીનો** આધાર તે બનાવતી વખતે વાપરવામા આવતી ચાલાકી ઉપર છે આર્ચ મારવા અગાઉ પહેલ્લા લાકડાના "સેન્ટર" (centre) અથવા કાલબુદ બનાવવામા આવે છે એ કાલબુદ આર્ચનુ વજન ખમી શકે તેવા મજબુત હોવા ઉપરાત આર્ચ તૈયાર થવા પછી સહેલાઇથી ભાગ્યા વગર કાહડી નાખી શકાય તેવા હોવા જોઇએ આર્ચ બન્ને બાજુએથી ચણુત આવી વચમા તેની ચાવી અથવા "કી" (key) ઠોકવામા આવે છે. પથ્થરના આર્ચમા એ ચાવીવાલો પથ્થર કી સ્ટોન કહેવાય છે એ ચાવી લાકડાની મોગરીથી મજબુત ઠોકવી જોઇએ, અને તે માટે ખાસ ઘણીજ સારી રીતે પકેલી અથવા સહેજ બળેલી ઇટ પસન્દ કરવી જોઇએ જો એ ચાવી ઢીલી ઠોકવામા આવે તો આર્ચની તળેનુ કાળબુદ અથવા સેન્ટર કાહડી નાખવા પછી આર્ચ નીચે લચશે ચાવી મારવા અગાઉ આર્ચની ઉપર પાતળા ચૂનાનો રગડો કરવો યાને પાતળો ચૂનો બનાવી આર્ચ ઉપર રેડી બધે એકસરખો પાંથરવો કે જેથી તેની બધી સાંધોમા ચૂનો ઉતરી જાય.

**આર્ચના સેન્ટર** (Centering) **ક્યારે કાહડવાં** તે બાબદ જૂદા જૂદા એનજીનીઅરો જૂદુ જૂદુ મત ધરાવે છે તે છતા આ લખનારનુ તેમજ ઘણાઓનું એવુ મત છે કે આર્ચની ચાવી માર્યા પછી તેના સેન્ટર થોડાં ઢીલાં કરવા, જેથી આર્ચ તાજુ હોવાથી સહેજ લચીને તેની કોઇ સાધો પોહળી રહી ગઇ હશે તો તેમાં ચૂનો દબાઇને ઠીક થઇ જશે આર્ચની ઉપર કાઇબી બાંધકામ કરવા અગાઉ એ પ્રમાણે પહેલાં સેન્ટરને જરૂર થોડુ ઢીલું કરવુ જોઇએ, નહી તો પાછળથી સેન્ટર ઢીલુ કરવાથી યા કહાડી લેવાથી આર્ચ લચશે ત્યારે તે ઉપર કીધેલાં બાંધકામમાં ફાટ પડશે. મોટા આર્ચની ચાવી મારવા પછી તુરતાતુરત તેનાં સેન્ટર ઢીલાં કરવાને બદલે થોડા કલાક પછી કરવાથી ચાવીની આજુબાજુનો તાજો નરમ

ચૂનો ઘણો દબાઇને બાહેર નિકળી આવવાનો સભવ ઓછો રહે છે એક મીલની ઇમારતનાં ૧૦૦ ફીટ લાબા અને ૧૧ ફીટના સ્પૅનના આર્ચ બાંધતી વખતે આ લખનારે એવી ગોઠવણુ રાખી હતી કે, સાજે આર્ચની ચાવી મારી ખતમ કરવુ અને બીજે દિવસે સહવારે આર્ચનુ સેન્ટર આસરે અરધો યા પોણો ઇચ ઢીલુ કરી નીચે ઉતારવુ, અને ચોથે દિવસે સેન્ટર સદતર કહાડી નાખવું

**આર્ચ માટે ટાઈ રૉડ** (Tie Rods for Arches)–આર્ચ ઉપર જયારે બોજો પડે છે ત્યારે જો તેના બન્ને બાજૂના પુસ્તાઓ અથવા **એબાતમેન્ટ** (abutment) પૂરતા મજબુત ન હોય તો આર્ચ ફસકાઇને ભાગી જાય છે આ કારણુ થકી જે દિવાલો ઉપર આર્ચ મારવામાં આવે, અથવા જે ગરડરો ઉપર મારવામા આવે તે દિવાલો અથવા ગરડરોને લોખડના ટાઇ રૉડથી એક બીજા સાથે સીકડી રાખવા જોઇએ. જાડા અને થોડા ટાઇ રૉડને બદલે પાતળા અને ઘણા ટાઇ રૉડ વધારે અસરકારક હોય છે એક લાંબા ઓરડામા મુકેલા સખ્યાબધ ગરદરો ઉપર આર્ચ મારતી વખતે તે ઓરડાને બને છેડાના ગાળાઓનેજ ટાઇ રૉડ આપી બાકીના વચલા ગાળા ટાઇ રૉડ વગર રાખી શકાશે, પરંતુ તે વચલા ગાળાઓમા આર્ચ મારતી વખતે ગરડરો હડી નહી જાય તે માટેની સભાળભરેલી કામચલાઉ ગોઠવણુ તો કરવીજ જોઇએ. છેડેના ગાળાઓના ટાઇ રૉડના છેડા દિવાલની બાહેર કહાડી દિવાલ ઉપર પહોળા અને મજબુત લોઢાના વૉશરો મુકી નટ ટાઇટ કરવા જોઇએ ઘણે ઠેકાણે ઓરડાને બન્ને છેડેના છેલ્લા ગાળાઓ ઉપર ગરડરથી દિવાલ સુધી અખડ એકજ આર્ચ નહી મારના દર ૪ થી ૬ ફીટને અતરે નાના નાના ગરડરો મોટા ગરડર અને દિવાલ ઉપર મેળી તેઓ ઉપર



નાનાં નાના આર્ચ મારી લેવામાં આવે છે જે રીત ઉપર બતાવી છે, અને જે ઘણી પસંદ કરવા જોગ છે. આથી દિવાલો ઉપર બાજુનું જોર (side thrust) પડતુ નથી નાના ગરડરો મોટા ગરડર સાથે એન્ગલ આયર્નના ખુણ્યાથી જોડી લેવા જોઇએ. ટાઇ રૉડ આર્ચની લંબાઇના પ્રમાણુમાં આસરે ૪ થી ૫ ફીટ ને અતરે રાખવામાં આવે છે.

**આર્ચની ગોળાઇની ઉંચાઈ અથવા રાઈઝ (Rise)**—ફાયર પ્રુફ ઇમારતો માટે ગરડરો ઉપર મારવામાં આવતાં આર્ચની ઉંચાઇ અથવા રાઇઝ સ્પૅનના ૧/૧૦ થી ૧/૧૪ મા ભાગ જેટલી રાખવામાં આવે છે ૬ ફીટના સ્પૅન માટે આસરે ૬ ઇંચ રાઇઝ, અને ૧૧ ફીટના સ્પૅન માટે આસરે ૧૩ ઇંચ રાઇઝ પુરતો છે

**કોઠા નાં૦ ૫૮ માં** જૂદા જૂદા સ્પૅન માટે જોઇતી આર્ચની જાડાઇ, ગોળાઇની ઉંચાઈ અથવા રાઇઝ, અને જોઇતા ટાઈ રૉડની ડાયામેટર આપી છે, જે ખાસ કરીને ફાયરપ્રુફ સીસ્ટમ ઉપર બંધાતી મીલો અને બીજી ઇમારતોને લાગુ પડે છે

**કોઠો—૫૮. ફાયરપ્રુફ ઇમારતો માટેનાં ઇંટ અથવા કૉન્ક્રીટનાં આર્ચ.**

| સ્પૅન ફીટ | આર્ચની જાડાઇ ઇંચ | આર્ચની ગોળાઇની ઉંચાઇ ઇંચ | ટાઇરૉડનો ડાયામેટર દોરા | સ્પૅન ફીટ | આર્ચની જાડાઇ ઇંચ | આર્ચની ગોળાઇની ઉંચાઇ ઇંચ | ટાઇરૉડનો ડાયામેટર દોરા |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૪ | ૪ | ૧૨ | ૬ | ૧૪ | ૬ |
| ૪ | ૩ | ૫ | ૪ | ૧૩ | ૯ | ૧૫ | ૬½ |
| ૫ | ૩ | ૬ | ૪ | ૧૪ | ૯ | ૧૬ | ૭ |
| ૬ | ૪½ | ૭ | ૪ | ૧૫ | ૯ | ૧૭ | ૭½ |
| ૭ | ૪½ | ૮ | ૫ | ૧૬ | ૯ | ૧૮ | ૮ |
| ૮ | ૪½ | ૯ | ૫ | ૧૭ | ૧૨ | ૧૯ | ૯ |
| ૯ | ૬ | ૧૦ | ૫½ | ૧૮ | ૧૨ | ૨૦ | ૧૦ |
| ૧૦ | ૬ | ૧૨ | ૫½ | ૧૯ | ૧૨ | ૨૧ | ૧૦ |
| ૧૧ | ૬ | ૧૩ | ૬ | ૨૦ | ૧૨ | ૨૨ | ૧૧ |

**પૉઈન્ટીંગ** (Pointing)—જે ઠેકાણે સારી સખ્ત પકવેલી ઇંટો મળી શકતી હોય અને ઇમારતનો બાહેરનો ભાગ વરસાદના સખ્ત મારાને ખુલ્લો નહી હોય અથવા જ્યાં વરસાદ ઘણો થોડો વરસતો હોય ત્યાં ઇંટની ઇમારતના બાહેરના ભાગને પ્લાસ્ટર કરવાને બદલે ઈંટોની સાધા અથવા દરજામાં સફાઈથી લાઇનબંધ ચૂનો ભરી શોભીતો દેખાવ કરવામા આવે છે, જેને પૉઈન્ટીંગ કહે છે. અલબતા જ્યાં દિવાલ ઉપર પાણીનો ઘણો મારો હોય ત્યા પ્લાસ્ટરજ કરવુ જોઇએ પૉઈન્ટીંગ કરતા પ્લાસ્ટર ૩ ગણુ વધારે કીમતી થઇ પડે છે પૉઇન્ટીંગ કરવુ હોય તો દિવાલ ઘણી સૂકાઇ નહી હોય ત્યારેજ એક ખીલા વડે સાધા માહેલો ચૂનો ½ ઇંચ ઉંડાઈ સુધી ઓખવી કહડાવી તેમા સરખે ભાગે ચૂના અને બારીક રેતીનો બનાવેલો ખરચી ચૂનો ભરવામા આવે છે કટ અથવા તક (tuck) પૉઇન્ટીંગમા એક સીધી લાકડાની પટી વડે ચૂનાની ધાર કાપીને સાધાની બધી લીટીઓ સમાંતરે રાખવામા આવે છે, અને ઇંટની સપાટી કરતા પૉઇન્ટીંગની લીટીઓ એક દોરો ઉંચી રાખવામા આવે છે, જેથી દેખાવ સારો લાગે છે પૉઇન્ટીંગના ચૂનામા કાપેલુ સણ ભેળવુ નહી જોઇએ, પણ ગમે તો હરડાને ઉકાળીને તેનુ થોડુંક પાણી નાખવુ પથ્થરના રૂબલવર્કને પણ એ પ્રમાણે પૉઇન્ટીંગ કરવામા આવે છે

**પ્લાસ્ટર** (Plaster)—પ્લાસ્ટરના ચૂનામા ૧ ભાગ કળીચૂનો અને ૧ ભાગ રેતી ભેળવામા આવે છે, અને તેને ઘાણીમા પીસવામા આવે છે કેટલાકો એમા બારીક સણ કાપીને ભેળે છે જેથી પ્લાસ્ટર ફાટી જાય નહી પ્લાસ્ટર બિછાવવા અગાઉ ઇંટ અથવા પથ્થરના સાધામાથી લોહડાના ખીલા વડે બાધકામનો ચૂનો પોણો ઇંચ ઉંડાઇ સુધી ઓખવી કહડાવવો જોઇએ અને લગભગ ૭ કલાક સુધી દિવાલને પાણીથી ખુબ તર કરવી જોઇએ પછી તે ઉપર પ્લાસ્ટર અરધાથી પોણો ઇંચની જાડાઇનુ બિછાવીને તે જયાસુધી સૂકાય ત્યાં સુધી લાકડાંની બુઠ્ઠી ધારની ટીપણી વડે તેને એકથી દોહડ દિવસ સુધી ખુબ ટિપાવવુ જોઇએ પછી તે ઉપર ૧ ભાગ બારીક ચૂનો અને ૨ ભાગ સફેદો ભેળીને બનાવેલો સહલો પાતળો પાતળો બિછાવીને ઘુંટાવવુ જોઇએ. કેટલાકો દર ૧૦૦ કયુબીક ફીટ પ્લાસ્ટરના ચૂના દીઠ ૧૦ પાઉન્ડ ગુગળનો ગુંદર ભેળવાની ભલામણ કરે

છે, જેથી પ્લાસ્ટર ઘણુ સખ્ત અને મજબૂત થાય છે ગુગળને પહેલ્લા પાણીમા ઉકાળીને પિગળાવીને ચૂનામાં ભેળવામાં આવે છે વધારે અગત્યના કામ માટેના પ્લાસ્ટર માટે તે ટિપવામા આવે ત્યારે તે ઉપર આસરે ૨૦ થી ૨૫ ગ્યાલન પાણીમા ૭ પાઉન્ડ ગોળ પિગળાવીને તેમા ૪ પાઉન્ડ હરડા અથવા બેલ ફ્રુટનો રસ મેળવીને તે પાણી છાટવામાં આવે છે આથી ચૂનામા જો કાઇ વગર બુજાયલી (unslaked) ચૂના ખડી રહી ગઇ હોય તો તે તુરત બુજાઇને ભાગી જાય છે, અને મિઠાશના પસગતને લીધે પ્લાસ્ટર જલ્દી સૂકાઇને ઠરતુ નથી તેથી તેમાં ફાટ પડતી નથી કેટલાકો પ્લાસ્ટરના ચૂનામા થોડુક સખજીરૂ પણ ભેળે છે, જેથી પ્લાસ્ટર વધારે સફેદ અને ચલકાટવાળુ થાય છે ½ ઇચ જાડા ૧૦૦ ચોરસ ફીટ પ્લાસ્ટર માટે ૬ કયુબીક ફીટ ચૂનો અને ૬ કયુબીક ફીટ રેતી જોઇએ છે

**કૅાન્ક્રીટનાં આર્ચ** (Concrete Arches)—હાલમા ચૂનાની તથા સીમેન્ટની કૅાન્ક્રીટના આર્ચના બનાવેલા ધાબા (flat roofing) તથા મજલાની ભોય (flooring) ઘણે ઠેકાણે જોવામા આવે છે એ માટે ચૂનાની કૅાન્ક્રીટમા ૧ ભાગ બુજવેલો કળી ચૂનો, ૧½ ભાગ રેતી, અને ૩ ભાગ ખડી ભેળવામા આવે છે સીમેન્ટની કૅાન્ક્રીટના આર્ચ જ્યા ઘણી મજબૂતીની જરૂર હોય ત્યા વાપરવામા આવે છે, જેમા ૧ ભાગ સીમેન્ટ, ૨ ભાગ રેતી અને ૪ ભાગ ખડી ભેળવામાં આવે છે ખડી ૧½ ઇચથી વધારે જાડી અને ½ ઇચથી ઓછી જાડી લેવામા આવતી નથી, અને નાની મોટી ભેળસેલ લેવામા આવે છે ખડી પથ્થર અથવા ઇંટના ટુકડાની અથવા સખ્ત લાલ મોરૂમ અથવા લાલ પથ્થર (laterite) ની ચાલી શકે છે કૅાન્ક્રીટના આર્ચ માટે લાકડાનો મોલ્ડ સેન્ટરીંગ ઉપર બનાવવામા આવે છે, જેમા કૅાન્ક્રીટ ભરીને ત્રણ દિવસો સુધી સારીપેઠે ઠોકાવવામા આવે છે જો એક ફુટથી વધારે જાડુ આર્ચ હોય તો બે સરખી જાડાઇના થરમા કૅાન્ક્રીટ બીછાવવામાં આવે છે, જેમ કરતાં પેહલ્લુ થર એક આખો દિવસ કુટાવીને બીજે દિવસે બીજુ થર બીછાવી બે વધુ દિવસ કુટાવવામાં આવે છે, અને પછી તે ઉપર ઘાસ યા જુનાં બારદાનના થર બિછાવી તેને ૧૫–૨૦ દિવસો સુધી પાણીથી ખુબ તર રાખવામા આવે છે કૅાન્ક્રીટના આર્ચના સેન્ટર ઓછામા ઓછુ એક અઠવાડિઆં સુધી ઢીલા કરવાં નહી યા કાહડવા નહી જોઇએ ધાબાં અને મજલાની ભોંય માટે આર્ચની

ગોળાઇની ઉંચાઇ અથવા રાઇઝ દર ફુટ સ્પૅન દીઠ ૨ ઇંચ રાખવામાં આવે છે. ચૂનાની કૉન્ક્રીટ માટે ૨ થી ૧૦ ફીટના સ્પૅન સુધી આર્ચની ઓછામા ઓછી જાડાઇ ૬ ઇંચ અને સીમેન્ટ માટે ૪ ઇંચ રાખવામા આવે છે કોન્ક્રીટના આર્ચ માટેનાં સેન્ટર ઘણાં મજબૂત હોવા જોઇએ, કે જેથી તેઓ કોબો કરતી વખતે લચે અને ધ્રુજે નહી. એવી રીતે આર્ચની બનાવેલી ભોય ઉપર સીમેન્ટ પ્લાસ્તર કરવાનુ હોય તો આર્ચનાં સેન્ટરો કાહડી નાખ્યા પછી આર્ચ સારી પેઠે સુકાઇને ઠર્યા પછીજ તે ઉપર પ્લાસ્તર કરવુ. (જુવો કોઠો–૫૮)

**સીહડી માટેનાં પગઠિઆં** (Steps in Staircases)—ઉપલા મજલા ઉપર જવા માટેની સીહડીના પગઠિઆ જો ચોક્સ હિસાબથી રાખવામાં આવતા નથી તો સીહડી ઘણી કદગી અને ચહડતી વખતે અગવડભરેલી થઇ પડે છે એ માટે નીચલી ત્રણ ગણુતરીઓ આપી છે, જે માહેલી કોઇભી એક રીતે હીસાબ કાહડવો

$$R=૬૬-T \text{ અથવા } R=૧૮-T \text{ અથવા } R=\tfrac{૧}{૨}(૨૪-T).$$

**R**=પગઠિઆની ઉચાઇ ઇંચમા **T**=પગઠિઆની પોહળાઇ ઇંચમાં.

**કોઠા નાં૦ ૫૯ માં** સીહડીના પગઠિઆંઓની ઉચાઇ અને પોહળાઇના માપ આપ્યા છે બનતા સુધી ઉચાઇ ૭ ઇંચથી વધુ અને ૫½ ઇંચથી ઓછી નહી રાખવી, અને પોહળાઇ ૧૨ ઇંચથી વધુ અને ૯ ઇંચથી ઓછી નહી રાખવી

**કોઠો—૫૯. સીહડીઓનાં માપ.**

| પગઠિઆની પોહળાઇ ઇંચ | પગઠિઆની ઉચાઇ ઇંચ | પગઠિઆની પોહળાઇ. ઇંચ | પગઠિઆની ઉચાઇ ઇંચ |
|---|---|---|---|
| ૬ | ૮½ | ૧૧ | ૬ |
| ૭ | ૮ | ૧૨ | ૫½ |
| ૮ | ૭½ | ૧૩ | ૫ |
| ૯ | ૭ | ૧૪ | ૪½ |
| ૧૦ | ૬½ | ૧૫ | ૪ |

**લાકડાંના થાંભલા અથવા પીલર** (Wooden Pillar)—ઇમારત માટે લાકડાના થાંભલા હમેશા સમચોરસજ બનાવવા જોઇએ. સાગલી થાબલા કરતા દેવદાર અથવા ચીરના થાંબલા ઉપર સેકડે ચાલીસ ટકા ઓછુ વજન લેવું જોઇએ કોઠા ના૦ ૬૦ માં સાગલી લાકડાના ચોરસ થાબલાઓ ઉપર કેટલુ વજન રાખવુ સલામતીભરેલુ છે તે આપ્યુ છે સાલ તથા સીસમનુ લાકડુ થાબલા માટે સાગના જેટલુજ મજબુત કહેવાય છે બાવળનુ લાકડુ જો બરાબર સુક્કુ હોય તો સીધુ વજન ખમવામા સાગ જેટલુ મજબુત કહેવાય છે, પરતુ એ લાકડુ ઇમારતકામમા ઝાઝુ વપરાતુ નથી

**લાકડાંના બીમ** (Wooden Beam)—કોઠા ના૦ ૬૧ મા સાગલી લાકડાના બીમોના માપ આપ્યા છે કોઠા ના૦ ૬૫ મા આપેલી જુદી જુદી જાતની ઇમારતોની વજન ખમવાની રાખવી જોઇતી તાકાતને અનુસરીને બીમોના એ માપ ૮૦,૧૦૦, ૧૫૦, અને ૨૦૦ પાઉન્ડ વજન દર સ્કવેર ફુટ દીઠ ખમવાની શકિત ધરાવનારી જમીનો માટે જુદા જુદા આપ્યાં છે એ માપ સાગ, સાલ તથા સારા સુક્કા અને પાકા બાવળના લાકડાના બીમ માટે છે. જો બીજી જાતના લાકડાના બીમ હોય તો સાગલી બીમો જેટલા તફાવતે મુકવાના માપ આપ્યા છે તે તફાવતમાં નીચે પ્રમાણે ઘટાડો કરવો—

દેવદાર અથવા ચીરના બીમ માટે સેકડે ૫૦ ટકા
આબાના લાકડાના બીમ માટે સેકડે ૨૫ ટકા
સીસમના લાકડાના બીમ માટે સેકડે ૧૨½ ટકા

જેમકે સાગલી બીમો દશ દશ ફીટને તફાવતે મુકવાના હોય તો ચીર અથવા દેવદારના બીમ ૫ ફીટના તફાવતે, આબાના ૭½ ફીટના તફાવતે, અને સીસમન ૮¾ ફીટના તફાવતે મુકવા એ કોઠામા **પો** તે બીમની પોહલાઇ, અને ઉં તે બીમની ઉચાઇ સમજવી બીમોની ઉચાઇ સાધારણ રીતે પોહલાઇ કરતા લગભગ બમણી રાખવામા આવે છે ઘણે ઠેકાણે બીમના છેડા દિવાલમા ચણી લેવામાં આવતા નથી, પરતુ છેડાને પથ્થર ઉપર ટેકાવી તેની ત્રણે બાજુએ આસરે એક ઇચ ફરતી ખાલી જગા રાખવામા આવે છે, જેથી હવાનો આવજાવ ફરતો રહેવાથી છેડાઓને ઉધાઇ લાગી તેઓ ખવાઇ જાય નહી

## કોઠો-૬૦. લાકડાંના થાંભલાઓ માટે સલામત વજન, ટનમાં.

(સાગ, સાલ, સીસમ, અથવા બાવળ માટે)

નોટ—દેવદારના થાબલા માટે નીચે આપેલાં વજનથી સેકડે ૪૦ ટકા ઓછુ વજન લેવુ.

| થાબલાની ઉચાઇ ફીટમા | ચોરસ થાબલા અથવા પીલરની બાજુ, ઇચમા | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૩ | ૩½ | ૪ | ૪½ | ૫ | ૫½ | ૬ | ૬½ | ૭ |
| ૩ | ૨૨ | ૩૩ | ૪૭ | . | .. | ... | ... | . | .. |
| ૪ | ૧૫ | ૨૭ | ૩૯ | ૫૪ | ૭૧ | ૯૦ | ૧૧૧ | | . |
| ૫ | ૧૩ | ૨૧ | ૩૨ | ૪૬ | ૬૧ | ૭૯ | ૧૦૦ | ૧૨૨ | ૧૪૭ |
| ૬ | ૧૦ | ૧૭ | ૨૭ | ૩૯ | ૫૩ | ૬૯ | ૯૦ | ૧૧૦ | ૧૩૪ |
| ૭ | ૮ | ૧૪ | ૨૨ | ૩૩ | ૪૫ | ૬૧ | ૮૧ | ૯૮ | ૧૨૧ |
| ૮ | ૬ ૫ | ૧૧ ૫ | ૧૯ | ૨૮ | ૩૯ | ૫૩ | ૬૯ | ૮૮ | ૧૦૯ |
| ૯ | ૫ ૫ | ૯ ૫ | ૧૬ | ૨૪ | ૩૪ | ૪૬ | ૬૧ | ૭૮ | ૯૮ |
| ૧૦ | ૪ ૫ | ૮ | ૧૩ ૫ | ૨૦ | ૨૯ | ૪૦ | ૫૪ | ૬૯ | ૮૮ |
| ૧૧ | ૪ | ૭ | ૧૧ ૫ | ૧૭ | ૨૬ | ૩૫ | ૪૮ | ૬૨ | ૭૮ |
| ૧૨ | ૩ ૫ | ૬ | ૧૦ | ૧૫ | ૨૨ | ૩૧ | ૪૩ | ૫૫ | ૭૦ |
| ૧૩ | | ૫ ૫ | ૮ ૫ | ૧૩ | ૧૯ | ૨૬ | ૩૮ | ૪૯ | ૬૩ |
| ૧૪ | | ૪ ૫ | ૭ ૫ | ૧૧ ૫ | ૧૭ | ૨૪ | ૩૩ | ૪૪ | ૫૭ |
| ૧૫ | ... | . | ૬ ૫ | ૧૦ | ૧૫ | ૨૨ | ૩૦ | ૪૦ | ૫૨ |
| ૧૬ | ... | | ૫ ૫ | ૯ ૫ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૬ | ૪૮ |
| ૧૭ | | ... | ... | ૮ ૫ | ૧૨ ૫ | ૧૮ | ૨૫ | ૩૩ | ૪૩ |
| ૧૮ | .. | . | | ૭ ૫ | ૧૧ | ૧૬ | ૨૨ | ૩૦ | ૩૯ |
| ૧૯ | | | ... | | ૧૦ | ૧૪ ૫ | ૨૦ | ૨૮ | ૩૬ |
| ૨૦ | | .. | | . | ૯ ૫ | ૧૩ | ૧૯ | ૨૫ | ૩૩ |

| થાબલાની ઉચાઇ ફીટમા | ચારસ થાબલા અથવા પાલરની બાજુ, ઈચમા | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૭½ | ૮ | ૮½ | ૯ | ૯½ | ૧૦ | ૧૧ | ૧૨½ | |
| ૮ | ૧૩૨ | ૧૫૮ | ૧૮૬ | ૨૧૭ | | | . | | |
| ૧૦ | ૧૦૮ | ૧૩૧ | ૧૫૬ | ૧૮૪ | ૨૧૪ | ૨૪૭ | ૩૧૯ | ૪૦૦ | |
| ૧૨ | ૮૮ | ૧૦૯ | ૧૩૧ | ૧૫૬ | ૧૮૩ | ૨૧૩ | ૨૭૯ | ૩૫૬ | |
| ૧૪ | ૭૩ | ૯૦ | ૧૧૦ | ૧૩૨ | ૧૪૬ | ૧૮૩ | ૨૪૧ | ૩૧૪ | |
| ૧૬ | ૬૦ | ૭૫ | ૯૨ | ૧૧૨ | ૧૩૩ | ૧૫૭ | ૨૧૨ | ૨૭૭ | |
| ૧૮ | ૫૦ | ૬૪ | ૭૮ | ૯૫ | ૧૧૪ | ૧૩૬ | ૧૮૫ | ૨૪૪ | |
| ૨૦. | ૪૩ | ૫૪ | ૬૭ | ૮૧ | ૯૯ | ૧૧૮ | ૧૬૨ | ૨૧૫ | |
| ૨૩ | ૩૪ | ૪૩ | ૫૩ | ૬૬ | ૮૦ | ૯૬ | ૧૩૬ | ૧૮૩ | |
| ૨૬ | ૨૭ | ૩૫ | ૪૮ | ૫૪ | ૬૬ | ૭૯ | ૧૧૧ | ૧૫૧ | |
| ૨૯ | ૨૨ | ૩૦ | ૩૬ | ૪૫ | ૫૫ | ૬૬ | ૯૭ | ૧૩૫ | |

## કોઠો—૬૨. સાગલી બીમનાં માપ ઇંચમાં.

| સ્પેન ફીટમાં | બીમોનો તફાવત ૪ ફીટ સેનટરથી સેનટર | | | | | | | | બીમોનો તફાવત ૬ ફીટ સેનટરથી સેનટર | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૮૦ પા | | ૧૦૦ પા | | ૧૫૦ પા | | ૨૦૦ પા | | ૮૦ પા | | ૧૦૦ પા | | ૧૫૦ પા | | ૨૦૦ પા | |
| | પો | ઉ | પો | ઉ | પો | ઉ | પો | ઉ | પો | ઉ | પો | ઉ | પો | ઉ | પો | ઉ |
| ૬ | ૨ ૧/૨ | ૫ ૧/૪ | ૨ ૩/૪ | ૫ ૧/૪ | ૩ | ૬ ૧/૪ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ | ૬ | ૩ | ૬ ૧/૪ | ૩ ૧/૨ | ૭ | ૩ ૩/૪ | ૭ ૧/૨ |
| ૭ | ૩ | ૬ | ૩ ૧/૪ | ૬ ૧/૨ | ૩ ૧/૮ | ૭ | ૩ ૩/૪ | ૭ ૧/૪ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ ૧/૨ | ૭ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ ૧/૪ |
| ૮ | ૩ ૧/૪ | ૬ ૧/૪ | ૩ ૧/૨ | ૭ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ ૧/૪ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૮ | ૪ ૧/૨ | ૯ ૧/૪ |
| ૯ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૮ | ૪ ૧/૨ | ૯ | ૪ | ૮ | ૪ ૧/૪ | ૮ ૧/૨ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ | ૧૦ ૧/૪ |
| ૧૦ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૪ | ૪ ૧/૮ | ૯ ૧/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૧/૨ | ૯ ૧/૪ | ૫ | ૧૦ ૧/૪ | ૫ ૧/૮ | ૧૧ |
| ૧૧ | ૪ ૧/૪ | ૮ ૧/૮ | ૪ ૧/૮ | ૯ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૧/૮ | ૪ ૧/૨ | ૯ ૧/૪ | ૫ | ૧૦ | ૫ ૧/૮ | ૧૧ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ |
| ૧૨ | ૪ ૧/૮ | ૯ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ ૧/૪ | ૧૦ ૧/૮ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૧/૮ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૮ |
| ૧૩ | ૪ ૩/૪ | ૯ ૧/૮ | ૫ | ૧૦ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૮ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ |
| ૧૪ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ |
| ૧૫ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૨ | ૧૫ |
| ૧૬ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૮ | ૧૩ | ૭ | ૧૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૨ | ૧૩ | ૭ ૧/૪ | ૧૪ ૧/૮ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ |
| ૧૭ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૮ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૬ ૧/૮ | ૧૩ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૮ | ૧૬ ૧/૪ |
| ૧૮ | ૬ | ૧૨ ૧/૪ | ૬ ૧/૮ | ૧૩ | ૭ | ૧૪ ૧/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૭ | ૧૪ ૧/૪ | ૮ | ૧૬ | ૮ ૧/૮ | ૧૭ |
| ૧૯ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૬ ૩/૪ | ૧૩ ૧/૮ | ૭ ૧/૮ | ૧૫ | ૮ | ૧૬ | ૭ | ૧૪ | ૭ ૧/૮ | ૧૫ | ૮ ૧/૪ | ૧૬ ૧/૮ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ |
| ૨૦ | ૬ ૧/૮ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૮ | ૮ ૧/૪ | ૧૬ ૧/૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૮ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ | ૯ ૧/૪ | ૧૮ ૧/૨ |
| | બીમોનો તફાવત ૫ ફીટ સેનટરથી સેનટર | | | | | | | | બીમોનો તફાવત ૭ ફીટ સેનટરથી સેનટર | | | | | | | |
| ૬ | ૨ ૩/૪ | ૫ ૩/૪ | ૩ | ૬ | ૩ ૧/૪ | ૬ ૧/૮ | ૩ ૧/૮ | ૭ | ૩ | ૬ ૧/૪ | ૩ ૧/૪ | ૬ ૧/૮ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ |
| ૭ | ૩ ૧/૪ | ૬ ૧/૪ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ ૩/૪ | ૭ ૧/૮ | ૪ | ૮ | ૩ ૧/૮ | ૭ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૪ | ૮ | ૪ ૧/૪ | ૮ ૩/૪ |
| ૮ | ૩ ૧/૮ | ૭ | ૩ ૩/૪ | ૭ ૧/૨ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૮ | ૮ ૩/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ | ૪ ૧/૨ | ૯ | ૪ ૩/૪ | ૯ ૧/૨ |
| ૯ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ | ૪ ૧/૮ | ૯ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ |
| ૧૦ | ૪ ૧/૪ | ૮ ૧/૪ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૪ | ૧૦ ૧/૮ | ૪ ૧/૮ | ૯ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ |
| ૧૧ | ૪ ૧/૮ | ૯ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ ૧/૪ | ૧૦ ૧/૮ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ | ૧૦ ૧/૪ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ ૧/૪ |
| ૧૨ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ | ૧૦ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ | ૫ | ૧૦ ૧/૪ | ૫ ૧/૨ | ૧૧ | ૬ | ૧૨ | ૬ ૧/૨ | ૧૩ |
| ૧૩ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૫ ૧/૮ | ૧૧ | ૫ ૩/૪ | ૧૧ ૧/૮ | ૬ ૧/૮ | ૧૩ | ૭ | ૧૪ |
| ૧૪ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૮ | ૬ ૩/૪ | ૧૩ ૧/૮ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ | ૧૨ ૧/૪ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ |
| ૧૫ | ૫ ૧/૮ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ | ૬ ૧/૮ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ ૧/૪ | ૬ | ૧૨ ૧/૪ | ૬ ૧/૨ | ૧૩ | ૭ ૧/૪ | ૧૪ ૧/૮ | ૭ ૩/૪ | ૧૫ ૧/૮ |
| ૧૬ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૬ ૧/૮ | ૧૩ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૭ ૧/૮ | ૧૫ | ૮ | ૧૬ ૧/૪ |
| ૧૭ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૮ | ૧૩ | ૭ ૧/૪ | ૧૪ ૧/૮ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ ૧/૪ | ૭ ૩/૪ | ૧૫ ૩/૪ | ૮ ૧/૨ | ૧૭ |
| ૧૮ | ૬ ૧/૮ | ૧૩ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૮ | ૧૫ | ૮ | ૧૬ ૧/૪ | ૭ | ૧૪ | ૭ ૧/૨ | ૧૫ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ |
| ૧૯ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૭ | ૧૪ ૧/૪ | ૭ ૩/૪ | ૧૫ ૩/૪ | ૮ ૧/૨ | ૧૭ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ | ૯ ૧/૪ | ૧૮ ૧/૨ |
| ૨૦ | ૭ | ૧૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૮ | ૧૬ ૧/૪ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ | ૭ ૧/૮ | ૧૫ ૧/૪ | ૮ | ૧૬ | ૯ | ૧૮ | ૯ ૩/૪ | ૧૯ ૧/૪ |

## કોઠા-૬૨. સાગલી બીમનાં માપ ઈંચમાં.

| સ્પેન ફીટમાં | બીમોનો તફાવત ૮ ફીટ સેનટરથી સેનટર | | | | | | | | બીમોનો તફાવત ૧૦ ફીટ સેનટરથી સેનટર | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૮૦ પા | | ૧૦૦ પા | | ૧૫૦ પા | | ૨૦૦ પા | | ૮૦ પા | | ૧૦૦ પા | | ૧૫૦ પા | | ૨૦૦ પા | |
| | પો | ઉં | પો | ઉં | પો | ઉં | પો | ઉં | પો | ઉં | પો | ઉં | પો | ઉં | પો | ઉં |
| ૬ | ૩ ૧/૪ | ૬ ૧/૨ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ ૩/૪ | ૭ ૧/૨ | ૪ | ૮ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ ૧/૨ | ૭ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૨ |
| ૭ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૧/૨ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૨ | ૯ | ૩ ૩/૪ | ૭ ૧/૨ | ૪ | ૮ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૧/૨ |
| ૮ | ૪ | ૮ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૨ | ૯ ૧/૪ | ૫ | ૧૦ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૨ | ૧૦ ૧/૨ |
| ૯ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૧/૨ | ૯ | ૫ | ૧૦ ૧/૨ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૪ ૧/૨ | ૯ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૪ | ૧૦ ૧/૪ | ૫ ૩/૪ | ૧૧ ૧/૨ |
| ૧૦ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૨ | ૧૧ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૩/૪ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૩/૪ | ૧૧ ૧/૨ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ |
| ૧૧ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૪ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ |
| ૧૨ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ ૧/૪ |
| ૧૩ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ ૧/૪ | ૬ | ૧૨ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૭ | ૧૪ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ |
| ૧૪ | ૬ | ૧૨ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૭ | ૧૪ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૭ ૧/૨ | ૧૫ | ૮ | ૧૬ |
| ૧૫ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ ૧/૨ | ૧૫ | ૮ | ૧૬ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ ૧/૪ | ૭ ૩/૪ | ૧૫ ૩/૪ | ૮ ૧/૨ | ૧૭ |
| ૧૬ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ | ૧૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૨ | ૧૬ ૩/૪ | ૭ | ૧૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ |
| ૧૭ | ૭ | ૧૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૮ | ૧૬ ૧/૪ | ૮ ૩/૪ | ૧૭ ૧/૨ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ | ૯ ૧/૪ | ૧૮ ૧/૨ |
| ૧૮ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૨ | ૧૭ | ૯ | ૧૮ ૧/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ | ૧૬ ૧/૪ | ૯ | ૧૮ | ૯ ૧/૨ | ૧૯ ૧/૪ |
| ૧૯ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૮ | ૧૬ | ૮ ૩/૪ | ૧૭ ૧/૪ | ૯ ૧/૨ | ૧૯ | ૮ | ૧૬ | ૮ ૧/૨ | ૧૭ | ૯ ૧/૪ | ૧૮ ૩/૪ | ૧૦ | ૨૦ |
| ૨૦ | ૭ ૧/૪ | ૧૫ ૩/૪ | ૮ ૧/૪ | ૧૬ ૩/૪ | ૯ ૧/૪ | ૧૮ ૧/૨ | ૯ ૩/૪ | ૧૯ ૩/૪ | ૮ ૧/૪ | ૧૬ ૩/૪ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ | ૯ ૩/૪ | ૧૯ ૧/૨ | ૧૦ ૧/૨ | ૨૧ |

| | બીમોનો તફાવત ૯ ફીટ સેનટરથી સેનટર. | | | | | | | | બીમોનો તફાવત ૧૧ ફીટ સેનટરથી સેનટર | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૩ ૧/૪ | ૬ ૧/૨ | ૩ ૧/૨ | ૭ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ ૧/૪ | ૩ ૧/૪ | ૬ ૩/૪ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૪ | ૮ | ૪ ૧/૪ | ૮ ૩/૪ |
| ૭ | ૩ ૧/૨ | ૭ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૨ | ૪ ૧/૨ | ૯ ૧/૪ | ૩ ૩/૪ | ૭ ૩/૪ | ૪ | ૮ ૧/૪ | ૪ ૧/૨ | ૯ | ૪ ૩/૪ | ૯ ૩/૪ |
| ૮ | ૪ | ૮ | ૪ ૧/૪ | ૮ ૧/૨ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ | ૧૦ ૧/૪ | ૪ ૧/૪ | ૮ ૧/૨ | ૪ ૧/૨ | ૯ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ |
| ૯ | ૪ ૧/૪ | ૮ ૩/૪ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ ૧/૪ | ૧૦ ૧/૨ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૪ ૧/૨ | ૯ ૧/૪ | ૫ | ૧૦ | ૫ ૧/૨ | ૧૧ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ |
| ૧૦ | ૪ ૩/૪ | ૯ ૧/૨ | ૫ | ૧૦ ૧/૪ | ૫ ૧/૨ | ૧૧ ૧/૪ | ૬ | ૧૨ ૧/૪ | ૫ | ૧૦ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૬ | ૧૨ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ |
| ૧૧ | ૫ | ૧૦ ૧/૪ | ૫ ૧/૨ | ૧૧ | ૬ | ૧૨ | ૬ ૧/૨ | ૧૩ | ૫ ૧/૪ | ૧૦ ૩/૪ | ૫ ૩/૪ | ૧૧ ૧/૨ | ૬ ૧/૪ | ૧૨ ૩/૪ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ |
| ૧૨ | ૫ ૧/૨ | ૧૧ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૨ | ૧૩ | ૭ | ૧૪ | ૫ ૩/૪ | ૧૧ ૧/૨ | ૬ | ૧૨ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૧/૨ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ |
| ૧૩ | ૫ ૩/૪ | ૧૧ ૩/૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૩/૪ | ૬ | ૧૨ ૧/૪ | ૬ ૧/૨ | ૧૩ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ |
| ૧૪ | ૬ ૧/૪ | ૧૨ ૧/૨ | ૬ ૧/૨ | ૧૩ ૧/૪ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૭ ૧/૨ | ૧૫ ૧/૨ | ૬ ૧/૨ | ૧૩ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ |
| ૧૫ | ૬ ૧/૨ | ૧૩ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૮ | ૧૬ ૧/૪ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ |
| ૧૬ | ૬ ૩/૪ | ૧૩ ૩/૪ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૮ | ૧૬ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ | ૭ ૧/૪ | ૧૪ ૧/૨ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૮ ૧/૨ | ૧૭ | ૯ | ૧૮ ૧/૪ |
| ૧૭ | ૭ | ૧૪ ૧/૪ | ૭ ૧/૨ | ૧૫ ૧/૪ | ૮ ૧/૪ | ૧૬ ૩/૪ | ૯ | ૧૮ | ૭ ૧/૨ | ૧૫ | ૮ | ૧૬ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ | ૯ ૧/૨ | ૧૯ |
| ૧૮ | ૭ ૧/૨ | ૧૫ | ૮ | ૧૬ | ૮ ૩/૪ | ૧૭ ૧/૨ | ૯ ૧/૪ | ૧૮ ૩/૪ | ૭ ૩/૪ | ૧૫ ૩/૪ | ૮ ૧/૪ | ૧૬ ૩/૪ | ૯ ૧/૪ | ૧૮ ૧/૨ | ૯ ૩/૪ | ૧૯ ૩/૪ |
| ૧૯ | ૭ ૩/૪ | ૧૫ ૧/૨ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ | ૯ | ૧૮ ૧/૪ | ૯ ૩/૪ | ૧૯ ૩/૪ | ૮ ૧/૪ | ૧૬ ૧/૨ | ૮ ૩/૪ | ૧૭ ૩/૪ | ૯ ૧/૨ | ૧૯ ૧/૪ | ૧૦ ૧/૪ | ૨૦ ૧/૪ |
| ૨૦ | ૮ | ૧૬ ૧/૪ | ૮ ૧/૨ | ૧૭ ૧/૪ | ૯ ૧/૨ | ૧૯ | ૧ ૧/૪ | ૨૦ ૧/૨ | ૮ ૧/૨ | ૧૭ | ૯ | ૧૮ | ૧૦ | ૨૦ | ૧૦ ૩/૪ | ૨૧ ૧/૨ |

**મજલાની જમીન** (Floor)—મજલા અથવા માળની જમીનની મજબુતી કેટલી રાખવી તે ઇમારતની જાત ઉપર આધાર રાખે છે. સાધારણ રહેવાના ઘરોના મજલાની જમીન જાહેર ઇમારતોની જમીન જેટલી મજબુત રાખવાની કશી જરૂર નથી, કારણકે જાહેર ઇમારતોમાં આદમીઓની ભીડ થવાનો જેટલો સભવ હોય છે તેટલો ઘરોમા હોતો નથી તે છતા અકસમાતીક પ્રસગે ઘરમા આદમીઓની ભીડ થઇ જવાથી ઘરના મજલાની જમીન તુટી પડે તેવી હલકી પણ રાખવી નહી જોઇએ એક જગ્યામાં ઘણા આદમી જમાવ થવાથી સાધારણ ભીડ થાય તો દર સ્કવેર ફુટ જમીન ઉપર આસરે ૮૦ પાઉન્ડનુ વજન પડે છે અલબતા ચૂટી કાહડેલા ભારે વજનનાં આદમીઓ ખુબ ઠસી ઠસીને એક ઓરડામા ભરવાથી દર સ્કવેર ફુટ જમીન ઉપર પડતુ વજન ૧૫૦ પાઉન્ડ સુધી થવા જાય છે, પણ એવો બનાવ કદી બનતો નથી એક મજલાની જમીન માટે બીમ યા ગરદર કેટલો મોટો નાખવો તેની ગણુતરી કરતી વખતે તે જમીન ઉપર હમેશા વધારેમા વધારે કેટલુ વજન પડશે તે પેહલ્લા નક્કી કરવુ જોઇએ તે નક્કી કીધા પછી ખુદ તે જમીનનુ વજન દર સ્કવેર ફુટ દીઠ કેટલુ થશે તે પણ નક્કી કરવુ જોઇએ. જમીનનાં વજનમા બીમો અથવા ગરદરો, ભારવટિઆ, પાટિઆ, કોબો, ઇટ અથવા પથ્થર વગેરેનુ બધુ વજન આમેજ કરવુ જોઇએ

**કોઠા નાં૦ ૬૪ માં જુદી જુદી જાતની જમીનોનાં વજન દર સ્કવેર ફુટ દીઠ** આપ્યા છે કોઠા નાં૦ ૬૫ મા જૂદી જૂદી ઇમારતોની જમીન માટે કેટલુ વજન ખમવાની શક્તી રાખવી તે આપ્યુ છે, પણ એમા ખુદ જમીનનુ પોતાનું વજન ગણ્યું નથી.

**કોઠા—૬૪. જુદી જુદી જાતની જમીન (Flooring) નાં વજન.**

| દર સ્કવેર ફુટ દીઠ વજન પાઉન્ડ | વર્ણન |
|---|---|
| ૮૦ | સ્ટીલના ગરદરો ઉપર આર્ચ મારી ઉપર કૉનક્રીટ આર્ચની જાડાઇ ૪½ ઇચ |
| ૧૧૦ | ઉપર મુજબ, પણ આર્ચની જાડાઇ ૬ ઇચ |
| ૪૦ | લાકડાના બીમ, લાકડાના ભારવટિઆ, ⅞ ઇચ જાડાં પાટિઆં ઉપર ૩ ઇચ ઉચુ ઇટનુ થર અથવા કોબો |
| ૬૦ | ઉપર મુજબ લાકડ કામ, ઉપર ૪½ ઇચ ઉચુ ઇટનુ થર |
| ૧૦ | લાકડાના બીમ અને ભારવટિઆ ઉપર ફકત ⅞ ઇચ જાડા પાટિઆ. |
| ૨ થી ૪ | કોરૂગેટેડ આયર્ન શીટ, ગેજના પ્રમાણમા |
| ૧૦ | સ્લેટ (છાપરા માટે) |
| ૧૫ | નળિઆં (છાપરા માટે) |
| ૮૫ | લાકડાના બીમ, ભારવટિઆ તથા પાટિઆં, ઉપર એક ઇટનુ થર ને તેની ઉપર ૬ ઇચ માટી |
| ૪૦ | ફકત ૬ ઈચ માટીનુ થર (ધાબા અથવા ફ્લૅટ રૂફ માટે) |

**કોઠો—૬૫. જુદી જુદી જાતની ઇમારતોની જમીન (Flooring) માટે રાખવી જોઇતી વજન ખમવાની શક્તિ.**

| દર સ્કવેર ફુટ દીઠ વજન પાઉન્ડ | વર્ણન. |
|---|---|
| ૭૦ | સાધારણ પાટિઆંની જમીન, જે ઉપર થોડો વસવાટ યા બોજો મુકવાનો હોય |
| ૬૦ | ધાબા અથવા ફ્લૅટ રૂફની જમીન, જે ઉપર ફકત મરામત માટેજ થોડા આદમી જઇ શકે |
| ૮૦ | સાધારણ રહેવાનાં ઘરોના મજલાની જમીન |
| ૧૨૦ | જાહેર ઇમારત, સ્કુલ, લેકચર રૂમ, મોટી ઑફીસ વગેરેની જમીન |
| ૨૦૦ | નાના પુલો અને ગાડીઘોડાની આવજાવવાળી જગા. |
| ૧૫૦ | જીનીગ પ્રેસીગ વગેરે ફેકટરીઓની જમીન. |
| ૧૮૦ થી ૨૦૦ | કૉટન સ્પીનીગ મીલની જમીન (ફાયર પ્રુફ સીસટમ.) |
| ૨૫૦ થી ૩૦૦ | ભારે દાગીનાનાં કારખાનાંઓ, વર્ક શૉપ વગેરેની જમીન |

**ડેડ લોડ અને લાઇવ લોડ** (Dead Load and Live Load)—કોઠા નાં૦ ૬૪ મા મજલાની જમીનનુ જે વજન આપ્યુ છે તે ડેડ લોડ કહેવાય છે, જ્યારે મજલા ઉપર મુકેલો સામન, ફરતાં આદમી, ચાલતી મશીનરી વગેરે લાઇવ લોડ કહેવાય છે એક મજલાની જમીન માટે જોઇતા ગરદરો યા બીમોની સાઇઝ નક્કી કરતી વખતે એ બન્ને લોડ અથવા વજન ગણતરીમાં લેવા જોઇએ. લાઇવ લોડ સાથે સામટુ કેટલુ વજન ખમવાની તાકાત જુદી જુદી ઇમારતોની જમીન માટે રાખવી તે કોઠા નાં૦ ૬૫ મા આપ્યુ છે જેમકે કૉટન સ્પીનીગ અને વીવીગ મીલો માટે દર સ્કવેર ફુટ જમીન ૧૮૦ થી ૨૦૦ પાઉન્ડનુ વજન ખમી શકે એવી રીતે તેના ગરદરો અથવા બીમોની ડીઝાઇન કરવી જોઇએ એ ફાયર પ્રુફ સીસ્તમ ઉપર બંધાતી ઇમારતો માટે છે, કે જેઓમા સ્ટીલના ગરદરો ઉપર આર્ચ મારી તે ઉપર કૉનક્રીટ કરવામા આવે છે જ્યાં મોટા ગરદરો ઉપર મીલની પહોળાઇ સુધીના લાબા અને એક એક ગાળા અથવા "બે" (bay) જેટલાં આસરે ૧૧ ફીટ સ્પૅનના મોટા આર્ચ મારવામા આવે છે, ત્યા ખુદ તે જમીનનુ વજન ૧૧૦ થી ૧૧૫ પાઉન્ડ દર સ્કવેર ફુટ દીઠ થવા જાય છે, પણ જયા મોટા ગરદરો ઉપર બીજા નાના નાના ગરદરો આડા જોડી તેઓ વચ્ચે ૪ યા ૫ ફીટના સ્પૅનના નાના આર્ચ મારવામા આવે છે, ત્યાં તે જમીનનુ વજન આસરે દર સ્કવેર ફુટ દીઠ ૭૦ થી ૮૦ પાઉન્ડ સુધી થાય છે એમા મશીનરી તથા આદમી અને માલ વગેરેનું દર સ્કવેર ફુટ દીઠ ૧૮૦ પાઉન્ડ વજન ઉમેરતાં ૮૦+૧૮૦=૨૬૦ પાઉન્ડ તોટલ લોડ થશે

**સ્પીનીંગ મીલની જમીન ઉપર પડતું વજન** ઉપર જે ૧૮૦ પાઉન્ડ દર સ્કવેર ફુટ દીઠ ગણ્યું છે તે ખરેખરી રીતે જોતા એટલું પડતું નથી. એક સ્પીનીગ રૂમની જમીનનો સામટો

એરીઆ ગણતાં તે ઉપર મશીનરી, માલ અને કામદારોનું સામટું વજન આસરે દર સ્કવેર ફુટ દીઠ ૪૦ થી ૪૫ પાઉન્ડ પડે છે, પણ જે જગ્યા ખુદ એક મશીન રોકે છે તેટલીજ જગ્યા ઉપર તે મશીનનુ વજન તેની જાત પ્રમાણે દર સ્કવેર ફુટ દીઠ ૧૦૦ થી ૧૫૦ પાઉન્ડ પડે છે દાખલા તરીકે એક બન્ડલીગ પ્રેસ ૩×૨ ફીટ =૬ સ્કવેર ફીટ જગ્યા રોકે છે, અને તેનુ વજન લગભગ ૧૨૦૦ પાઉન્ડ હોવાથી જ્યા તે મુકયો હોય ત્યા દર સ્કવેર ફુટ જમીન ઉપર ૨૦૦ પાઉન્ડનું વજન પડશે ! એ ઉપરાત મશીનરી ચાલતી વખતે થતા ધપકારા, હીલચાલ તથા અકસ્માત વખતે થતી ભીડ વગેરે ખ્યાલમા લઇને એક મીલ માટે દર સ્કવેર ફુટ જમીન ઉપર પડતુ ૧૮૦ પાઉન્ડનું વજન ગણતરીમા લેવુ સલામત છે

**સ્ટીલના ગરદરો** (Steel Girders)—આજ કાલ લાકડાના બીમની જગાએ સ્ટીલના ગરદરો ઘણા વપરાવા લાગ્યા છે સર્વેમા ઇગ્લીશ બનાવટના ગરદરો સારી જાતના કહેવાય છે ફાયર પ્રુફ સીસતમની ઇમારતોમા એવા ગરદરોનો મોટો ભાગ બાધકામમાં ઢકાઇ જતો હોવાથી તેઓને પેહલ્લા સી દુરના રગથી અથવા કોલતારથી સારીપેઠે રગાવવા જોઇએ, કે જેથી તેઓ કિટાઇ જાય નહી ગરદરની વચલી ઉભી પ્લેટને "વેબ" ( web ) કહે છે, તથા નીચલી અને ઉપલી પ્લેટને ફ્લૅન્જ કહે છે ગરદરની વેબમા સુરાખ પાડવાથી તે ઝાઝો કમજોર થતો નથી પણ તેની ફ્લૅન્જમાં સુરાખ પાડવાથી તે ઘણો કમજોર થાય છે, માટે બનતાં સુધી ફ્લૅન્જમા સુરાખ પાડવાં નહી. નાના ગરદરને "જૉઇસ્ત" (joist) કહે છે. સ્ટીલના ગરદરો કરતા રૉટ આયર્નના ગરદરો વજનમા ૫ ટકા ઓછા ઉતરે છે, અને મજબૂતીમાં સેકડે ૨૫ થી ૩૦ ટકા ઓછા હોય છે.

## કોઠો—૬૬. સ્ટીલના ગરડરો ઉપર રાખવામાં આવતું સલામત વજન, તનમાં.

| સાઇઝ ઇંચમાં. | વજન દર ફુટે પાઉન્ડમાં. | બે ટેકા વચ્ચેનો સ્પૅન, ફીટમાં | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ | ૨૨ | ૨૪ | ૨૬ | ૨૮ | ૩૦ | ૩૨ |
| ૨૦×૭½ | ૮૯ | ... | | ૬૨ | ૫૪ | ૪૮ | ૪૩ | ૩૯ | ૩૬ | ૩૩ | ૩૧ | ૨૯ | ૨૭ |
| ૧૮×૭ | ૭૫ | ... | . | ૪૮ | ૪૨ | ૩૭ | ૩૪ | ૩૦ | ૨૮ | ૨૬ | ૨૪ | ૨૨ | |
| ૧૬×૬ | ૬૨ | ... | ૪૦ | ૩૪ | ૩૦ | ૨૬ | ૨૪ | ૨૧ | ૨૦ | ૧૮ | ૧૭ | | .. |
| ૧૬×૫ | ૫૦ | ... | ૩૦ | ૨૬ | ૨૩ | ૨૦ | ૧૮ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | | . |
| ૧૫×૬ | ૫૯ | ૪૩ | ૩૬ | ૩૧ | ૨૭ | ૨૪ | ૨૧ | ૧૯ | ૧૮ | ૧૬ | . | .. | . |
| ૧૫×૫ | ૪૨ | ૨૯ | ૨૪ | ૨૧ | ૧૮ | ૧૬ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | | | . |
| ૧૪×૬ | ૫૭ | ૩૯ | ૩૩ | ૨૮ | ૨૪ | ૨૨ | ૧૯ | ૧૮ | . | | | . | .. |
| ૧૪×૬ | ૪૬ | ૩૨ | ૨૬ | ૨૨ | ૨૦ | ૧૭ | ૧૬ | ૧૪ | . | | . | . | . |
| ૧૩×૫ | ૪૨ | ૨૪ | ૨૦ | ૧૭ | ૧૫ | ૧૩ | ૧૨ | ૧૧ | | . | .. | | ... |
| ૧૨×૬ | ૫૪ | ૩૨ | ૨૭ | ૨૩ | ૨૦ | ૧૮ | ૧૬ | | | | | | ... |
| ૧૨×૬ | ૪૪ | ૨૭ | ૨૩ | ૨૦ | ૧૭ | ૧૫ | ૧૪ | | | | | | .. |
| ૧૨×૫ | ૩૨ | ૧૯ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૦ | ૯ | .. | | | | | ... |
| ૧૨×૫ | ૩૯ | ૨૨ | ૧૮ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૧ | . | | | | | .. |

| | | બે ટેકા વચ્ચેનો સ્પૅન, ફીટમા | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૦ |
| ૧૦×૬ | ૪૫ | .. | | ૨૮ | ૨૩ | ૧૯ | ૧૬ | ૧૪ | | |
| ૧૦×૫ | ૩૫ | ... | | ૨૧ | ૧૭ | ૧૪ | ૧૨ | ૧૦ | | |
| ૧૦×૫ | ૨૯ | . | . | ૧૯ | ૧૫ | ૧૨ | ૧૦ | ૯ | | |
| ૯×૩¾ | ૨૦ | . | . | ૧૧ | ૮ | ૭ | ૬ | ૫ | | |
| ૮×૫ | ૩૦ | | ૨૦ | ૧૫ | ૧૨ | ૧૦ | ૯ | . | | |
| ૮×૪ | ૨૫ | . | ૧૬ | ૧૨ | ૯ | ૮ | ૭ | .. | | |
| ૮×૪ | ૧૯ | .. | ૧૨ | ૯ | ૭ | ૬ | ૫ | ... | | |
| ૭×૩¾ | ૧૬ | ૧૩ | ૯ | ૬ | ૫ | ૪ | . | .. | | |
| ૬×૩ | ૧૩ | ૯ | ૬ | ૪ | ૩ | | ... | ... | | |
| ૬×૨ | ૧૨ | ૭ | ૪ | ૩ | ૨ | | .. | ... | | |
| ૫¼×૧½ | ૯ | ૪ | ૩ | ૨ | ... | | . | | | |
| ૫×૩ | ૧૧ | ૭ | ૪ | ૩ | | | .. | . | | |
| ૪¾×૧¾ | ૬½ | ૩ | ૨ | ૧ | | . | . | .. | | |
| ૪×૧¾ | ૫ | ૨ | ૧ | . | ... | . | .. | . | | |

**ગરદરો પીલરો તરીકે** (Steel Girders as Pillars)—સ્ટીલના ગરદરોને ઘણે ઠેકાણે પીલરો તરીકે વાપરવામા આવે છે પીલર માટેનો ગરદર તેની ઉંડાઇના પ્રમાણમાં મળી આવે તેટલી વધારે પોહળી ફ્લૅન્જવાળો હોવો જોઈએ એટલે કે ગરદરની પોહળાઇ અને ઉંડાઇ બને તેટલી એક સરખી લેવી. ૧૦"x૬" ઇંચના ગરદરને બદલે ૯"x૭"નો ગરદર પીલર તરીકે વાપરવાનો વધારે સારો કહેવાય છે, પણ જો ૯"x૯" નો ગરદર મળી શકતો હોય તો સર્વથી સારો પોહળાઇ જેટલીજ ઉંડાઇના ૧૨"x૧૨" સુધીના ગરદરો હાલમા પીલરો તરીકે વાપરવા લાયક મળી શકે છે, જેઓને બ્રૉડ ફ્લૅન્જ (broad flange) ગરદર કહે છે પીલરો ઉપર વજન પડવાથી તેઓ વચ્ચેથી મરડાઇ (cripple) જાય છે માટે જેમ પીલરની ઉંચાઇ વધારે તેમ તેની વજન ખમવાની શકિત ઓછી હોય છે જેમકે એક પીલર જો ૧૦ ફીટ લાંબો હોય અને ૭૨ તન વજન ખમી શકતો હોય, તો તેજ માપનો પીલર ૨૦ ફીટ લાંબો કરવાથી તે ૩૬ તન વજન ખમવાને લાયક થાય છે. તેજ પ્રમાણે એક પીલરના બન્ને છેડા જયારે સપાટ હોય અને તેઓને ઉપર અને નીચે જાથુકના અને સજ્જડ ફીક્સ્ડ કરવાથી તે જેટલો મજબૂત વજન ખમવા માટે કહેવાય છે, તેથી અરધો મજબુત, તેના છેડા જયારે ગોળ હોય અને માત્ર જમીન ઉપર ટકાવ્યા હોય ત્યારે, કહેવાય છે. વળી એક પીલર બીલકુલ સીધો અને જરાબી વાંક વગરનો હોવો જોઇએ. જો પીલર એક દોરો પણ વચ્ચેથી મરડાયલો અને વાંકો થયલો હોય તો તેની મજબૂતી અતીશય ઘટી જશે, અને તેની ઉપર વજન આવતાંજ તે વધારે વાંકો થઇને ભાગી જવાનો સંભવ રહેશે ૧૨ ઇંચથી વધારે પોહળી ફ્લૅન્જના ગરદરો મળી શકતા નથી, માટે મોટી અગત્યના અને ભારે વજનના કામ માટે બે ગરદરો સાથે જોડીને પીલરો બનાવવામા આવે છે. કોઠા નાં૦ ૬૭મા આપેલા સલામત વજન સાધારણ ઇમારતો માટે છે. મીલો અને ફેકટરીઓ માટે એ કોઠામાં આપેલા સલામત વજન કરતાં ⅓ (સેકડે ૩૩ ટકા) ઓછું વજન લેવું જોઇએ

## કોઠો—૬૭. સ્ટીલના ગરદરો પીલરો તરીકે વાપરતાં તેઓ ઉપર રાખવું જોઈતું સલામત વજન, તનમાં.

| ગરદરની સાઇઝ ઇંચમા | દર ફુટે વજન પાઉન્ડમા | પીલરની ઉંચાઇ, ફીટમાં | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૮ | ૨૦ |
| ૩×૩ | ૧૦ | ૧૨ | ૧૦ | ૯ | ૮ | | . | .. | .. | . | ... | ... | ... |
| ૪×૩ | ૯½ | ૧૧ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ... | .. | ... | .. | .. | . |
| ૫×૩ | ૧૧ | ૧૩ | ૧૧ | ૯ | ૮ | ૭ | ૬ | .. | ... | ... | .. | .. | |
| ૫×૫ | ૨૪ | ૪૦ | ૩૭ | ૩૬ | ૩૩ | ૩૧ | ૨૯ | ૨૬ | ૨૪ | .. | ... | | . |
| ૬×૩ | ૧૩ | ૧૩ | ૧૧ | ૯ | ૮ | ૭ | ૬ | .. | .. | ... | . | .. | . |
| ૬×૫ | ૨૫ | ૪૦ | ૩૭ | ૩૬ | ૩૩ | ૩૧ | ૨૮ | ૨૫ | ૨૩ | ... | .. | | .. |
| ૭×૩¾ | ૧૬ | ૨૧ | ૧૮ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૧ | | . | ... | ... | .. | |
| ૭×૭ | ૩૧½ | ૪૪ | ૪૩ | ૪૨ | ૪૦ | ૩૮ | ૩૬ | ૩૪ | ૩૧ | ૨૯ | ૨૭ | ૨૪ | ૨૦ |
| ૮×૪ | ૧૯ | ૨૬ | ૨૩ | ૨૦ | ૧૮ | ૧૬ | ૧૪ | .. | . | ... | ... | | . |
| ૮×૬ | ૩૫ | ૬૦ | ૫૭ | ૫૪ | ૫૧ | ૪૯ | ૪૬ | ૪૨ | ૩૯ | .. | ... | .. | .. |
| ૮×૮ | ૩૭ | ૫૩ | ૫૨ | ૫૧ | ૪૯ | ૪૭ | ૪૫ | ૪૩ | ૪૧ | ૩૮ | ૩૬ | ૩૨ | ૨૮ |
| ૮½×૮½ | ૪૪ | ૬૩ | ૬૨ | ૬૧ | ૫૯ | ૫૭ | ૫૫ | ૫૩ | ૫૧ | ૪૯ | ૪૬ | ૪૧ | ૩૬ |
| ૯×૭ | ૫૮ | ૧૦૨ | ૧૦૦ | ૯૫ | ૯૨ | ૮૯ | ૮૫ | ૮૦ | ૭૬ | ૭૧ | ૬૬ | ૫૮ | ૫૦ |
| ૯½×૯½ | ૫૧ | ૭૬ | ૭૪ | ૭૨ | ૭૧ | ૬૯ | ૬૭ | ૬૫ | ૬૩ | ૬૧ | ૫૮ | ૫૨ | ૪૭ |
| ૧૦×૫ | ૨૯ | ૪૬ | ૪૩ | ૪૦ | ૩૭ | ૩૪ | ૩૧ | ૨૮ | ૨૫ | ... | . | ... | .. |
| ૧૦×૫ | ૩૫ | ૫૪ | ૫૧ | ૪૭ | ૪૩ | ૩૯ | ૩૬ | ૩૨ | ૨૯ | ... | . | | .. |
| ૧૦×૬ | ૪૫ | ૭૬ | ૭૩ | ૭૦ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૪ | ૫૦ | ૪૬ | ૪૩ | ૩૭ | ૩૨ |
| ૧૦×૧૦ | ૫૫ | ૮૪ | ૮૨ | ૭૯ | ૭૮ | ૭૬ | ૭૪ | ૭૧ | ૬૯ | ૬૭ | ૬૫ | ૫૯ | ૫૩ |
| ૧૦¼×૧૦¼ | ૬૧ | ૯૫ | ૯૧ | ૮૮ | ૮૬ | ૮૪ | ૮૩ | ૮૦ | ૭૭ | ૭૫ | ૭૩ | ૬૮ | ૬૧ |
| ૧૦½×૧૦½ | ૬૫ | ૧૦૦ | ૯૭ | ૯૫ | ૯૩ | ૯૧ | ૮૯ | ૮૭ | ૮૪ | ૮૧ | ૭૯ | ૭૪ | ૬૮ |
| ૧૧ ×૧૧ | ૭૦ | ૧૦૬ | ૧૦૪ | ૧૦૩ | ૧૦૦ | ૯૭ | ૯૬ | ૯૪ | ૯૧ | ૮૮ | ૮૬ | ૮૧ | ૭૫ |
| ૧૧½×૧૧½ | ૭૫ | ૧૧૩ | ૧૧૧ | ૧૧૦ | ૧૦૭ | ૧૦૫ | ૧૦૩ | ૧૦૧ | ૯૯ | ૯૬ | ૯૩ | ૮૮ | ૮૩ |
| ૧૨ × ૫ | ૩૯ | ૫૮ | ૫૬ | ૫૨ | ૪૭ | ૪૩ | ૩૯ | ૩૫ | ૩૨ | ૨૯ | ... | . | .. |
| ૧૨ × ૫ | ૩૨ | ૫૦ | ૪૭ | ૪૪ | ૪૦ | ૩૬ | ૩૩ | ૨૮ | ૨૭ | ૨૫ | ... | | . |
| ૧૨ × ૬ | ૫૪ | ૯૨ | ૮૭ | ૮૪ | ૮૦ | ૭૫ | ૭૧ | ૬૫ | ૬૦ | ૫૫ | ૫૧ | ૪૩ | ૩૮ |
| ૧૨ ×૧૨ | ૮૦ | ૧૨૧ | ૧૨૦ | ૧૧૯ | ૧૧૭ | ૧૧૪ | ૧૧૨ | ૧૧૦ | ૧૦૮ | ૧૦૫ | ૧૦૨ | ૯૭ | ૯૧ |

**ગરદરોની પસંદગી** કરતી વખતે પેહલા તેઓની ઉંચાઇ નક્કી કરવી. બે દિવાલ અથવા થાભલા અથવા ટેકાઓ વચ્ચેની જગાને સ્પૅન કહે છે. ગરદરની ઉંચાઇ સ્પૅનના ઓછામા ઓછા ૨૦ મા ભાગ કરતાં કદીબી ઓછી રાખવાની ભલામણ કરવામા આવતી નથી એટલે જો સ્પૅન ૨૦ ફીટ હોય તો ગરદરની ઉંચાઇ ઓછામાં ઓછી

એક ફુટ રાખવી, જો ૩૦ ફીટ હોય તો ૧૮ ઇચ રાખવી એથી ઓછી ઉચાઇનો ગરદર પસદ કરવાથી તે વચમાંથી વજનને લીધે ઘણો લચી જશે.

**ગરદરોની સાઈઝ** મુકરર કરવા માટે પેહલ્લાં કઇ જાતની જમીન માટે ગરદરો નાખવાના છે તેનુ વજન મુકરર કરવુ, જે કોઠા નાં૦ ૬૪ મા આપ્યુ છે પછી તે જમીન ઉપર કેટલુ વજન આવશે તે કોઠા નાં૦ ૬૫ મા જોઇને નક્કી કરવુ ત્યારપછી જે ઓરડા માટે ગરદરોની સાઇઝ નક્કી કરવાની હોય તે ઓરડામા કેટલે કેટલે તફાવતે ગરદરો નાખવાનો વિચાર છે તે મુકરર કરવુ, અને પછી તે ઓરડાની જમીનનુ પોતાનુ અને તેની ઉપર પડનારૂં સામટુ વજન તે બધા ગરદરો ઉપર નાખતા દરેક ગરદર પર કેટલા તન વજન પડશે તે શોધી કાહડવુ ધારો કે ૨૦ ફીટનો સ્પૅન છે અને દરેક ગરદર પર હિસાબ કાહડના ૧૪ તનનુ વજન આવશે, તો કોઠા નાં૦ ૬૬ મા ૨૦ ફીટના સ્પૅનની કૉલમમા ૧૪ તનના વજન માટે ૧૨×૬ નો ગરદર દર ફુટ લબાઇ દીઠ ૪૪ પાઉન્ડના વજનવાળો મળશે, અથવા તો ૧૫×૫ નો ગરદર દર ફુટ લબાઇ દીઠ ૪૨ પાઉન્ડના વજનવાળો મળશે, જે એમાથી કોઇબી ગરદર પસદ કરી લેવો

**ફેકટર ઑફ સેફ્ટી** ( Factor of Safety )—એક ગરદર અથવા કોઇબી ચીજ જેટલા વજનથી ભાગી જઇ શકતી હોય તે કરતા ચાલુમા તે ઉપર જેટલુ ઓછુ વજન લેવામા આવે તે બન્ને વજનના પ્રમાણના આકડાને ફેકટર ઑફ સેફ્ટી કહે છે જેમકે એક ગરદર ૧૦૦ ટનના વજનથી ભાગી જતો હોય પણ ચાલુમા તે ગરદર ઉપર ૨૫ ટન વજન મુકવાનુ હોય તો તેનો ફેકટર ઑફ સેફ્ટી ૧૦૦÷૨૫=૪ થયો એ મુજબ ગરદરોની ડીઝાઇન કરતી વખતે જુદી જુદી ઇમારત માટે જુદા જુદા ફેકટર ઑફ સેફ્ટી રાખવામા આવે છે જેમકે રહેવાના સાધારણ મકાન માટે ૩, ફેક-ટરીઓ માટે ૪, અને આગગાડીના પૂલો અને બીજી જગાઓ જ્યા ઘણો ધ્રુજારો થતો હોય ને સખ્ત આચકા લાગતા હોય ત્યા ૫ થી ૬ નો ફેકટર રાખવામા આવે છે કોઠા નાં૦ ૬૬ મા ૪ નો ફેકટર ઑફ

સેફ્ટી રાખ્યો છે એટલે કે જે વજનથી ગરદરો ભાગી જાય તે વજન કરતાં ૪ ગણા ઓછા વજન સલામતી ખાતર આપવામાં આવ્યાં છે. જો રહેવાના મકાન માટે ગરદરો જોઇના હોય તો એ કોઠામાં આપેલા વજનમા આસરે ૨૦ થી ૨૫ ટકા વધારે વજન લેવું. પણ જ્યા કોઇ પૂલ અથવા એવીજ કોઇ આચકા ખાતી જગા માટે ગરદરો જોઇતા હોય ત્યાં એ કોઠામા આપેલા વજન કરતાં આસરે ૧૮ થી ૨૦ ટકા ઓછુ વજન લેવુ

**લોહડાંના થાંભલાઓ** (Cast Iron Pillars)—મીલો અને ફેકટરીઓમાં હવે કાસ્ત આયર્નના થાંભલાઓ ઘણા વપરાય છે ૩૪ ફીટ સુધીની લબાઇના એકજ સાઇઝના પીલરોમા રૉટ આર્યન કરતા કાસ્ત આયર્નના પીલરો વધારે મજબુત રહે છે, પણ જેમ જેમ લબાઇ વધતી જાય તેમ તેમ કાસ્તને બદલે રૉટ આયર્નના પીલરો વધારે મજબુત હોય છે કાસ્ટ આયર્નના પીલરો પોકળ બનાવવામા આવે છે, અને ધાતુની જાડાઇ ઘણાજ હલકા પીલરો માટે ૪ દોરાથી કદીબી ઓછી રાખવાની ભલામણ કરવામા આવતી નથી મીલો અને ફેકટરીઓ માટેના પીલરોની ધાતુની જાડાઇ ઓછામા ઓછી નીચે મુજબ રાખવી જોઇએ પીલરના ડાયામેટરના ૧૨ મા ભાગ કરતાં ઓછી જાડાઇ ધાતુની રાખવી નહી.

૭ થી ૧૦ ફીટ લાબા પીલર માટે ૪ દોરા.
૧૦ થી ૧૩ ફીટ લાબા પીલર માટે ૫ દોરા.
૧૩ થી ૨૦ ફીટ લાબા પીલર માટે ૭ દોરા

**પીલરની ધાતુની જાડાઈ** જે ઉપર આપી છે તે ઓછામા ઓછી છે. ગમે તેવા હલકા વજન મળે પણ એથી ઓછી જાડાઇ રાખવી નહી એક પીલરની ધાતુની જાડાઇ કેટલી રાખવી તે ખરેખરી રીતે તો તે પીલર ઉપર કેટલુ વજન મુકવાનુ છે તેની ઉપર આધાર રાખે છે જેમ પીલર વધુ લાબો તેમ તેની મજબુતી ઓછી

સમજવી જેમ કે એક ઇચ ધાતુની જાડાઇવાળો એક પીલર ૧૦ ફીટ લાંબો હોય અને બીજો તેટલીજ ધાતુની જાડાઇવાળો પીલર ૧૫ ફીટ લાંબો હોય તો ૧૦ ફીટની લબાઇના પીલર કરતાં ૧૫ ફીટની લબાઇના પીલરપર ઘણુ ઓછુ વજન મુકવું જોઇએ, યાતો ૧૫ ફીટની લબાઇવાળા પીલરની ડાયામેટર વધારે રાખવી જોઇએ.

**કોઠા નાં૦ ૬૮ માં** કાસ્ટઆયર્નના પીલરો ઉપર કેટલુ સલામત વજન મુકવુ તે આપ્યુ છે કાસ્ટ આયર્નને માટે જેટલા વજનથી એક પીલર ભાગી જઈ શકે તે કરતા ૧૦ ગણુ ઓછુ વજન સલામત ધારવામા આવે છે—યાને કાસ્ટ આયર્નનો ફેકટર ઓફ સેફટી ૧૦ નો રાખ્યો છે એ કોઠાની પહેલ્લી કૉલમમા પીલરોની લબાઇ તેના ડાયામેટરના પ્રમાણુમા આપી છે એટલે કે એક પીલર તેના ડાયામેટર કરતા કેટલા ગણો લાબો છે ૬ ઇચ ડાયામેટરનો એક પીલર ૧૦ ફીટ લાબો હોય તો તેના ડાયામેટર કરતાં તેની લબાઇ ૨૦ ગણી થઇ એ કોઠામા આપેલું વજન પીલરની ધાતુની જાડાઇના ( ક્રૉસ સેક્શન ) એરીઆ ઉપર દર સ્કવેર ઇંચ દીઠ પડતુ સલામત વજન છે, જે ઉપરથી આખા પીલર ઉપર કેટલું વજન મુકવુ સલામતી ભરેલુ છે તે સહેલાઇથી ગણી કાહડી શકાશે. જેમકે ૧૦ ફીટ લાબો એક પીલર ૬ ઇચ ડાયામેટરનો છે અને ૧ ઇચ જાડી ધાતુ છે તો લબાઇ ડાયામેટર કરતા ૨૦ ગણી થઇ ૨૦ ગણી ડાયામેટર જેટલી લબાઇના પીલર માટે એ કોઠામા દર સ્કવેર ઇચે ૧૮ ટન વજન લેવા લખ્યુ છે, માટે ૬ ઇચ ડાયામેટરની આસરે ૧૮ ઇચ સરકમફરનસ થઇ અને ૧૮×૧=૧૮ ચોરસ ઇંચ એરીઆ (આસરે) થયો, માટે ૧૮×૧૮=૩૨૪ ટન વજન આખા પીલર ઉપર મુકવુ સલામત છે

## કોઠો—૬૮. કાસ્ટ આયર્નના પીલરો માટે સલામત વજન.

| પીલરની લંબાઈ ડાયામેટરથી કેટલી ગણી | સલામત વજન દર સ્કવેર ઇંચ ના ભાગના [illegible] ઉપર, ટનમા | પીલરની લંબાઈ ડાયામેટરથી કેટલી ગણી | સલામત વજન દર સ્કવેર ઇંચ ના ભાગના [illegible] ઉપર, ટનમા | પીલરની લંબાઈ ડાયામેટરથી કેટલી ગણી | સલામત વજન દર સ્કવેર ઇંચ ના ભાગના [illegible] ઉપર, ટનમા | પીલરની લંબાઈ ડાયામેટરથી કેટલી ગણી | સલામત વજન દર સ્કવેર ઇંચ ના ભાગના [illegible] ઉપર, ટનમા |
|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૩ ૩૦ | ૧૨ | ૨.૬૫ | ૧૮ | ૨ ૦૦ | ૨૪ | ૧ ૪૬ |
| ૭ | ૩ ૨૦ | ૧૩ | ૨ ૫૩ | ૧૯ | ૧ ૯૦ | ૨૫ | ૧ ૪૧ |
| ૮ | ૩ ૧૦ | ૧૪ | ૨ ૪૨ | ૨૦ | ૧ ૮૦ | ૨૬ | ૧ ૩૪ |
| ૯ | ૩ ૦૦ | ૧૫ | ૨ ૩૦ | ૨૧ | ૧ ૭૧ | ૨૭ | ૧ ૨૮ |
| ૧૦ | ૨ ૮૮ | ૧૬ | ૨ ૨૦ | ૨૨ | ૧ ૬૩ | ૨૮ | ૧ ૨૧ |
| ૧૧ | ૨ ૭૬ | ૧૭ | ૨ ૧૦ | ૨૩ | ૧ ૫૫ | ૩૦ | ૧ ૧૦ |

**કાસ્ટ આયર્નના પીલરોની બનાવટ** એવી હોય છે કે તેઓને પોકળ ઢાળવામાં આવે છે, અને નીચલો છેડો ટર્ન કરી ફેસ કરવામાં આવે છે. એ નીચલો છેડો એક તેવીજ રીતે ફેસ કીધેલી બેઝ પ્લેટ (base plate) ઉપર બેસે છે, જે બેઝ પ્લેટ ઉપર વચ્ચે પીલરના સુરાખમાં બેસતો આવે એવો ભાગ આસરે ૩–૪ ઇંચ ઉંચો ઢાળેલો હોય છે બેઝ પ્લેટ આસરે દોઢડથી બે ફીટ સમચોરસ બનાવવામાં આવે છે એ બેઝ પ્લેટને હમેશા પથ્થર ઉપરજ બેસાડવી જોઇએ, કારણકે પીલર ઉપર કેટલાક ટનનુ વજન આવતુ હોવાથી એ પ્લેટ ફકત ઇંટના બાંધકામ ઉપર બેસાડવાથી ઇટો કચડાઇ જવાનો સભવ રહે છે પથ્થર અને બેઝ પ્લેટ વચ્ચે સીમેન્ટનું ઘણુ જ પાતળુ પડ કરવું–નહી તો સીસાંની અરધા દોરાની પાતળી પ્લેટ મુકવી. પીલરના ઉપલા ભાગપર બ્રેકેટ ઢાળવામા આવે છે, અને બ્રેકેટ ઉપર બે કાન રહે છે, જેઓ સાથે ગરદરો બોલ્ટથી જોડવામા આવે છે ઉપલા મજલાના પીલરનો ફેસ કીધલો નીચલા છેડાનો સૉકેટ નીચલા મજલાના પીલરના ફેસ કીધેલા છેડા ઉપર બેસે છે

**છાપરાં માટે લાકડાંની ઉલવેલ** (Wooden Truss) એવી ઉલવેલ અથવા કૈંચી દર આઠથી દશ ફીટના તફાવતે મૂકવામા આવે છે ઘણે ઠેકાણે એવી ઉલવેલો દિવાલમાં ચણવામા આવતી નથી, પણ દિવાલ ઉપર વૉલ પ્લેટ અથવા સપાટ પથ્થર મૂકી તે ઉપર એ ઉલવેલ મૂકવામા આવે છે, અને એ ઉલવેલના નીચલા ટાઇબીમના છેડાની આસપાસ ચણતર નહી કરતા તે બધી બાજુએથી આસરે એકથી દોહડ ઇંચ ખુલ્લા રાખવામા આવે છે, જેથી તેઓની આસપાસ હવાનો આવજાવ રહેવાથી તેઓ સડી જાય નહી લાકડાનો કોઇબી બીમ દિવાલ ઉપર બેસાડતી વખતે એ વાત ધ્યાનમા રાખવી જોઇએ લાકડાની એવી ઉલવેલો નળિઆ અથવા સ્લેતના છાપરા માટે મૂખ્ય કરીને વાપરવામા આવે છે, જેથી તેઓ ઉપર ઠીક વજન રહેતુ હોવાથી એવી ઉલવેલોને દિવાલ સાથે બાંધી લેવામા આવતી નથી નાળીદાર પત્રા અથવા કોરૂગેટેડ આયર્ન શીટ માટે લોઢાની ઉલવેલ વપરાય છે, જેઓનુ વજન ઘણુ હલકુ હોવાથી તોફાનમા તેઓ ઉડી જાય નહી તેટલા માટે દિવાલમા ચણેલા લાંબા બોલ્ટોથી એવી લોઢાની ઉલવેલો બાંધી લેવી જોઇએ




T=ટાઇબીમ (Tie Beam)

K=કીંગ પોસ્ત (King Post)

R=પ્રીનસીપલ રાફ્ટર (Principal Rafter).

S=સ્ત્રત (Strut)

એવી જાતની લાકડાની ઉલવેલોમા ઉભા વચલા કીંગ પોસ્તને તથા પ્રીનસીપલ રાફતરને આડા ટાઇબીમ સાથે લોહડાના સ્ટ્રેપ અને બોલ્ટથી જોડવામા આવે છે ઉલવેલની ઉંચાઇ કીંગ પોસ્ત આગળ વચમાં સ્પૅનના ત્રીજા યા ચોથા ભાગ જેટલી રાખવામા આવે છે. કીંગ પોસ્તને નીચલા ટાઇબીમ સાથે જોડવા માટે કીંગ પોસ્તનો

નીચલો છેડો વધારે પોહળો રાખવામા આવે છે, અને સ્ત્રતનુ જોડાણ ટાઇબીમ સાથે નહી પણ ટાઇબીમથી આસરે ૬-૭ ઇચ ઉચી રાખેલી કીગ પોસ્તની ખાધ ઉપર રાખવામા આવે છે ૧૫ ફીટ અને તેથી નાના સ્પૅનની ઉલવેલમા જો રાફ્ટર ઘટતા માપના મજબૂત હોય તો સ્ત્રત નાખવાની જરૂર નથી કેટલાકો તાઇ બીમ અને પ્રીનસીપલ રાફ્ટર એકજ માપના રાખે છે જયારે કેટલાકો પ્રીનસીપલ રાફ્ટર જેટલીજ પહોળાઇનો ટાઇ બીમ રાખી ટાઇ બીમની ઉચાઇ પ્રીનસીપલ રાફ્ટરની ઉચાઇ કરતા એક બે ઇચ વધુ રાખે છે સ્ત્રતનુ માપ એવી રીતે રાખવામા આવે છે કે પ્રીનસીપલ રાફ્ટરની જેટલી પહોળાઇ રાખી હોય તેટલા માપનો ચોરસ સ્ત્રત નાખવો એટલે પ્રીનસીપલ રાફ્ટર ૬×૪ નો હોય તો સ્ત્રત ૪×૪ ઇચનો ચોરસ નાખવો ચાપડા અથવા સ્ટ્રૅપ દોઢડ યા બે ઇચ પોહળા અને ૨ થી ૩ દોરા જાડા લોઢાના પાટાના બનાવવામા આવે છે, અને નાની મોટી સાઇઝના પ્રમાણમા ૪ થી ૫ દોરાના બોલ્ટ વાપરવામા આવે છે કોઠા નાં ૬૯ મા લાકડાની ઉલવેલના ટાઇ રૉડ અને પ્રીનસીપલ રાફ્ટરના માપ આપ્યા છે

## કોઠા-૬૯. લાકડાંની ઉલવેલના ટાઇ બીમ અને પ્રીનસીપલ રાફ્ટરનાં માપ.

| સ્પૅન ફીટમા | દેવદાર માટે પહોળાઇ | દેવદાર માટે ઉચાઇ | સાગ માટે પહોળાઇ | સાગ માટે ઉચાઇ |
|---|---|---|---|---|
| ૧૬ | ૩¾ | ૬ | ૩ | ૫ |
| ૧૮ | ૪ | ૬¼ | ૩¼ | ૫¼ |
| ૨૦ | ૪¼ | ૬¾ | ૩½ | ૫¾ |
| ૨૨ | ૪¾ | ૭½ | ૪ | ૬¼ |
| ૨૪ | ૫ | ૮ | ૪¼ | ૬¾ |
| ૨૬ | ૫½ | ૮½ | ૪½ | ૭ |
| ૨૮ | ૫¾ | ૯ | ૪¾ | ૭½ |
| ૩૦ | ૬ | ૯½ | ૫ | ૮ |

**છાપરાં માટે લોઢાંની ઉલવેલ** (Iron Truss)—લોઢાની ઉલવેલ T આયર્નની બનાવવામાં આવે છે એવી ઉલવેલની ઉંચાઇ વચમાં સ્પૅનના પાચમા ભાગ જેટલી રાખવામાં આવે છે એના છેડા દિવાલ ઉપર મુકેલા પથ્થરો ઉપર જડેલાં બ્રેકેટો સાથે બોલ્ટથી જોડવામાં આવે છે, અને એ બ્રેકેટોને દિવાલમાં ચણેલા ૩ થી ૪ ફીટ લાંબા બોલ્ટો સાથે જોડવામા આવે છે એમાં R રાફ્ટર તથા S સ્ત્રત તી આયર્નના બનાવવામા આવે છે નાની ઉલવેલોમાં




K, T અને J ગોળ સીકના બનાવવામા આવે છે, પણ મોટી ઉલવેલોમા એ લોઢાના પાટાના બનાવવામા આવે છે જે માપનુ T આયર્ન રાફ્ટર માટે લેવામા આવે છે તેજ માપનુ T આયર્ન સ્ત્રત માટે લેવામા આવે છે કૈચીને મથાળે રાફ્ટરના છેડા, તથા સ્ત્રત અને ટાઈરૉડો T અને J ના છેડા લોઢાની ડબલ પ્લેટના ખૂણ્યાઓથી જોડવામા આવે છે ટાઇરૉડ T કૈચીના નીચલા છેડા કરતા સહેજ ઉંચો રાખવામાં આવે છે એ ઉંચાઇ સ્પૅનના ૩૦ મા ભાગથી વધુ હોતી નથી જૂદા જૂદા સ્પૅન માટેની કૈચીઓના માપ કોઠા ના૦ ૭૦ મા આપ્યા છે

## કોઠો—૭૦. લોઢાંની ઉલવેલનાં માપ.

| સ્પૅન ફીટમાં | રાફ્ટર T આયર્ન | T | J | K |
|---|---|---|---|---|
| ૨૦ | $૨\frac{૧}{૪}\times૨\times\frac{૩}{૮}$ | $\frac{૫}{૮}$ ગોળ | $\frac{૭}{૮}$ ગોળ | $\frac{૫}{૮}$ ગોળ |
| ૨૫ | $૨\frac{૩}{૪}\times૨\times\frac{૩}{૮}$ | $\frac{૩}{૪}$ ગોળ | ૧ ગોળ | $\frac{૩}{૪}$ ગોળ |
| ૩૦ | $૨\frac{૩}{૪}\times૨\frac{૧}{૪}\times\frac{૫}{૧૬}$ | $૨\frac{૧}{૪}\times\frac{૧}{૪}$ | $૨\frac{૧}{૪}\times\frac{૩}{૮}$ | $૨\frac{૧}{૪}\times\frac{૫}{૮}$ |
| ૩૫ | $૩\times૨\frac{૩}{૪}\times\times\frac{૫}{૧૬}$ | $૨\frac{૧}{૨}\times\frac{૫}{૧૬}$ | $૨\frac{૧}{૨}\times\frac{૧}{૨}$ | $૨\frac{૧}{૪}\times\frac{૫}{૧૬}$ |
| ૪૦ | $૩\frac{૧}{૨}\times૩\times\frac{૫}{૧૬}$ | $૨\frac{૧}{૨}\times\frac{૩}{૮}$ | $૨\frac{૧}{૨}\times\frac{૫}{૧૬}$ | $૨\frac{૧}{૨}\times\frac{૩}{૮}$ |
| ૪૫ | $૪\times૩\frac{૧}{૨}\times\frac{૧}{૨}$ | $૩\times\frac{૩}{૮}$ | $૩\times\frac{૫}{૮}$ | $૩\times\frac{૩}{૮}$ |

**ઉલટી કૈચી** (Under-trussed Beam)—જ્યારે કોઇ ચોક્કસ સ્પૅનને બરનો ઘટતા માપનો ગરદર કે બીમ નહી મળી શકતો હોય ત્યારે અથવા કોઇ નબળો બીમ ઘણો લાંબો હોય ત્યારે તેને મજબુતી આપવા માટે તેની નીચે એક યા બે સ્ત્રટ આપી ટાઇ રૉડ




બાંધવામા આવે છે, જેની આકૃતી પાસે બતાવી છે જ્યારે લાંકડાનો બીમ જોઇતી લંબાઇનો નહી મળી શકતો હોય ત્યારે પણ તે બીમને ત્રણ ટુકડે જોડી. તેના બન્ને સાંધા નીચે એક એક ઉભો સ્ત્રત મુકી બીમને બન્ને છેડે આડકત્રા છેદ પાડી તેમાથી લોઢાનો ટાઇ રૉડ બાધવામા આવે છે, જેથી બીમ ઉપર પડતુ બધુ વજન એ ટાઇ રૉડ ઉપર પડે છે એ માટે જોઇતા લાકડાંના બીમની સાઇઝ કોઠા નાં૦ ૬૫ માંથી પસદ કરી લેવી, અને એવી ઉલટી કૈચીના આખા સ્પૅનને ગણતરીમાં નહી લેતાં બે સ્ત્રત વચ્ચેના તફાવત અથવા સ્ત્રત અને દીવાલ વચ્ચેના

તફાવતને બીમનો સ્પૅન ગણી તે મુજબ બીમની સાઇઝ એ કોઠામાંથી શોધી કહાડવી ઉભા સ્ત્રતની ચોરસાઇ બીમની પોહળાઇની બરાબર રાખવામા આવે છે, અને એ સ્ત્રતની ઉચાઇ આખી કૈચીના સ્પૅનના ૧૨ થી ૧૬ મા ભાગ જેટલી રાખવામા આવે છે દર એક ફુટ લબાઇએ જૂદા જૂદા વજન ખમવા માટે એવી ઉલટી કૈચીના ટાઇ રૉડ કેટલા ડાયામેટરના રાખવા તે નીચલા કોઠામા આપ્યુ છે, જે બજારૂ હલકી જાતના લોખડના ટાઇ રૉડ માટે છે કૈચીની ઉચાઇ અથવા સ્ત્રતની ઉચાઇ સ્પૅનના ૧૨ મા ભાગ જેટલી ગણી છે પણ જો એથી ઓછી ઉચાઇ રાખવી હોય તો ટાઇ રૉડની ડાયામેટર આસરે એકથી બે દોરા વધારે રાખવી કૈચીની દરેક ફુટ લબાઇ ઉપર પડતુ વજન શોધી કહાડવા માટે મજલાની જમીન ઉપર દર સ્કવેર ફુટ દીઠ પડતા વજનને કૈચીઓ જેટલે તફાવતે મુકવાની હોય તેટલી સખ્યા વડે ગુણવુ, જેમકે જમીન ઉપર પડતુ વજન દર સ્કવેર ફુટ દીઠ ૧૦૦ પાઉન્ડ હોય અને કૈચીઓ ૬ ફીટને તફાવતે મુકી હોય તો કૈચીના દર એક રનીગ ફુટ ઉપર ૧૦૦×૬=૬૦૦ પાઉન્ડ વજન આવશે

## કોઠો—૭૧. ઉલટી કૈચી માટે ટાઇ રૉડના ડાયામેટર ઇંચમાં.

| સ્પૅન ફીટમા | કૈચીના દરેક રનીગ ફુટપર ૪૦૦ પાઉન્ડ માટે | કૈચીના દરેક રનીગ ફુટપર ૬૦૦ પાઉન્ડ માટે | કૈચીના દરેક રનીગ ફુટપર ૮૦૦ પાઉન્ડ માટે | કૈચીના દરેક રનીગ ફુટપર ૧૦૦૦ પાઉન્ડ માટે |
|---|---|---|---|---|
| ૧૬ | ૧ ૩/૧૬ | ૧ ૩/૧૬ | ૧ ૩/૪ | ૧ ૭/૮ |
| ૧૮ | ૧ ૩/૧૬ | ૧ ૩/૮ | ૧ ૭/૮ | ૨ |
| ૨૦ | ૧ ૧/૪ | ૧ ૫/૮ | ૧ ૭/૮ | ૨ ૧/૮ |
| ૨૨ | ૧ ૩/૮ | ૧ ૩/૧૬ | ૨ | ૨ ૧/૪ |
| ૨૪ | ૧ ૩/૫ | ૧ ૭/૮ | ૨ ૧/૮ | ૨ ૩/૮ |
| ૨૬ | ૧ ૩/૨ | ૧ ૭/૮ | ૨ ૩/૧૬ | ૨ ૩/૨ |
| ૨૮ | ૧ ૫/૮ | ૨ | ૨ ૧/૪ | ૨ ૩/૨ |
| ૩૦ | ૧ ૫/૮ | ૨ | ૨ ૩/૮ | ૨ ૧/૨ |

# પ્રકરણ—૫૦.

# ફૉરમ્યુલાઓ અને હીસાબો.

# FORMULAS AND PROBLEMS

## પમ્પનો ઇફીશીઅંત સ્ટ્રોક શોધી કહાડવા માટે .

( નાં૦ ૧ ) ફૉરમ્યુલા— $\frac{V}{A \times S \times N \times ૬૦}$ =નૉન ઇફીશીઅંત યાને અધુરો રહી જતો સ્ટ્રોકનો ભાગ

V = પાણીનો જથો કયુબીક ઈંચમા S = સ્ટ્રોકની લંબાઇ ઈંચમા

N = દર મીનીટે સ્ટ્રોકની સંખ્યા ૬૦ = એક કલાકની મીનીટ

**નોટ—**સીંગલ એકટીંગ પમ્પ માટે દર રેવોલ્યુશને એક સ્ટ્રોક ગણવો, અને ડબલ એકટીંગ માટે દર રેવોલ્યુશને બે સ્ટ્રોક ગણવા પમ્પ ચાલતી વખતે તેનું સીલીનડર સ્ટ્રોકની આખી લંબાઇ સુધી પાણીથી ભરાતું નથી, પરંતુ થોડોક ભાગ ખાલી રહી જાય છે, માટે ઇફીશીઅંત સ્ટ્રોક એટલે પાણીથી ભરાતો સ્ટ્રોકનો અસરકારક ભાગ

**દાખલો—**એક બૉઇલરમા વૉટર લેવલનો એરીઆ ૧૬૦ સ્કવેર ફીટ છે એક સીંગલ એકટીંગ ડૉન્કીપમ્પ એક કલાકમા બૉઇલરમા ગ્લાસ વૉટર ગેજથી માપતા ૧૮ ઈંચ પાણી ચહડાવી શકે છે પમ્પનો ડાયામેટર ૩½ ઈંચ, સ્ટ્રોક ૬½, ઇંચ, અને રેવોલ્યુશન્સ ૧૨૦ દર મીનીટે થાય છે—તો એ પમ્પનો ઇફીશીઅંત સ્ટ્રોક કેટલો ?

**જવાબ—**ઉપલા ફૉરમ્યુલા પ્રમાણે નૉન ઇફીશીઅંત સ્ટ્રોક=૮૩ માટે સ્ટ્રોક ૬ ૫×૮=૫ ૪ ઇંચ ઈફીશીઅંત સ્ટ્રોક

---

## હૉટવેલની ટેમ્પરેચર જ્યારે વધે ત્યારે વૅકયુમમાં કેટલો ઘટાડો થાય તે શોધી કાહડવા માટે

(નાં૦ ૨) ફૉરમ્યુલા— $\frac{(T-t)\times(T-૫૦)\times(t-૫૦)}{૧૦૦૦૦૦}$ =વૅકયુમમા ઘટાડો પાઉન્ડ

T=હૉટવેલની વધેલી ટેમ્પરેચર t=હૉટવેલની અસલ ટેમ્પરેચર

**દાખલો—**હૉટવેલની ટેમ્પરેચર ૧૧૨ ડીગ્રી છે ત્યારે વૅકયુમ ૧૧½ પાઉન્ડ છે હવે જો હૉટવેલની ટેમ્પરેચર વધીને ૧૫૪ ડીગ્રી થાય તો વૅકયુમ કેટલા પાઉન્ડ રહે ?

**જવાબ**—૮ ૭૯ પાઉન્ડ વૅક્યુમ રહે.

**નોટ**—ઉપલા ફૉરમ્યુલાથી ગણતા વૅક્યુમમાં ઘટાડો મળશે, જે અસલ વૅક્યુમમાથી બાદ કરવાથી હાલનુ વૅક્યુમ જવાબમા બતાવ્યા મુજબ મળશે.

---

### એક પાઉન્ડ સ્ટીમ કનડેનસ્ડ કરવા માટે કેટલા પાઉન્ડ પાણી જોઈશે તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩) ફૉરમ્યુલા**—$\frac{\text{૧૧૪૯ ૬}-T}{T-t}$=પાણી પાઉન્ડમા

T=હૉટવેલની ટેમ્પરેચર. t=ઇન્જેક્શન વૉટરની ટેમ્પરેચર

**દાખલો**—જો હૉટવેલની ટેમ્પરેચર ૧૦૬ ડીગ્રી હોય, અને ઇનજેક્શન વૉટરની ટેમ્પરેચર ૬૪ ડીગ્રી હોય તો દર એક પાઉન્ડ સ્ટીમ કનડેન્સ્ડ કરવા દીઠ કેટલા પાઉન્ડ પાણી ખપશે?

**જવાબ**—૨૪ ૮૫ પાઉન્ડ

---

### વરટીકલ એનજીનના પીસ્તન ઉપર પાણીનું કેટલું પડ થઈ રહેશે તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૪) ફૉરમ્યુલા**—$(S+C)-\frac{P+\text{૧૬૦૦}}{P+\text{૧}}$=ઇચના અર્ધા દોરામા પાણીનુ પડ

S=કટઑફ વખતે સ્ટ્રોક ઇચમા C=કલીઅરન્સ ઇચમા P=ગ્રોસ પ્રેસર

**દાખલો**—એક વરટીકલ એનજીનમાં વરકીંગ પ્રેસર ૬૦ પાઉન્ડ છે સ્ટીમ ૨૨ ઇચ સુધી લઇ જઇ કટઑફ કરવામા આવે છે કલીઅરન્સ ૧½ ઇચ છે. જો એક આખા સ્ટ્રોકની સ્ટીમ સીલીનડરમા કનડેન્સ્ડ થાય તો તેના પાણીનુ પડ કેટલા અરધા દોરા જાડુ પીસ્તન ઉપર થઇ રહેશે?

**જવાબ**—૧ ૦૬૫ અરધા દોરા

---

### એક પાઉન્ડ પાણીમાંથી કેટલા કયુબીક ફીટ સ્ટીમ બને તે શોધી કાહડવા માટે.

**(નાં૦ ૫) ફૉરમ્યુલા**—$\frac{\text{૪૧૦}+(P-\text{૪})}{P+\text{૧}}$=એક પાઉન્ડ પાણીમાંથી બનતી સ્ટીમ કયુબીક ફીટમા.

P=સ્ટીમનો ગ્રાસ પ્રેસર (વર્કીંગ પ્રેસર+૧૫).

**દાખલો**—બૉઇલર પ્રેસર ૫૬ પાઉન્ડ છે, ત્યારે જો એક પાઉન્ડ કોલસો ૭ ૮ પાઉન્ડ પાણી બાળીને તેની સ્ટીમ બનાવી શકે છે તો દર એક પાઉન્ડ કોલસા દીઠ કેટલા કયુબીક ફીટ સ્ટીમ બનશે?

**જવાબ**—૪૬ ૩ કયુબીક ફીટ, એક પાઉન્ડ કોલસા દીઠ

**નોટ**—ઉપલા ફૉરમ્યુલામા એક પાઉન્ડ પાણી દીઠ બનતી સ્ટીમ મળે છે, જયારે દાખલામા એક પાઉન્ડ કોલસા દીઠ બનતી સ્ટીમ માગી છે, માટે ફૉરમ્યુલા પ્રમાણે ગણતાં જે જવાબ આવે તેને એક પાઉન્ડ કોલસો જેટલા પાઉન્ડ પાણીની સ્ટીમ બનાવી શકતો હોય તેટલાએ ગુણવા

---

## ચોક્કસ પ્રેસરે એક પાઉન્ડ પાણી બાળીને તેની સ્ટીમ બનાવવામાં કેટલા હીટ યુનીટ સમાઈ જશે તે શોધી કાહડવા માટે.

**(નાં० ૬) ફૉરમ્યુલા**—૧૧૧૫+૩T—t=હીટ યુનીટ

T=ઇવૅપોરેશન અથવા પાણી બળીને સ્ટીમ થાય તે વખતની ટેમ્પરેચર.

t=ફીડ વૉટરની બૉઇલરમા દાખલ થતી વખતની ટેમ્પરેચર

**દાખલો**—૨૧૨ ડીગ્રીએ ફીડ આપતાં અને તેટલીજ ટેમ્પરેચરે એક જાતનો કોલસો દર એક પાઉન્ડ દીઠ ૧૦ પાઉન્ડ પાણીની સ્ટીમ બનાવી શકે છે હવે જો પાણી ૯૦ ડીગ્રીએ આપવામા આવે તો ૩૧૩ ડીગ્રીએ તે કોલસો દર એક પાઉન્ડ દીઠ કેટલા પાઉન્ડ પાણીની સ્ટીમ બનાવી શકશે?

૧૧૧૫+( ૩×૨૧૨ )—૨૧૨=૯૬૬ ૬ હીટ યુનીટ ૨૧૨ ડીગ્રીએ

૧૧૧૫+( ૩×૩૧૩)૯૦=૧૧૧૮.૯ હીટ યુનીટ ૩૧૩ ડીગ્રીએ.

૧૧૧૮ ૯ ૯૬૬ ૬ ૧૦= ૮ ૬૩ **જવાબ.**

**નોટ**—પાણી બાળીને તેની સ્ટીમ બનાવતા જેમ વધારે હીટ યુનીટ જોઇએ, તેમ દર પાઉન્ડ કોલસા દીઠ ઓછુ પાણી બાળીને સ્ટીમ થાય માટે ૯૬૬.૬ યુનીટે ત્યારે ૧૦ પાઉન્ડ પાણી બળતુ હતુ ત્યારે ૧૧૧.૮૯ યુનીટે ૮ ૬૩ પાઉન્ડ પાણી બળે.

**બીજો દાખલો**—જો ફીડ વૉટર ૧૦૦ ડીગ્રીએ આપવામાં આવે, અને ૩૪૦ ડીગ્રીએ ઇવેપોરેશન થાય (એટલે ૩૪૦ ડીગ્રીએ પાણી બળીને તેની સ્ટીમ થાય) તો તેમા કેટલા હીટ યુનીટ સમાઇ જશે ? તથા તેમ થતા કેટલી છુપી અથવા લેતત હીટ જોઇશે

૧૧૧૫+(૩×૩૪૦)-૧૦૦=૧૧૧૭ હીટ યુનીટ સમાશે **(જવાબ)**

૧૧૧૫+(૩×૩૪૦)-૩૪૦= ૮૭૭ લેતત હીટ **(જવાબ)**

---

## સરફેસ કનડેનસરમાં સરકયુલેટીંગ વૉટરની ઝડપ અથવા વેલૉસીટી શોધી કહાડવા માટે.

**(નાં૦ ૮) ફૉરમ્યુલા**—$\frac{L \times T \times P}{૮૦ \times D \times S}$=દર મીનીટે વેલૉસીટી ફીટમા

L=ટયુબની લબાઇ ફીટમા

T=પાણી જેટલી વખત ફરતુ હોય તે સખ્યા

P=ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ ઠડુ પાણી પાઉન્ડમા

D=ટયુબનો ડાયામેટર

S=ઇન્ડીકેટેડ હૉર્સપાવર દીઠ ટયુબ સરફેસ, સ્કવેર ફીટમા

**દાખલો**—એક સરફેસ કનડેનસરની ટયુબો $\frac{૩}{૪}$ ઇચ ડાયામેટરની છે, અને ૬ ફીટ લાબી છે દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ ૨$\frac{૧}{૨}$ સ્કવેર ફીટ અસરકારક ટયુબ સરફેસ રાખવામા આવી છે, અને પાણી ટયુબમા ૨ વખત ફરે છે, અને દર ઇન્ડીકેટેડ હૉર્સ પાવર દીઠ ૮૦૦ પાઉન્ડ સરકયુલેટીંગ વૉટર વપરાય છે, તો એ પાણી કનડેનસરની ટયુબોમાં કેટલી ઝડપ અથવા વેલૉસીટીથી ફરતુ હોવુ જોઇએ ?

**જવાબ**—૮૩ ૨૮ ફીટ દર મીનીટે

---

## એક ઍનજીનમાં ૨૪ કલાકમાં કેટલા ટન સ્ટીમ વપરાશે તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૯) ફૉરમ્યુલા**—$\frac{(F \times B) D^2 \times L \times R}{૧૮૦૦૦૦}$=૨૪ કલાકમા વપરાતી સ્ટીમ ટનમા

F=આગળા ફૉરવર્ડ સ્ટ્રોકના $\frac{૧}{૧૦}$મા ભાગે સીલીનડરમા પ્રેસર

B=પાછલા બૅકવર્ડ સ્ટ્રોકના $\frac{૧}{૧૦}$ મા ભાગે સીલીનડરમા પ્રેસર.

D=સીલીનડરનો ડાયામેટર ઇંચમાં L=સ્ટ્રોકની લબાઇ ફીટમાં.

R=રેવોલ્યુશન્સ દર મીનીટે

**દાખલો**—એક એનજીનમા સીલીનડરનો ડાયામેટર ૫⅞ ફીટ છે, સ્ટ્રોકની લંબાઇ ૪૨ ઇંચ છે, દર મીનીટે ૬૦ રેવોલ્યુશન્સ થાય છે અને આગળા સ્ટ્રોકના $\frac{૯}{૧૦}$ મા ભાગે સીલીનડરમાં ૨૨ ૨ પાઉન્ડ, અને પાછળા સ્ટ્રોકના $\frac{૯}{૧૦}$ મા ભાગે ૨૩ ૨ પાઉન્ડ પ્રેસર ડાયેગ્રામ ઉપરથી મળે છે, તો તે ઍનજીનમા ૨૪ કલાકમાં કેટલા ટન સ્ટીમ ખપવી જોઇએ ?

**જવાબ**—૫૯૩ ૨૮ ટન

---

**જ્યારે હૅાટવેલની ટેમ્પરેચર વધારવામાં આવે ત્યારે બૅાઇલરમાં દર એક પાઉન્ડ કોલસા દીઠ કેટલા પાઉન્ડ પાણી ખપે યા ઇવેપોરેશન થાય તે શોધી કહાડવા માટે.**

**( નાં૦ ૧૦ ) ફૅારમ્યુલા**—$\frac{૧૧૦૦+F}{૧૧૦૦}$×V=દર પાઉન્ડ કોલસા દીઠ ખપતુ પાણી પાઉન્ડમા

F=હૅાટવેલની પહેલ્લાની અને પાછળની ટેમ્પરેચરો વચ્ચેનો તફાવત.

V=પહેલ્લા જેટલાં પાઉન્ડ પાણી ખપતુ હોય તે

**દાખલો**—હૅાટવેલની ટેમ્પરેચર ૧૦૦ ડીગ્રી હોય ત્યારે દર એક પાઉન્ડ કોલસા દીઠ ૭ ૧ પાઉન્ડ પાણી બૅાઇલરમા ખપે છે (યાને એટલું પાણી બળીને સ્ટીમ થાય છે ) તો જો હૅાટવેલની ટૅમ્પરેચર ૧૩૬ ડીગ્રી થાય તો દર પાઉન્ડ કાલસા દીઠ પાણી કેટલુ બળશે ?

**જવાબ**—૭ ૩૩ પાઉન્ડ

---

**ભાગેલા રીવેટના છેદમાંથી દર મીનીટે કેટલું પાણી નીકળી જાય તે શોધી કહાડવા માટે.**

**(નાં૦ ૧૧) ફોરમ્યુલા**—૨⅞ $D^2\sqrt{P}$=પાણી ક્યુબીક ફીટમ દર મીનીટે. D=રીવેટનો ડાયામેટર. P=સ્ટીમ પ્રેસર.

**દાખલો**—બૉઇલરની વૉટર લેવલનો એરીઆ ૧૪૦ સ્કવેર ફીટ છે, અને સ્ટીમ પ્રેસર ૫૬ પાઉન્ડ છે હવે $\frac{૭}{૮}$ ઇંચના ડાયામેટરનો એક રીવેટ ભાગી જવાથી તેના છેદમાથી પાણી ઉડે છે તો બૉઇલરમા ૮ ઇચ પાણી ઓછુ થતા કેટલો વખત લાગશે ?

**જવાબ**—૬ ૫૧ મીનીટ

---

## બૉઇલિરની સંગીન પ્લેટ સાથે સરખાવતાં રીવેટ કીધેલો સાંધો કેટલા ટકા મજબુત છે તે શોધી કહાડવા માટે.

**( નાં૦ ૧૨ ) ફોરમ્યુલા**—$\frac{P-D\times ૧૦૦}{P}$=રીવેટ કીધેલા સાધાની મજબુતી સેકડે ટકા

---

## બૉઇલિરની સંગીન પ્લેટ સાથે સરખાવતાં રીવેટ કેટલા ટકા મજબુત છે તે શોધી કહાડવા માટે.

**( નાં૦ ૧૩ ) ફોરમ્યુલા**—$\frac{A\times N\times ૧૦૦}{P\times T}$=રીવેટની મજબુતી સેકડે ટકા

P=પીચનુ માપ. T=પ્લેટની જાડાઇ

D=રીવેટની ડાયામેટર A=રીવેટનો એરીઆ

N=રીવેટની હારની સખ્યા ( સીગલ રીવેટેડમા એક અને ડબલ રીવેટેડમા બે )

**દાખલો**—એક ૮ ફીટ અદરના ડાયામેટરના બૉઇલરના લૉન્જીટયુડીનલ સાધા સીગલ રીવેટેડ છે રીવેટની ડાયામેટર $\frac{૭}{૮}$ ઇચ, પીચ ૧$\frac{૩}{૪}$ ઇચ, પ્લેટની જાડાઇ $\frac{૭}{૧૬}$ ઇચ છે, માટે સગીન સાધા વગરની પ્લેટ સાથે સરખાવતા સાધાવાળી પ્લેટ અને સાધાની રીવેટ સેકડે કેટલા ટકા મજબુત છે ?

**જવાબ**—૫૦ ટકા રીવેટના સાધા, અને ૭૮ ૫ ટકા રીવેટ.

## જયારે રીવેટની ડાયામેટર માલમ નહી હોય ત્યારે રીવેટના સાંધાની મજબુતી સેંકડે કેટલા ટકા હોવી જોઇએ તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૧૪) ફૉરમ્યુલા**—૮૮—$\frac{૨૨૦\times T}{(N\times P)+(૩\times T)}$=સાંધાની મજબુતી સેકડે ટકા

T= પ્લેટની જાડાઇ ઇંચમા N = રીવેટની હારની સખ્યા
P= રીવેટના પીચ

**દાખલો**—એક બૉઇલરના શેલની પ્લેટની જાડાઇ ૧ ઇંચ છે. રીવેટના પીચ ૨ ઇંચ, રીવેટની હારની સખ્યા ૨, રીવેટની ડાયામેટર માલમ નથી પડતી માટે રીવેટના સાધાની મજબુતી સગીન પ્લેટ સાથે સરખાવતા સેકડે કેટલા ટકા હોવી જોઇએ ?

**જવાબ**—૫૬ ૫૭ ટકા

---

## ઉપલા ફૉરમ્યુલાઓને અનુસરીને બૉઈલરનો વરકીંગ પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૧૫) ફૉરમ્યુલા**—$\frac{S\times T\times P}{R\times F\times ૧૦૦}$ =વરકીગ પ્રેસર

S = પ્લેટનુ ટેનસાઇલ સ્ટ્રેગ્થ ૪૭૦૦૦ પાઉન્ડ T = પ્લેટની જાડાઇ ઇંચમા

P=ઉપલા ફૉરમ્યુલાઓ નાં૦ ૧૨ અને ૧૩ ની રૂએ કહાડવામા આવેલા સાધા કે રીવેટની મજબુતીના જે ઓછામા ઓછા ટકા હોય તે જેમકે નાં૦ ૧૩ ના દાખલામા સાધાની મજબુતી ૫૦ ટકા અને રીવેટની મજબુતી ૭૮ ૫ ટકા છે, માટે વરકીગ પ્રેસરની આ ગણતરીમા એ બેમાથી જે ઓછા યાને ૫૦ ટકા છે તે P તરીકે લેવા

R = બૉઇલરની અદરની રેડીઅસ ઇંચમા
F = ફેકટર ઓફ સેફટી (૫ ૧ લેવા)

**દાખલો**—નાં૦ ૧૩ માં આપ્યા મુજબ

**જવાબ**—૪૧ ૯ પાઉન્ડ

## બૉઈલરનો બરસ્ટીંગ પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૧૬) ફૉરમ્યુલા**—$\frac{(S\times ૨T)\times(A\times ૨)}{D\times P\times F}$=બરસ્ટીગ પ્રેસર.

S=સ્ત્રેન દર સ્કવેર ઇંચે T=પ્લેટની જાડાઇ ઇંચમાં
A=રીવેટનો એરીઆ P=રીવેટનો પીચ.
D=બૉઇલરનો ડાયામેટર ઇંચમા.
B=બરસ્ટીંગ પ્રેસર.

$$\left.\begin{array}{l}\text{પ્લેટ ઉપર પડતુ સ્ત્રેન} = \dfrac{૨ \times ST}{D} \\ \text{રીવેટ ઉપર પડતુ સ્ત્રેન} = \dfrac{A \times ૨ \times ૧૦૦}{P \times T}\end{array}\right\} B = \frac{\text{પ્લેટનુ સ્ત્રેન} \times \text{રીવેટનુ સ્ત્રેન}}{૧૦૦}$$

**દાખલો**—જો લોહડાંની પ્લેટ ઉપર ૮૦૦૦ પાઉન્ડનુ સ્ત્રેન રાખવુ હોય તો એક બૉઇલર જે ૧૩ ફીટના ડાયામેટરનુ છે, અને જેના રીવેટ $\frac{૧૫}{૧૬}$ ઇંચ ડાયામેટરના છે, તથા શેલની પ્લેટ $\frac{૧૩}{૧૬}$ ઇંચ જાડી છે, અને રીવેટના પીચ ૨$\frac{૧}{૮}$ ઇંચના છે તો તે બૉઇલરનો બરસ્ટીંગ પ્રેસર કેટલો? યાને તે બૉઇલર કેટલા પ્રેસરે ફાટી જશે?

**જવાબ**—૫૧૪૮ પાઉન્ડ

**નોટ**—બરસ્ટીંગ પ્રેસર એટલે બૉઇલર ફાટી જાય તેટલો પ્રેસર એ ઉપરથી **વરકીંગ પ્રેસર** કાહડવા માટે ૬ નો ફેક્ટર ઑફ સેફટી ગણવો એટલે બરસ્ટીંગ પ્રેસરને ૬ વડે ભાંગવાથી વરકીંગ પ્રેસર મળશે

---

## કમ્બસશન ચેમ્બરની એક પ્લેટ માટે રાખવો જોઈતો પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૧૭) ફૉરમ્યુલા**—$\dfrac{૬૦ (T+૧)^{૨}}{D^{૨} - ૬}$ =વરકીંગ પ્રેસર

T=પ્લેટની જાડાઇ, **અરધા દોરામાં.** D=સ્તેઓ વચ્ચેનો તફાવત ઇંચમા

**દાખલો**—એક બૉઇલરના કમ્બસરાન ચેમ્બરની પ્લેટ $\frac{૭}{૧૬}$ ઇંચ જાડી છે, અને તેના સ્તે ૧૬ ઇંચના તફાવતે મુકેલા છે તો તે ઉપર કેટલો વરકીંગ પ્રેસર રાખવો?

**જવાબ**—૧૫૩૬ પાઉન્ડ

**નોટ**—સ્તેના સેકશનના એરીઆના દર સ્કવેર ઇંચ દીઠ ૫૦૦૦ પાઉન્ડથી વધુ સ્ત્રેન રાખવામાં આવતું નથી.

---

## કમ્બસશન ચેમ્બરમાં જો ૩ બાર અથવા સ્તે હોય તો કેટલો બૉઇલર પ્રેસર રાખવો તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૧૮) ફૉરમ્યુલા**— $\frac{12000 H^2 \times T}{D \times L^2}$ =બૉઇલર પ્રેસર.

H=બાર અથવા સ્તેની ઉંડાઇ અથવા ઉંચાઇ

T=બાર અથવા સ્તેની જાડાઇ અથવા પોહળાઇ.

L=બાર અથવા સ્તેની લંબાઇ.

D=બાર અથવા સ્તે વચ્ચેની જગા.

**દાખલો**—કમ્બસશન ચેમ્બરને મથાળે ૩ સ્તે છે, જેઓ ૬ ઇંચ ઉંચા, $\frac{7}{8}$ ઇંચ જાડા, અને ૩૮ ઇંચ લાંબા છે, અને તેઓને ૯ ઇંચને તફાવતે મુકવામા આવ્યા છે, માટે બૉઇલર પ્રેસર કેટલો રાખવો ?

**જવાબ**—૨૯ ૦૮ પાઉન્ડ

**નોટ**—ઉપલો ફૉરમ્યુલા જયારે સ્તેની સંખ્યા એકી હોય, યાને ૩, ૫, ૭ વગેરે હોય ત્યારેજ વપરાય છે જયારે ૩ કરતા વધુ અથવા ઓછા સ્તે હોય અને બેકીની સંખ્યા હોય જેમકે ૨, ૪, ૬, ૮, વગેરે, ત્યારે ઉપલા ફૉરમ્યુલાએ હીસાબ ગણી જવાબ મેળવ્યા પછી તેમા નીચલા ફૉરમ્યુલાએ ગણુતરી કરીને જે જવાબ આવે તે ઉમેરવો

**(નાં૦ ૧૯) ફૉરમ્યુલા**— $\frac{B}{N\,(N+2)}$ =પ્રેસરમાં કરવો જોઇતો વધારો

B=પેહલા ફૉરમ્યુલા પ્રમાણે ૩ સ્તે માટેનો બૉઇલર પ્રેસર.
N=સ્તેની સંખ્યા

**દાખલો**—જો ઉપલાજ દાખલામાં ૨ સ્તે હોય તો બૉઇલર પ્રેસર કેટલો રાખવો ?

**જવાબ**—૩૨ ૭૧ પાઉન્ડ.

---

## ફરનેસ ટ્યુબનો કોલૅપ્સીંગ પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૨૦) ફૉરમ્યુલા**— $\frac{T^2 \times 806300}{L \times D}$ =કોલૅપ્સીંગ પ્રેસર.

T=ફરનેસ ટયુબની પ્લેટની જાડાઇ ઇંચમા
C=ફરનેસ ટયુબની ડાયામેટર ઇંચમા
L=ફરનેસ ટયુબની લંબાઇ ફીટમા

**દાખલો**—એક બૉઇલરની ફરનેસ ટયુબની પ્લેટની જાડાઇ $\frac{૭}{૧૬}$ ઇંચ છે, ડાયામેટર ૩ ફીટ ૧ ઇંચ છે, અને લંબાઇ ૧૦ ફીટ ૬ ઇંચ છે, તો તે કેટલા પ્રેસરે કોલૅપ્સ થઇ જશે?

**જવાબ**—૩૯૭ ૨૫ પાઉન્ડ

**નોટ**—ફરનેસ ટયુબ માટે ફેકટર ઑફ સેફ્ટી ૯ નો રાખવામા આવે છે. માટે જો એક ફરનેસ ટયુબનો **વરકીંગ પ્રેસર** શોધી કહાડવો હોય તો કોલૅપ્સીંગ પ્રેસરને ૯ વડે ભાગવો

## ફરનેસ ટયુબનો વરકીંગ પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૨૧) ફૉરમ્યુલા**—$\frac{૯૦૦૦૦ \times T^{૨}}{(L+૧) \times D}$=વરકીંગ પ્રેસર.

T=ટયુબની પ્લેટની જાડાઇ, ઇંચમા

L=ટયુબની લંબાઈ ફીટમા D=ટયુબની ડાયામેટર ઇંચમા

**દાખલો**—એક ફરનેસ ટયુબની ડાયામેટર ૩૬ ઇંચ છે, લંબાઇ ૬ ફીટ ૪ ઇંચ છે, પ્લેટની જાડાઇ $\frac{૩}{૮}$ ઈંચ છે, તો તે ઉપર કેટલો વરકીંગ પ્રસર રાખવો?

**જવાબ**—૪૭ ૯૪ પાઉન્ડ વરકીંગ પ્રેસર

**નોટ**—ઉપલા ફૉરમ્યુલા પ્રમાણે ગણતા જે વરકીંગ પ્રેસર આવે તે નીચલા ફૉરમ્યુલા પ્રમાણે ગણી કહાડેલા વરકીંગ પ્રેસર કરતા વધારે હોવો નહી જોઇએ જો તેમ હોય તો નીચલા ફૉરમ્યુલા પ્રમાણે ગણી કાહડેલા વરકીંગ પ્રેસરને જવાબ તરીકે રજુ કરવો

**(નાં૦ ૨૨) ફૉરમ્યુલા**—$\frac{૮૦૦૦ \times T}{D}$=વરકીંગ પ્રેસર

## એક શાફ્ટ માટે કેટલો બૉઈલર પ્રેસર રાખવો તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૨૩) ફૉરમ્યુલા**—$\frac{૨૮૮૦ \times D^{3}}{C^{૨} \times S}$=બૉઇલર પ્રેસર

D=શાફ્ટની ડાયામેટર ઇંચમાં C=સીલીનડરની ડાયામેટર ઇંચમાં.

S=સ્ત્રોકની લબાઇ ઇચમા A=પીસ્તનનો એરીઆ

**દાખલો**—એક એનજીનના સીલીનડરની ડાયામેટર ૬૪ ઇચ છે, સ્ત્રોકની લબાઇ ૫૪ ઇચ છે, શાફ્ટની ડાયામેટર ૧૩ ઇચ છે, તો તેને માટે બૉઇલર પ્રેસર કેટલો રાખવો?

**જવાબ**—૨૮૬ પાઉન્ડ

**નોટ**—જો બે સીલીનડરનુ એનજીન હોય તો ઉપલા ફૉરમ્યુલાથી ગણુતા જે જવાબ આવે તેનો અરધો પ્રેસર રાખવો

**(નાં૦ ૨૪) બીજો ફૉરમ્યુલા**—$\frac{૩૨૦૦ \times D^{3}}{A \times S}$=વરકીગ પ્રેસર

---

## એક કમ્પાઉન્ડ ઍનજીન માટે બૉઇલર પ્રેસર કેટલો રાખવો તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૨૫) ફોરમ્યુલા**—$\frac{F \times D^{3} - (૧૫ \times S \times L^{2})}{S \times H^{2}}$ બૉઇલર પ્રેસર

F=કૉન્સતન્ત નબર ૪૯૩૬ ક્રૅન્ક શાફ્ટ માટે, મેન શાફ્ટ માટે ૫૭૬૦

D=શાફ્ટનો ડાયામેટર ઇચમા S=સ્ત્રોકની લબાઇ ઇચમા

L=લો પ્રેસરનો ડાયામેટર ઇચમા H=હાઇ પ્રેસરનો ડાયામેટર ઇચમા

**દાખલો**—એક કમ્પાઉન્ડ એનજીનમા હાઇ પ્રેસર સીલીનડર ૩૮ ઇચ, લો પ્રેસર ૬૨ ઇચ, સ્ત્રોક ૩૧ ઇચ, અને ક્રૅન્ક શાફ્ટનો ડાયામેટર ૯ ઇચ છે, તો બૉઇલર પ્રેસર કેટલો રાખવો?

**જવાબ**—૪૦ ૪૫ પાઉન્ડ.

---

## મેન શાફ્ટ અથવા એક લીવર ઉપર પડતુ સ્ત્રેન શોધી કહાડવા માટે.

**નાં૦ (૨૬) ફૉરમ્યુલા**—$\frac{૫ ૧ \times W \times A}{D^{3}}$=શાફ્ટના સેકશનના એરીઆ ઉપર પડતુ સ્ત્રેન પાઉન્ડમા

W=પીસ્તનના આખા એરીઆ ઉપર પડતો પ્રેસર (પીસ્તનનો એરીઆ × વરકીગ પ્રેસર), અથવા લીવર ઉપર પડતુ વજન

A=ક્રેન્ક અથવા લીવરની લબાઇ D=શાફ્ટનો ડાયામેટર ઈંચમા.

**દાખલો**—એક એનજીનના પીસ્તનનો ડાયામેટર ૯૩ ઈચ છે, વરકીગ પ્રેસર ૪૫ પાઉન્ડ છે, ક્રૅન્કની લબાઇ ૨૧ ઈંચ છે, અને શાફ્ટનો ડાયામેટર ૧૬ ઈંચ છે, તો શાફ્ટના સેકશનના એરીઆના દર સ્કવેર ઈંચ ઉપર કેટલુ સ્ટ્રેન યાને જોર પડશે ?

**જવાબ**—૭૯૯૨ ૭૯ પાઉન્ડ

**નોટ**—શાફ્ટના એરીઆના દર સ્કવેર ઈંચ ઉપર ફકત ૫૦૦૦ પાઉન્ડ સ્ટ્રેન રાખવાનો બૉર્ડ ઑફ ટ્રેડનો હુકમ છે માટે જો ઉપર પ્રમાણે ગણતરી કરતા ૫૦૦૦ પાઉન્ડથી વધુ સ્ટ્રેન આવતુ માલમ પડે તો શાફ્ટ એ કામ માટે નબળી સમજવી

---

## ક્રૉસ હેડના એરીઆ ઉપર પડતું સ્ટ્રેન શોધી કહાડવા માટે.

**(નાં૰ ૨૭) ફૉરમ્યુલા**—$\frac{A \times P \times R}{H \times C}$=સ્ટ્રેન દર સ્કવેર ઈંચે

A=પીસ્તનનો એરીઆ P=સ્ટીમ પ્રેસર C=કનેકટીગ રૉડની લબાઇ R=ક્રેન્કની લબાઇ H=ક્રૉસહેડના ફ્રેસનો એરીઆ

**દાખલો**—પીસ્તનનો ડાયામેટર ૪૮ ઈંચ છે, સ્ટીમ પ્રેસર ૨૯ પાઉન્ડ છે, ક્રૅન્કની લબાઇ ૨૪ ઈંચ છે, અને કનેકટીગ રૉડ ૧૦૦ ઈંચ લાબો છે, અને ક્રાસ હેડની ફ્રેસ ૧૨×૧૦ ઈંચ છે, તો તેની ફ્રેસના એરીઆના દર સ્કવેર ઇંચ ઉપર કેટલુ સ્ટ્રેન પડશે?

**જવાબ**—૧૦૪૯ પાઉન્ડ

**નોટ**—ગાઇડ બાર ઉપર પડતુ કુલ સ્ટ્રેન×કનેકટીગ રૉડની લબાઇ=પીસ્તન ઉપર પડતો (total) પ્રેસર×ક્રૅન્કની લબાઇ

---

## એક લીવરના ભાંગેલા સેકશનપર કેટલું સ્ટ્રેન આવ્યું તે શોધી કહાડવા માટે.

**(નાં૰ ૨૮) ફૉરમ્યુલા**—$\frac{S \times B \times D^{૨}}{૬}$=W×L. S=$\frac{૬ \times W \times L}{B \times D^{૨}}$

S=સ્ટ્રેન, દર સ્કવેર ઇંચે પાઉન્ડમાં W=વજન પાઉન્ડમા.

D=લીવરની ઉચાઇ યા ઉડાઇ B=લીવરની પોહોળાઇ યા જાડાઇ.

L=લીવર જે જગાએ ભાંગી જાય તે જગા અને વજન વચ્ચેનો તફાવત

**દાખલો**—એક લબચોરસ આકારનુ લીવર ૭ ઇચ ઉચુ, ૨ ઇચ જાડુ છે, અને તે ઉપર ૨૦૦૦ પાઉન્ડનુ વજન મુકતા તે વજનથી ૪ ઈચના તફાવતે તે ભાગી જાય છે, માટે તેના સેકશનના એરીઆના દર સ્કવેર ઇચ ઉપર કેટલુ સ્ત્રેન યાને જોર પડયુ હશે?

**જવાબ**—૮૯૬૦ પાઉન્ડ

---

## સ્પ્રીંગ સેફટી વાલ્વ ઉપર કેટલો પ્રેસર રાખવો તે શોધી કહડાવા માટે.

**(નાં૦ ૨૯) ફૉરમ્યુલા**—$\frac{8000\ T^3}{A \times D}$= વરકીંગ પ્રેસર

T=સ્પ્રીગના સ્ટીલની જાડાઈ ઈંચમા A=વાલ્વનો એરીઆ

D=સ્પ્રીગનો ડાયામેટર સેન્ટરથી સેન્ટર (એટલે બાહેરના ડાયામેટરમાથી સ્ટીલની જાડાઇ બાદ કરવી)

**દાખલો**—એક ૬ ઈચ ડાયામેટરના સેફ્ટી વાલ્વ ઉપર સ્પ્રીગ છે, જે સ્પ્રીગનો બાહેરનો ડાયામેટર ૫ ઈચ છે, અને સ્પ્રીગનુ સ્ટીલ ½ ઈચ જાડુ છે, તો તે સેફ્ટી વાલ્વ કેટલા પાઉન્ડ પ્રેસરને લાયકનો છે?

**જવાબ**—૪૫.૯૫ પાઉન્ડ

**નોટ**—ઉપલો ફૉરમ્યુલા ગોળ સ્ટીલ માટે છે જો સ્પ્રીગનુ સ્ટીલ ચોરસ હોય તો ૮૦૦૦ ને બદલે ૧૧૦૦૦ લેવા

---

## સ્પ્રીંગ લોડેડ સેફટી વાલ્વની સ્પ્રીંગ કેટલી દબાવવી તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૦) ફૉરમ્યુલા**—$\frac{W \times D^3}{S^4 \times C}$×N=દબાણ ઇચમા.

W=વાલ્વ ઉપરનો સામટો પ્રેસર (વાલ્વનો એરીઆ×પ્રેસર)

D=સ્પ્રીગનો ડાયામેટર સેન્ટરથી સેન્ટર

S=સ્પ્રીગનાં સ્ટીલની જાડાઇ, અરધા દોરામાં.

C=કૉન્સતન્ટ=સ્કવેર સ્ટીલ માટે ૩૦ ગોળ સ્ટીલ માટે ૨૨ ૮.

N=સ્પ્રીંગના વિંટા અથવા કૉઇલની સંખ્યા

**દાખલો—**એક સેફ્ટી વાલ્વનો ડાયામેટર ૫ ઇંચ છે, તેની ઉપરની સ્પ્રીંગનો બાહેરનો ડાયામેટર ૫ ઇંચ છે, અને સ્પ્રીંગનું સ્ટીલ સ્કવેર છે, અને તે ⅞ ઇંચ જાડું છે સ્પ્રીંગમાં ૧૫ વિંટા છે, તો ૬૦ પાઉન્ડના સ્ટીમ પ્રેસર માટે સ્પ્રીંગને કેટલી દબાવવી જોઇએ?

**જવાબ—**૪૯ ઇંચ

---

## સ્ટીમ ઉડતી વખતે સેફ્ટી વાલ્વની સ્પ્રીંગ દબાવાથી તે કેટલા વધારે પ્રેસરે સ્ટીમ ઉડારશે તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૧) ફૉરમ્યુલા**—D-C=પ્રેસરમા વધારો

D=વાલ્વનો ડાયામેટર C=પેહલા સ્પ્રીંગ જેટલી દબાયલી હોય તે

**દાખલો**—એક સેફ્ટી વાલ્વની સ્પ્રીંગ ૬⅞ ઇંચ દબાયલી છે દર એક વાલ્વ દીઠ ૫૦ સ્કવેર ફીટ ફાયર ગ્રેટ છે વાલ્વ ઉપર સ્પ્રીંગનું દબાણ હિસાબમા નહી ગણતા સેકડે ૧૦ ટકા વધારે પ્રેસર રાખવામા આવ્યો છે, અને સ્ટીમ પ્રેસર ૫૦ પાઉન્ડ છે, તો જ્યારે સેફ્ટી વાલ્વ ઉડીને સ્ટીમ ઉડારે ત્યારે તેના ઉંચકાવાથી સ્પ્રીંગ ઉપર વધારે દબાણ થવાને લીધે તે હવે કેટલા પાઉન્ડ પ્રેસરે સ્ટીમ ઉડારી શકશે?

**નોટ**—ઉપલા દાખલામા વાલ્વનો ડાયામેટર આપ્યો નથી, માટે બોર્ડ ઑફ ટ્રેડના કાયદા મુજબ દર એક સ્કવેર ફુટ ફાયર ગ્રેટ દીઠ ૭૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસર માટે ૫ સ્કવેર ઇંચ વાલ્વનો **એરીઆ** ગણવો જો ૭૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસરથી વધારે પ્રેસર હોય તો વાલ્વનો એરીઆ તેના પ્રમાણમા **ઓછો** રાખવો અને પ્રેસર ઓછો હોય તો **વધારે** રાખવો આ દાખલામા ૫૦+૧૫=૬૫ પાઉન્ડ ગ્રોસ પ્રેસર છે માટે ૭૫ પાઉન્ડે જો ૫ સ્કવેર ઇંચ તો ૬૫ પાઉન્ડે દર એક સ્કવેર ફીટ ફાયર ગ્રેટ દીઠ ૫૭૬ સ્કવેર ઇંચ એરીઆ મળશે, જે ઉપરથી ડાયામેટર શોધી કાહડવો.

**જવાબ**—૫૫૯૩ પાઉન્ડ

---

## સેફટી વાલ્વની લીફટ શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૨) ફૉરમ્યુલા**— $\frac{S}{૧૬૧૫૬૮ \times D \times G}$ =લીફ્ટ ઈંચમાં

S=દર કલાકે ઉડતી સ્ટીમનો જથ્થો પાઉન્ડમા

D=વાલ્વનો ડાયામેટર ઇચમા G=ગ્રોસ પ્રેસર

**દાખલો**—એક સેફ્ટી વાલ્વનો ડાયામેટર ૬ ઇચ છે, અને બૉઇલર પ્રેસર ૭૦ પાઉન્ડ છે તો દર કલાકે ૧૦૫૦૦ પાઉન્ડ સ્ટીમ ઉડાડવા માટે સેફ્ટી વાલ્વની લીફ્ટ કેટલી જોઇશે ?

**જવાબ**— ૧૨૭ ઇચ

**નોટ**—એક છેદના એરીઆ સાથે ગ્રોસ પ્રેસરનો ગુણાકાર કરવાથી જેટલા પાઉન્ડ મળે, તેટલા પાઉન્ડ સ્ટીમ તે છેદમાથી ૭૦ સેકન્ડમા ઉડી જશે

---

## જયારે કટ ઑફ થાય ત્યારે સ્ટ્રોકને છેડેથી પીસ્તન કેટલે દુર હોવો જોઇએ તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૩) ફૉરમ્યુલા**— $\left(\frac{૨C+L}{T}\right)^{૨} \times S$=તફાવત ઇચમા

C=વાલ્વનો લૅપ ઇચમા L=વાલ્વની લીડ ઇચમા

S=ઍનજીનનો સ્ટ્રોક ઇચમા T=વાલ્વની ટ્રૅવલ ઇચમા

**દાખલો**—એક ઍનજીનમા સ્લાઇડ વાલ્વનો લૅપ ૩$\frac{૧}{૨}$ ઇચ, લીડ $\frac{૧}{૧૬}$ ઇચ, ટ્રૅવેલ ૯$\frac{૧}{૨}$ ઇચ, અને પીસ્તનનો સ્ટ્રોક ૪૨ ઇંચ છે, માટે કટ ઑફ થતી વખતે પીસ્તન સ્ટ્રોકને કેટલે તફાવતે રહેવો જોઇએ

**જવાબ**—૨૧૧ ઇચ

---

## સ્ટ્રોકના કેટલામે ભાગે સ્ટીમ કટ ઑફ થાય તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૪) ફૉરમ્યુલા**— ૧—$\left(\frac{C \times ૨}{T}\right)^{૨}$=કટ ઑફ વખતે સ્ટ્રોકનો ભાગ

**દાખલો—** ઉપર મુજબ

**જવાબ—**.૫૦૭

---

## કટ ઑફ વખતે ક્રૉસહેડના સેન્ટરથી ક્રૅન્ક શાફટના સેન્ટર વચ્ચેનો તફાવત શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૫) ફૉરમ્યુલા—** C+R—S+T

C=કનૅકટીગ રૉડની લબાઇ ઇચમા R=ક્રૅન્કની લબાઇ ઇચમા.

S=સ્ત્રોકની લબાઇ ઇચમા T=કટ ઑફની લબાઇ ઇચમા

**દાખલો—**પીસ્તનનો સ્ત્રોક ૪૬ ઇચ છે કનૅકટીગ રૉડની લબાઇ સેન્ટરથી સેન્ટર સુધી ૮ ફીટ છે ક્રૅન્ક તરફના છેડા અથવા બૉટમ એન્ડ ઉપર સ્ટીમ ૨૨ ઇચે કટ ઑફ થાય છે તો તે વખતે ક્રૅન્ક શાફટના સેન્ટરથી ક્રોસહેડનો સૅન્ટર કેટલો દુર હોવો જોઇએ?

**જવાબ—**૯૫ ઇચ

---

## બૉટમ સ્ત્રોકના કટ ઑફ ઉપરથી ટૉપ સ્ત્રોકનો કટ ઑફ શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૬) ફૉરમ્યુલા—** $\frac{C \times S}{D}$=ટૉપ અને બાટમ કટ ઑફ વચ્ચેનો ફરક.

C=બૉટમ સ્ત્રોક વખતે કટ ઑફ

S=કટ ઑફ થવા પછી બાકી રહેતો સ્ત્રોક.

D=બૉટમ કટ ઑફ વખતે ક્રૉસહેડથી ક્રૅન્ક શાફટનો તફાવત.

**દાખલો—**સ્ત્રોક ૪૬ ઇંચ છે, કનૅકટીગ રૉડની લબાઇ ૮ ફીટ છે બૉટમ સ્ત્રોક વખતે કટ ઑફ ૨૨ ઈંચે થાય છે, તો ટૉપ સ્ત્રોક વખતે કટ ઑફ કેટલા ઈંચે થવો જોઇએ?

**જવાબ—**૨૭.૫૬ ઈંચ.

**નોટ**—સ્લાઇડ વાલ્વના એનજીનોમાં ટૉપ અને બૉટમ બન્ને સ્ત્રોક વખતે એકસરખા તફાવતે કટ ઑફ થતો નથી, પણ બૉટમ અથવા બૅકવર્ડ સ્ત્રોક વખતે ઓછી અને ટૉપ અથવા ફૉરવર્ડ સ્ત્રોક વખતે વધારે લબાઇએ કટ ઑફ થાય છે પહેલાં ફૉરમ્યુલા નાં૦ ૩૫ પ્રમાણે ક્રૉસહેડથી ક્રૅન્ક શાફ્ટનો તફાવત શોધી કહાડીને પછી ફૉરમ્યુલા નાં૦ ૩૬ પ્રમાણે બન્ને કટ ઑફ વચ્ચેનો ફરક શોધી કાહડી બૉટમ કટ ઑફની લબાઇમા તે ફરક ઉમેરવાથી ટૉપ સ્ત્રોકનો કટ ઑફ મળશે

---

## સ્લાઇડિ વાલ્વ સીલીનડરની ફેસ ઉપર કેટલા પ્રેસરથી દબાય છે તે શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૭) ફૉરમ્યુલા**—$(L \times B) \times (l \times b) \times (Gp - Bp) =$ કુલ પ્રેસર

L=વાલ્વના પૉર્ટની લબાઇ B=વાનાલ્વ પૉર્ટની પોહળાઇ
l=સ્ટીમ પાર્ટની લબાઇ b=સ્ટીમ પૉર્ટની પોહળાઇ.
Gp=ગ્રોસ પ્રેસર Bp=બૅક પ્રેસર, અથવા એકઝૉસ્ટ પ્રેસર

**દાખલો**—સ્લાઇડ વાલ્વ માહેલા પૉર્ટની લબાઇ ૨૪ ઈંચ અને પોહળાઇ ૮ ઈંચ છે સીલીનડરના સ્ટીમ પૉર્ટની લબાઇ ૨૪ ઈંચ અને પોહળાઇ ૩ ઈંચ છે સ્ટીમ પ્રેસર ૪૦ પાઉન્ડ છે, અને એકઝૉસ્ટ પ્રેસર ૩½ પાઉન્ડ છે, તો એ સ્લાઇડ વાલ્વ સીલીનડરની ફેસ ઉપર કેટલા પાઉન્ડ પ્રેસરથી દબાયલો રહેશે ?

**જવાબ**—૧૩૫૯૬ પાઉન્ડ

---

## થરમામીટર અને બેરોમીટર ઉપરથી હવાનો પ્રેસર શોધી કહાડવા માટે.

**(નાં૦ ૩૮) ફૉરમ્યુલા**—$\frac{૪૯૦૭ \times B}{૯૦૫૭ \times T}$=પ્રેસર દર સ્કવેર ઈંચે

**દાખલો**—હવાની ગરમી ૮૦ ડીગ્રી ( ફેરનહીટ ) છે, અને બેરોમીટરમા પારાની ઉચાઇ ૨૮¾ ઇચ છે, તો તે વખતે હવાનો પ્રેસર કેટલો ?

**જવાબ**—૧૫ ૩૦૬ પાઉન્ડ.

---

**એક કાંટાના જુદાં જુદાં પલ્લાંમાં મલતા હેરફેર વજનો ઉપરથી ખરૂં વજન શોધી કહાડવા માટે.**

**( નાં૦ ૩૯ ) ફૉરમ્યુલા**—$\sqrt{(A \times B)}$

A=એક પલ્લામા મલતુ વજન B=બીજા પલ્લામા મલતુ વજન

**દાખલો**—એક કાટામા એક ચીજનુ વજન એક પલ્લામા ર૯૬ પાઉન્ડ થાય છે, અને બીજા પલ્લામા મુકી તોલતા તે ૩૩૮ પાઉન્ડ થાય છે તો ખરૂ વજન કેટલુ હશે ?

**જવાબ**—૩૧૫ ૪ પાઉન્ડ

---

**એક ઍનજીનના નૉમીનલ હોર્સપાવર શોધી કહાડવા માટે.**

**(નાં૦ ૪૦) ફૉરમ્યુલા**—$\frac{D^2 \times S \times N}{6000}$=નૉમીનલ હૉર્સપાવર

D=સીલીનડરનો ડાયામેટર ઇંચમાં S=સ્ટ્રોકની લબાઇ ફીટમા N=સ્ટ્રોકની સખ્યા ( રેવોલ્યુશન્સ×ર )

**દાખલો**—સીલીનડરનો ડાયામેટર ૩૬ ઇચ છે સ્ટ્રોકની લબાઇ ર૦ ઈચ છે રેવોલ્યુશન્સ ૧૧૦ થાય છે, તો નૉમીનલ હૉર્સ-પાવર કેટલા થશે ?

**જવાબ**—૭૯ ર નૉમીનલ હૉર્સ પાવર

---

**એક વીહટવર્થના બોલ્ટપર પડતું સ્ટ્રેન શોધી કહાડવા માટે.**

**(નાં૦ ૪૧) ફૉરમ્યુલા**—$\frac{D \times (D-1)}{100} \times S$

D=બોલ્ટના ડાયામેટરના દોરા S=સ્ટ્રેન ફર સ્કવેર ઈંચે

**દાખલો**—એક બોલ્ટ ૧$\frac{1}{2}$ ઈંચ ડાયામેટરનો છે, અને તે ઉપર ફર સ્કવેર ઈંચે ૧ર૦૦ પાઉન્ડ સ્ટ્રેન રાખ્યુ છે, તો આખા બોલ્ટ ઉપર સ્ટ્રેન કેટલુ પડશે ?

**જવાબ**—૧૦૮૦ પાઉન્ડ

**નોટ**—બોલ્ટનો બાહેરનો ડાયામેટર ૧$\frac{1}{2}$ ઇંચ છે, પણ આટાના ખાચામા તેનો ડાયામેટર લગભગ ૧ ઇંચ હોય છે અને ત્યાં તેનો એરીઆ ૮૯ ઇંચ હોય છે માટે ૧$\frac{1}{2}$ ઇંચના ડાયામેટરનો એરીઆ હીસાબમા લેવો નહી જોઇએ

---

## સ્ટીમની કો-ઇફીશીઅન્સી શોધી કહાડવા માટે.

**(નાં૦ ૪૨) ફૉરમ્યુલા**—$\frac{MP \times S}{GP \times C+L}$=કો-ઇફીશીઅન્સી

MP=મીન પ્રેસર S=સ્ટ્રોક ઇંચમા GP=ગ્રોસ પ્રેસર

C=કટ ઑફની લબાઇ L=કલીઅરન્સ

**દાખલો**—સ્ટીમ પ્રેસર ૪૫ પાઉન્ડ છે સ્ટીમ ૧૪ ઇંચ સુધી લઇ જઇ કટઑફ કરવામા આવે છે સ્ટ્રોકની લબાઇ ૩૦ ઇંચ છે, અને મીન પ્રેસર ૪૦ પાઉન્ડ છે, તો સ્ટીમની કો-ઇફીશીઅન્સી કેટલી?

**જવાબ**—૧.૪૨ કો-ઇફીશીઅન્સી

---

## બૉઇલરની ઇફીશીઅન્સી શોધી કાઢવા માટે.

**(નાં૦ ૪૩) ફોરમ્યુલા**—$\frac{F}{F+C} \times \frac{1}{1}$=ઇફીશીઅન્સી

F=એક પાઉન્ડ કોલસા દીઠ ફાયરગ્રેટનો એરીઆ સ્કવેર ફીટમા

C=કૉન્સતન્ત, ૩ પંખાના ડ્રાફ્ટ માટે, અને ૫ ચીમની ડ્રાફ્ટ માટે

**દાખલો**—ફૉર્સ્ડ ડ્રાફ્ટ વાપરનારા એક બૉઇલરમા દર એક પાઉન્ડ કોલસા દીઠ ૧.૨૨ સ્કવેર ફીટ ફાયરગ્રેટ છે, તો ઇફીશીઅન્સી કેટલી રહેશે? જો કોલસાનો ઇવેપોરેટીવ પાવર તેના વજન કરતા ૧૩ ગણો વધારે હોય (એટલે એક પાઉન્ડ કોલસો પૂરેપૂરો જો બળી શકે તો ૧૩ પાઉન્ડ પાણીને બાળીને સ્ટીમ બનાવી શકતો હોય) તો આ દાખલામા એક પાઉન્ડ કોલસો કેટલા પાઉન્ડ પાણીની સ્ટીમ બનાવી શકશે?

**જવાબ**—.૭૩૫૭ ઇફીશીઅન્સી .૭૩૫૪×૧૩=૯.૫૬ પાઉન્ડ પાણી

## પરચુટણ.

(ટ્રેવલ-૨)-લૅપ=સ્ટીમ પૉર્ટની ખુલ્લી રહેતી જગા અથવા પૉર્ટ ઓપનીગ, સ્લાઇડ વાલ્વમા

લૅપ+લીડ—એકઝૉસ્ટ લૅપ=એકઝૉસ્ટમા સ્ટીમ પૉર્ટ જેટલો ખુલ્લો રહે તેટલી જગા, સ્લાઇડ વાલ્વમા

રેડીઅસ×૨=ડાયામેટર

સરકયુલર ઇંચ=ડાયામેટર×ડાયામેટર

સરકલનો એરીઆ=ડાયામેટર×ડાયામેટર– ૭૮૫૪

સરકલનો સરકમફરન્સ=ડાયામેટર×૩ ૧૪૧૬

ગોળા (Sphere)નો એરીઆ=ડાયામેટર×ડાયામેટર×૩ ૧૪૧૬

ગોળાનુ કનતેન્ત્સ (કદ)=(ડાયામેટર)$^{૩}$× ૫૨૩૬

ત્રાએન્ગલનો એરીઆ=બેઇઝની લંબાઇ×ઉંચાઇ-૨

૧ ગ્યાલન=૨૭૭ ૨૭૪ કયુબીક ઇંચ=૧૬૦૪ કયુબીક ફૂટ

૧ કયુબીક ફુટ પાણી=૬૨ ૩૨ પાઉન્ડ=૬ ૨૨૩૨ ગ્યાલન

પાણીનો જથ્થો ૧ સ્કવેર ઇંચ એરીઆ, અને ૨ ૩૦૫ ફીટ ઉંચો=૧ પાઉન્ડ વજન

૧ ગ્યાલન=૧૦ પાઉન્ડ પાણી

૧ તન પાણી=૩૫ ૯ કયુબીક ફીટ=૨૨૪ ગ્યાલન

પાણીનો પ્રેસર દર સ્કવેર ઇંચ ઉપર પાઉન્ડમા=પાણીની ઉંચાઇ ફીટમા× ૪૩૩૫

૧ પાઉન્ડ=૧૬ આઉંસ=૪૦ તોલા=૭૦૦૦ ગ્રેન

૧૪ પાઉન્ડ=૧ સ્તોન (stone)

૫૨૮૦ ફીટ=૧૭૬૦ વાર=૧ માઇલ

૬૦૮૦ ફીટ=૧ દરિઆઇ માઇલ (નૉટ knot)

૪૮૪૦ ચોરસવાર=૧ એકર

૨૨૦ વાર=૧ ફરલોગ (furlong)

---

# પ્રકરણ—૫૧.

## પરચુટણ બાબતો.

## MISCELLANY.

### કોઠો—૭૨. જૂદી જૂદી જાતનાં મશીનોમાં ખપતો પાવર.

| મશીનરી | મીનીટે રેવોલ્યુશન્સ | હૉર્સ પાવર |
|---|---|---|
| ૩ ઈંચ ડાયામેટરની શાફ્ટીંગ, ફર ૧૦૦ ફીટ લંબાઇ દીઠ | ૧૨૦ | ૧ |
| સીંગલ કપાસ ઓપનર | ૩૨૦ | ૨ |
| ડબલ કપાસ ઓપનર | ૫૩૦ | ૩½ |
| સીંગલ રોલર જીન, પ્લાટ | ૬૫૦ | ૨½ |
| ડબલ રોલર જીન, પ્લાટ | ૬૫૦ | ૪ |
| બેલ બ્રેકર, પ્લૅટ, ૧૮" બીટર | ૭૦૦ | ૩½ |
| રોવીંગ વેસ્ટ ઓપનર | ૭૦૦ | ૪ |
| હૉપર ફીડર | ૨૨૫ | ૧½ |
| પૉરક્યુપાઇન ઓપનર ફીડ તેબલ | ૧૦૦૦ | ૨ |
| પૉરક્યુપાઇન ઓપનર | ૫૦૦ | ૬ |
| વરટીકલ ક્રાઇટન ઓપનર, ડબલ બીટર | ૧૦૦૦ | ૮ |
| એકઝૉસ્ટ ઓપનર, પૉરક્યુપાઇન સીલીનડર સાથે | ૧૦૦૦ | ૯ |
| ડબલ સ્કચર | ૧૪૦૦ | ૮ |
| રીવૉલવીંગ ફ્લૅટ કારડીંગ એનજીન | ૧૭૦ | ૧ |
| રોલર-કલીઅરર કારડીંગ એનજીન, સીંગલ | ૧૫૦ | ૧ |
| સ્લાઇવર લૅપ મશીન | ૨૦૦ | ¾ |
| ડ્રૉઇંગ ફ્રેમ, ૮ ડીલીવરી દીઠ | ૨૫૦ | ૧ |
| સ્લબીંગ ફ્રેમ, ૪૮ સ્પીનડલ દીઠ | ૬૦૦ | ૧ |
| ઇન્ટરમીડીએટ ફ્રેમ, ૬૪ સ્પીનડલ દીઠ | ૭૫૦ | ૧ |
| રોવીંગ ફ્રેમ, ૬૪ સ્પીનડલ દીઠ | ૧૦૮૦ | ૧ |
| મ્યુલ સ્પીનડલ ૧૭ ઇંચના, ૧૧૦ સ્પીનડલ દીઠ | ૯૬૦૦ | ૧ |
| મ્યુલ સ્પીન્ડલ ૧૩½ ઇંચના, ૧૭૫ સ્પીન્ડલ દીઠ | ૯૬૦૦ | ૧ |
| રીંગ સ્પીન્ડલ, ૧૦૦ સ્પીન્ડલ દીઠ | ૮૦૦૦ | ૧ |
| મ્યુલ સ્પીનડલ, પ્રેપરેશન સાથે, ૧૦૦ સ્પીન્ડલ દીઠ | | ૧½ |
| રીંગ સ્પીન્ડલ, પ્રેપરેશન સાથે, ૧૦૦ સ્પીન્ડલ દીઠ | | ૨½ |
| પર્ન વાઇન્ડર, ૧૬૦ સ્પીન્ડલ દીઠ | ૨૦૦ | ૧ |
| વૉર્પ વાઇન્ડર, ૩૦૦ સ્પીન્ડલ દીઠ | ૧૪૦ | ૧ |

**કોઠો–૭૨ (ચાલુ). જૂદી જૂદી જાતનાં મશીનોમાં ખપતો પાવર.**

| મશીનરી. | મીનીટે રેવોલ્યુશન્સ | હૉર્સ પાવર. |
| --- | --- | --- |
| ડ્રમ વાઇન્ડર, ૨૪૦ ડ્રમ દીઠ | ૨૦૦ | ૧ |
| વૉરપીગ મશીન, ૩ મશીન દીઠ | ૪૦ | ૧ |
| સાઇઝ મીક્ષર, પમ્પ સાથે, ડબલ | ૨૫ | ૨¼ |
| સાઈઝીગ મશીન | ૨૦૦ | ૧½ |
| સાદી લુમ, ૪૦ ઇંચ, ૧૮૦ પીકસ, ૬ લુમ દીઠ | ... | ૧ |
| ડ્રૉપ બૉક્ષ લુમ, ૪૦ ઇંચ, ૧૫૦ પીકસ, ૪ લુમ દીઠ | . | ૧ |
| મેઝરીગ એન્ડ ફોલડીગ મશીન | | ½ |
| હાઇડ્રૉલીક કલૉથ પ્રેસ | ૬૦ | ¾ |
| ડબલીગ ફ્રેમ, ૫૦ સ્પીન્ડલ દીઠ | ૬૫૦૦ | ૧ |
| હાઇડ્રૉલીક યાર્ન પ્રેસ પમ્પ | ૬૦ | ૩½ |
| મન્ડલીગપ્રેસ | ૫૦ | ½ |
| સાધારણ કદનો લેધ, ભારી કટ સાથે | ... | ૧ |
| શેપીગ મશીન, ૧૫ ઈંચ સ્ટ્રોક, ભારી કટ સાથે | .. | ૧ |
| પ્લેનીગ મશીન, ભારી કટ સાથે, ૩ ફીટ સ્ટ્રોક | .. | ૧½ |
| રેડીઅલ ડ્રીલીગ મશીન, ૧ ઇંચનો છેદ કરતાં | .. | ૧½ |
| સ્લૉટીગ મશીન, ૯ ઇંચ સ્ટ્રોક | | ½ |
| વ્હીલ લેધ, ૭ ફીટ ડાયામેટરનું વ્હીલ, ભારી કટ સાથે | ... | ૬ |
| સરક્યુલર સૉ (લાકડા માટે ગોળ કરવત) ૨૪ ઇંચની | ... | ૩ |
| ગ્રાઇન્ડ સ્તોન (૩૦"×૬") તુલ ધસ્તી વખતે. | | ૧ |
| લુહારનો પંખો, ૧૨ ઇંચ | .. | ½ |
| ઇંગલ બર્ગ રાઇસ હલર (ચોખા છળવાનું મશીન) | .. | ૧૫ |
| ૪૮ ઇંચની આટાની ચક્કી | . | ૨૦ |
| ૩૬ ઇંચની ,, ,, | .. | ૧૬ |
| ૩૦ ઇંચની ,, ,, | . | ૧૪ |
| ૨૪ ઇંચની ,, ,, | ... | ૧૧ |
| ૭ બોલ કેલેન્ડરીગ મશીન | .. | ૭૦ |
| ૩ બોલ કેલેન્ડરીગ મશીન | ... | ૩૫ |
| ૨૧ સીલીનડરનું ફીનીશીગ મશીન | ... | ૪૦ |

**ઑઇલ અને ગૅસ એનજીનના ખામી ભરેલા ડાએગ્રામ** (Defective Diagrams of Oil and Gas Engines)—ઑઇલ અને ગૅસ એનજીનનો સારો ડાએગ્રામ કેવો મળે છે તે પાને ૯૫૮ મા બતાવ્યો છે જયારે વાલ્વ સેટીગ બરાબર

નહી હોય ત્યારે ઑઇલ અને ગૅસ એનજીનના ડાએગ્રામોમાં તરેહવાર ખામીઓ માલમ પડે છે, જેમાંની કેટલીક મુખ્ય નીચે બતાવી છે.

**લેટ ઈગ્નીશન** ( Late Ignition )—જ્યારે ઇગ્નીશન લેટ યાને મોડુ થતુ હોય ત્યારે ચિત્ર નાં૦ ૨૯૯ મા બતાવેલા જેવો ડાએગ્રામ મળે છે, જેમા ઇગ્નીશન લાઇન ડાએગ્રામને જમણે છેડે ડૉટેડ લાઇન જેવી સીધી પડવાને બદલે E આગળ બતાવ્યા મુજબ અંદરની બાજુએ ઢાળ પડતી પડે છે સ્ટીમ એનજીનના ડાએગ્રામમા લીડ ઓછી હોવાથી જેવી રીતે લીડ અથવા એડમીસન લાઇન અંદરની બાજુએ ઢાળ પડતી પડે છે તેવીજ રીતે આમા પણ થાય છે આથી ડાએગ્રામનો એરીઆ ઓછો થવાથી ઘણોક પાવર વ્યર્થ જાય છે કેટલાકો ઇગ્નીશન લાઇન અંદરની બાજુએ ઘણી સહેજ ઢાળ પડતી મેળવવાનુ પસંદ કરે છે, કે જેથી પીસ્તન ડેડ સેન્ટરથી ઉપડયા પછીજ તે ઉપર એક્ષપ્લોઝનનો પ્રેસર પડે, અને પ્રી-ઇગ્નીશન થાય નહી જ્યારે પીસ્તન બરાબર ડેડ સેન્ટર ઉપર હોય ત્યારે જો એક્ષપ્લોઝન થાય તો પીસ્તનને જોઇએ તેવો આચકો (impulse) મળે નહી, અને એક્ષપ્લોઝન વહેલુ થાય તો પાછળ હઠતા પીસ્તનની ઝડપ અને ગતિ રોકાઇને ઘણો પાવર વ્યર્થ જાય ઘણુ લેટ ઇગ્નીશન થવાથી પાવર સ્ટ્રોકને છેડે સીલીનડરમા ગૅસનો ઘણો પ્રેસર રહી જાય છે, જેથી ચિત્ર માં X આગળ બતાવ્યા મુજબ ડાએગ્રામ એકઝૉસ્ટ લાઇન A થી ઘણે ઉચો રહે છે, જે બતાવે છે કે ગૅસનું એક્ષપાનસન સીલીનડરમા પૂરેપૂર થતુ નથી, અને એકઝૉસ્ટમાં ઘણોક પ્રેસર કામ કર્યા વગર વ્યર્થ જાય છે




ચિત્ર નાં૦ ૨૯૯.
લેટ ઇગ્નીશન.

**પ્રી-ઇગ્નીશન** (Pre-Ignition)—જ્યારે પીસ્તન સીલીનડરના બંધ છેડા તરફ ધસી આવી કમ્પ્રેસન કરતો હોય ત્યારે તે

કમ્પ્રેસન સ્ટ્રોક પૂરો થાય તે અગાઉ ઇગ્નીશન થઇને એક્ષપ્લોઝન થઇ જાય યાને પ્રી-ઇગ્નીશન થાય ત્યારે ચિત્ર નાં૦ ૩૦૦ માં બતાવ્યા મુજબનો ડાએગ્રામ મળે છે એમા ધ્યાનથી જોવાથી માલમ પડશે કે O થી A સુધી સકશન સ્ટ્રોકની લાઇન દોરાય છે પછી A આગળથી પીસ્તન પાછો હઠતા કમ્પ્રેસન શુરૂ થાય છે, પણ A થી C સુધી થવાને બદલે E આગળ ઇગ્નીશન થઇ એક્ષપ્લોઝન થઇ જાય છે, જેથી પીસ્તન E થી L સુધી ઉપર ચહડી જાય છે, અને વળતે પાવર સ્ટ્રોકે એક્ષપાનસન થવાથી L આગળ પેનસીલ વાંક લઇને એક્ષપાનસન કર્વ એક્ષપ્લોઝન કર્વ E L કરતા પણ નીચે પડે છે આ પ્રમાણે પીસ્તન જયારે સીલીનડરની અંદર કવર તરફ ધસી આવતો હોય ત્યારે એક્ષપ્લોઝન થઇ જવાથી તેની ગતિ એકદમ રોકાય છે, અને તેની ઝડપ અને પાવર પુષ્કળ ઓછા થઇ જાય છે કેટલાક જલદીથી સળગી ઉઠે તેવા તેલ વાપરતા, અથવા ઘણું વધારે કમ્પ્રેસન રાખતા અથવા ઇગ્નીશનનુ સેટીંગ બિગડી જતા એમ બને છે



ચિત્ર નાં૦ ૩૦૦.
પ્રી-ઇગ્નીશન.

**બૅક ફાયરીંગ (Back Firing)**--કેટલીક વખતે સકશન સ્ટ્રોક વખતેજ એક્ષપ્લોઝન થઇ જાય છે, જેને બૅક ફાયરીંગ કહે છે, અને જયારે એમ થાય છે, ત્યારે ચિત્ર નાં૦ ૩૦૧ જેવો ડાએગ્રામ મળે છે કેટલીક વખતે સીલીનડરમા મેશ બાઝવાથી ઍકઝૉસ્ટ વખતે એ મેશ ઘણીક ગરમી ચૂસી રાખે છે, તેમજ O એક-



ચિત્ર નાં૦ ૩૦૧.
બૅક ફાયરીંગ

ઑસ્ટ થતી વખતે સખ્ત ટેમ્પરેચરની ગૅસની એકાદ ચિ ગારી સીલીન-ડરમાં રહી જાય છે, જેથી જયારે પીસ્તન પોતાનો નવો સકશન સ્ટ્રોક શુરૂ કરે ત્યારે ગૅસ અને હવાનો ચાર્જ એ ચિગારીના અથવા પાણીના ઓછા સરકયુલેશનને લીધે અતિશય ગરમ થયલા વાલ્વ અથવા પીસ્તન કે સીલીન્ડરના સંબધમા આવતાજ સળગીને ફાટે છે આ પ્રમાણે ઘણુ ખરૂ સકશન સ્ટ્રોકની આખેરીએ અને કમ્પ્રેસન સ્ટ્રોકની શુરૂઆતમા બને છે, જેથી A -આગળથી પીસ્તન પાછો ફરતાજ એક્ષપ્લોઝન થઇને પ્રેસર E સુધી વધી જાય છે, અને E આગળ આચકો ખાઇને L સુધી જાય છે, પછી પાવર સ્ટ્રોક વખતે એક્ષપાનસન થતાં E આગળ લુપ પડે છે. પ્રી-ઇગ્નીશન અને બૅક ફાયરીગમા ફરક એ હોય છે કે જયારે પ્રી-ઇગ્નીશનમા કમ્પ્રેસન સ્ટ્રોકની આખેરી થવા આગમજ એક્ષપ્લોઝન થાય છે, ત્યારે બૅક ફાયરીગમા કમ્પ્રેસન સ્ટ્રોકની શુરૂઆતમાં થાય છે

**ફેરો તાઇપ** (Ferrotype)—ઍનજીનીઅરીગની બાબતને લગતા ડ્રૉઇગ અને પ્લાન વગેરેની નકલ કરવા માટે ફેરો તાઇપની રીત ઘણી સહેલ છે એ રીતથી સફેદ ત્રેસીગ કલૉથ ઉપર કાળી શાહીથી ચિતરેલા ડ્રૉઇગની બ્લુ ભોય ઉપર સફેદ લીટીઓવાળી નકલ લઇ શકાય છે, જે કદી બિગડતી નથી એ નકલ લેવા માટે પહેલા નીચે પ્રમાણેની બે જાતની દવાઓ જુદી જુદી મીશ્ર કરી જુદી જુદી બાટ-લીઓમા ભરી રાખવી —

| | | |
|---|---|---|
| ૧ | સાઇત્રેત ઑફ આયર્ન ઍન્ડ એમોનીઆ (citrate of iron and ammonia)......... . ................ ...... ...... | ૧૦૦ ગ્રેન. |
| | પાણી .. . .. .. ....... .. .. .. | ૧ આઉસ |
| ૨ | રેડ પ્રુસીએટ ઑફ પોટાશ (red prussiate of potash) | ૭૦ ગ્રેન. |
| | પાણી . . . ... ... ........ | ૧ આઉસ |

જે કાગળ ઉપર નકલ લેવી હોય તે કાગળને એક અધારા ઓરડામાં લઇ જઇ ટેબલ ઉપર પાથરવું, અને ઉપલી બન્ને દવાઓના એક સરખા ભાગ પ્યાલામાં સાથે ભેળી નાખી નરમ વાળની પોહળી પીછી વડે અથવા વાદળીના એક ટુકડા વડે તે ભેળેલી દવા તે કાગળ ઉપર ચોપડવી આસરે બે મીનીટ સુધી એ દવા બને તેટલી વધારે જથામાં કાગળ ઉપર લગાડયા પછી વાદળુ અથવા પીછી

નીચોવી નાખી પાછી તે કાગળ ઉપર એકસરખા અને હલકા હાથે ફેરવવી, અને પછી તે કાગળ (જેનો રંગ હવે પીળો પડી ગયો હશે તે) ને તેજ અંધારા ઓરડામા ઉભું ટાગવુ અને સુકાવા દેવુ. ઉપલી દવાઓ સાથે ભેળ્યા પછી માત્ર અંધારી જગામાંજ સારી રહી શકશે, પણ છૂટી છૂટી ગમે તે જગાએ અને ગમે તેટલો વખત સારી રહી શકશે, માટે દર વખતે જેટલી જોઇએ તેટલીજ દવાઓ ભેળીને બનાવવી

દવા લગાડેલુ કાગળ સુકાયા પછી તે ઉપર નકલ લેવાની રીત આ પ્રમાણે છે—જેટલુ મોટુ ડ્રૉઈંગનુ કાગળ હોય તેટલી મોટી આરસીની ફ્રેમ (અથવા ફોટોગ્રાફરો વાપરે છે તેવી પ્રીનટીંગ ફ્રેમ) લઇ તેમા ડ્રૉઈંગનુ પેપર ઉંધુ મુકવુ, કે જેથી ડ્રૉઈંગ કાઢેલી બાજુ ફ્રેમના કાચ સાથે લાગે, પછી તે ઉપર દવા લગાડેલુ કાગળ ઉંધુ મુકવુ, કે જેથી દવા લગાડેલી બાજુ ડ્રૉઈંગ પેપર સાથે લાગે, અને પછી તે ઉપર પાટિયુ ઢાકી તે ફ્રેમને તડકામા અથવા જ્યા ઘણુ અજવાળુ પડતુ હોય તેવી ખુલ્લી જગામા આસરે ૫–૧૦ મીનીટ સુધી મુકવી વાદળ ઘેરાયલુ હોવાથી અજવાળુ ઝાખુ પડતુ હોય તો ફ્રેમ વધુ વખત ખુલ્લી જગામા રાખવી પડશે

ઘટતો વખત તડકામા રાખ્યા પછી ફ્રેમને ઉઘાડી દવા લગાડેલુ કાગળ કાહડી લેવુ, અને સાફ પાણીમા ડુબતુ નાખી દવા લગાડેલી બાજુ ખુબ ધોવી કાગળ એક છાલકા વાસણમા મેલી નળના વહેતાં પાણીમા ધોવુ સારૂ છે કાગળ ધોયા પછી તેનો રંગ ભુરો થઇ ગયેલો દેખાશે, અને તે ઉપર સફેદ ડ્રૉઈંગ પડેલુ જણાશે

એ પ્રમાણે નકલ લીધેલા કાગળ ઉપર કાઇ ભુલ સુધારવી હોય તો આ પ્રમાણે કરવુ —જો કોઇ સફેદ ભાગ અથવા લીટી કાહડી નાખવી હોય તો ભેળેલી દવામા એક કવીલપેન અથવા બારીક પીછી બોળી તે ભાગ ઉપર સંભાળથી લગાડવી, અને તડકામા થોડો વખત રાખ્યા પછી ઉપર મુજબ પાછુ ધોઇ નાખવુ. જો કોઇ ભુરા જગામા સફેદ લીટીઓ દોરવી હોય તો ૪૦ ગ્રેન કારબોનેટ ઑફ પોતાશ (carbonate of potash) લઇ એક આઉંસ પાણીમા પિગળાવીને તેમા કવીલપેન બોળીને નકલના કાગળ ઉપર જે કાઇ ચિતરવુ હોય તે ચિતરવુ, અને તુરત બ્લૉટીંગ પેપર મારવુ, નહી તો સફેદ લાઇનો ફેલાઇને છેકાઇ જશે.

**લોખંડનું વજન** (Weight of Iron)—

૫ દોરાનો ગોળ સળ્યો=દર એક ફુટ લબાઇએ ૧ પાઉન્ડ
૭ દોરાનો ગોળ સળ્યો=દર એક ફુટ લબાઇએ ૨ પાઉન્ડ
૧⅛ ઇંચનો ગોળ સળ્યો=દર એક ફુટ લબાઇએ ૪ પાઉન્ડ
૧¼ ઇંચનો ગોળ સળ્યો=દર એક ફુટ લબાઇએ ૮ પાઉન્ડ
૧ ઇંચનો ચોરસ સળ્યો=દર એક વાર લબાઇએ ૧૦ પાઉન્ડ.
૧ ઇંચ જાડી પ્લેટ=દર એક ચોરસ ફુટ દીઠ ૪૦ પાઉન્ડ

રૉટ આયર્ન=દર એક ક્યુબીક ઇંચ દીઠ .૨૮ પાઉન્ડ.
કાસ્ટ આયર્ન=દર એક ક્યુબીક ઇચ દીઠ .૨૬ પાઉન્ડ.

**ડીપ્રીસીએશન** (Depreciation)—કારખાનાઓની ઇમારતો અને મશીનરીની ઉમ્મર જેમ જેમ વધતી જાય છે તેમ તેમ તે જૂના થવાથી તેઓ ઘસાઇ પિસાઇ જઇને તેઓની કીમ્મત ઘટતી જાય છે ઇમારત અને સારી હાલતમા રાખેલી મશીનરીની વધુમા વધુ કેટલી ઉમ્મર હોય છે અને દર વરસે ઘસાડા સાથે તેઓની કીમ્મત કેટલી ઘટે છે તે નીચે આપ્યુ છે કીમ્મતમાં વાર્ષિક ઘટાડો એવી રીતે ગણવામા આવે છે કે ઇમારત અથવા મશીનરીની ઉમ્મરની આખેરીએ તેની કીમ્મત ૦ થઇ રહે, પરતુ ઉમ્મરની આખેરીએ તેના જૂના કાટની કાઇબી કીમ્મત ઉપજી શકે છે, જે બીજી કૉલમમા આપ્યુ છે જેમકે એક જુનુ બૉઇલર પાણીની ટાંકી તરીકે વાપરી શકાય છે, તથા મશીનરીની જૂની ધાતુ વજનને હીસાબે વેચી શકાય છે એક જુની ઇમારતનાં બારી બારણા અને લાકડકામ વગેરેની થોડીક કીમ્મત ઉપજી શકે છે, પણ તેમ એક જૂની ઇમારતને તોડી પાડી તેનો કાટ ખસેડવાનો ખરચ ઘણો થાય છે, માટે ઉમ્મરની આખેરીએ તેની કીમ્મત ૦ બતાવી છે

**કોઠો–૭૩. કારખાનાની ઇમારત અને મશીનરીની કીમ્મતમાં થતો વાર્ષિક ઘટાડો યાને ડીપ્રીસીએશન વગેરે.**

| | જીદગી વર્ષ. | જીદગીની આખેરીએ કીમ્મત સેકડે ટકા | કીમ્મતમાં વાર્ષિક ઘટાડો સેકડે ટકા | મરામતનો ખરચ સેકડે ટકા |
|---|---|---|---|---|
| ઇમારત, ઘરખમ | ૮૦ | ૦ | ૧૨ | ૧ |
| ઇમારત, સાધારણ | ૫૦ | ૦ | ૨ | ૧૫ |
| વૉટરટયુબ બૉઇલર | ૨૫ | ૫ | ૪ | ૩ |
| લૅન્કેશાયર બૉઇલર | ૨૨ | ૫ | ૪૫ | ૩ |
| એન્જીન | ૨૫ | ૬ | ૪ | ૩ |
| મીલ ગીઅરીગ | ૩૦ | ૧૦ | ૩ | ૨૫ |
| સ્પીનીગ વીવીગ મશીનરી | ૨૦ | ૫ | ૫ | ૫ |
| હાઇડ્રોલીક પ્રેસ, પ૫, પાઇપ | ૩૦ | ૧૦ | ૩ | ૩ |
| ડાઇનેમો | ૩૦ | ૮ | ૩ | ૩ |
| મોટર | ૨૫ | ૯ | ૪ | ૩ |
| ઇલેકટ્રીક એકયુમ્યુલેટર | ૧૫ | ૧૦ | ૭ | ૩ |
| જીનીગ મશીનરી | ૨૦ | ૫ | ૫ | ૧૫ |

## કોઠો—૭૪. વ્હીટવર્થના બોલ્ટ અને આંટા.

| બોલ્ટનો ડાયામેટર | નટના છેદનો ડાયામેટર | બોલ્ટનો એરીઆ આટાના ખાચામા | દર ઈચમા આટાની સખ્યા | બોલ્ટનો ડાયામેટર | નટના છેદનો ડાયામેટર | બોલ્ટનો એરીઆ આટાના ખાચામાં | દર ઈચમા આટાની સખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૧/૮ | ૦૯૩ | ૦૦૬૭ | ૪૦ | ૧ | ૮૪૦ | ૫૫૪ | ૮ |
| ૩/૧૬ | ૧૩૪ | ૦૧૪૧ | ૨૪ | ૧ ૧/૮ | ૯૪૨ | ૬૯૭ | ૭ |
| ૧/૪ | ૧૮૬ | ૦૨૭૧ | ૨૦ | ૧ ૧/૪ | ૧ ૦૬ | ૮૯૩ | ૭ |
| ૫/૧૬ | ૨૪૧ | ૦૪૫૬ | ૧૮ | ૧ ૩/૮ | ૧ ૧૬ | ૧ ૦૫ | ૬ |
| ૩/૮ | ૨૯૫ | ૦૬૮૩ | ૧૬ | ૧ ૧/૨ | ૧ ૨૮ | ૧ ૨૯ | ૬ |
| ૭/૧૬ | ૩૪૬ | ૦૯૪૦ | ૧૪ | ૧ ૫/૮ | ૧ ૩૬ | ૧.૪૭ | ૫ |
| ૧/૨ | ૩૯૩ | ૧૨૧૩ | ૧૨ | ૧ ૩/૪ | ૧ ૪૯ | ૧ ૭૪ | ૫ |
| ૯/૧૬ | ૪૫૬ | ૧૬૩૩ | ૧૨ | ૧ ૭/૮ | ૧ ૫૯ | ૧ ૯૯ | ૪ ૧/૨ |
| ૫/૮ | ૫૦૬ | ૨૦૨૬ | ૧૧ | ૨ | ૧ ૭૧ | ૨ ૩૧ | ૪ ૧/૨ |
| ૧૧/૧૬ | ૫૭૧ | .૨૫૬૦ | ૧૧ | ૨ ૧/૮ | ૧ ૮૪ | ૨ ૬૬ | ૪ ૧/૨ |
| ૩/૪ | ૬૨૨ | ૩૦૩૮ | ૧૦ | ૨ ૧/૪ | ૧ ૯૩ | ૨ ૯૨ | ૪ |
| ૧૩/૧૬ | ૬૮૪ | ૩૬૭૪ | ૧૦ | ૨ ૧/૨ | ૨ ૧૮ | ૩ ૭૩ | ૪ |
| ૭/૮ | ૭૩૩ | ૪૨૨૦ | ૯ | ૨ ૩/૪ | ૨ ૫૦ | ૪ ૪૬ | ૩ ૧/૨ |
| ૧૫/૧૬ | ૭૯૫ | ૪૯૬૦ | ૯ | ૩ | ૨ ૬૩ | ૫ ૪૪ | ૩ ૧/૨ |

**રસ્ત જોઇન્ટ** (Rust Joint)—લોહડા સાથે લોહડુ મળી જાય તેવો સાધો કરવા માટે એ વપરાય છે ૧ આઉસ નવસાગર (sal ammoniac) નો ભૂકો, ૨ આઉસ ગધકના ફુલ, અને ૮૦ આઉસ લોહડાનો ભુકો (ફાઇલીગ અથવા બોરીગ) એ બધુ પાણીમા લાહી જેવુ મેળવી વાપરવુ આ જાતનો જૉઇન્ટ ઘણો જલદી ઠરી જાય છે, પણ ઘણો મજબૂત હોતો નથી જો ઉતાવળનુ કામ નહી હોય તો નીચે પ્રમાણેની મેળવણી લેવી, જે ઠરવામાં વખત લેશે, પણ સાધો વધારે મજબૂત રહેશે —૨ આઉસ નવસાગર, ૧ આઉસ ગધકના ફુલ, ૨૦૦ આઉસ લોહડાનો ભુકો એ ત્રણુકે પાણીમા મેળવી લાહી જેવુ કરી વાપરવુ લોહડાનો ભુકો સાફ તેલ કે કચરાના ભેગ વગરનો હોવો જોઇએ એ મેળવણી કાસ્ટીગમાં રહી ગયલા છેદ્દા પૂરવા માટે પણ ઉપયોગી છે

**લોહડાં સાથે લોહડું જોડવાનો સીમેન્ટ**—ગધક ૬ ભાગ, વાહીટ લેડ ૬ ભાગ, તકણખાર (borax) ૧ ભાગ, એ બધુ મેળવીને સીમેન્ટ બનાવવો જે ચીજો જોડવી હોય તેઓને ઘસી સાફ કરી તેઓ ઉપર સખ્ત સલફ્યુરીક ઍસીડ સારી પેઠે લગાડી તે ઉપર સીમેન્ટ લગાડી તૂરતાતૂરત દાબી દેવી, અને એક અઠવાડિયુ સુધી સુકાવા દેવી.

**પુલી ઉપર ચાંમડું વળગાવવા માટે** સરખે ભાગે સરસ અને ગ્લેસરીન મેળવીને વાપરવુ

## કોઠો—૭૫. કાસ્ટ આયન ના પાઈપોનું વજન.

(દરએક ફુટ લબાઇ દીઠ, રતલમા.)

| પાઇપનો છેદ ઈંચ | (પાઇપની ધાતુની જાડાઇ, ઇચમા) | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧/૪ | ૩/૮ | ૧/૨ | ૫/૮ | ૩/૪ | ૭/૮ | ૧ | ૧ ૧/૮ | ૧ ૧/૪ |
| ૧ | ૩ ૦ | ૫ ૦ | ૭ ૩ | ૯ ૯ | ... | ... | ... | | ... |
| ૨ | ૫ ૫ | ૮ ૭ | ૧૨ ૨ | ૧૬ ૧ | ૨૦ ૨ | ૨૪ ૭ | ૨૯ ૪ | ૩૪ ૪ | |
| ૨ ૧/૨ | ૬ ૭ | ૧૦ ૫ | ૧૪ ૭ | ૧૯ ૧ | ૨૩ ૯ | ૨૮ ૯ | ૩૪ ૩ | ૪૦ ૦ | ૪૬ ૦ |
| ૩ | ૭ ૯ | ૧૨ ૪ | ૧૭ ૧ | ૨૨ ૧ | ૨૭ ૬ | ૩૩ ૨ | ૩૯ ૨ | ૪૫ ૫ | ૫૨ ૧ |
| ૩ ૧/૨ | ૯ ૨ | ૧૪ ૨ | ૧૯ ૬ | ૨૫ ૩ | ૩૧ ૩ | ૩૭ ૫ | ૪૪ ૧ | ૫૧ ૦ | ૫૮ ૨ |
| ૪ | ૧૦ ૪ | ૧૬ ૧ | ૨૨ ૧ | ૨૮ ૩ | ૩૪ ૯ | ૪૧ ૮ | ૪૯ ૦ | ૫૬ ૬ | ૬૪ ૪ |
| ૪ ૧/૨ | ૧૧ ૬ | ૧૭ ૯ | ૨૪ ૫ | ૩૧ ૪ | ૩૮ ૬ | ૪૬ ૧ | ૫૩ ૯ | ૬૨ ૧ | ૭૦ ૫ |
| ૫ | ૧૨ ૮ | ૧૯ ૭ | ૨૬ ૯ | ૩૪ ૫ | ૪૨ ૩ | ૫૦ ૪ | ૫૮ ૯ | ૬૭ ૬ | ૭૬ ૬ |
| ૫ ૧/૨ | ૧૪ ૧ | ૨૧ ૬ | ૨૯ ૪ | ૩૭ ૫ | ૪૬ • | ૫૪ ૭ | ૬૩ ૮ | ૭૩ ૧ | ૮૨ ૮ |
| ૬ | ૧૫ ૩ | ૨૩ ૪ | ૩૧ ૯ | ૪૦ ૬ | ૪૯ ૭ | ૫૯ ૦ | ૬૮ ૭ | ૭૮'૭ | ૮૮'૭ |
| ૬ ૧/૨ | ૧૬ ૫ | ૨૫ ૩ | ૩૪ ૪ | ૪૩ ૬ | ૫૩ ૩ | ૬૩ ૩ | ૭૩ ૪ | ૮૪ ૨ | ૯૫ ૧ |
| ૭ | ૧૭ ૭ | ૨૭ ૧ | ૩૬ ૮ | ૪૬ ૭ | ૫૬ ૮ | ૬૭ ૬ | ૭૮ ૫ | ૮૯ ૭ | ૧૦૧ ૨ |
| ૭ ૧/૨ | ૧૯ ૦ | ૨૯ ૦ | ૩૯ ૦ | ૪૯ ૮ | ૬૦ ૭ | ૭૧ ૯ | ૮૩ ૪ | ૯૫ ૨ | ૧૦૭ ૪ |
| ૮ | ૨૦ ૦ | ૩૦ ૮ | ૪૧ ૭ | ૫૨ ૯ | ૬૪ ૪ | ૭૬ ૨ | ૮૮ ૩ | ૧૦૦ ૮ | ૧૧૩ ૫ |
| ૮ ૧/૨ | ૨૧ ૬ | ૩૨ ૯ | ૪૪ ૪ | ૫૬ ૨ | ૬૮ ૩ | ૮૦ ૭ | ૯૩ ૪ | ૧૦૬ ૫ | ૧૧૯ ૯ |
| ૯ | ૨૨ ૭ | ૩૪ ૫ | ૪૬ ૬ | ૫૯ ૦ | ૭૧ ૮ | ૮૪ ૮ | ૯૮ ૧ | ૧૧૧ ૮ | ૧૨૫ ૮ |
| ૯ ૧/૨ | ૨૩ ૯ | ૩૬ ૩ | ૪૯ ૦ | ૬૨ ૧ | ૭૫ ૪ | ૮૯ ૧ | ૧૦૩ ૧ | ૧૧૭ ૪ | ૧૩૧ ૯ |
| ૧૦ | ૨૫ ૧ | ૩૮ ૨ | ૫૧ ૫ | ૬૫ ૨ | ૭૯'૧ | ૯૩ ૪ | ૧•૮ ૦ | ૧૨૨ ૯ | ૧૩૮ ૧ |
| ૧૦ ૧/૨ | ૨૬ ૩ | ૪૦ ૦ | ૫૪ ૦ | ૬૮ ૨ | ૮૨ ૮ | ૯૭ ૭ | ૧૧૨ ૯ | ૧૨૮ ૪ | ૧૪૪ ૨ |
| ૧૧ | ૨૭ ૬ | ૪૧ ૮ | ૫૬ ૪ | ૭૧ ૩ | ૮૬ ૫ | ૧૦૨ ૦ | ૧૧૭ ૮ | ૧૩૩ ૯ | ૧૫૦ ૩ |
| ૧૧ ૧/૨ | ૨૮ ૮ | ૪૩ ૭ | ૫૮ ૯ | ૭૪ ૩ | ૯૦ ૧ | ૧૦૬ ૩ | ૧૨૨ ૭ | ૧૩૯ ૪ | ૧૫૬ ૪ |
| ૧૨ | ૩૦ | ૪૫ ૫ | ૬૧ ૩ | ૭૭ ૪ | ૯૩ ૬ | ૧૧૦ ૬ | ૧૨૭ ૬ | ૧૪૫ ૦ | ૧૬૨ ૬ |
| ૧૪ | ... | | ... | ૮૯ ૬ | ૧૦૮ ૪ | ૧૨૭ ૫ | ૧૪૭ ૦ | ૧૬૦ ૯ | ૧૭૧ ૧ |
| ૧૫ | | ... | ... | ... | ૧૧૫ ૭ | ૧૩૬ ૧ | ૧૫૬ ૮ | ૧૭૭ ૭ | ૧૮૩ ૪ |
| ૧૬ | | .. | ... | ... | ૧૨૩ ૧ | ૧૪૪ ૭ | ૧૬૬ ૬ | ૧૮૮ ૭ | ૧૯૭ ૬ |
| ૧૮ | .. | | ... | ... | ૧૩૭ ૯ | ૧૬૧'૮ | ૧૮૬ ૨ | ૨૧૦ ૮ | ૨૨૯ ૭ |
| ૨૦ | .. | ... | ... | ... | .. | ૧૭૮ ૯ | ૨૦૫ ૮ | ૨૩૨ ૯ | ૨૬૦ ૩ |
| ૨૨ | . | ... | .. | ... | .. | ... | ૨૨૫ ૪ | ૨૫૪ ૯ | ૨૮૪'૮ |
| ૨૪ | | . | | . | .. | .. | ૨૪૫ ૦ | ૨૭૬ ૯ | ૩૦૯ ૩ |

પાઇપના દર એ ફુલે [redacted] દીઠ એક ફુટ લબાઇ જેટલુ વજન વધારે ગણવુ

**ઉંચક મેલ કરવાનાં દોરડાંની તાકાત** (Haulage Ropes)—ભારે દાગીના ઉચકમેલ કરવા માટે ખાસ કરીને સણનાં બનાવેલા અથવા મનીલા રોપ વપરાય છે સારી બનાવટના દોરડાં કરતા સાધારણ બજારૂ દોરડા સેકડે ૨૫ થી ૩૦ ટકા ઓછા મજબુત હોય છે તે યાદ રાખવાની અગત્ય છે તેમજ રોપના એકજ અખડ ગુચ્છલા અથવા બદલમાથી કાપી લીધેલા જૂદા જૂદા ટુકડાઓની તાકાતમા પણ સેકડે ૨૫ ટકાનો ફરક પડે છે મનીલા કરતાં ઇટાલીઅન સણના બનાવેલા દોરડા વધારે મજબુત હોય છે એ દોરડાઓને કોલતાર લગાડવાથી તેઓની તાકાત કમી થાય છે વળી ખુલ્લી જગામાં તડકા અને વર્ષાદમા ચાલુ કામ કરવાથી એવા દોરડાઓની તાકાત સેકડે ૨૫ થી ૫૦ ટકા કમી થાય છે નીચલા કોઠામા મનીલા રોપ કેટલા પાઉન્ડના વજનથી તુટી જઇ શકે છે તે આપ્યુ છે, જેને રોપનો "**બ્રેકીંગ લોડ**" કહે છે ગડમ અથવા ડેરીક (derric) ની મદદથી સલામતી સાથે ભારે દાગીના હળવેથી ઉચકવા માટે એ બ્રેકીગ લોડ કરતા ૭ ગણુ ઓછુ વજન લેવુ જોઇએ, જેને **સેફ લોડ** (safe load) કહે છે ટુકામા કહીએ તો દોરડાના બ્રેકીગ લોડ કરતા સેફ લોડ ૭ ગણો ઓછો રાખવો સ્ટીમ ક્રેન સાથે ઝડપથી કામ કરતા દોરડાઓ ઉપર ઉપર આપેલા સેફ લોડ કરતા પણ અરધુ વજન લેવુ જોઇએ, કારણકે જેમ દોરડુ વધુ ઝડપે કામ કરે તેમ તેની તાકાત ઓછી સમજવી

**ઉંચક મેલ કરવાની સાંકળ** (Haulage Chains)—સ્ટીલની સાકળ કરતા નરમ લોહડાની સાકળ વધારે ભરોસો રાખવા લાયક હોય છે, કારણકે સાકળ અથવા ચેનની કડી અથવા લીન્ક (link) બનાવતી વખતે સ્ટીલ હોય તો તેનો સાધો બરાબર વેલ્ડ (weld) થઇ શકતો નથી લીન્કના સાધા અથવા વેલડીગને લીધે ચેનની તાકાત સેકડે ૨૦ થી ૩૦ ટકા ઓછી થઇ જાય છે. એટલે કે જે બારમાથી ચેન બનાવી હોય તે બાર જેટલા વજનથી તુટી જઇ શકે તેથી સેકડે ૨૦ થી ૩૦ ટકા ઓછા વજનથી તેજ બારમાથી બનાવેલી ચેન તુટી જાય છે ચેનનો ડાયામેટર જે નીચલા કોઠામા આપ્યો છે તે જે ડાયામેટરના બારમાથી લીન્ક બનાવી હોય તે સમજવો ચાલુ દરરોજ વપરાસમા આવતી ચેનને દર વરસે એનીલ (anneal) કરવી જોઇએ એ માટે ચેનને એક ભઠ્ઠીમા એકસરખી લાલચોળ ગરમ કરી બહુ હળવે હળવે ઠડી થવા દેવી જોઇએ. આવી ચેન વધારે મજબુત થતી નથી પણ લાબો વખત ટકે છે કોઠા ના૦ ૭૭ મા ઘણીજ સરસ બનાવટની ચેનનો બ્રેકીગ લોડ અને સેફ લોડ આપેલો છે એમા બ્રેકીંગ લોડ કરતા સેફ લોડ ૪ ગણો ઓછો આપ્યો છે, પણ બજારૂ અને અજાણ્યા મેકરની ચેન માટે એમા આપેલા બ્રેકીગ લોડ કરતાં ૭ ગણો ઓછો સેફ લોડ લેવો.

## કોઠો—૭૬. મનીલારોપની તાકાત.

| સરકમ-ફરન્સ ઇંચ | બ્રેકીંગ લોડ ટન હડરવેટ | સેફ લોડ ટન હડરવેટ | સરકમ-ફરન્સ ઇંચ | બ્રેકીંગ લોડ ટન હડરવેટ | સેફ લોડ ટન હડરવેટ |
|---|---|---|---|---|---|
| ૭૫ | ૦—૫ | ૦—૭ | ૫ | ૮—૪ | ૧—૩ |
| ૧ | ૦—૭ | ૦—૧ | ૫૫ | ૯—૧૬ | ૧—૮ |
| ૧૫ | ૦—૧૪ | ૦—૨ | ૬ | ૧૧—૮ | ૧—૧૩ |
| ૨ | ૧—૪ | ૦—૪ | ૬૫ | ૧૩—૦ | ૧—૧૭ |
| ૨૫ | ૧—૧૮ | ૦—૬ | ૭ | ૧૪—૧૨ | ૨—૨ |
| ૩ | ૨—૧૪ | ૦—૮ | ૭૫ | ૧૬—૪ | ૨—૬ |
| ૩૫ | ૩—૧૬ | ૦—૧૧ | ૮ | ૧૭—૧૬ | ૨—૧૧ |
| ૪ | ૫—૩ | ૦—૧૫ | ૯ | ૨૧—૦ | ૩—૦ |
| ૪૫ | ૬—૧૨ | ૧—૦ | ૧૦ | ૨૪—૪ | ૩—૯ |

## કોઠો—૭૭. લોખંડની સાંકળની તાકાત.

| લીન્કના બાર-ની ડાયામેટર દોરા | બ્રેકીંગ લોડ ટન હડરવેટ | સેફ લોડ ટન હડરવેટ | લીન્કના બાર-ની ડાયામેટર દોરા | બ્રેકીંગ લોડ ટન હડરવેટ | સેફ લોડ ટન હડરવેટ |
|---|---|---|---|---|---|
| ૧॥ | ૧—૫ | ૦—૬૨ | ૬॥ | ૨૦—૦ | ૫—૦ |
| ૨ | ૨—૫ | ૦—૧૧૨ | ૭ | ૨૨—૫ | ૫—૧૧ |
| ૨॥ | ૩—૭ | ૦—૧૬૭ | ૭॥ | ૨૫—૧૦ | ૬—૭ |
| ૩ | ૪—૧૫ | ૧—૪ | ૮ | ૨૮—૧૦ | ૭—૨ |
| ૩॥ | ૬—૧૦ | ૧—૧૨ | ૮॥ | ૩૧—૧૦ | ૭—૧૭ |
| ૪ | ૮—૫ | ૨—૧ | ૯ | ૩૪—૧૦ | ૮—૧૨ |
| ૪॥ | ૧૦—૫ | ૨—૧૧ | ૧૦ | ૪૨—૧૫ | ૧૦—૧૩ |
| ૫ | ૧૨—૫ | ૩—૧ | ૧૨ | ૫૭—૧૦ | ૧૪—૭ |
| ૫॥ | ૧૪—૧૦ | ૩—૧૨ | ૧૪ | ૭૯—૧૦ | ૧૯—૭ |
| ૬ | ૧૭—૧૦ | ૪—૭ | ૧૬ | ૧૦૪—૧૦ | ૨૬—૦ |

**પરચુટણ ચીજોનાં વજન**—દરએક કયુબીક ફુટ દીઠ રતલમાં.

| | | | |
|---|---|---|---|
| સ્ટીલ | ૪૮૯ | ઇંટ | ૧૧૫ |
| કાસ્ટ આયર્ન | ૪૫૦ | ઈંટનું ચુનામાં બાંધકામ | ૧૧૨ |
| રૉટ આયર્ન | ૪૮૦ | ઈંટનુ સીમેન્ટમાં બાંધકામ | ૧૧૫ |
| ત્રાંબુ | ૫૪૭ | પૉર્ટલૅન્ડ સીમેન્ટ | ૮૬ |
| પિત્તળ | ૫૨૦ | ચૂનો | ૯૦ |
| સીસુ | ૭૧૦ | રૂબલ વર્ક | ૧૪૦ |
| કલ્લઇ | ૪૫૫ | નળીઆ | ૧૧૫ |
| જસત | ૪૨૭ | રેતી, બારીક | ૯૫ |
| એલ્યુમીનીઅમ | ૧૬૦ | માટી (છૂટી) | ૯૩ |
| સાગનુ લાકડુ | ૪૬થી ૫૪ | માટી (જમીન) | ૧૩૬ |
| દેવદારનુ લાકડું | ૨૭થી ૩૦ | કોલસો | ૮૦ |
| પથરો, કાળો | ૧૬૫ | કૉન્ક્રીટ | ૧૨૪ |
| પથરો, સફેદ | ૧૫૦ | ચરબી | ૬૦ |

**પૅટર્ન ઉપરથી કાસ્ટીંગનું વજન**—કાસ્ટ આયર્ન માટે જો પૅટર્ન દેવદારનુ હોય તો તેનુ વજન ×૧૭=કાસ્ટીંગનુ વજન. જો પૅતર્ન સાગનુ હોય તો તેનુ વજન×૧૦=કાસ્ટીંગનુ વજન પિત્તળ માટે દેવદારના પૅતર્નનુ વજન×૧૮=કાસ્ટીંગનુ વજન સાગના પૅટર્નનુ વજન×૧૧ કાસ્ટીંગનુ વજન

**જૂદી જૂદી જાતની રોશનીનો ખરચ**—નીચે જૂદી જૂદી જાતની રોશની કરવામા શું ખરચ થાય છે તેની સરખામણી નીચે કીધી છે, જે ઉપરથી માલમ પડશે કે આજ કાલ સર્વેથી સસ્તી રોશની પેટ્રોલમાથી મળી શકે છે ૧૦૦૦ કયુબીક ફીટ પેટ્રોલ ગૅસની કીમ્મત પેટ્રોલની કીમ્મતના પ્રમાણમા રૂ૦ ૧–૨–૦ થી ૧–૬–૦ થવા જાય છે. ૪૦ કેનડલ પાવરની એક બતી રોજ ૮ કલાક બાળતા નીચે પ્રમાણે ખરચ લાગે છે—

| | |
|---|---|
| ઇલેકટ્રીક લાઇટ (૪ આને યુનિટ) | રૂ ૦–૭–૦ |
| એસીટીલીન ગૅસ (કારબાઇડ ૧૫ રૂપીએ હડરવેટ) | ૦–૧–૯ |
| કોલ ગૅસ, સાદી ફ્લૅટ (૪⅞ રૂ ૧૦૦૦ કયુબીક ફીટ) | ૦–૧૨–૦ |
| કોલ ગૅસ, ઇનકેનડેસન્ત (ઉપલેજ ભાવે) | ૦–૧–૮ |
| કેરોસીન (૭ આને ગૅલન) | ૦–૨–૧ |
| પેટ્રોલ ગૅસ (૧ રૂપીએ ગ્યાલન પેટ્રોલ) | ૦–૦–૭ |

## કોઠો—૭૮. બ્રાસ વગેરેની મેળવણીઓ.

| કામની જાત | ત્રાંબુ | કલઇ | જસત | સીસુ |
|---|---|---|---|---|
| ગનમેટલ, ઘણીજ ચિવ્વટ .. ... ... | ૮૮ | ૧૦ | ૨ | ... |
| ગનમેટલ, સ્ટીમના કૅાક, વાલ્વ અને મોટી બેરીંગો માટે... . ... .. | ૯ | ૧ | | |
| ગનમેટલ, સખ્ત ... ... .. | ૧૬ | ૨ ૧/૨ | | . |
| ગનમેટલ, નરમ... .. .. . | ૧૬ | ૧ | .. | . |
| કનેકટીંગ રૅાડ માટેના બ્રાસ ... ... | ૧૩ | ૧ ૧/૨ | ૧ ૧/૨ | ... |
| પીસ્તનની રીંગો.. .. . | ૩૦ | ૪ ૧/૨ | ૧૫ | . |
| ગ્લૅન્ડ, સ્પીનડલ, અને એકસેન્ટ્રીક સ્ટ્રૅપ | ૮ | ૧ | ૧ | |
| ગનમેટલ, પાણીના કૅાક અને વાલ્વ માટે... | ૧૪ | ૧ | ૧ | ... |
| પમ્પના લોહડાના રૅમ વગેરે ઉપર પિત્તળનું અસ્તર . .. | ૧૬ | ૭ | ૧ | ૧ |
| પિત્તળના પમ્પ, પાઇપ વગેરે | ૩૬ | ૪ | ૧ | .. |
| પમ્પના વાલ્વ અને સીટ ... . | ૪૪ | ૩ | ૩ | ... |
| દાંતાના ચક્રો માટે પિત્તળ . . | ૯૨ | ૮ | | ... |
| પીળું પિત્તળ .. | ૮ | ... | ૩ | . |
| સફેદ પિત્તળ . . | ૧૦ | ૧૦ | ૮૦ | ... |
| રાતું પિત્તળ . | ૮ | | ૧ | . |
| લેથના બુશ . | ૧૬ | ૪ | ૩/૪ | . |
| સખ્ત બ્રોન્ઝ (કાંસુ) . | ૮૨ ૧/૨ | ૧૭ ૧/૨ | | . |
| વટ માટે પિત્તળ. . | ૨૫ | ૬ | | . |
| જરમન સીલવર ૧ ભાગ નીકલ + | ૨ | .. | ૧ | . |
| નીકલ સીલવર ૧ ૧/૪ ભાગ નીકલ + | ૩ ૧/૨ | . | ૧ | .. |
| નકલી ચાંદી ... . . | ૪ | ૫ | ૧ | ૧ |
| નકલી સોનું ૭ ભાગ પ્લૅતીનમ + | ૧૬ | .. | ૧ | . |
| ડાઇનેમો બેરીંગ માટે વાહીટ મેટલ | | ૧૬ | ૬ | . |

**કાસ્ટીંગનું સંકોચાવું** (Shrinkage of Castings)—દર એક ફુટ લંબાઇ દીઠ જૂદી જૂદી ધાતુઓના કાસ્ટીંગ નીચે આપ્યા પ્રમાણે સંકોચાય છે, માટે તેઓના પેતર્ન એના પ્રમાણમા મોટાં રાખવામાં આવે છે—જસત તથા કલઇ ૨ દોરા, તાંબુ, સીસું તથા પીત્તળ ૧ ૧/૪ દોરો, કાસ્ટ આયર્ન ૧ દોરો.

## કોઠો—૭૯. લેથમાં આંટા પાડવા માટેનાં ચક્રો.

(એક ઇંચમાં બે આંટાવાળા લીડીંગ સ્ક્રુ માટે)

M=લેથના મેનરેલ ઉપરનું વ્હીલ   P=સ્ટડ ઉપરનું પીનીઅન
W=સ્ટડ ઉપરનું વ્હીલ   S=લીડીંગ સ્ક્રુ ઉપરનું વ્હીલ.
M ની સાથે W જોડવું, અને S ની સાથે P જોડવું

| આંટા | M | W | P | S | આંટા | M | W | P | S | આંટા | M | W | P | S |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૪૦ | .. | .. | ૨૦ | | ૨૦ | . | | ૩૫ | | ૨૦ | . | | ૬૦ |
| ૧ | ૫૦ | . | | ૨૫ | ૩½ | ૪૦ | ૩૫ | ૩૦ | ૬૦ | ૬ | ૨૦ | ૩૦ | ૨૫ | ૫૦ |
| | ૮૦ | . | . | ૪૦ | | ૫૦ | ૭૦ | ૬૦ | ૭૫ | | ૪૦ | ૩૦ | ૨૦ | ૮૦ |
| | ૪૦ | . . | . | ૨૫ | | ૪૦ | | | ૭૫ | | ૪૦ | ૫૦ | ૩૦ | ૭૫ |
| ૧¼ | ૮૦ | | .. | ૫૦ | ૩¾ | ૪૦ | ૩૦ | ૨૦ | ૫૦ | ૬¼ | ૮૦ | ૫૦ | ૨૦ | ૧૦૦ |
| | ૪૦ | ૩૦ | ૬૦ | ૫૦ | | ૨૦ | ૨૫ | ૫૦ | ૭૫ | | ૪૦ | ૭૫ | ૬૦ | ૧૦૦ |
| | ૪૦ | .. | .. | ૩૦ | | ૨૦ | . . | | ૪૦ | | ૨૦ | | . | ૬૫ |
| ૧½ | ૮૦ | | .. | ૬૦ | ૪ | ૪૦ | ૬૦ | ૭૫ | ૧૦૦ | ૬½ | ૪૦ | ૬૦ | ૩૦ | ૬૫ |
| | ૪૦ | ૨૦ | ૬૦ | ૯૦ | | ૪૦ | ૬૦ | ૯૦ | ૧૨૦ | | ૪૦ | ૬૫ | ૫૦ | ૧૦૦ |
| | ૪૦ | | | ૩૫ | | ૪૦ | . . | | ૮૫ | | ૪૦ | ૪૫ | ૦ | ૬૦ |
| ૧¾ | ૮૦ | . | ... | ૭૦ | ૪¼ | ૬૦ | ૩૦ | ૨૦ | ૮૫ | ૬¾ | ૪૦ | ૪૫ | ૨૫ | ૭૫ |
| | ૪૦ | ૩૦ | ૬૦ | ૭૦ | | ૮૦ | ૮૫ | ૫૦ | ૧૦૦ | | ૪૦ | ૭૫ | ૫૦ | ૯૦ |
| | ૨૦ | | | ૨૦ | | ૨૦ | . | | ૪૫ | | ૨૦ | . | . | ૭૦ |
| ૨ | ૩૦ | | .. | ૩૦ | ૪½ | ૪૦ | ૩૦ | ૨૦ | ૬૦ | ૭ | ૨૦ | ૩૫ | . | ૫૦ |
| | ૨૦ | ૩૦ | ૬૦ | ૪૦ | | ૩૦ | ૬૦ | ૮૦ | ૯૦ | | ૪૦ | ૬૦ | ૩૦ | ૭૦ |
| | ૪૦ | | . | ૪૫ | | ૪૦ | | . | ૯૫ | | ૪૦ | .. | | ૧૨૫ |
| ૨¼ | ૮૦ | .. | | ૯ | ૪¾ | ૮૦ | ૪૦ | ૨૦ | ૯૫ | ૭¼ | ૨૦ | ૫૦ | ૫૫ | ૮૦ |
| | ૨૦ | ૩૦ | ૬૦ | ૪૫ | | ૮૦ | ૯૫ | ૫૦ | ૧૦૦ | | ૨૦ | ૬૫ | ૮૫ | ૯૫ |
| | ૪૦ | . | | ૫૦ | | ૨૦ | | .. | ૫૦ | | ૨૦ | | .. | ૭૫ |
| ૨½ | ૪૦ | . | | ૨૫ | ૫ | ૪૦ | ૫૦ | ૩૦ | ૬૦ | ૭½ | ૪૦ | ૫૦ | ૨૫ | ૭૫ |
| | ૮૦ | ૪૦ | ૨૦ | ૫૦ | | ૪૦ | ૫૦ | ૬૦ | ૧૨૦ | | ૪૦ | ૯૦ | ૬૦ | ૧૦૦ |
| | ૪૦ | | .. | ૫૫ | | ૪૦ | ૩૫ | ૨૦ | ૬૦ | | ૪૫ | ૫૦ | ૨૦ | ૭૦ |
| ૨¾ | ૪૦ | ૩૦ | ૬૦ | ૧૧૦ | ૫¼ | ૪૦ | ૭૦ | ૫૦ | ૭૫ | ૭¾ | ૨૦ | ૬૦ | | ૧૧૦ |
| | ૩૦ | ૫૫ | ૮૦ | ૬૦ | | ૨૦ | ૩૦ | ૨૦ | ૩૫ | | ૨૦ | ૫૦ | ૫૫ | ૮૫ |
| | ૨૦ | | .. | ૩૦ | | ૨૦ | . | | ૫૫ | | ૨૦ | . | | ૮૦ |
| ૩ | ૪૦ | ૩૦ | ૪૫ | ૯૦ | ૫½ | ૪૦ | ૫૦ | ૨૫ | ૫૫ | ૮ | ૨૦ | ૪૦ | ૨૫ | ૫૦ |
| | ૮૦ | ૬૦ | ૫૦ | ૧૦૦ | | ૪૦ | ૫૫ | ૬૦ | ૧૨૦ | | ૪૦ | ૬૦ | ૩૦ | ૮૦ |
| | ૪૦ | | | ૬૫ | | ૪૦ | | .. | ૧૧૫ | | ૨૦ | | ... | ૮૫ |
| ૩¼ | ૨૦ | ૩૦ | ૬૦ | ૬૫ | ૫¾ | ૫૦ | ૧૦૦ | ૯૦ | ૧૩૦ | ૮½ | ૪૦ | ૫૦ | ૨૫ | ૮૫ |
| | ૫૦ | ૬૫ | ૮૦ | ૧૦૦ | | ૫૦ | ૬૫ | ૪૫ | ૧૦૦ | | ૪૦ | ૮૫ | ૬૦ | ૧૨૦ |

## કોઠો—૭૯. (ચાલુ) લેથમાં આંટા પાડવા માટેનાં ચક્રો.

| દાંતા | M | W | P | S | દાંતા | M | W | P | S | દાંતા | M | W | P | S |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૨૦ | .. | .. | ૯૦ | | ૨૦ | ૫૦ | ૪૫ | ૧૩૦ | | ૪૦ | ૮૦ | ૨૧ | ૧૦૦ |
| ૯ | ૨૦ | ૪૫ | ૨૫ | ૫૦ | ૧૪½ | ૨૦ | ૬૦ | ૩૫ | ૮૫ | ૨૦ | ૨૦ | ૫૦ | ૨૫ | ૧૫૦ |
| | ૪૦ | ૬૧ | ૩૦ | ૯૦ | | ૪૦ | ૮૫ | ૩૫ | ૧૨૦ | | ૩૦ | ૧૦૦ | ૫૦ | ૧૦૦ |
| | ૨૦ | . | .. | ૯૫ | | ૨૦ | ૫૦ | ૨૫ | ૭૫ | | ૨૦ | ૧૨૦ | ૮૦ | ૧૪૦ |
| ૯½ | ૪૦ | ૫૦ | ૨૫ | ૯૫ | ૧૫ | ૪૦ | ૬૦ | ૨૦ | ૧૦૦ | ૨૧ | ૪૦ | ૭૦ | ૨૦ | ૧૨૦ |
| | ૮૦ | ૬૦ | ૩૦ | ૯૫ | | ૪૦ | ૭૫ | ૩૦ | ૧૨૦ | | ૪૦ | ૬૦ | ૩૦ | ૧૪૦ |
| | ૨૦ | | | ૧૦૦ | | ૨૦ | ૮૫ | ૫૫ | ૧૦૦ | | ૨૦ | ૫૫ | ૨૫ | ૧૦૦ |
| ૧૦ | ૪૦ | ૫૦ | ૨૦ | ૮૦ | ૧૫½ | ૨૦ | ૯૦ | ૫૫ | ૯૫ | ૨૨ | ૨૦ | ૮૦ | ૨૦ | ૧૧૦ |
| | ૪૦ | ૬૦ | ૩૦ | ૧૦૦ | | ૨૦ | ૭૦ | ૪૫ | ૧૦૦ | | ૪૦ | ૧૦૦ | ૨૭ | ૧૧૦ |
| | ૨૦ | ૩૦ | ૨૦ | ૭૦ | | ૨૦ | ૫૦ | ૨૫ | ૮૦ | | ૨૦ | ૯૦ | ૫૫ | ૧૮૦ |
| ૧૦½ | ૨૦ | ૩૫ | ૨૫ | ૭૫ | ૧૬ | ૪૦ | ૮૦ | ૨૫ | ૧૦૦ | ૨૩ | ૨૦ | ૧૦૦ | ૬૫ | ૧૫૦ |
| | ૪૦ | ૭૦ | ૨૫ | ૭૫ | | ૪૦ | ૮૦ | ૩૦ | ૧૨૦ | | ૨૦ | ૮૦ | ૪૫ | ૧૩૦ |
| | ૨૦ | .. | ... | ૧૧૦ | | ૪૦ | ૬૦ | ૪૦ | ૧૧૦ | | ૨૦ | ૫૦ | ૨૫ | ૧૨૦ |
| ૧૧ | ૨૦ | ૫૦ | ૨૫ | ૫૫ | ૧૬½ | ૪૦ | ૫૫ | ૨૦ | ૧૨૦ | ૨૪ | ૨૦ | ૮૦ | ૨૦ | ૧૨૦ |
| | ૪૦ | ૧૦૦ | ૫૦ | ૧૧૦ | | ૨૦ | ૫૫ | ૨૫ | ૭૫ | | ૪૦ | ૧૦૦ | ૨૫ | ૧૨૦ |
| | ૨૦ | .. | | ૧૧૫ | | ૨૦ | ૪૦ | ૨૦ | ૮૫ | | ૨૦ | ૫૦ | ૨૦ | ૧૦૦ |
| ૧૧½ | ૨૦ | ૬૫ | ૪૫ | ૮૦ | ૧૭ | ૪૦ | ૮૦ | ૨૦ | ૮૫ | ૨૫ | ૪૦ | ૧૦૦ | ૨૦ | ૧૦૦ |
| | ૨૦ | ૪૫ | ૩૫ | ૯૦ | | ૪૦ | ૮૫ | ૩૦ | ૧૨૦ | | ૪૦ | ૧૦૦ | ૩૦ | ૧૫[illegible] |
| | ૨૦ | .. | | ૧૨૦ | | ૪૦ | ૭૦ | ૨૦ | ૧૦૦ | | ૨૦ | ૬૫ | ૨૦ | ૮૦ |
| ૧૨ | ૨૦ | ૫૦ | ૨૫ | ૬૦ | ૧૭½ | ૪૦ | ૭૦ | ૩૦ | ૧૫૦ | ૨૬ | ૩૦ | ૮૦ | ૨૦ | ૧૩૦ |
| | ૪૦ | ૧૦૦ | ૫૦ | ૧૨૦ | | ૨૦ | ૧૦૦ | ૮૦ | ૧૪૦ | | ૪૦ | ૧૨૦ | ૩૦ | ૧૩૦ |
| | ૪૦ | ૫૦ | ૨૦ | ૧૦૦ | | ૪૦ | ૮૦ | ૨૦ | ૯૦ | | ૨૦ | ૬૦ | ૨૦ | ૯૦ |
| ૧૨½ | ૩૦ | ૫૦ | ૨૦ | ૭૫ | ૧૮ | ૨૦ | ૫૦ | ૨૫ | ૯૦ | ૨૭ | ૪૦ | ૯૦ | ૨૦ | ૧૨૦ |
| | ૪૦ | ૭૫ | ૩૦ | ૧૦૦ | | ૪૦ | ૯૦ | ૩૫ | ૧૦૦ | | ૨૦ | ૯૦ | ૨૫ | ૭૫ |
| | ૨૦ | ૫ | ૨૫ | ૬૫ | | ૩૫ | ૭૫ | ૨૦ | ૮૦ | | ૨૦ | ૭૦ | ૨૦ | ૮૦ |
| ૧૩ | ૪૦ | ૬૫ | ૨૦ | ૮૦ | ૧૮½ | ૫૫ | ૮૫ | ૨૦ | ૧૨૦ | ૨૮ | ૪૦ | ૮૦ | ૨૦ | ૧૪૦ |
| | ૪૦ | ૬૫ | ૨૫ | ૧૦૦ | | ૩૫ | ૫૦ | ૨૦ | ૧૩૦ | | ૨૦ | ૧૨૦ | ૩૦ | ૭૦ |
| | ૨૦ | ૪૫ | ૨૫ | ૭૫ | | ૪૦ | ૮૦ | ૨૦ | ૯૫ | | ૨૦ | ૧૦૦ | ૪૫ | ૧૩૦ |
| ૧૩½ | ૪૦ | ૬૦ | ૨૦ | ૯૦ | ૧૯ | ૨૦ | ૫૦ | ૨૫ | ૯૫ | ૨૯ | ૨૦ | ૮૫ | ૩૫ | ૧૨૦ |
| | ૪૦ | ૭૫ | ૨૫ | ૯૦ | | ૪૦ | ૯૫ | ૩૦ | ૧૨૦ | | ૨૦ | ૧૪૫ | ૨૦ | ૪૦ |
| | ૨૦ | ... | ... | ૧૪૦ | | ૪૦ | ૬૫ | ૨૦ | ૧૨૦ | | ૪૦ | ૧૦૦ | ૨૦ | ૧૨૦ |
| ૧૪ | ૨૦ | ૫૦ | ૨૫ | ૭૦ | ૧૯½ | ૪૦ | ૯૦ | ૩૦ | ૧૩૦ | ૩૦ | ૪૦ | ૧૨૦ | ૩૦ | ૧૫૦ |
| | ૪૦ | ૭૦ | ૨૦ | ૮૦ | | ૨૦ | ૧૨૦ | ૮૦ | ૧૩૦ | | ૨૦ | ૭૫ | ૨૫ | ૧૦૦ |

**લેથમાં આંટા પાડવાની ગણતરી**—લેથમાં આંટા પાડવા માટે જોઇતા ચક્રોની ગણતરી નીચે આપી છે.

$$N=L\times\frac{S\times W}{M\times P} \qquad W=N\times\frac{M\times P}{L\times S}$$

N=કાપવાના આટાની સખ્યા દર એક ઇંચમા

L=લીડીંગ સ્ક્રુમા આટાની સખ્યા દર એક ઇંચમા

M=મેનડ્રેલ ઉપરના વ્હીલમા દાતા

W=સ્ટડ ઉપરનુ વ્હીલ (M મા ગીઅર થતુ)

P=સ્ટડ ઉપરનુ પીનીઅન (S મા ગીઅર થતુ).

S=લીડીંગ સ્ક્રુ ઉપરનુ વ્હીલ

**સ્ટીલને સખ્ત કરવાની અને પાણી પાવાની રીતો** (Hardening and Tempering)—મિકેનીક શૉપના સ્ટીલના લોહડુ કાપવાના હથીઆરોને સખ્ત કરી પાણી પાવુ પડે છે, જે કામમા ઘણી સભાળની જરૂર છે, કારણ કે બેદરકારીથી બનાવેલા હથીઆરો અથવા ટુલો વારવાર ભાગી જઈને અથવા બુઠ્ઠા થઇ જઇને કામ કરનાર માણસને કટાળો આપવા ઉપરાત કામની ખોટી થાય છે, અને હથીઆરોનો બિગાડ થાય છે સ્ટીલના ટુલને પાણી પાવા માટે ઘણાકો તેને ગરમ કરીને પાણીમા ડુબાડે છે, તેથી તે ટુલ સખ્ત તો થાય છે, પરતુ કામના પ્રમાણમા વધુ સખ્ત થવાથી ભાગી જાય છે, અથવા ઓછુ સખ્ત થવાથી તુરત ઘસાઈ જઇને બુઠ્ઠુ થઇ જાય છે અથવા બેસી જાય છે બધી જાતના કામ માટે ટુલને પાણી પાવાની આવી હાલહવાલ રીત ચાલી શકે નહિ માટે જુદી જુદી જાતના ટુલોને પાણી કેવી રીતે પાવુ તેની ખાત્રીભરેલી રીતો નીચે આપી છે—

**ઍનીલીંગ** (Annealing)—કોઇપણ જાતના ટુલને ઘડીને તૈયાર કીધા પછી તેને પાણી પાવા પેહેલા તેનુ અસલ પાણી ઉતારી નાખી તેને નરમ કરવાની જરૂર છે, કારણ કે સ્ટીલના બાર, પ્લેટ, રૉડ વગેરેમાથી ટુલ ઘડીને બનાવતી વખતે તેઓની બાહેરની ચામડી ઉપરનો કેટલોક ભાગ જલ્દી ઠડો થઇ જવાથી બાકીના કેટલાક ભાગ કરતા વધુ સખ્ત થઇ ગયલો હોય છે, માટે એવા સ્ટીલના હથીઆરને પાણી પાતી વખતે તે મરડાઇ જવાનો ઘણો સભવ રહે છે, જેથી પાણી પાવા પહેલાં દરેક હથીઆરને નરમ કરવાની ઘણી અગત્ય

છે, જે કામને ઍનીલીંગ કહે છે. મુખ્ય કરીને, તૅપ, કટર, રાહીમર, વગેરે ને ઘડતી વખતે તેઓ ઉપર ઘણું કામ કરવામાં આવે છે, અને તેઓને વારંવાર ગરમ કરવામા આવે છે, માટે સાદાં તુલ કરતાં એવાં હથીઆરોને ઍનીલ કરવાની વધારે જરૂર છે. એ માટે સહેલ અને સાદી રીત એ છે કે હથીઆરને લાલ લોહી જેવું બધેથી એક-સરખુ ગરમ કરી કોલસાના બારીક ભૂકાના ઢગલામાં ખોસી રાખી પોતાની મેળે ઠંડુ થઇ જવા દેવુ મોટા અને કીમતી દાગીનાને ઍનીલ કરવા માટે એક લોહડાંના દાબડામા માટીનુ અસ્તર કરી તેમા તે હથીઆર મુકવામા આવે છે, અને આસપાસ તે હથીઆ-રનીજ જાતની સ્ટીલનો ભૂકો ભરવામા આવે છે, અને દાબડા ઉપર ઢાકણુ ઢાકી માટીથી લીપી લેવામા આવે છે પછી એ દાબડો ભઠ્ઠીમા મુકી લાલચોળ કરવામા આવે છે, અને જ્યાં સુધી ભઠ્ઠીની આગ ઠંડી પડી પોતાની મેળે બુજાઇ જાય ત્યાં સુધી તે દાબડો ત્યાનો ત્યાજ પડયો રહેવા દેવામા આવે છે, અને ઠંડો થવા પછી ઉઘાડી હથીઆર કાહડવામાં આવે છે

**હારડનીંગ** ( Hardening )—હથીઆરને પાણી પાવા પહેલા તેને એકદમ સખ્ત કરી નાખવામાં આવે છે, જે ક્રિયાને હારડનીંગ કહે છે હારડનીગ કીધાથી તુલ ઘણુ જ સખ્ત અને કાચ જેવુ બરડ થઇ જાય છે જે પછી તેને પાણી પાતી વખતે તેની સખ્તાઇ જોઇએ તેટલી કમી કરી નાખવામા આવે છે. એ માટે તુલને લાલ લોહી જેવુ ગરમ કરી એકદમ ડુબાડવામા આવે છે, જેથી તે ઘણુ જ સખ્ત થઇ જાય છે હારડનીગ કરવા થકી તુલને ડુબાડવા માટે સર્વથી સરસ પ્રવાહી પારો કહેવાય છે, જે પછી બરફનુ ઠંડું કરેલુ પાણી વાપરવામાં આવે છે નદી કે કુવાના પાણી કરતા વર્ષાદનુ પાણી એ માટે વાપરવુ વધારે સારૂ છે; તેમજ પાણીમા થોડોક સીધવ ખાર નાખવો જોઇએ ઘણી બારીક ધારવાળા હથી-આર માટે તદન ઠડાં કરતા સહેજ ફુકુ પાણી વાપરવું વધારે સારૂં છે..તુલને પાણી પાવા થકી ડુબાડવા માટેનુ પાણી જેટલુ જુનું અને વપરાયલુ હોય તેટલુ સારૂ, માટે લુહારની દુકાન માહેલુ પાણી કદી પણ બદલવુ નહી જોઇએ, પણ વર્ષો સુધી જેનું તેજ રહેવા દેવું જોઇએ, અને ઘટ પુરવા માટે ઉપરથી બીજુ પાણી નાખવુ જોઇએ.

જ્યારે કોઇ જાતનુ સ્ટીલ સાધારણુ પાણીમાં ડુબાવવાથી જોઇતી સખ્તાઇ નહી પકડે ત્યારે નીચલા ખારો મેળવીને બનાવેલા પાણીમા તેને ડુબાડવુ —

પ્રુશીએટ ઑફ પોટાશ (prussiate of potash)નો ભૂકો ૭ આંઉસ.
બોરૅક્ષ (borax) અથવા ટ નકન ખારનો ભૂકો .. ૭ આઉસ
નીમક .. ... . . . . .. ... ૬ આંઉસ.
પાણી .. ... . ... . . .. . . . .૧૦ ગ્યાલન

એ મુજબ ખારો મેળવીને બનાવેલુ પાણી વર્ષો સુધી વાપર્યા કરવુ, અને એમા ઘટ પુરવા માટે વારવાર ઉપલા ખારો અને બીજુ પાણી નાખ્યા કરવુ

**છીણીઓ અને લેથનાં ટુલો** વગેરેને એક્કી વખતે સખ્ત કરીને પાણી પાવામા આવે છે. એ માટે તે હથીઆરની કામમાં આવનારી ધાર ભટ્ટીમા લાલ લોહી જેવી ગરમ કરવામા આવે છે, અને પછી તે હથીઆરને પારા, તેલ, કે પાણીમા એક બે ઈંચ ઉડુ એક બે પળવાર ડુબાડી કાહડી લેવામાં આવે છે, જેથી તેની ધાર સખ્ત થઇ જાય છે, જે ક્રિયાને હારડનીગ કહે છે ત્યારપછી ગ્રાઇન્ડસ્તોન કે એમરી વ્હીલના પથ્થરના ભાગેલા ટુકડા વડે તે હથીઆરની ધાર ઘસીને તે ઉપરનો સ્કેલ ઓખવી કહાડવામા આવે છે, જે વખતે તે ઉપર તરેહવાર રગો બદલાતા માલમ પડે છે જો કોઇ સખ્ત ધાતુ કાપવા માટે હથીઆરને પાણી પાવુ' હોય છે તો ઘેરો પીળો રગ દેખાતાંજ હથી-આરને ડુબાડી ઠડુ' કરી નાખવામા આવે છે, અને જો કોઇ નરમ ધાતુ કાપવાની હોય તો જાબુડો અથવા વાદળી રગ દેખાતાંજ હથીઆરની ધાર ઠડી કરવામા આવે છે

**ટેમ્પરીંગ** (Tempering)—હથીઆરને સખ્ત (હારડનીગ) કીધા પછી તેને પાણી પાવામા આવે છે, જેને ટેમ્પરીગ કહે છે. જુદા જુદા હથીઆરોને જુદી જુદી ટેમ્પરેચરે પાણી પાવામાં અવે છે, જે ટેમ્પરેચર ટુલમા બદલાતા તરેહવાર રગોને આસરે કહી શકાય છે એ રગો આ પ્રમાણે બદલાતા જાય છે પીળો, ઘેરો પીળો, તપખીરિઆ, જાબુડો, અને બ્લુ જ્યારે ટુલની ધાર પાણીમાં ડુબાડી કહાડી લેવામાં આવે છે ત્યારે તે થોડી ઠડી થઇ ગયલી હોવાથી શુરૂઆતમાં જે રગ પકડે છે તે ઓછી ટેમ્પરેચર બતાવે છે, પણ કનડકશનના કાયદાથી

ટુલના બાકીના વધુ ગરમ ભાગની ગરમી આગળ વધીને મજકુર ઠંડી થયલી ધારને ગરમ કરે છે, અને જેમ જેમ તે ભાગની ટેમ્પરેચર વધતી જાય છે, તેમ તેમ રગો બદલાય છે, જેથી જુદા જુદા રંગોને આધારે જુદી જુદી ટેમ્પરેચરનુ અનુમાન કરવાને ઘણી સહેલાઇ મળે છે ટુલને એકવાર ડુબાડી કહાડીને જયારે ખુલ્લો પીળો રગ દેખાય કે પાછુ તુરત ડુબાડી તદન ઠડુ કરી નાખવાથી બહુ સખ્ત અથવા "સફેદ" પાણી ચહડે છે, જયારે એકવાર ડુબાડી હારડનીગ કીધા પછી થોડીવાર થોભી બ્લુ રગ દેખાતાજ પાછુ ડુબાડી એકદમ ઠડુ કરી નાખવાથી નરમ સ્પ્રીગને લાયકનુ પાણી ચહડે છે. ખુલ્લો પીળો રગ આસરે ૪૩૦ ડીગ્રી ટેમ્પરેચર બતાવે છે, જ્યારે બ્લુ રગ ૫૭૦ ડીગ્રી ટેમ્પરેચર બતાવે છે, માટે એમ નહી સમજવુ કે ટુલને ઓછી ટેમ્પરેચરે ઠડુ કરવાથી સખ્ત પાણી ચહડે છે, પરતુ એની મતલબ એ છે કે જયારે ટુલને ભટ્ટીમાથી કહાડીને પહેલ્લી વખત ડુબાડવામા આવે છે— અથવા તે ઉપર હારડનીગ કરવામા આવે છે—ત્યારે તે ઉપર બહુજ સખ્ત પાણી ચહડેલું હોય છે, માટે તુરત ફરીથી ડુબાડી તેને તદ્દન ઠડુ કરી નાખવાથી તેનુ તે સખ્ત પાણી કાયમ રહી જાય છે, જ્યારે થોડોવાર થોભવાથી પહેલ્લી વાર ડુબાડવાથી થોડી ઠડી થયલી ટુલની અણી કનડકશનને લીધે પાછી ગરમ થવા માડે છે, જેથી તેનુ કેટલુક પાણી ઉતરી જઇને તેની સખ્તાઇ કમી થતી જાય છે.

**જુદી જુદી ધાતુઓના પિગળતા રસમાં ટુલને પાણી** પાવાની રીત ઘણી ચોક્કસ અને ખાત્રીભરેલી છે કલ્લઇ અને સીસાને જુદા જુદા પ્રમાણમા ભેળીને પિગળાવવાથી તેઓનો જુદી જુદી ટેમ્પરેચરે રસ થાય છે માટે જે ટેમ્પરેચરે ટુલને પાણી પાવુ હોય તે ટેમ્પરેચરને અનુસરતી મેળવણીને પિગળાવી રસ કરીને ટુલને તે રસમાં બોળવાથી ટુલની ટેમ્પરેચર પણ તેટલીજ થાય છે, અને એ પ્રમાણે ધાતુના રસમા ટુલને થોડોવાર બોળી રાખી તુરત કહાડીને પાણી, તેલ અથવા બીજી કોઇ પ્રવાહીમા ઠડું કરી નાખવાથી ઘણુ ખાત્રીભરેલુ પાણી ચહડે છે, કારણ કે ધાતુના રસની ટેમ્પરેચરમા ફરક પડતો નથી, જ્યારે રગ તપાસીને પાણી પાતી વખતે જુદા જુદા રગોની ઘણીજ બારીકીથી પિછાણ કરવી પડે છે, જે કામમા ઘણા અનુભવ અને અભ્યાસની જરૂર છે ટુલને એ પ્રમાણે પાણી

પાવાની રીતમા બીજો ફાયદો એ છે કે ભઠ્ઠીમા ટુલ ગરમ કરવાથી તેનો કોઇક ભાગ વધુ અને કોઇક ઓછો ગરમ થાય છે, જયારે પિગળતી ધાતુના રસમા ટુલ બોળ્યાથી ટુલના બધા ભાગો એકજ સરખા ગરમ થાય છે. વળી ભઠ્ઠીમા ટુલની ધાર બળી જવાનો સભવ રહે છે, ત્યારે ધાતુના રસની ટેમ્પરેચર તો એકની એકજ રહેવાથી તેવી ધાસ્તી રહેતી નથી. ધાતુના રસમા ડુબાડયા પહેલાં ટુલ ઉપર સૉફ્ટ સોપ અથવા પાણીમા કાળવેલો બ્લૅકલેડ લગાડી તે સુકાયા પછીજ ડુબાડવુ.

જુદા જુદા કામ માટેનાં હથીઆરોને કેટલી ટેમ્પરેચરે-અથવા કયો રંગ દેખાય ત્યારે પાણી પાવુ જોઇએ તે, તથા તે ચોક્કસ રગને અનુસરતી ટેમ્પરેચરે પિગળતી કલઇ અને સીસાની મેળવણી કોઠા ના૦ ૮૦ મા આપ્યુ છે

**કોઠો--૮૦. સ્ટીલનાં ટુલોને પાણી પાવા માટે ઘટતી ટેમ્પરેચરો, રંગો, અને મેળવણીઓ.**

| ટુલની જાત | પાણી પાવા માટેનો રગ | રગને મળતી ટેમ્પરેચર | તેટલીજ ટેમ્પરેચરે પિગળતી મેળવણી | |
|---|---|---|---|---|
| | | | કલઇ ભાગ | સીસુ ભાગ |
| ધાતુ કાપવા માટેનાં ટુલો | ખુલ્લો પીળો | ૪૩૦ | ૮ | ૧૫ |
| છરી અને કાસ્ટ આયર્ન માટેની છીણી. . . .. | ઘેરો પીળો | ૪૭૦ | ૪ | ૧૦ |
| ડાઇ અને ટૅપ રાહીમર, કટર, ફરસી | ખુલ્લો તપખીરીઓ | ૪૯૦ | ૪ | ૧૪ |
| સુથારોના સામાન્ય હથીઆરો | રતાશ ઉપર | ૫૧૦ | ૪ | ૧૯ |
| તલવાર અને નાના ઘડીઆળની સ્પ્રીગ . ... .. | ઘેરો જાબુડો. | ૫૫૦ | ૪ | ૪૮ |
| બીજી મોટી સ્પ્રીગો, ખજર વગેરે | ઘેરો બ્લુ | ૫૬૦ | ૨ | ૫૦ |

**બહુ સખ્ત સ્ટીલ અથવા કાચમાં છેદ પાડવા માટેનાં ડ્રીલને** પાણી પાવા માટે તેને લાકડાના કોલસામા લાલ લોહી જેવુ ગરમ કરી પારા (mercury) મા ડુબાડી પાણી પાવુ, અને છેદ પાડતી વખતે તરપેનતાઇન તેલમા સહેજ કપુર ભેળીને

ડ્રીલની અણી ઉપર નાખ્યા કરવુ પારો નહી મળી શકે તો ડ્રીલને લાલ લોહી જેવુ ગરમ કર્યા પછી સીસાના એક મોટા કકડામા દાબીને ધુસાડી ઠડુ કરવુ, જેથી તે ઉપર બહુ સખ્ત પાણી ચહડશે.

**સ્પ્રીંગને પાણી પાવા માટે** તે ઉપર ચરબી લગાડી એક લાલ કીધેલા પાઇપમા પકડવી, અને જ્યારે ચરબી સળગી ઉઠીને બળી જાય કે તુરત તેલ, પાણી અથવા નિમકના પાણીમાં ડુબાડવી અથવા રાખના ઢગલામા મુકવી બે ચાર વખત એ પ્રમાણે ફરી ફરીથી ચરબી લગાડી પાણી પાવાથી સ્પ્રીગ ઉપર પાણી સારૂ ચહડે છે નહી તો કોઠા—૮૦ મા સ્પ્રીગને પાણી ચહડાવવા માટે આપેલી સીસા અને કલ્લાઇની મેળવણીના પિગળતા રસમાં સ્પ્રીગ ડુબાડી ગરમ કીધા પછી તેલ કે પાણીમા ડુબાડી ઠડી કરવી

**આંટા પાડવાની ડાઇને પાણી પાવા માટે** લાલ લોહી જેવી ગરમ કરી કાચા અલસીના તેલમાં ડુબાડી સખ્ત કરવી ઠડી થયા પછી સાફ પૉલીશ કરીને તે ડાઇ ગરમ કીધેલા લોખડના ટુકડા ઉપર તે ઉપર મધ્યમ પીળો રગ આવે ત્યા સુધી પકડી રાખવી અને જેવો એ રગ દેખાય કે તુરત તેલમા ડુબાડવી

**આંટા પાડવાના ટૅપને પાણી પાવા માટે** પેહલા ટૅપને થોડો ગરમ કરી તે ઉપર પીળો સાબુ અને મેશ મેળવીને લગાડવુ, જેથી તેના આટાની અણીઓ બળી જતી નથી પછી ટૅપને એક પોણો ઈચ જાડી લોખડની પાઇપમા મુકી તેમા લાકડાના કોલસાનો ભૂકો ભરવો, અને પાઇપના બન્ને છેડા માટીથી બધ કરી લઇ ભઠ્ઠીમા મુકી ફેરવી ફેરવીને લાલ લોહી જેવી ગરમ કરવી, પછી પાઇપને બહાર કહાડી એક મોહડુ ઉઘાડી નાખી ટૅપને એક ગ્યાલન પાણીમા એક રતલ નિમક પિગળાવીને તેમા ઉભો પડે તેમ નાખવો, અને ત્યાજ ઠડો થવા દેવો જો ઠડો થવા અગાઉ ટૅપને બહાર કહાડવામા આવશે તો તે ફાટી જશે ટૅપ પાણીમા ઉભો નહી નાખતા આડો નાખવામા આવશે તો ટૅપ વાંકો થઇ જશે આ તો હારડનીગ થયુ હવે ટૅપને પાણી પાવા અથવા ટેમ્પર કરવા માટે તેને સાફ પૉલીશ કરવો, પછી એક લોખડની રીગ ટૅપ કરતા અર્ધી લબાઇની અને ટૅપની ડાયામેટર કરતા બમણા મોટા છેદવાળી લઇ તેને ભઠ્ઠીમા લાલ લોહી જેવી ગરમ કરવી, અને સાનસીના છેડા

ગરમ કરીને ટૅપનુ ચોરસ માથુ સાન્સીમા પકડવુ અને ટૅપને પેલી લાલચોળ થયલી રીગમા પસાર કરવો અને ધીમે ધીમે ફેરવવો ચોરસ માથુ ગરમ થવા પછી ટૅપનો આટાવાળો ભાગ તે રીગમા ધીમે ધીમે આરપાર પસાર કર્યા કરવો, અને ટૅપ ઉપર જેવો ખુલ્લો પીળો રગ ચહડેલો દેખાય કે તુરત ટૅપનો આટાવાળો ભાગ તેલમા ઉભો ડુબાડવો, અને ચોરસ માથા ઉપર લગાર ઘેરો અથવા બ્લુ રગ દેખાયા પછી ટૅપને આખો ઉભો ડુબાડી ઠડો કરવો

**રાહીમરને પાણી પાવાની રીત** ટૅપને પાણી પાવાની ઉપલી રીતને તદન મળતીજ છે

**વાંકા થઇ ગયેલા ટૅપ અથવા રાહીમરને** સીધો કરવા માટે સીસાના કે ત્રાબાના ભારે ટુકડા ઉપર તેનો વાક પકડી ઉપર ત્રાબાનો એક બીજો ટુકડો મુકી હથોડો મારવો, જેથી તે સીધો થઇ જશે. સીધો કરવા પહેલા ટૅપને (અથવા રાહીમરને) હાથ દાઝવા માટે તેટલો સહેજ ગરમ કરવો

**દાંતા પાડવાની કટરને પાણી પાવા માટે** પેહલ્લા કટરના છેદની બે બાજુએ ટર્ન કીધેલા વૉશરો મુકી વચ્ચે છેદ કરતા પાતળો બોલ્ટ નાખી વૉશરો સાધારણ તાઇટ કરવાં, જેથી છેદમા પાણી જાય નહી નહી તો લોખડના ભૂકાને માટીમાં કાળવીને કટરના છેદમા ભરી છેદ પૂરી દેવો કટરને થોડી ગરમ કરી તે ઉપર પીળો સાબુ અને મેશ મેળવીને ચોપડવી, અને લાકડાના કોલસામા લાલ લોહી જેવી ગરમ કરી એક ગ્યાલન પાણીમા એક રતલ નિમક મેળવી તેમા ઉભી ડુબાડવી ને ઠડી કરવી પછી તે ઉપર પાણી ચહડાવવા માટે એક ગરમ કીધેલા લોખડના ટુકડા ઉપર પકડી કટર ઉપર જેવો ખુલ્લો તપખીરિઆ રગ દેખાય કે તુરત તેને તેલમા ડુબાડવી બીજી રીત એ છે કે થોડો સૉફ્ટ સોપ પાણીમા પિગળાવી તેને ઉકાળીને ઠડુ પડવા દેવુ, પછી કટરને લાલ લોહી જેવી ગરમ કરી તે સાબુના પાણીમા ડુબાડીને ઠડી કરવી, અને પછી ફરીથી લોખડના ગરમ કીધેલા ટુકડા ઉપર ધરી તપખીરિઆ રગ દેખાતાજ પાણી કે તેલમા ડુબાડવી

**સ્ટીલનાં કોઈબી હથીઆરને પાણી પાતી વખતે** બનતા સુધી ધમણ ફુકવી નહિ, પણ હથીઆરને લાકડાના કોલસાના

ઢગલામાં મુકી ધીમે ધીમે એકસરખું ગરમ થવા દેવુ કોઇબી હથીઆરને સખ્ત કરવા અથવા પાણી પાવા પહેલા તેને સહેજ ગરમ કરી તે ઉપર પીળો સાબુ લગાડવાથી તેની ધાર બળી જતી નથી, અને તે ઉપર સ્કેલ નહિ બાઝવાથી રગ પણ ખુલ્લો દેખાય છે ઠડી કરતી વખતે દરેક ચીજને ઉભી ડુબાડવી કે જેથી તે વાકી થઇ જાય નહિ, અને ડુબાડયા પછી હથીઆરને પાણીમા ઉપર નીચે ઉભુ હલાવ્યા કરવુ

**લોખંડ ઉપર પૅાટાશનું પાણી પાવા માટે** લોખડને લાલચોળ કરી તે ઉપર પ્રુશીએટ ઑફ પૅાટાશ (prussiate of potash) નો ભુકો ભભરાવવો, અને ફરી એકવાર ભઠ્ઠીમા મુકી ગરમ કરી તે ઉપર લાગેલા પૅાટાશના ભુકાને પિગળવા દેવો, જે પછી તે લોખડ કહાડીને ડુબાડવુ આ પ્રમાણે બે ત્રણ વાર કરવુ

**કેસ હારડનીંગ** (Case hardening)–લોખંડની ચીજ ઉપર પૅાટાશનુ પાણી પાવાની ઉપલી રીતથી તે ચીજ ઉપરની ચામડીજ માત્ર સહેજ સખ્ત થાય છે, પણ કેટલીક લોખડની પીનો, પાનાં, વગેરેને ઘણા સખ્ત સ્ટીલ જેવા કરવા પડે છે, જેથી તેઓને કેસ હારડન્ડ કરવામા આવે છે એ કરવા માટે એક મજબુત લોઢડાના દાબડામા હાડકા અને ચામડાનો ભુકો, પૅાટાશ, નિમક, વગેરે ભરી તેમા જે ચીજને સખ્ત કરવી હોય તે ચીજને દાટવામા આવે છે, અને ઉપર ટાઇટ ઢાકણુ ઢાકી માટીથી લીપી લેવામા આવે છે પછી એ બધ દાબડો એક ભઠ્ઠીમા ૧૨ થી ૩૬ કલાક સુધી રાખી મેલવામા આવે છે, જ્યારપછી તે દાબડો કહાડી લઇને પાણીમા એકદમ ડુબાડી ઠડો કરવામા આવે છે ભઠ્ઠીમા આસરે ૧૨ કલાક રાખવાથી લોખડના હથીઆરની ચામડી $\frac{1}{64}$ થી $\frac{1}{32}$ ઇચ સુધી સખ્ત થઇ જાય છે, અને ૩૬ કલાક રાખવાથી તેની ચામડી અરધા દોરાથી એક દોરા સુધી સખ્ત થઇ જાય છે. હથીઆરનો જે ભાગ નરમ રાખવો હોય તે ભાગ ઉપર માટી ચોપડવી જોઇએ

**સખ્ત ત્રાંબા કે પિતળની ચીજને નરમ કરવા માટે** તેને લાલચોળ કરી નિમકનાં પાણીમાં ડુબાડી ઠડી કરવી

**લોખંડમાંથી સ્ટીલને પારખવા માટે** નાઇટ્રીક ઍસીડ (nitric acid) નુ એક ટીપુ નાખી જોવુ. જો સ્ટીલ હશે તો તે ઉપર કાળો ડાઘ પડશે, પણ લોખડ હશે તો કાઇભી ડાઘ પડશે નહિ. જેમ સ્ટીલ સખ્ત હોય તેમ ઍસીડનો ડાઘ પણ વધુ કાળો પડે છે

**વ્હીલ કટીંગ** (Wheel-cutting)–ઘણાખરા દરેક વ્હીલ-કટીગ મશીનના મૅન્ડ્રેલ (mandrel) ઉપર એક મોટુ વર્મ વ્હીલ હોય છે, કે જેમા ૧૮૦ દાતા હોય છે માટે જ્યારે કોઇ વ્હીલમાં દાંતા કાપવા હોય ત્યારે તેટલાજ દાતાવાળુ એક વ્હીલ વર્મ શાફ્ટ ઉપર, અને વર્મ વ્હીલમા જેટલા દાતા હોય તેથી અર્ધા એટલે ૯૦ દાંતાનુ વ્હીલ હૅન-ડલ શાફ્ટ ઉપર ગોઠવવુ પછી જો વર્મમા એકવડા આટા હોય તો દરેક દાતો કાપવા માટે હૅનડલને બે આટા ફેરવવુ, અને જો વર્મમા બેવડા આટા હોય તો હૅનડલને એક આટો ફેરવવુ, જેથી જોઇતી સખ્યામા દાતા પડશે જો આવી સગવડ નહિ થઇ શકે તો આ પ્રમાણે જોઇતા વ્હીલો શોધી કહાડવા –વર્મ વ્હીલમા જેટલા દાતા હોય તેટલી સખ્યાને કોઇભી ચોક્કસ રકમે ભાગવી, અને જે આવે તેટલા દાતાનુ ચક્કર હૅનડલ શાફ્ટ ઉપર મુકવુ, તેજ પ્રમાણે જેટલા દાતા પાડવા હોય તેટલી સખ્યાને તેટલીજ રકમે ભાગી જે આવે તેટલા દાતાનુ ચક્કર વર્મ શાફ્ટ ઉપર મુકવુ જેમકે એક વ્હીલમા ૧૦૦ દાતા પાડવા હોય, અને વર્મ વ્હીલમા ૧૮૦ દાતા હોય તો—

$$\frac{૧૮૦-૨}{૧૦૦-૨} = \frac{૯૦}{૫૦}$$

માટે હૅન્ડલ શાફ્ટ ઉપર ૯૦ દાતાનુ અને વર્મ શાફ્ટ ઉપર ૫૦ દાતાનુ ચક્કર મુકી દરેક દાતા વખતે જો એકવડા આટાનો વર્મ હોય તો હૅન્ડલ એક આટો ફેરવવું, અને જો બેવડા આટાવાળો વર્મ હોય તો હૅન્ડલ અરધો આટો ફેરવવુ

**સમાપ્ત.**

# અનુક્રમણિકા.


અ

અણુઘડ આગવાળો ૩૯૪
અલટીમેટ સ્ટ્રેન્થ ૨૨૦
અકસમાત ૩૧૬, ૩૭૩–૩૯૪, ૫૮૧–૫૯૮
અમરીતસર મીલ એન્જીન ૭૮૭
અમદાવાદ મીલ એન્જીન ૭૯૮
અરલી ફાયરીગ ૯૫૮
આગ ૮૨–૪૬
આગ મારવી ૧૦૦–૧૦૬
આઇસોલેટીગ વાલ્વ ૩૬૬
આઇસ મશીન ૮૧૬
આર્કલેમ્પ ૧૦૨૧–૧૦૨૪
આર્યન ૧૦૭૩–૧૦૭૬
ઇવેપોરેશન ૨૧–૨૮,૧૧૦૨,૧૧૦૫
ઇવેપોરેટીવ પાવર ૨૦–૨૮, ૮૭, ૮૩૪
ઇફીશીઅન્સી, સ્ટીમની ૩૮, ૮૦૨, ૧૧૧૯
ઇફીશીઅન્સી, બૉઇલરની ૫૩, ૧૧૧૯
ઇફીશીઅન્સી, સ્ટીમ એન્જીનની ૫૩–૫૪, ૮૦૨
ઇફીશીઅન્સી, ઑઇલ એન્જીનની ૯૨૦
ઇફીશીઅન્સી, ગૅસ એન્જીનની ૯૨૧
ઇફીશીઅન્સી, મિકેનિકલ ૫૬–૫૯
ઇનીશીઅલ પ્રેસર ૬૩
ઇન્વરટેડ બ્રીજ ૧૮૭
ઇકૉનૉમાઇઝર, ૨૦૫,૨૧૦, ૨૯૭–૩૨૧, ૪૦૭
ઇરેકશન ૩૦૮, ૫૫૯–૫૮૦, ૫૮૮, ૮૫૬, ૯૪૫
ઇન્વરટેડ પ્લગ કૉક ૩૫૨
ઇમ્પલ્સ ટરબાઇન ૪૫૭
ઇકૉનૉમીકલ લોડ ૪૫૯
ઇન્ડીકેટેડ હૉર્સપાવર ૪૬૨–૪૬૮, ૯૨૧
ઇન્ડીકેટર ૫૩૦-૫૪૫, ૫૫૭
ઇન્ડીકેટર ડાએગ્રામ ૫૪૬–૫૫૯, ૫૯૧, ૯૫૮, ૧૧૨૩, ૧૧૨૪
ઇન્જેકશન વૉટર ૬૭૯
ઇન્જેકશન પાઇપ ૬૮૧
ઇન્જેકટર ૭૨૬
ઇન્જેક્ટર કન્ડેન્સર ૬૮૭
ઇવેપોરેટીવ કનડેન્સર ૬૮૯
ઇન્જેકટર, સ્ટીમ ૭૨૨–૭૨૬
ઇન્જેકટર, એકઝૉસ્ટ સ્ટીમ ૮૦૩–૮૦૬
ઇકૉનૉમીકલ લોડ ૮૩૨
ઇન્વોલ્યુટ તીથ ૮૮૬
ઇલેકટ્રીક પાવર ૯૦૭, ૧૦૦૮
ઇન્ટરનલ કમ્બ્સશન ૯૧૦
ઇગ્નીશન પૉઇન્ટ ૯૧૨
ઇગ્નીશન, ઑઇલ ૯૩૬
ઇન્લેટ વાલ્વ, ઑઇલ ૯૪૧
ઇગ્નીશન ટેમ્પરેચર ૯૮૯
ઇલેકટ્રીસીટી ૧૦૦૩
ઇલેકટ્રોમોટીવ ફૉર્સ ૧૦૦૪
ઇલેકટ્રીક ડ્રાઇવ ૧૦૦૭
ઇન્સ્યુલેશન ૧૦૧૪
ઇલેકટ્રો મેગનેટ ૧૦૨૭
ઇલેકટ્રીક ગીઅર ૫૩૭
ઇટ ૧૦,૧૬૧
ઇટોનુ જોડાણ ૧૬૪, ૧૦૬૨
ઇમારતી પથ્થર ૧૦૬૪
ઇમારતી લાકડા ૧૦૬૬–૧૦૬૮
ઉલવેલ, છાપરાની ૧૦૯૬–૧૦૯૯
ઉલ્ટી કૈચી ૧૦૯૯
ઉલ્ફ એન્જીન ૭૯૫
એનરજી ૧,૧૦
એક્ષપાનસન, ગરમીનુ ૧૨
એસબેસતોસ ૧૮

એક્ષપાનસન, સ્ટીમનુ ૪૬–૪૭
એન્થ્રેસાઇટ કોલ ૮૪
એન્ડ પ્લેટ ૨૩૪, ૪૦૪, ૪૦૫
એન્ટી પ્રાઇમીગ પાઇપ ૩૭૧
ઍર પમ્પ ૫૮૭, ૭૧૧–૭૧૬
એનજીન માટે જોઇતુ બૉઇલર ૧૯૫, ૧૯૭
ઍસીડ, બૉઇલરમા ૨૦૯, ૪૦૩
એડમસન્સ જૉઇન્ટ ૨૩૧
એક્ષટરનલી ફાયર્ડ બૉઇલર ૨૫૭
એકઝૉસ્ટ સ્ટીમનો ઉપયોગ ૮૦૨–૮૧૮
એકઝૉસ્ટ સ્ટીમ હીટર ૨૯૨–૨૯૭
એક્ષપાનસન જૉઇન્ટ ૩૦૭, ૪૨૩, ૪૨૪
એન્ટી કોલૅપસીગ રીગ ૩૯૯
એક્ષપાનસન ટ્રૂપ ૪૩૦
એનજીનો, સ્ટીમ ૪૩૧–૪૫૬
એન્જીનની તપાસ ૮૧૧–૮૩૨
એન્જીનનુ કદ ૪૫૮, ૪૭૬
એન્જીન ફ્રીકશન ૫૫
એક્ષપાનસન રેશ્યો ૪૬૯
એકસેન્ટ્રીક ૪૮૩–૪૮૯, ૫૫૩
એક્ષપાનસન વાલ્વ ૪૯૧
એકઝૉસ્ટ વાલ્વ, સ્ટીમ ૫૦૦
એકઝૉસ્ટ લૅપ ૫૧૨
એન્જીન હાઉસ ૫૭૮
ઍસકેપ વાલ્વ ૬૦૫
એક્ષપાનસન ગવરનીગ ૬૫૮
ઍર વેસલ ૭૦૪
ઍર પમ્પ વાલ્વ ૭૧૩
એકઝૉસ્ટ સ્ટીમ ૮૦૨
એકઝૉસ્ટ સ્ટીમ ઇન્જેકટર ૮૦૩–૮૬
ઍકઝૉસ્ટ તરબાઇન ૮૦૭, ૮૯૬
એકયુમ્યુલેટર, ઇલેકટ્રીક ૧૦૪૯–૧૦૫૧
એકયુમ્યુલેટર, સ્ટીમ ૮૧૧
એબસૉર્પસન પ્રોસેસ, એમોન્યા ૮૧૬
ઍન્ડ પ્લે, શાફ્ટીગમા ૫૭૬, ૮૪૯
એક્ષ્પ્લોઝન, ઑઇલ એન્જીનમા ૯૩૮
એકઝૉસ્ટ વાલ્વ, ઑઇલ એનજીન ૯૪૨
એકઝૉસ્ટનો અવાજ ૯૪૭
એકઝૉસ્ટ વાલ્વ, ડીઝલ ૯૮૦
એક્ષ્પ્લોઝન પ્રેસર ૯૯૦
એનીલીગ, સ્ટીલ ૧૧૩૬
ઑક્ષીજન ગૅસ ૭૭
ઑટોમેટીક એક્ષપાનસન ૪૯૩, ૫૨૭, ૬૫૮
ઑઇલ સેપરેટર ૬૯૩
ઑઇલ પાવર ૮૯૭–૯૦૬
ઑઇલ એનજીનો ૯૧૦–૯૭૨
ઑઇલ એનજીનની વિગતો ૯૧૯
ઓવરલોડ, ઑઇલ એનજીનમા ૯૨૩
ઓવરલોડ, ડીઝલમા ૯૮૫
ઑઇલ એનજીનનો વેપાર ૯૨૩
ઑઈલ એનજીનની ખામીઓ ૯૫૩–૯૬૦, ૧૧૨૩–૧૧૨૪
ઓપન હાર્થ, ગૅસનો ૧૦૦૦
ઑઇલ એનજીન ડાએગ્રામ ૯૫૮, ૧૧૨૩, ૧૧૨૪

ક

કવર, સીલીન્ડર ૧૫
કન્ડકશન, ગરમીનુ ૧૧
કવરીગ, નૉન કન્ડકટીગ ૧૭–૨૦
કનવેકશન ૨૦
કન્ડેન્સેશન ૪૫, ૮૩૦, ૧૧૦૨
કન્ડેનસેશન, સીલીનડર ૫૯
કટઑફ ૬૧, ૬૨, ૪૭૩, ૫૧૭–૫૨૬, ૮૩૦, ૧૧૧૫, ૧૧૧૬
કટઑફ, ડીઝલમા ૯૮૨
કન્ડેન્સીગ ૬૫
કલીઅરન્સ ૭૧, ૭૩
કમ્બસશન ૮૦
કમ્પાઉન્ડ એનજીન ૪૩૩–૪૩૬, ૪૭૪, ૪૭૯, ૧૧૧૧

કવાડ્રુપલ એનજીન ૪૩૯, ૪૭૬, ૪૮૦, ૭૭૬
કનડેનસર, ગરમ થવુ ૫૯૬
કનેકટીગ રૉડ ૬૨૮-૬૩૨
કનડેનસર ૬૭૩-૬૯૩, ૮૧૧
કપ્લીગ ૮૪૩
કરકસર, બળતણમા ૮૨૧
કમ્પાઉન્ડ બેલ્ટ ૮૭૭
કવાર્ટર ત્વીસ્ત બેલ્ટ ૮૭૮
કલીઅરસ, દાતાની ૮૮૩
કમ્પ્રેસન, ઑાઇલ એનજીનમા ૯૩૬, ૯૫૬
કમ્પ્રેસન, સ્ટીમ ૫૧૫-૫૧૭, ૫૨૮, ૫૫૧, ૫૫૨, ૫૫૯, ૫૮૭, ૮૨૯
કલીઅરસ, ડીઝલમા ૯૮૪
કરન્ટ, ઇલેકટ્રીક ૧૦૦૫
કન્ડકટર, ઇલેકટ્રીક ૧૦૦૯
કટઆઉટ, ઇલેકટ્રીક ૧૦૧૭
કમાન, આર્ચ ૧૦૭૩-૧૦૭૬
કામ ૧, ૧૦
કામ, સ્ટીમનુ ૩૮
કારબન ૭૭
કારબોનીક એસીડ ગૅસ ૮૧
કારબોનીક ઑક્ષાઇડ ગૅસ ૮૨
કારડીફ કોલ ૮૪
કારબોનેટ વૉટર ૨૦૫
કાટ, બૉઇલરમા ૨૧૪, ૩૭૩-૩૭૭, ૪૨૧
કાસ્ટ આયર્ન ૨૧૬
કાસ્ટ સ્ટીલ ૨૧૯
કારખાનાનો ચાર્જ ૩૯૫
કારબ્યુરેટર ૯૩૩
કાચના ગ્લોબ ૧૦૨૧
કારબન ફીલામેન્ટ લેમ્પ ૧૦૨૫
કારખાના માટે જમીન ૧૦૫૪
કાસ્ટ આયર્ન પીલર ૧૦૯૩-૧૦૯૫
કાસ્ટીગનુ વજન ૧૧૩૨
કાસ્ટીગનુ સકોચાવુ ૧૧૩૩
કાચમા છેદ પાડવાની રીત ૧૧૪૦
કુશનીગ, સ્ટીમની ૫૧૫-૫૧૭, ૫૨૮, ૫૫૧, ૫૫૨, ૫૫૯, ૫૮૭, ૮૨૯
કુલીગ તાવર ૭૩૫
કુલર, સ્પ્રે ૭૩૭
ક્રુડ પેટ્રોલીઅમ ૯૧૬
ક્રુડ ઑાઇલ એનજીન ૯૬૧
કેલોરીફીક વેલ્યુ ૮૬
કેલોરીમીટર ૧૦૯
કેરોમીન ઑાઇલ ૯૧૫
કેરોસીન, બૉઇલરમા ૯૬, ૨૧૦
ક્રેન્ક ૬૩૪
ક્રેન્ક ચઙડાવવાની રીત ૫૭૩, ૫૯૦
ક્રેન્ક પીન ૫૯૩
ક્રેન્ક શાફ્ટ ૬૩૬-૬૪૦
ક્રેન, ઓવરહેડ ૫૮૦
કેમ્પબેલ ઑાઇલ એનજીન ૯૬૨
કેબલ, ઇલેકટ્રીક ૧૦૧૦
કેસીગ, ઇલેકટ્રીક ૧૦૧૬
કેન્ડલ પાવર ૧૦૧૯
કૈચી, છાપરાની ૧૦૯૬-૧૦૯૯
કેમ્બર્ડ ફાયર બૉક્ષ ૨૩૮
કેસ હારડનીગ ૧૧૪૩
કોલસો ૮૪-૯૪
કોક ૮૧, ૮૮
કોલસાનુ વજન ૮૪
કોલગૅસ ૮૧, ૮૫, ૯૯૪, ૯૯૫
કોમ્પોઝીશન, બૉઇલર ૨૦૮
કોરોઝન ૨૧૪, ૩૭૩-૩૭૭, ૪૨૧
કૉપર (ત્રાબુ) ૨૨૦
કૉરૂગેટેડ ફરનેસ ૨૩૩
કૉમ્પેન્સેટીગ રીગ ૨૪૧
કૉરનીશ બૉઇલર ૨૪૨
કૉસ ફલુ ૨૭૮
કૉકની ટેપર ૩૫૬
કૉક ૩૮૭
કૉરલીસ વાલ્વ ૪૮૬, ૪૮૮, ૫૦૨, ૫૧૧, ૫૮૬
કૉન્ક્રીટ ૫૬૦, ૯૪૫, ૧૦૫૭, ૧૦૫૯
કૉસહેડ ૫૮૭, ૬૨૪

